

શિર : સ્વ૦પ૪


સંસ્થાપક
રાજેન્દ્ર શાહ

o

તન્ત્રી
હેમન્ત દેસાઈ


# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર


જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૮ : વર્ષ ૪૧ : અંક : . : સળંગ અંક : ૨૪૧

# કવિલોક

।। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।।




## કિમપિ ચિન્ત્યતે

કાવ્યની વ્યાખ્યામાં જ 'गद्यम् पद्यम् च तद् द्विधा ।' એ સૂત્ર દ્વારા આપણા પ્રથમ કાવ્યમીમાંસક ભામહે, કાવ્ય ગદ્ય અને પદ્ય બન્નેમાં સમ્ભવી શકે છે એમ કહીને ગદ્ય પણ કાવ્યનું વાહન હોઈ શકે એ હકીકતનો સ્વીકાર કર્યો છે. તેમ છતાં કાવ્યનું વાહન બહુધા પદ્ય જ રહ્યું છે. એટલે કે કવિઓ પદ્યરચનાનો મહિમા સતત સ્વીકાર કરતા રહ્યા છે. ગદ્ય અને પદ્ય એ વાણીનાં બે સ્વરૂપો છે. ગદ્યમાં અલગ તારવી બતાવાય એવી કોઈ ભાત હોતી નથી, તેમ તેનો કોઈ નિયમ હોતો નથી. જ્યારે પદ્યમાં ગાણિતિક પદ્ધતિથી ચોકસાઈપૂર્વક દર્શાવી શકાય એવું માપ હોય છે. અને એ માપ કોઈક નિયમને વશ વર્તે છે. રા.વિ. પાઠકના શબ્દોમાં, 'માપથી સિદ્ધ સુમેળવાળી વાણી એટલે પદ્ય. પદ્યની વિશિષ્ટ આકૃતિ કે આકાર તે છન્દ. આમ પદ્યરચના એટલે છન્દમાં રચાયેલી કૃતિ.

છન્દમાં રચાયેલી કૃતિ તેના નિયમિત-નિયન્ત્રિત લયને કારણે પ્રથમ દર્શને જ; બલકે શ્રવણે આકર્ષણ કરે છે. કેમકે ભાષાનો ઉચ્ચારિત શબ્દ લયને કારણે સાંભળવો ગમે છે. વળી તે સહજ સુખદ તેમ સહજ સ્મરણાંકિત થતો હોય છે. પ્રભુનું સ્મરણ કરતાં લેવાતાં તેનાં નામ 'હે કૃષ્ણ !' 'હે મુરારિ !' 'હે વાસુદેવ !' એ સ્વયં આનન્દદાયક છે. પરન્તુ એ બધાં કોઈ નિયત વ્યવસ્થિત બન્ધમાં અને તેથી નીપજતા લયમાં પ્રકટ થતાં વધુ આનન્દદાયક લાગે છે :

*શ્રી કૃષ્ણ ગોવિન્દ હરે મુરારે,*
*હે નાથ નારાયણ વાસુદેવ !*

આ ઉચ્ચારણ-નિયન્ત્રિત લયને લઈને એક વિશિષ્ટ આકાર ધારણ કરે છે. તેનું શાસ્ત્રીય નામ છે ઇન્દ્રવજ્રા છન્દ. વસ્તુ (content)ને તેના વિશિષ્ટ આકાર કે રૂપ (form)ની પ્રાપ્તિ થતાં તે આહ્લાદક નીવડે છે. છન્દ એવી રૂપનિર્મિતિનું નિમિત્ત બને છે. પણ છન્દોબદ્ધ થવાથી જ વસ્તુ માત્ર કોઈ 'કાવ્ય' નામને પાત્ર ઠરે નહિ. કાવ્ય તો એ જ આનન્દસૌન્દર્યનો અનુભવ–રસાનુભવ કરાવે – that which gives aesthetic pleasure. કાવ્યાકાવ્યનો ભેદ દલપતરામના શિયાળાના વર્ણનની આ પઙ્ક્તિ – 'શિયાળે શીતળ વા વાય, પાન ખરે ઘઉં પેદા થાય'—ની સામે નલિન રાવળના 'હામ' કાવ્યની આ પઙ્ક્તિ – 'હેલે ધીંગે વહેતી વા, મીઠા શે ટેયાની થા.' મૂકવાથી સમજાય છે. છન્દમાં હોય તે કાવ્ય હોય જ એવું નથી તેમ છન્દમાં ન હોય તે કાવ્ય હોય જ નહિ એવું પણ નથી. આમ છતાં

કાવ્યત્વને પામેલી છન્દોબદ્ધ કૃતિ છન્દવિહીન કૃતિની તુલનાએ વધુ હૃદ્ય લાગે છે. અને એથી જ કદાચ બધા દેશ-કાળના મોટા ભાગના, મોટા કે નાના, કવિઓએ કાવ્યવાહન તરીકે પદ્યની પસંદગી કરી છે. એટલું જ નહિ, મહા કવિઓએ તો પદ્યને જ પસંદ કર્યું :છે. વળી એવા મહા કવિઓની કૃતિઓની સામે ટકી શકે એવું એકે ગદ્યકાવ્ય અસ્તિત્વમાં આવ્યું નથી. આ કાંઈ યોગાનુયોગ નથી. ઉચ્ચ કાવ્યાત્મક અનુભવની અભિવ્યક્તિ ગદ્યમાં થઈ શકતી હોત તો મહા કવિઓએ તેની અજમાએશ અવશ્ય કરી હોત. આથી એમ માની શકાય કે કવિના કાવ્યાનુભવને ભાવક સુધી પહોંચાડી શકે એવી કશીક વિશેષ ગુણવત્તા પદ્યરૂપમાં હોવી જ જોઈએ, જે કોઈ પણ પ્રકારના ગદ્યરૂપમાં નથી. કવિ દ્વારા થતી કાવ્યાભિવ્યક્તિ માટે પદ્ય એક સબળ અને સફળ વાહન પુરવાર થયું છે. એટલે જ પોતાની સર્જકતાને ગદ્યમાં અજમાવી જોનાર અને તેમાં સિદ્ધિ મેળવનાર કવિઓ ફરી ફરીને પદ્ય તરફ વળે છે.

પદ્યનાં અથવા છન્દનાં પ્રાબલ્ય અને પ્રભાવનાં અનેક કારણો છે. પરન્તુ મુખ્ય કારણ છે કદાચ છન્દનો લય. કાવ્યસર્જનમાં છન્દોલયનું પ્રદાન અત્યન્ત મૂલ્યવાન છે; કાવ્યના ભાવનમાંય તે ઉપકારક નીવડે છે. કાવ્યને પામવા માટે કવિના શબ્દને યથાતથ પામવો પડે છે. કવિએ પ્રયોજેલ શબ્દની – તેના અર્થ અને અવાજની દ્વિવિધ ઉપયુક્તતા છન્દોલયને ધ્યાનમાં લેતાં સરળતાથી પ્રમાણી શકાય છે. લય તો, ભલે આછો પાતળો, ગદ્યમાં પણ હોય છે. પરન્તુ ગદ્યનો લય અનિયમિત-અનિયન્ત્રિત હોય છે. એટલે તેમાં કવિપ્રયુક્ત શબ્દના વર્ણોની – સ્વર-વ્યંજનોની એટલી વ્યવસ્થિતિ નથી હોતી જેટલી છન્દલયમાં હોય છે. આથી અછાન્દસ કે ગદ્ય કૃતિને મુકાબલે પદ્યરચનામાં સઙ્ગીતતત્ત્વ વધુ જોવા મળે છે. શબ્દના અવાજ દ્વારા સર્જાતુ એ 'કવિતાનું સઙ્ગીત' (the music of poetry) મુખ્યત્વે પદ્યની જ નીપજ છે. આમ છન્દોલય કાવ્યસૌન્દર્યમણ્ડનમાં મહત્ત્વનું કાર્ય કરે છે તેમ જ પદ્યરચનાનો દૃઢ બન્ધ કાવ્યકૃતિના આકારનિર્માણમાં સહાયભૂત થાય છે. કુશળ સમર્થ કવિ છન્દલયને આયાસપૂર્વક કે અનાયાસે એવી સબળ સુન્દર રીતે યોજે છે કે તેથી કાવ્યમાં આલેખાયેલ વસ્તુ એકાગ્રતા, એકતા અને અખણ્ડિતતા પ્રાપ્ત કરે.

છન્દોલયની અભિવ્યક્તિક્ષમતાએ આજ પર્યન્ત કવિઓને આકર્ષ્યા કર્યા છે. એટલે પદ્યમુક્તિ કે છન્દોમુક્તિ અમુક કવિઓની અજમાએશનો અને કાવ્યવિદોની ચર્ચાનો વિષય બને. બાકી છન્દનો કાવ્ય સાથે સ્થાપિત થયેલો સમ્બન્ધ એકદમ છૂટે-તૂટે એમ નથી.

કવિતા કરનારે છન્દ શીખવા પડે અને તે શીખવા અઘરા નથી. આમ તો એ એક માનસિક કેળવણી છે. અને તે થોડા-વધુ પ્રયત્ને પ્રાપ્ત થઈ શકે. છન્દનું શાસ્ત્ર (પિંગળ) પૂરું ન જાણનારાઓ પણ કેટલાક પોતાની આન્તર સૂઝને બળે સાચા છન્દો રચી શક્યા છે. ત્યારે એનો અભ્યાસ કરનારને તો એ ચોક્કસ સુગમ થઈ શકે. આમ છતાં આપણે ત્યાં અછાન્દસનો ભારે મહિમા થવાથી ઘણા લોકો છન્દથી કેવળ વિયુક્ત રહ્યા છે. એટલું જ નહિ, ગદ્યમાં પણ કાવ્ય સમ્ભવે છે એ હકીકતને સહારે, સમ ખાવા પૂરતી પણ એકે પઙ્ક્તિ છન્દમાં ન લખી હોય તેવા, માત્ર ગદ્યમાં જ લખનારાને કવિપદની પ્રાપ્તિ થઈ છે. આ કોઈ આશ્ચર્યની કે આઘાતની વાત નથી. દુઃખની વાત તો નથી જ નથી, પણ છન્દની, આંપણા શિક્ષણમાં સુદ્ધાં, થયેલી ઉપેક્ષા ચિન્તાજનક છે. છન્દ વિના ચાલી શકે એ માન્યતાને લીધે છન્દથી વિમુખ થવાનું વલણ અને તેથી સર્જાયેલી એકન્દર પરિસ્થિતિ સરવાળે તો કાવ્ય સાથે નિસબત ધરાવનાર સહુ કોઈને નુકસાનકારક નીવડી શકે તેની કોણ ના પાડી શકશે ?

તન્ત્રી

# વિમર્શ

## કવિતાનું શિક્ષણ

હેમન્ત દેસાઈ

કવિતાનું શિક્ષણ સરળ નથી, અઘરું છે. શિક્ષક એમાં, તેની પાસે પૂરતી સજ્જતા હોવા છતાં, હમેશાં સફળ નીવડી શકતો નથી; સફળ નીવડશે જ એમ ખાતરી પૂર્વક કરી શકાતું નથી. તો અલ્પ સજ્જતા-વાળો કે કોઈપણ સજ્જતા વગરનો શિક્ષક નિષ્ફળ નીવડે એ ઊઘાડું છે. શિક્ષકની સજ્જતા કેવી અને કેટલી હોવી જોઈએ ? આ પ્રશ્ન વિચારીએ ત્યારે કવિતાના શિક્ષણની મુશ્કેલી સમજાય છે. એની સાથે જ કાવ્ય એટલે શું અને તેની સાથે શિક્ષકે કઈ રીતે કામ પાડવું જોઈએ તેમ જ પાઠ્યપુસ્તકમાંની કૃતિ વિદ્યાર્થી સુધી – એક નહિ અનેક વિદ્યાર્થીઓના સમૂહ એટલે વર્ગ સુધી શી રીતે સાઙ્ગોપાઙ્ગ પહોંચાડવી જેવા પ્રશ્નોય સહેજે ઉપસ્થિત થાય. એ પ્રશ્નોના ઉકેલની દિશામાં અહીં થોડીક વિચારણા અને કેટલાંક સૂચનો માત્ર પ્રસ્તુત કરી શકાય એમ છે. બાકી તો આ એક પ્રકરણબદ્ધ ગ્રન્થનો વિષય છે.

શિક્ષણનું એક શાસ્ત્ર છે અને કેળવાયેલ શિક્ષકને તેનો અભ્યાસ હોય છે. તેના સિદ્ધાન્તો અને પદ્ધતિ અનુસાર તે જેમ અન્ય વિષયો શિખવાડે તેમ સાહિત્યના ઉતમાઙ્ગ સમું કાવ્ય પણ શિખવાડે. પરન્તુ તે સાહિત્યનું એટલે કાવ્યનું શાસ્ત્ર ન જાણતો હોય તો કેવળ શિક્ષણના શાસ્ત્રનું જ્ઞાન તેને ભાગ્યે જ ખપ લાગે છે. આથી આપણી પ્રાચીન કાવ્યમીમાંસા તેમ જ પશ્ચિમની આજ લગીની કાવ્યમીમાંસાનો પરિચયાત્મક અભ્યાસ તેને હોવો જ જોઈએ. કારણ કે તો જ કાવ્યનું સ્વરૂપ તથા તેનું સર્જન અને ભાવન તે શું એ પાયાની બાબતની સજ્જતા તે કેળવી શકે, કવિતાની સમજણ તે પ્રાપ્ત કરી શકે. અને એ સમજણથી જ કાવ્ય સાથે શિક્ષકની હેસિયતથી કેમ કામ પાડવું તેનો તેને ખ્યાલ આવે. આ બૌદ્ધિક વિદ્યાકીય સજ્જતાની વાત થઈ. પણ કવિતા એ કલા છે. અને કલાનું ભાવન ભાવયિત્રી પ્રતિભા વિના ન થઈ શકે જેમ તેનું સર્જન કારયિત્રી પ્રતિભા વિના થઈ શકતું નથી. ભાવયિત્રી પ્રતિભા એટલે કાવ્યને પામવાની સહૃદયતા. સહૃદયતામાં જ કલ્પનાશક્તિ અને સંવેદનશીલતા આવી જાય છે. આથી કહી શકાય કે કવિતાનો શિક્ષક કાવ્યજ્ઞાતા જ માત્ર નહિ, કાવ્યરસિક પણ હોવો જોઈએ. સ્પષ્ટ છે કે શાસ્ત્રનું જ્ઞાન અધ્યયનથી પ્રાપ્ત થઈ શકે. કલાનું ભાવન હૈયાઉકલતથી મળે. કાવ્યને – તેની કલાને પામવાની હૈયાઉકલત જન્મજાત સહૃદયતાને બળે જ સુલભ થાય છે. આથી કહી શકીએ કે કવિ જન્મે છે તેમ કવિતાનો શિક્ષકે જન્મે છે. આવી સાહજિક શક્તિવાળો અને પરિશ્રમપ્રાપ્ત વિદ્યાવાળો શિક્ષક જ સફળ કવિતાશિક્ષક બની શકે. એવા શિક્ષકની અને તેના વર્ગની યોગ્ય વાતાવરણમાં થતી એકાગ્રતા તે જ સાચું કવિતાશિક્ષણ. એ સિવાયનું બીજું બધું જ, આ લખનારની દૃષ્ટિએ તો નિરર્થક પ્રવૃત્તિ જેવું છે, છલના છે, વઞ્ચના છે. સાચો શિક્ષક એવી વઞ્ચનાથી દૂર જ રહેવાનો. કારણ વઞ્ચના માત્ર છેવટે તો આત્મવઞ્ચના છે જે આત્મહ્રાસમાં પરિણમે છે. આપણે ત્યાં સદ્ભાગ્યે થોડાક પણ જાગૃત આત્માવાળા અને એથી શ્રદ્ધા અને નિષ્ઠાવાળા શિક્ષકો કવિતાનું ઉપર કહ્યું એવું શિક્ષણ આપી શકે છે અને એથી જ આપણું કાવ્યશિક્ષણ છેક નિરાશાજનક નથી.

કાવ્યકલાની અને તેની સાથે કામ પાડવા અઙ્ગેની થોડીક વાત કરીએ. કવિતા એ શબ્દની કલા છે. અને એથી એ શ્રાવ્યકલા છે. કાળ પરિમાણ ઉપર

પ્રયોજાતી એ કલાનો આસ્વાદ લેવા આપણે લખાયેલું કે છપાયેલું કાવ્ય – કોઈ કવિની કૃતિ, ભલે વાંચીએ, પણ એને પૂરું પામવા માટે તો એનું પ્રકટ પઠન જ થવું ઘટે. આથી કાવ્ય વિદ્યાર્થી આગળ રજૂ કરતાં પહેલાં તેના શબ્દે શબ્દને-શબ્દના અર્થ (Sense)ને અને અવાજ (Sound)ને બરોબર તપાસી ચકાસી તેનું સ્વરૂપ તેમ હાર્દ શિક્ષકે પ્રીછવું ઘટે. છન્દલય, ગીતલય કે અછાન્દસલય સુદ્ધાંને યથાતથ પામી લેવો ઘટે. એ પછી જ વર્ગમાં એનું પઠન કરાય. અલબત્ત, કાવ્યપઠન કરવા પૂર્વે તેની યોગ્ય ભૂમિકા બાંધી આપવાની હોય જ. એ ભૂમિકામાં કાવ્યનો વિષય – તેનો ભાવ, તેનો વિચાર કે તેની કલ્પના, – શો છે તે જણાવાય. એ વિષયના નિરૂપણ અર્થે કવિએ સર્જેલી પરિસ્થિતિ સમજાવાય એવી ભૂમિકા થયા બાદ કાવ્યકૃતિનું સુન્દર પઠન – કૃતિના લય અનુસાર, કરવું જોઈએ. આવું પઠન જરૂર પડ્યે એકથી વધુ વાર કરી શકાય. એકથી વધુ વાર એટલા માટે કે લયને અનુસરીને થયેલું પઠન કદીક અર્થબોધ કરાવવાની ક્ષમતા ધરાવતું નથી. કવિએ શ્રુતિ, યતિ કે શ્લોક અર્થે કોઈ છૂટ લીધી હોય, વિરામચિહ્નો અર્થાનુસારી આવતાં હોય અથવા અમુક કાકુ (Tones) ચોક્કસ પ્રકારના વજનની અપેક્ષા રાખતા હોય ત્યારે આવું બને છે. બીજી ત્રીજી વારનું પઠન એ બધું સ્પષ્ટ થઈ જાય તેવી કાળજીપૂર્વકનું થાય, કરવું ઘટે. કૃતિનું પઠન મોટેથી સ્પષ્ટ સ્વરે અને જરૂરી આરોહઅવરોહ સહિત શિક્ષકે ઓછામાં ઓછું બે વાર તો કરવું જ જોઈએ.

બધી પાઠ્ય કૃતિઓ ગેય-સુગેય હોતી નથી. સુગેય કૃતિનું જ ગાન થઈ શકે. ગાન કરવા જતાં કૃતિના લયના સંસ્કાર યથાર્થ ઊપસતા નથી. કારણ કવિતા શબ્દની કલા છે અને સઙ્ગીત સ્વરની. સ્વરનું સઙ્ગીત અને શબ્દનું અર્થાત્ વર્ણમાધુર્ય-વર્ણસંવાદ અને તદ્‌ગત લય દ્વારા નિપજતું સઙ્ગીત એ બન્ને એક નથી. 'જાગે મોરી મધરાત'એ પઙ્ક્તિમાં 'જાગે' શબ્દની બે + બે મળી ચાર જ માત્રા થાય છે, પણ ગાવામાં તે ઘણીબધી થઈ જાય આથી કોઈ પણ કૃતિનું સીધું ગાન તે કૃતિના લયસ્વરૂપને પામવામાં અવરોધરૂપ બને છે. આથી આવશ્યક જણાય ત્યારે અને તો પણ પઠન બાદ જ ગાન થવું જોઈએ. ગાન પણ સારો કણ્ઠ ધરાવનાર અને સઙ્ગીતની સુઝ-સમજ ધરાવનાર વ્યક્તિ કરે તો જ શોભે એ દેખીતું છે. આથી જેને એ અર્થેની ફાવટ ન હોય તેણે તેવા નિરર્થક પ્રયત્નથી કૃતિના 'કાવ્ય'ને અને 'સઙ્ગીત'ને હાનિ કરવાનો ઉદ્યમ આદરવો કોઈ પણ સઞ્જોગોમાં જરૂરી નથી. કાવ્યકૃતિનું ગાન કાવ્યશિક્ષણને ઉપકારક નીવડે છે એ ખ્યાલ ભ્રામક લાગે છે. હા, ગાનથી સાંભળનારાનું ધ્યાન આકર્ષી શકાય; તેમનું મન કેન્દ્રિત કરી શકાય. પણ તો એમાં તો શિક્ષકની અન્યથા ધ્યાન આકર્ષવાની અશક્તિ જ છતી થાય છે. એટલે જ પોતાને ગાન ફાવતું ન હોય એવો સમજદાર શિક્ષક તે ટાળે છે. અને તેમાં કાંઈ ખોટું થતું નથી. સ્પષ્ટ છે કે વર્ગ આગળ કાવ્યકૃતિનું ગાન, તે સુગેય હોય તો પણ અનિવાર્ય નથી. છતાં પણ અનુકૂળતા અનુસાર જે શિક્ષક ગાન કરે છે તેણે તે પૂર્વે તેનું પઠન તો કરવું જ જોઈએ. અગાઉ સૂચવ્યા પ્રમાણે બે વાર આમ પઠન અને ગાન દ્વારા કૃતિ રજૂ કર્યા પછીના ક્રમે આવે છે તેનું અર્થવિવરણ એટલે સમજૂતી.

અર્થવિવરણ એટલે સામાને કાવ્યનો વાચ્યાર્થ પૂરેપૂરો અવગત કરાવવાની પ્રવૃત્તિ. આ અર્થે અપરિચિત કે અલ્પપરિચિત શબ્દોના અર્થ આપવા પડે. એ વખતે તે તે અર્થ વ્યક્ત કરતા જે તે શબ્દનું ઔચિત્ય પણ સ્પષ્ટ કરાય. પઙ્ક્તિ કે પઙ્ક્તિસમૂહોમાં આવતા દૂરાન્વયને કારણે અર્થબોધની નડતી મુશ્કેલી દૂર કરવી રહે છે. તેમ જ કાવ્યમાં અઙ્કિત ચિત્ર કે પરિસ્થિતિ સમજાવવી પ્રાપ્ત થાય છે. કાવ્યકૃતિનું સળંગ ગદ્યરૂપ આપવું એટલે તેનું Paraphrase કરવું તે આમ તાત્ત્વિક રીતે તો શક્ય નથી જ. પણ શિક્ષકે તે કરવું પડે છે. તેમ કરવું જરૂરી એટલા માટે છે કે કાવ્યના સમગ્ર સન્દર્ભ સહિત તેનો પૂરો વાચ્યાર્થ

પમાડ્યા વગરનું કાવ્યશિક્ષણ અધૂરું જ ગણાય. આ પછી કરવાનું આવે છે અર્થઘટન. અર્થાત્ કાવ્યના મર્મનું ઉદ્ઘાટન. અર્થઘટનમાં લક્ષ્યાર્થ અને વ્યઙ્ગ્યાર્થની વાત આવે છે. અને તેની રજૂઆતમાં જ શિક્ષકને ખરેખરી મૂંઝવણ થતી હોય છે. કારણ માણસ પોતે પામ્યો હોય તો જ અને પામ્યો હોય તે જ બીજાને પમાડી શકે છે. શિક્ષકની શક્તિનો અન્દાજ એ કાવ્યના વાચ્યાર્થ કરતાંય વધુ તો તેના સૂચિતાર્થને કેવો અને કેટલો પામે છે અને પમાડે છે તે ઉપરથી આવી શકે. મર્મગ્રહણથી કે સૂચિતાર્થની પ્રાપ્તિથી થતી આનન્દની ઉપલબ્ધિ તે જ, ખરું જોતાં, કાવ્યશિક્ષણની ફલશ્રુતિ છે. અને એટલે જ એ અઙ્ગેનો ઉદ્યમ જ શિક્ષકને આદર અપાવી શકે. સારા શિક્ષકનાં શિક્ષણકાર્ય અને તે પૂર્વેના તેના સ્વાધ્યાયની એમાં જ કૃતાર્થતા છે. સૂચિતાર્થ અઙ્ગે અહીં પ્રહ્‌લાદ પારેખના કાવ્ય 'બનાવટી ફૂલોને'નું ઉદાહરણ લઈશું. કાવ્ય જાણીતું છે એટલે તે અહીં ઊતારીશું નહિ. પહેલાં એનો સીધો સાદો અર્થ જોઈએ : બનાવટી ફૂલોનેય સાચાં ફૂલો જેવા જ રઙ્ગો છે અને આકારો છે. એને જોઈને પ્રસન્ન થવાય છે. સાચાં ફૂલોનાં કરતાં એ ફૂલોનું જીવન લાંબું છે. ફૂલદાનીમાં ગોઠવાઈને એ ફૂલો ઘરની શોભા વધારે છે તો ગૃહિણીના અમ્બોડાને શોભાવે છે. તે જોઈ હૃદય હરખાય છે. પરન્તુ આ બધું છતાં એ ફૂલોએ કદી પણ ચન્દ્ર, સૂર્યનો ઉદય જોયો-માણ્યો નથી કે નથી અનુભવ્યો વસન્તના વાયુનો માદક સ્પર્શ. અને છેલ્લે, સાચાં ફૂલોની ભાવના એ છે કે દિવસને અન્તે ખરી જતાં પહેલાં પોતાનું સર્વસ્વ એટલે કે સુગન્ધ આપીને કૃતાર્થ થવું. આ બનાવટી ફૂલોના હૈયામાં આવી ભાવના છે ખરી ?

કાવ્યનો આ સીધો અર્થ સમજાય. બરોબર સમજાય તે પછી એના સૂચિતાર્થને ગ્રહણ કરવા આપણું ચિત્ત તત્પર થાય છે. અને કાવ્યના એ મર્મને પકડી પાડવામાં બહુ વાર લાગતી નથી. કવિ બનાવટી ફૂલો વિશે જે કહે છે તે બધું બનાવટી માણસો અર્થાત્ દમ્ભીજનોને લાગુ પડે છે. આ અર્થના સૂચનરૂપે જ છેલ્લે સમર્પણની ઉદાત્ત ભાવનાની વાત કવિએ મૂકી આપી છે; જેને લઈને સજ્જન હોવાનો ડોળ કરતા દુર્જનોની નિન્દા, પ્રકટ રીતે કશું જ ન કહેવા છતાં, કેવી સલૂકાઈથી કરી છે તે સમજાય છે.

કાવ્યની વિશિષ્ટ સંઘટના, તેની છન્દોરચના તેમ જ શબ્દયોજનાનું ઔચિત્ય કાવ્યરસિક શિક્ષક સમજશે અને સામે બેઠેલા વિદ્યાર્થીઓને સમજાવી પણ શકશે. જો એને કાવ્ય સાથે કામ પાડવાનો મહાવરો હશે તો. હા, કાવ્ય સાથે કામ પાડવાનો મહાવરો શિક્ષકને હોવો ઘટે. એવા મહાવરાથી જ કવિએ પ્રયોજેલ પ્રત્યેક શબ્દના પૂરા અર્થને પામી શકાય, શબ્દ કે શબ્દસમૂહ દ્વારા રચાતાં ચિત્રો નીરખી શકાય. ઉપરાન્ત, શબ્દો દ્વારા જ સર્જાતું કવિતાનું સઙ્ગીત – વર્ણસંવાદ અને નાદમાધુર્ય, પણ અવગત થાય. કાવ્યાઙ્ગોની જાણકારી ધરાવતો શિક્ષક પોતાને જેની સાથે કામ પાડવાનું છે તે કાવ્યકૃતિનું ધીરજપૂર્વક પરિશીલન કરવાની ટેવ પાડે અને ઉત્સાહપૂર્વક ઉપલબ્ધ અર્થ-રસ-સમૃદ્ધિ વર્ગ સમક્ષ વિખેરવાની અભિલાષા રાખે તો કાવ્યશિક્ષણ અવશ્ય ઉજ્જ્વળ બને.

કાવ્ય એક અખણ્ડ પદાર્થ છે. અને તેને અખણ્ડ રૂપે જ માણવું રહ્યું, કારણ અખણ્ડાનુભૂતિ તે જ સાચી રસાનુભૂતિ છે, સૌન્દર્યાનુભૂતિ છે. પરન્તુ માણ્યા પછી જાણવા માટે, સમજવા માટે અને સમજાવવા માટે પણ કાવ્યકૃતિના સૌન્દર્યઅંશોનું પૃથક્કરણ કરવું પડે. પૃથક્કરણ કરીને કાવ્યનાં અઙ્ગોપાઙ્ગોને પામવા જતાં કવિની શક્તિનો ખ્યાલ આવે છે. કવિની શક્તિના વિચાર સાથે જ ક્યારેક તેની અશક્તિનો – મર્યાદાનો પણ વિચાર કરવો અનિવાર્ય બને છે.

કાવ્યકૃતિને સમજવા અઙ્ગે આટલા પ્રશ્નોના ઉત્તર મેળવીએ તે જરૂરી લાગે છે : કાવ્યનો કેન્દ્રસ્થ ભાવ કે વિષય શો છે ? અથવા કવિનો અનુભવ શો

છે ? કવિ તેનું નિરૂપણ કેવી રીતે કરે છે ? કવિની અભિવ્યક્તિનું રૂપ કેવું છે ? અથવા તેના કવિકર્મની લાક્ષણિકતા શી છે ? કાવ્યના પ્રભાવક સૌન્દર્યઅંશો કયા છે ? અને કાવ્યની એકન્દર અસર શી ?

કાવ્યની પાકી, પૂરી સમજ જેને પ્રકટી હોય છે તેને કાવ્યની કોઈક કશીક પરખ પણ હોય છે. અને એટલે જ એવો અભ્યાસી કવિની મર્યાદાઓની નોંધ લેવાનું ચૂકે નહિ. કોઈ કાવ્યકૃતિ અંગે તેનો અમુક ચોક્કસ અભિપ્રાય બન્ધાયા વગર રહેતો નથી. આ અંગે તપાસના મુદ્દા આટલા છે : પહેલો વિચાર તો કાવ્ય અને અકાવ્યનો કરવાનો છે. એ વિચાર કે વિવેક વગર કાવ્યક્ષેત્રે કોઈ ગતિ જ સમ્ભવી શકતી નથી. એ પછી જોવાનું રહે છે કે કવિ પક્ષે, પ્રસ્તુત કૃતિમાં, પ્રતિભાની કે કલાકસબની કોઈ ઊણપ તો નથી રહી ? પોતાના માધ્યમ ઉપર અર્થાત્ શબ્દ ઉપર કવિનો પૂરો કાબૂ છે ? માધ્યમ પરત્વે એ કોઈ પ્રમાદ સેવે છે ? કે માધ્યમ અંગેની કોઈ છૂટ લે છે ? આ બધું જોવું તપાસવું પડે અને પોતાનાં નિરીક્ષણો અને તારણોનું સ્પષ્ટ કથન કરવું પડે. એ માટેની સજ્જતા ઉત્તમ કાવ્યોનાં વાચન-મનનથી જ આવે. કાવ્ય સાથે કામ પાડવાની કપરી ફરજ જેને શિરે લખાઈ છે અને એ ફરજ જે હોંશથી નિભાવવા ઈચ્છે છે તેવો શિક્ષક આ બાબત જાગૃત હોય જ.

કાવ્યનું સર્જન તેમ તેનું ભાવન કે રસાસ્વાદન પણ એક અંગત અને એકાન્તિક પ્રવૃત્તિ છે, એ સામુહિક કે સાર્વત્રિક પ્રવૃત્તિ નથી. એ અન્યનિષ્ઠ નહિ, સ્વનિષ્ઠ પ્રવૃત્તિ છે. આથી તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો કાવ્યનું શિક્ષણ શક્ય નથી. પણ એ શક્ય નથી અથવા ઓછું શક્ય છે એટલે જ એને શક્ય બનાવવાની મથામણ આવશ્યક છે. એવી મથામણ તે પોતે જ એક મોટો પડકાર છે. એ પડકાર ઝીલીને કાવ્યનું શિક્ષણ આપવા પ્રવૃત્ત થવામાં જ શિક્ષકની ખરી કસોટી છે. એ કસોટીમાં પાર ઊતરવામાં જ કવિતાશિક્ષકની ધન્યતા છે.

[પ્રકટ થનાર વિવેચન ગ્રન્થમાંથી]

# આભાર

**સફારી ઈન્ડસ્ટ્રીઝ પ્રા.લિ. મુંબઈ તરફથી મળેલ રૂ. ૭,૫૦૦/ દાનરૂપે નહિ, પણ તેમની જાહેરાતની આગોતરી રકમરૂપે સાભાર સ્વીકારેલ છે.'**

**`કવિલોક'ના કેટલાક વાર્ષિક ગ્રાહકો આજીવન ગ્રાહકો થઈ રહ્યા છે. તેમનો આભાર.**

**`કવિલોક'ના કેટલાક ગ્રાહકોએ માહિતીના અભાવે કે સરતચૂકથી વાર્ષિક લવાજમ રૂ. ૫૦/ મોકલેલ. અમે તે સ્વીકારેલ. એ પછી તેમણે બાકીના રૂ. ૧૦/ મોકલ્યા છે, જેની સાભાર નોંધ લઈએ છીએ. અલબત્ત, રૂ. ૧૦/ની પહોંચ મોકલતા નથી. ૧૯૯૭ના જાન્યુઆરીથી `કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૬૦/ અને આજીવન રૂ. ૬૦૦./ કર્યું છે તે સહજ.**

## મધ્યદિને મળસ્કે

(દેશે. દેશાન્તરે)

રાજેન્દ્ર શાહ

અહીં
　આભને ગુમ્બજ સૂર્ય,
　યુક્તાહાર તૃપ્ત વૈશ્વાનર,
　અને પ્રાણ પુષ્ટ;
　કંઈક અલસ વેળ
　તન્દ્રામય છે જાગૃતિ
દિવા સ્વપ્નની ન હજી આણ.

તહીં
　સાઝીતકી ચૂરે હસે કોણ ?
　કાને ધરું 'અવકાશી નાદ'
અહો
　ત્હારો વિહઙ્ગમ કલધ્વનિ સમો
　પ્રભાતી ઉલ્લાસ !
હજી તહીં
　પૂર્વને ગગન કૈક લાગી હશે
　સોનેરી ટશર
　ને તું સદ્યસ્નાત
સ્મૃતિલીન મને
　વાચાયોગે મળી રહે મ્હને...
ગતાગતને સળઙ્ગ સૂત્ર !

આનન્દ... આનન્દ

મધ્યાહ્ન માણે છે, પ્રિય, જોને
　પ્રભાતી લહર,
પ્રભાતની પદાવલી
　પ્રભાતી ઉલ્લાસ
વિલક્ષણ સન્ધિયોગ સુખ !

## રૂપાન્તર

રામચન્દ્ર પટેલ

સામે
લહેરે કદમ્બનું વૃક્ષ.
એનાં પાંદપાંદ પક્ષી બનીને ઝૂલે.
ખૂલે મહેંક...
એમાં એક ખીસકોલી રમે.
ડાળડાળ પર ફરે.
ચડે-ઊતરે...
ને છેક જમીન પર આવીને એ કશુંક ઢોલે.
ફોલે.
મ્હને થયું
લાવ, દાણા નાખું દાડમના
પછી તો
એ દાણો દાણો પકડી ખાતી ખાતી
આવતી રહી નજીક...
ન બીક,
ત્યાં થયો કશોક ધબાકો ધબ...
ઝબ ઝબકી,
ઝણઝણીને ઉતાવળી દોડતી એ ચડી ગઈ
મ્હારા શરીર પર.
ઘડીવારમાં તો
આંખોમાં થઈને સીધી ઊતરી ગઈ છેક કલેજામાં-
નાડી નાડી
રણકી ઊઠયાં બુન્દ બુન્દ,
હું જ જાણે થઈ ગયો કદમ્બનું વૃક્ષ !

## પહાડ, ઢોલ અને નારી

સિલાસ પટેલિયા

પ્રાઞ્જલ હથેળી જેવા આ તડકાના ચોકમાં
ઢોળાયા કરે
રાતભર પહાડના પડખામાં ઢળકતો ઢોલનો લય.
ઢોલના અવાજે અવાજે
અન્તરમાં થયેલાં અજવાળાંના ચાસ
આ તડકા પર પડતી રતુમ્બડી ઝાંયમાં ઊઠે
ઊઠે ફરી સ્થિર પગના ઝાંઝરમાં એ કમ્પ
ને અજમ્પ થઈ રહે આખેઆખું મન.

તનના તારે તારે રણઝણી ઊઠે
ઓગળતી રાતનો કેફ
એ ફરી ફરી ઘુંટાય આ તડકામાં.

હમણાં
વાંસવાંસ ઊંચે તડકો ચઢશે
થડ પરથી ડાળીએ ડાળીએ
ચઢતી કીડીઓની જેમ ચઢશે
ઢોલનો અવાજ
ને ચટકશે એ રૂંવે રૂંવે.
ત્યારે માથે હશે કાળઝાળ સૂરજ
ત્યારે સાથે હશે આ અવાવરુ ગન્ધ
ત્યારે સાથે હશે આ બન્ધાયેલા પગ
ત્યારે
સાથે કશું નહીં હોય
હશે કેવળ દૂર દૂર જતો વગડો
ને ઘેરી વળતો પહાડ.

## સણકો

ઉશનસ્

કોના આ રહી રહી આવે છે છેક અહીં અણસાર;
કોની આંખ રહી છે ટીકી મુજને વણપલકાર ?
સણકો રહી રહી સામે ઊઠે
હે અણદીઠા રૂપ !
કોણ છે તું જે ચાહે મુજને
પરદાપારે ચૂપ ?
ક્ષણ ક્ષણ કોના ખળકે મણકા
રુધિરાભિસરણ માળ !
મ્હારી પાસે શું છે બીજું ?
છે ન્હાનકડી નાડી !
નાડીની નદીઓ ખાડીશી
તુજશું રાખી અડાડી;
વહી આવો, વહી લાવો મુજમાં જુવાળ પારાવાર !
કોણ છો ? વીજ સમા થઈ આવો
વીંધી મુજ અન્ધાર.
ગહન ગગન ઊતરી જાઓ મુજ
અગનતણે ચમકાર;
માટીમાં મુજ બીજ પરોવી લેજો વીજને તાર !

## ખેતરમાંહી

રાજેન્દ્ર શાહ

(કટાવ)
ભર્યાં ખેતરે
કોઈ પહોળા કરે
ઠાવકું ઊભું !
જુએ દૂરથી
વિહઙ્ગ ને વાંદરાં.

## પૂછે

ફિલિપ કલાર્ક

ઝાકળ
બુન્દ
પૂછે ઘાસને
કેટલા વાગે
ઊગે છે સૂર્ય ?

## આંખ

**નિમિષ ઠાકર**

*છલકે તારી આંખ ને લાગે*
*સાગર સાથે વાત કરું છું !*
*તગતગતાં પાણીની છોળે*
*હાલકડોલક નાવ જરા અધખુલ્લી આંખે*
*ભીનપની રેશમજાળે ઓ અમથી ડોલાં ખાય.*
*ફડફડતા શઢ તેજ હવામાં ચાબુક શા વીંઝાય*
*ઝઙ્ખનાઓના ઉછળે હણહણતા તોખાર,*
*સ્હેજમાં સંયમના તટ મેલીને સૂમસામ*
*વાયરા જોબનનો મઝદાર હિલોળે બેકાબુ બેફામ.*
*સમજનાં વણખપતાં વળગણ*
*આ લે બાકાત કરું છું !*
*મલકે ત્હારી આંખ ને લાગે*
*સાગર સાતે સાત તરું છું !*

## તડકો તડકો

**ગિરીશ ભટ્ટ**

*પીઠી ચોળેલી ધરતી ની કાય,*
*સૈયર,, આ તડકો તડકો !*
*મ્હારાં સોળ સોળ ચોમાસાં ન્હાય,*
*સૈયર, આ તડકો તડકો !*
*ધાનથી ઉભરાતાં ખેતર, ને ખેતર પર*
*ઉભરાતો સૂરજ નો નેહ:*
*પરોઢભર ઝાકળથી ભીંજાયો, વગડામાં*
*અટવાતી કેડી નો દેહ:*
*બે કાંઠડે સવાર વહી જાય.*
*સૈયર, આ તડકો તડકો !*
*હુંયે ધ્રૂજું, જેવી ધ્રૂજતી સવાર, જેવો ધ્રૂજે*
*કૂંણો કૂંણો આ તડકો !*
*ઓતરાદી દિશા ના શીત શીત વાયરામાં,*
*તડકો તો ખાલીખમ ચટકો !*
*કેમ સાચવવાં, હૈયુ ને કાય,*
*સૈયર, આ તડકો તડકો !*

## વિંધ પડેલ ષોડશીનું ગીત

**હરીશ વટાવવાળા**

*બે શ્વાસોની ધારે ઊભી છોકરી...*
*કોરી ધાકોર આંખોમાંથી વરસી કાળી વાદળી...*
*સોળ વરસ ચોમાસે પજવે ભીતરનો ઉચ્છ્વાસ:*
*મહેંક્યું અઙ્ગ અઙ્ગરખું, ફૂટ્યો કૂંપળનો શણગાર.*
*ઉઈ મા. લીલાં તોરણિયે સજાવી છે કઙ્ગાનરી...*
*બે શ્વાસોની ધારે ઊભી છોકરી...*

*એનાં અબરખ અઙ્ગ ઉતરાવો હૈયે કબૂતર ઊડ્યાં:*
*લીલાં ત્રાજુડાં ત્રોફાવો, ગહેકતા મોરલા ઝૂલ્યા.*
*ઉઈ...મા, એને સૂડાએ કરકોલી, આડી ઓસરી...*
*બે શ્વાસોની ધારે ઊભી છોકરી...*

*રોમ રોમ વાંસળીઓ વાગી, જીરણ તાવ ચઢ્યો:*
*ફોડો શ્રદ્ધાનાં શ્રીફળ કોઈ નજર ઉતરાવો.*
*ઉઈ...મા, એવું આંખે ઘેન છવાયું, વાગી ઝાંઝરી...*
*બે શ્વાસોની ધારે ઊભી છોકરી...*

*કોઈ ભૂવાને બોલાવો, ઝીણાં ઝેર ચઢ્યાં,*
*કડવાં ઓસડિયાં પીવડાવો, અઙ્ગ ઘેન ડસ્યાં.*
*ઉઈ...મા, કેવડિયાનો કાંટો વાગ્યો છેનરી...*
*બે શ્વાસોની ધારે ઊભી છોકરી...*

## લાલાશ ગુલમ્હોરી

**મનહર જાની**

*શ્વાસની રગ સહેજ સઙ્કોરી હતી*
*એટલે મોસમ અહીં મ્હોરી હતી.*

*સૂર્યનો ટહુકો અને આકાશમાં*
*વિસ્તરી લાલાશ ગુલમ્હોરી હતી.*

*હું જ ખોવાઈ ગયો અન્ધારમાં*
*આમ નહીંતર વેળ બપ્પોરી હતી.*

*માત્ર બે-ત્રણ વાદળી સપનાં હતાં*
*આંખ મનહર આમ તો કોરી હતી.*

## લિપી નજરની

મનહર જાની

એ વાત છે જુદી કે મળી જાય ખ્વાબમાં–
નહીંતર સુગંધ હોય છે દોસ્તો ગુલાબમાં.

વાંચી શકે તો વાંચ તુ લિપી નજરની આ
ખૂલ્લા રહસ્ય છે બધાં જીવન-કિતાબમાં.

એક પ્રશ્ન ફૂલ શો સહજ રીતે ખૂલી ગયો.
ફરફરતી ભૂરી સાંજ હવાના નકાબમાં.

નહોતી તરસ ને તોય હું પીતો રહ્યો સતત
સાકી ન પૂછ શું હતું એવું શરાબમાં.

બે-પાંચ શ્વાસ લેવાના ગુન્હા સબબ અહીં
મનહર છું બન્દીવાન આ મર્હૂમ જનાબમાં.

## ઉદાસ કુંવર બા

બકુલેશ દેસાઈ

થાકે જણાતો પણ ભાયગમાં છે ચકરાવો.
દિનચર્યાનું આ છે ફળ ? ચોખ્ખું પરખાવો !

પી જ જવાનો આંખ મીંચી ગઝલોનો કાવો
હોય જો ભૂલવા જીવતરના કૈં વસમા ઘાવો.

મેળા જેવી ભીડ છતાં પણ ક્યાં છે પાવો ?
કોણ કહે ? નહિ ભેરુ, તો મુજને અજમાવો !

ઊંચી જળસપાટી અથવા છળની મહેફિલ,
તરસ સદાની, હો ગઝ્ઝા કે હો ભોગાવો.

મ્હારાં અપમાનોથી મુજને અચરજ શાને ?
મૂર્છા આવી હોત અગર મળતે સરપાવો ?

મ્હારી ગઝલોવાળું પાનું વાળી આપ્યું;
વાંચો અથવા પુસ્તકનું પાનું પલટાવો.

રાજકુટુમ્બની પણ અણગમતી દીકરી હું તો !
કોણ કહે ? ઉદાસ કુંવર બા ! ચાલ્યાં આવો !

## હોય છે

ધ્વનિલ પારેખ

વેરવિખેર સ્વપ્ન હોય છે,
જાત પછી અસ્વસ્થ હોય છે.

આંખ નજીક દૃશ્ય હોય છે,
ચિત્ર હવાનું સ્પષ્ટ હોય છે.

હોય છે સર્વ શક્ય હોય છે,
એક અજીબ વિશ્વ હોય છે.

વાત જરાંક તીક્ષ્ણ હોય છે,
એક અવાજ સત્ય હોય છે.

સાવ જુદો એ સ્પર્શ હોય છે,
હાથમાં મેઘધનુષ્ય હોય છે.

## મૂકીજા

હનીફ સાહિલ

જિન્દગીનો એ લ્હાવ મૂકીજા,
હાથમાં ધૂપછાંવ મૂકીજા.

પહેલાં આકાર દે ચહેરાને
ને પછી હાવભાવ મૂકીજા.

શુષ્ક રેતાળ નદીની વચ્ચે
લાગણીનો બહાવ મૂકીજા.

બળતી બપ્પોરે મારા સ્કન્ધ ઉપર
ત્હારી ઝુલ્ફોની છાંવ મૂકીજા.

હું ય કરતો રહું ખુલાસાઓ
તું ય ત્હારો બચાવ મૂકીજા.

જે સમય પણ ન રુઝવી જાણે
કાળજે કારી ઘાવ મૂકીજા.

ખોટ પૂરાય ના 'હનીફ' કદી
એમ ત્હારો અભાવ મૂકીજા.

## એ જ રસ્તે

### હનીફ સાહિલ

ના સમજને હવે જણાયું છે–
જે છે પોતાનું એ પરાયું છે.

એક આ સાંજ પણ ઉદાસ અને
એક આ દર્દ પણ સવાયું છે.

કેમ ઘૂંટાય વેદના ઘેરી
ઘેન જેવું મને શું પાયું છે?

સ્હેજ મટકું ન મારવા દીધું
જાગરણમાં જે વા'ણુ વાયું છે.

કેવો આઘાત સ્મરણનો છે કે
હસતાં હસતાં રડી પડાયું છે.

એ જ રસ્તે તબાહી થઈ મારી
એ જ રસ્તે બધું 'લૂંટાયું છે

જ્યાંથી મળ્યો 'હનીફ' જાકારો
એ ગલીમાં જઈ ચડાયું છે.

## ઉદાસી

### ગુલામ અબ્બાસ 'અબ્બાસી'

ઉઘાડું બારણું સામે સ્વજન છે,
પ્રથમ ડગલે જ કેવા અપશુકન છે

હૃદયમાં ભાવ નફરતના છલોછલ,
પ્રશંસા કાજે હાથોમાં સુમન છે.

ઉદાસીની અનુભૂતિ છે શાને?
વિચારોનું ભલા કંઈ સઙ્કુલન છે!

ભૂલાશે કેમ ચાહતના અનુભવ,
બરફની ચાહમાં લાગી અગન છે.

નિહાળુ દશ્ય જ્યારે પણ ક્ષિતિજનું
વિચારુ ત્હારુ ને મ્હારું મિલન છે.

ભૂતાવળના વિચારે પણ ડરું છું,
બહુ ખણ્ડેર આ મ્હારું સદન છે.

રહે 'અબ્બાસ' ક્યાંથી મન પ્રફુલ્લિત,
ઉદાસી શ્વાસમાં, બીમાર તન છે.

## સમન્દર તરફડે છે

### રમણીક સોમેશ્વર

ક્યાં અમસ્તો એમ સાગર ઊછળે છે–
શ્વાસમાં એના ઘણુંયે ખળભળે છે.

દિવસે સાગર સૂરજની સાથ ખેલે
રાત આખી ચન્દ્ર એને સાંભળે છે.

સાંજ જ્યારે હોય છે મદમસ્ત કાંઠે
માછલાં જેવી ક્ષણો ટોળે વળે છે.

કોઈ અંધારી અને ગમગીન રાતે
સાવ એકાકી સમન્દર આરડે છે.

બહારથી લાગે ઉછાળા મારતો એ
છેક ભીતરમાં સમન્દર તરફડે છે.

## સમુદ્ર

### રમણીક સોમેશ્વર

સમુદ્ર હોય છે વિખરાયલા તરઙ્ગોમાં,
સમુદ્ર હોય છે સન્ધ્યાના બે'ક રઙ્ગોમાં.

સમુદ્ર જેમ તું મ્હારામાં ઘૂઘવે છે સદા
સમુદ્ર હોય છે ત્હારા હરેક અઙ્ગોમાં.

સમુદ્ર ઝાંઝ ને પખવાજમાં સમ્ભળાઈ શકે
સમુદ્ર હોય છે ભજન-ગઝલ-અભઙ્ગોમાં.

નજર કરો તો બધે એ મળી શકે ત્હમને
હરેક સ્વાઙ્ગમાં, એ હોય હર પ્રસઙ્ગોમાં.

આ રણ પ્રદેશને કાંઠે વસેલ સાગર છે
અહીં મદમસ્ત એ રેલાય મોરચઙ્ગોમાં.

## ભાતીગળ બનાવું

જિતુ પુરોહિત

સ્નેહથી તું સાદ દે દોડીને આવું.
વ્હાણ જીવનનું હું રેતીમાં ચલાવું.
આંખમાં પૂરેલ પોપટને પઢાવું.
માત્ર ત્હારું નામ જીવનભર રટાવું.

શ્વાસમાં બે-ચાર ઘટનાઓ ભરી,
આયખાને હુંય ભાતીગળ બનાવું.

દૂર એકાદું કિરણ ઝબકી રહ્યું,
મન મહીં નિશ્ચય કે એની પાસ જાવું.

રાત અન્ધારી ને વિહ્વળતા ભરેલી;
જો મળે બે ચાર સપનાં તો સજાવું.

## હોતું નથી

સતીન દેસાઈ 'પરવેઝ'

અવતરે છે આ બધું ને અવતરણ હોતું નથી.
પૂર્ણતાથી પર થયાનું એ સ્મરણ હોતું નથી.

પર્વતોની ટોચને સ્પર્શે છે જેની વૃક્ષતા,
મૂળમાં એના કદી ઊર્ધ્વીકરણ હોતું નથી.

પર્ણનાંયે કમ્પનો નિષ્પન્દ જે ઝીલી શકે
કમ્પનોના સ્પન્દમાં વાતાવરણ હોતું નથી.

શ્વાસ-શ્વાસે ઝીલવાને જાગતી એકેક ક્ષણ,
એ અચાનક રણઝણે ને એય પણ હોતું નથી.

એકલી રાતો વિશે ઝરમર ઝરે છે મૌતવત્
તારકોમાં શબ્દનું કો ઉપકરણ હોતું નથી.

સ્પષ્ટતાનાં ચિત્ર દોરે આંખ, દશ્યો કે સમય,
એ અકળનાં તત્ત્વશું એકીકરણ હોતું નથી.

પ્રાણનો પરિહાસ કેવળ મૌક્ષનું કરશે દમન,
એ જ છે અવકાશ જેનું વિસ્તરણ હોતું નથી.

## જાણી લિયો

સુરેન્દ્ર કડિયા

ઘર, પછી માળો, પછી નભ ડૂબશે જાણી લિયો,
શબ્દ પારેવું બનીને ઝૂરશે જાણી લિયો.

રણ વિશે ઝાઝા વિચારો કોઈ'દિ કરીએ નહીં
એકલી રેતાળ વાચા ફૂટશે જાણી લિયો.

મૂળમાં જળની જગાએ ઝન્નાઓ સીંચતાં
વૃક્ષ પર સ્વપ્નો જ સ્વપ્નો ઝૂમશે જાણી લિયો.

જો હવાએ પેંતરો બદલ્યો તો બદલાશે બધું
કણ્ટકો તો ઠીક, ફૂલો ચૂભશે જાણી લિયો.

એક સિક્કાની જ બે બાજુ ભલે ને હોય પણ
જિન્દગી મૃત્યુની સામે ખૂટશે જાણી લિયો.

## આપ છો

જિગર ટંકારવી

વાત શું આપની આપ તો આપ છો.
અલ્પમાં પૂર્ણ છો પૂર્ણનો વ્યાપ છો.

કોઈ રીતે ન ભૂલી શકું આપને
શ્વાસ-ઉચ્છ્વાસ જેવો પરમ જાપ છે.

આપને જોઉં કે સાંભળું આપને
છન્દ-લય, સૂર ને તાલ – આલાપ છો

આમ જળમાં અને આમ જળથી અલગ
એક પઙ્કજ સમા આપ નિષ્પાપ છો.

વ્હાલમાં લીમડાની શીતળ છાંય ને
ક્રોધમાં ઓતરા – ચૈતરી તાપ છો.

## જાય છે

'પ્રણય' જામનગરી

આપણું કોઈ અળગું પડી જાય છે,
સૂર્યનું વન સુગંધી ઢળી જાય છે.

પારકી આગની ક્યાં જરૂર કાંઈ પણ–
પોતપોતા મહીં સહુ બળી જાય છે.

રાત હો કે દિવસ ફર્ક શો એ મહીં
જિન્દગી સ્વપ્ન પોતે બની જાય છે.

આપણી માન્યતા, આપણી બેખુદી
આકરા તાપમાં ઓગળી જાય છે.

તું 'પ્રણય' વાટ જો એવી એક ક્ષણ તણી
એક ક્ષણ ક્ષણ બધી સાંકળી જાય છે.

## ડચૂરો

કરસનદાસ લુહાર

એકેક ટાંકો એકેક મઈને,
લેતો રે'જે : કે'જે સઈને !

અડસઠ વરસે ઇચ્છા ઊગી
ઝાડે ચડવા અમથાભઈને !

ઘોઘેથી આવી ગ્યો હીરો
હાથ ડેલીએ ટાલો દઈને !

એક ગળચટ્ટું નામ ચગળતાં–
વળ્યો ડચૂરો સાકરબઈને !

છેવટ જોવા જેવી થઈને
આભ ઘેરાયું વરસ્યું નહીં ને !

## હોતી નથી !

મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

હું મજામાં હોઉં છું, મુજમાં મજા હોતી નથી;
દોસ્ત ! એનાથી વધુ મોટી સજા હોતી નથી !

મનનાં મરણ સુધીની ઘટના હોય છે, ને તે છતાં,
પ્રેમમાં કંઈ કાયદેસરની ઈજા હોતી નથી !

ઘર મંસાણ છે કે મન્દિર, એ ખબર ક્યાંથી પડે ?
નીચે ચિતા હોતી નથી, ઉપર ધજા હોતી નથી !

ના હોલીડે, ના હકરજા ને કામ ચોવીસે કલાક !
ઇચ્છાની ઑફિસમાં રવિવારે રજા હોતી નથી !

તું ન હો, ત્યારેય લોકો આવે છે ને જાય છે;
તે છતાં શી વાત છે કે આવજા હોતી નથી !

ચૂંટે છે સર્વાનુમતે, ચૂંટાય છે તો બિનહરીફ !
શાયરના મતવિસ્તારમાં મરિયલ પ્રજા હોતી નથી !

## ત્હમે/અમે

જયન્ત ડાંગોદરા

ત્હમે ડાળીમાં રમતું ગુલાબ,
અમે કાંટા પર તરતો હિસાબ.

ત્હમે અક્ષરમાં ફરતી બહાર,
અમે પર્ણોની લીલી કિતાબ.

ત્હમે આસોપાલવનો વિસ્તાર,
અમે મૂળીયામાં મૂંઝાતાં ખ્વાબ.

ત્હમે આકાશે ઊગતો મિલાપ,
અમે યાદોથી છલકાતી છાબ.

ત્હમે આંખોમાં ફરતો સવાલ,
અમે ખૂલ્લી પાંપણનો જવાબ.

ત્હમે ચોગમ ફેલાતી સુવાસ
અમે ફૂલે બાંધેલો નકાબ.

## ત્હને પીડશે સતત

દિનેશ ડોંગરે 'નાદાન'

સમજણનો છે અભાવ ત્હને પીડશે સતત,
એકાદ અણબનાવ ત્હને પીડશે સતત.

સમ્બન્ધમાં તનાવ ત્હને પીડશે સતત,
એકલપણાનો ભાવ ત્હને પીડશે સતત.

નાહકનું ઝૂરવાનું હવે છોડજે ઓ દિલ,
એનો છે એ સ્વભાવ ત્હને પીડશે સતત.

હો, હારવાનો રઞ્જ કે હો કેફ ખુશીનો
ત્હારા રમેલ દાવ ત્હને પીડશે સતત

ઘનઘોર અન્ધકાર ને દરિયાની આ સફર,
નાવિક, હલેસું-નાવ ત્હને પીડશે સતત.

જેને સમયનું વ્હેણ મિટાવી નહીં શકે-
એ લાગણીના ઘાવ ત્હને પીડશે સતત

## ઓથાર

જગદીશ ધનેશ્વર ભટ્ટ

રે તરસના દોર જ્યાં લમ્બાય છે,
કેટલા ઓથાર ત્યાં ખડકાય છે!

ઝઝવાતી જ્યોતનાં શમણાં બળે,
દીપશિખા આમ કાં કજળાય છે?

તાપણી તો ક્યારની ધગતી હશે,
રાખ ઓઢી આગ કાં ઠીંગરાય છે?

શ્વાસના તોખાર તો ના હાવળે,
માઢ મેડી એકલાં હિજરાય છે.

ને તૃષાને ભેદલીલા ભોળવે,
ઝાંઝવાં ઝાકોર જ્યાં મલકાય છે.

ટેરવાંમાં સૂરના લય ઓગળે,
ત્રોફવેલા મોર ત્યાં ગ્હેકાય છે.

## તાગી શક્તિ

'અગમ' પાલનપુરી

પ્રેમમાં તો હર વલણ ફાગી શકે;
પત્થરો પણ ફૂલ સમ વાગી શકે!

જે સ્વમ્ને પૂર્ણતમ ત્યાગી શકે;
પાત્ર છે, પરમાત્મને માગી શકે!

રાતના પડદે ઉષા શું શું રમે,
સૂર્ય એ શઙ્કા મહીં જાગી શકે!

તું સકળ બ્રહ્માણ્ડ સમ હૈયે મળે;
તુજ વિરહ સમૃદ્ધ પણ લાગી શકે!

શે'ર છે વિધવિધ ગઝલ-રત્નાકરે
માત્ર મરજીવો અગમ તાગી શકે!

## કપૂરનો દીવો

હરેશ 'તથાગત'

કેમ વેઢે ગણાય ઈચ્છાઓ?
એક હું ને અનંત સ્વપ્નાંઓ!

કલ્પનામાં જ થઈ શકે ભેગાં,
એક છાબે આ ફૂલ-તારાઓ!

જીવમાં કર કપૂરનો દીવો,
આવશે, આવશે, જનારાઓ!

જન્મતી જાય એકથી, બીજી;
કેમ ખૂટતી નથી આ ઈચ્છાઓ?

પાપ ને પુણ્યની બધી વાતો,
મંદ બુદ્ધિના છે સનેપાતો!

## કર્ણ

રવીન્દ્ર ઠાકોર

ત્હેં ત્હારાં કવચકુણ્ડળ અર્પી દીધાં
ઈન્દ્રને-અર્જુનતાતને
જાણીને, જાણીબુઝીને.
ત્હારાં, ટેક અને શૌર્ય તો
અરિ પણ ગાશે દિલથી.
સૂર્યપુત્ર !
જન્મની ક્ષણે જ ત્હને
અનિશ્ચિત, અજ્ઞાત, અન્ધારા ભાવિમાં
દીધાં જેણે હડસેલી
તે જ જનનીને ત્હેં આવકારી
આથમતા સૂર્યની સાક્ષીએ
ને દીધું વચન
'મા, ત્હારા પાંચ પાણ્ડવ પાંચ જ રહેશે'
ઝળુમ્બે માથે પરશુરામનો શાપ
ને છતાંય કુરુક્ષેત્રે
તું ઝઝૂમ્યો સુયોધન સઙ્ગાથ
અપજન્મનું મેણું ટાળવા
ને
કૃષ્ણના – અર્જુનના અક્ષાત્ર ધર્મે
વહોરી લીધું ક્ષાત્રમૃત્યુ
ધર્મક્ષેત્રે.
કહે છે – અશ્વત્થામા જીવે છે.
ખબર નથી.
કહે છે – યુગયુગે કૃષ્ણ સમ્ભવે છે,
ખબર નથી.
ખબર છે એટલી કે
તું જીવે છે કર્ણ –ને જીવશે અનન્તકાળ
ત્હારા મન્ત્ર ને સૂરે સૂરે
દૈવાયત્તં તુ કુલે જન્મ મદાયત્તં તુ પૌરુષમ્ !

## કવિ મફત ઓઝાનું અવસાન

તા. ૨૭ મી, ડિસેમ્બર, ૧૯૯૭ની પાછલી રાત્રે, વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશન ટાણે, એકાએક હૃદય બંધ પડી જવાથી ડૉ. મફત ઓઝાનું અણધાર્યું અવસાન થતાં ગુજરાતે એક તેજસ્વી કવિ અને સક્રિય સાહિત્યકાર ગુમાવ્યો ! 'કવિલોક'માં તેમનાં કાવ્યો પ્રકટ થયાં છે. પણ ગતાઙ્કમાં પ્રકટ થયેલ કવિશ્રી મકરન્દ દવેના સન્માન સમારમ્ભની સરસ નોંધ તે તેમની છેલ્લી જ કલમપ્રસાદી બની રહી !

ડૉ. મફત ઓઝાનો જન્મ મહેસાણા જિલ્લાના જામળા ગામે તા. ૧-૩-૧૯૪૪ના રોજ થયેલો. શાળાનું શિક્ષણ નજીકના સોજા ગામમાં લઈ ઉચ્ચ શિક્ષણ તેમણે અમદાવાદમાં લીધું હતું. ૧૯૬૭માં બી.એ., ૧૯૬૯માં એમ.એ. અને ૧૯૭૮માં તેઓ પીએચ.ડી. થયા હતા. ગુજરાતીના અધ્યાપક તરીકેની તેમની કારકીર્દિ અમદાવાદની સરસપુર આર્ટ્સ કૉલેજમાં શરૂ કરી, વડોદરાની મ. સ. યુનિવર્સિટીમાં થોડાંક વર્ષો કામ કરી તેઓ ગુજરાત યુનિવર્સિટીના ભાષા સાહિત્યભવનમાં જોડાયા હતા. છેલ્લે ગુજરાત રાજ્યના જાહેર સેવા આયોગના સભ્ય તરીકે છ વર્ષની સેવા આપીને નિવૃત્ત થયા હતા. નજીકના ભવિષ્યમાં કોઈ સંસ્થામાં જોડાવાની તૈયારીમાં હતા ત્યાં જ ૫૩ વર્ષની વયે આકસ્મિક ચિરવિદાય લઈ લીધી !

ડૉ. મફત ઓઝાએ કવિતા, નવલકથા, ટૂંકી વાર્તા, એકાંકી, લલિત નિબંધ, વિવેચન- સંશોધન-સંપાદન, આદિ વિવિધ ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કર્યું છે તેમ જ કેટલીક ચિરસ્મરણીય કૃતિઓ અર્પી છે. પરન્તુ તેઓ મુખ્યત્વે કવિ હતા. 'સુમ્મસનું આ નગર' (૧૯૭૪)થી આરમ્ભી 'ફૂલનો પવનરથ' (૧૯૯૫) સુધીમાં કુલ ૭ કાવ્યસંગ્રહો તેમણે આપ્યા છે.

ડૉ. મફત ઓઝા ગુજરાતી સાહિત્યપરિષદ અને ગુજરાત સાહિત્યઅકાદમી સાથે સક્રિય રીતે સંકળાયેલા હતા. પરન્તુ તેમની વિશેષ સક્રિયતા અને મહત્ત્વની સાહિત્યપ્રવૃત્તિ અમદાવાદની 'કાવ્યગોષ્ઠિ' અને વડોદરાની 'અક્ષર' દ્વારા વિસ્તરતી રહી હતી. ભારત એકતા આંદોલનની ગુજરાત શાખાના તેઓ ઉપપ્રમુખ હતા તથા 'તાદર્થ્ય' માસિકના છેલ્લાં બાર વર્ષથી તન્ત્રી હતા. સતત કાર્યરત અને સેવારત એવા મફતભાઈની ખોટ સહેવાની ધૃતિ તેમનાં સ્વજનો, મિત્રો અને સાહિત્યરસિકોને મળો તેમ જ તેમના આત્માને ચિરશાન્તિ મળો એવી પ્રભુ પ્રાર્થનાસહ તેમને હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ.

# અનુવાદ

## માયા એન્જલોનાં ત્રણ કાવ્યો

અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

### ૧. પરોઢના તાલે તાલે

ખડક, નદી, વૃક્ષ
અદૃશ્ય થયેલી જીવસૃષ્ટિના યજમાનો
પ્રાગૈતિહાસિક સરિસૃપોના અલ્પકાલીન મુકામના
સુકાયેલા અવશેષો અહીં
આપણા ગ્રહની સપાટી ઉપર.
એમના ત્વરિત વિનાશની કોઈ મોટી ભયસૂચક ચેતવણી
ગૂમ થઈ ગઈ છે યુગો અને ધૂળોની ધૂંધળાશમાં.

પણ આજે ખડક બૂમ પાડીને ભારપૂર્વક ચોખ્ખેચોખ્ખું કહે છે
આવો મારી પીઠ પર ઊભા રહો
અને તમારા દૂરના ભવિષ્યનો સામનો કરો
પણ મારા પડછાયામાં કોઈ આશરો શોધશો નહીં
હું તમને અહીં નીચે કોઈ સંતાવાની જગા આપી શકું તેમ નથી.

તમે, લગભગ દેવદૂતો જેવા સર્જાયેલા હોવા છતાં
ઊઝરડા પાડતા અન્ધકારમાં ઘણો લાંબો સમય ઘસડાતા રહ્યા છો,
અજ્ઞાનવશ ચહેરો નીચે ઢાળી પડ્યા રહ્યા છો
તમારાં મોં શબ્દોથી ઊભરાતાં

સજ્જ હત્યા માટે.
આજે પણ ખડક બૂમ પાડીને આપણને કહે છે
તમે મારી ઉપર ઊભા રહી શકો છો
પણ તમારું મોં સંતાડશો નહીં.

જગતના આ છેડાથી પેલા છેડા સુધી
નદી ગાય છે મધુર ગીત. કહે છે
આવો મારે કાંઠે વિશ્રામ લ્યો.
સરહદ આંકેલા તમે પ્રત્યેક રાષ્ટ્ર
સંવેદનશીલ અને અસ્મિતાથી ભર્યા હોવા છતાં
ઘેરા જીવે સતત સીમાઓને ધકેલ્યા કરો છો.
થોડાક સ્વાર્થ માટેનાં તમારાં હથિયારા ઘર્ષણોએ
મારે કાંઠે ઢગલાબંધ કાંપને ખડક્યો છે.
મારી છાતી પર ખંડેરો ખડક્યાં છે.

તેમ છતાં આજે હું મારે કાંઠે તમને બોલાવું છું–
જો તમે વધુ યુદ્ધ ન કરવાના હો તો.
શાંતિથી વીંટળાયેલા તમે આવો
અને
હું, વૃક્ષ તેમ જ ખડક એક હતાં ત્યારે ઈશ્વરે આપેલું ગીત
હું તમારે માટે ગાઈશ.
તમારી ભમ્મર પર ચીડનું લેહીટીપું બાઝ્યું તે પહેલાં
અને તમે જ્યારે જાણતા હતા કે તમે કશું જાણતા નથી ત્યારે
નદીએ ગાયું છે
અને આજે ય ગાતી રહી છે.
સમજુ ખડક અને ગાતી નદી સાથે તાલ મેળવવાની
એક સાચુકલી ઝંખના રહી છે
એવું એશિયાવાસીઓ કહે છે. લેટિન અમેરિકાવાસીઓ કહે છે
યહૂદીઓ, આફ્રિકીઓ, અમેરિકાના મૂળ વતનીઓ, સૂ-લોકો,
કૅથોલિકો, મુસ્લિમો, ફ્રાંસવાસીઓ, ગ્રીકવાસીઓ કહે છે.
આયર્લૅન્ડવાસીઓ કહે છે,
ધર્મગુરુઓ, પાદરીઓ, શીખો, સુખવાદીઓ, પ્રામાણિકો
ઉપદેશકો, ખાસ વર્ગનાઓ અને ઘરબારવિનાનાઓ કહે છે.
શિક્ષકો કહે છે.
તેઓ સાંભળે છે. તેઓ બધાં જ
વૃક્ષની વાત સાંભળે છે.
મનુષ્યજાતિ સાથેની પ્રત્યેક વૃક્ષની
પહેલી અને છેલ્લી વાત તેઓ આજે સાંભળે છે
મારી પાસે આવો,
અહીં નદીની નજીક આવો
અહીં નદીની નજીક તમે તમને સ્થાપો.
વહી ગયેલા પ્રવાસીના વારસ જેવા
તમે પ્રત્યેકે ભરપાઈ કર્યું છે.
તમે આપ્યું છે મને મારું પહેલું નામ.
તમે, ઓ પૉનીઓ, અપેચીઓ, સેનેકાઓ
ઓ ચેરકી રાષ્ટ્ર

તમે મારી સાથે સુખે પોઢ્યા છો
અને પછી ઘાતકી પગલાંઓના આક્રમણે
તમે મને છોડી મૂક્યું છે
સુવર્ણ ભૂખ્યા સ્વાર્થીઓની તહેનાતમાં.
તમે, ઓ તુર્કીઓ, આરબો, સ્વીડનવાસીઓ
જર્મનો, એસ્કિમો, સ્કોટવાસીઓ
ઈટાલી-હંગેરીના રહેવાસીઓ, ધ્રુવવાસીઓ
ઓ અશાંતી, યોરુબા, ક્રૂ
તમે મને ખરીદ્યું છે, વેચ્યું છે, પડાવ્યું છે
અને સ્વપ્નને ઈચ્છતા આવી પહોંચ્યા છો દુઃસ્વપ્ન પર.
અહીં મારી નજીક મૂળિયાં નાંખો.
નદીકાંઠે રોપાયેલું હું એ વૃક્ષ છું
જે કદી ખસવાનું નથી.
હું ખડક, હું વૃક્ષ, હું નદી.
હું તમારી, તમારી યાત્રાઓ તમે ભરપાઈ કરી છે.
તમારાં મોં ઊંચાં કરો
આ ઝળહળ પરોઢ જે ઊગી રહ્યું છે
એની તમને તાતી જરૂર છે.
અપાર વેદનાયુક્ત હોવા છતાં
ઈતિહાસ ન જીવ્યો નથી થઈ શકતો
પણ જો હિંમતથી એનો સામનો કરાય
તો ફરી એને જીવવો પડતો નથી.
ઊંચકો તમારી આંખો
ને ઠેરવો આ તમારે માટે ઊગતા પરોઢ પર
ફરીને જન્મ આપો સ્વપ્નને.
લઈ લો એને તમારા હાથની હથેલીમાં
ઓ નર-નારીઓ, ઓ બાળકો
તમારી અંગત ઈચ્છા અનુસાર એને આકાર આપો.
તમારી જાહેર છબી અનુસાર એને ઢાળી દો
ઊંચકો તમારાં હૃદયોને–
પ્રત્યેક નવી ક્ષણ નવી શક્યતાઓ ધારણ કરે છે
નવા પ્રારંભ માટે.
ભય સાથે સતત સંકળાયેલા ન રહો.
કે પશુતાથી જોડાયેલા ન રહો
હંમેશ માટે.

પરિવર્તનના નવા ડગ માંડી શકો એવા
અવકાશને સમર્પતી ક્ષિતિજ
તમારી તરફ ઝૂકી રહી છે.
અહીં આ શુભ પરોઢના તાલે તાલે
તમારી પાસે હિંમત હોવી જોઈએ
ઊંચું જોવાની, દૂર જોવાની, મારી તરફ જોવાની.
ખડક, નદી, વૃક્ષ, તમારું રાષ્ટ્ર.
મિડાસની ભિક્ષુક પ્રત્યેની દૃષ્ટિથી જરાયે ઓછી દૃષ્ટિ નહીં
એ કાળનાં પ્રાગૈતિહાસિક પ્રાણીઓને મન જે હતું એનાથી
જરાયે આજે ઓછું નહીં.
આ નવા પરોઢને તાલે તાલે
ઊંચે જોવાની, દૂર જોવાની
બંધુઓની આંખોમાં, એમના ચહેરાઓમાં તાકવાની
તમારા રાષ્ટ્રને ન્યાળવાની
આશાસહિત માત્ર 'સુપ્રભાતમ્' ઉચ્ચારવાની
તમારી કને ઉદારતા હો !

## ૨ અને તેમ છતાં હું ઊઠીશ

તમારાં કડવાં અને કઢંગાં જુઠાણાંઓ સાથે
તમે મને ઇતિહાસમાં ચીતરી શકો છો
તમે મને ઊકરડે ઘસડી શકો છો
તેમ છતાં હું ધૂળની જેમ ઊડીશ.

મારી ઉદ્દંડતા તમને ઊંચાનીચા કરે છે ?
તમે ગમગીનીથી ઘેરાયેલા કેમ બેઠા છો ?
કારણ, મારી પાસે તેલના કૂવાઓ હોય એમ
દીવાનખાનામાં એને ઉલેચતી હું ચાલું છું.

ચન્દ્રોની જેમ, સૂર્યોની જેમ
ચોક્કસ ભરતીની જેમ
ઊંચે ઊઠતી ઇચ્છાઓની જેમ
તેમ છતાં હું ઊઠીશ.

તમે મને ભાંગી પડેલી જોવા ઈચ્છો છો ?
ઝૂકેલું માથું અને નમેલી આંખો ?
આંસુનાં બુન્દોની જેમ ઢળતા ખભાઓ
પ્રાણને તળિયેથી આવતી ચીસોથી અબળા.

મારી આક્રમકતાથી તમે હેરાન છો ?
મને જીરવવું કઠિન લાગે છે ?
કારણ. મારી પાસે સોનાની ખાણો હોય એમ
મારા પછીતને ખોદતી ખોદતી હું હસું છું.

તમે તમારા શબ્દોથી મને વીંધી શકો છો
તમે તમારી આંખોથી મને સારી શકો છો.
તમે તમારા ધિક્કારથી મને હણી શકો છો
તેમ છતાં હું હવાની જેમ ઊઠીશ.

મારી કામુક છાક તમને પજવે છે ?
મારી પાસે જાંઘોના સાંધા પર હીરા હોય એમ હું નાચું છું
એ તમને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે ?

ઈતિહાસના શરમજનક ખંડોમાંથી
હું ઊઠું છું
વેદનામાં રોપાયેલા ભૂતકાળમાંથી
હું ઊઠું છું. ભરતીઓનાં ભરાવો અને ઊંડાણો વેઠતો
હું કાળો સમુદ્ર છું. વિશાળ અને ઊછળતો.

ભય અને ત્રાસની રાતોને પાછળ છોડીને
હું ઊઠું છું
વાદળહીન સુન્દર પરોઢે
હું ઊઠું છું
પૂર્વજોએ દીધેલા ઉપહારો લાવતું હું સ્વપ્ન છું.
અને ગુલામોની અભિલાષા છું
હું ઊઠું છું
હું ઊઠું છું
હું ઊઠું છું.

## ૩. ગજબની નારી છું

રૂપાળી સ્ત્રીઓને નવાઈ લાગે છે કે મારું રહસ્ય કયાં છુપાયું છે.
હું આકર્ષક નથી કે ફેશનમૉડેલ પણ નથી
પણ જ્યારે હું એમને કહું છું
એમને લાગે છે કે હું જૂઠું બોલું છું.

કહું છું. એ મારા લંબાયેલા બાહુઓમાં છે
મારા નિતંબના વિસ્તારોમાં છે
મારાં ચરણની ગતિમાં છે
મારા હોઠના મરોડમાં છે
હું નારી છું ગજબની
ગજબની નારી છું.

તમને ગમે એવી હું શાંત
ઓરડામાં પ્રવેશું છું
કે પુરુષ ભણી જોઉં છું
ઊભેલા કે ઝૂકેલા એ લોકો
મારી આસપાસ બણબણ્યાં કરે છે
મધમાખીનો મધપૂડો.

કહું છું એ મારી આંખની જ્વાલામાં છે
મારા દાંતની ચમકમાં છે
મારી કમરની લચકમાં છે
અને મારા ચરણના ઉલ્લાસમાં છે
હું નારી છું ગજબની
ગજબની નારી છું.

પુરુષોને પોતાને કૂતુહલ છે કે એ લોકો
મારામાં શું જુએ છે
ઘણું મથે છે પણ મારા અંદરના રહસ્યને
તેઓ અડકી શકતા નથી.
હું એમને બતાવવા મથું છું
તેઓ કહે છે તેઓ હજી પણ કંઈ જોઈ શકતા નથી.

કહું છું એ મારી પીઠની કમાનમાં છે
મારા સ્મિતના સૂર્યમાં છે
મારા સ્તનોની ગતિમાં છે
મારી નોખી અંગીભંગીમાં છે
હું નારી છું ગજબની
ગજબની નારી છું

હવે તમને સમજાશે મારું મસ્તક કેમ ઝૂકેલું નથી.
હું બૂમ પાડતી નથી કે ઊછળતી નથી
કે મારે ખરેખર મોટેથી કહેવાની જરૂર પણ નથી.
તમે મને જ્યારે પસાર થતી જુઓ છો
ત્યારે તમને ચોક્કસ ગર્વ થતો હશે.

કહું છું એ મારી એડીનાં ઘર્ષણોમાં છે
મારા વાળના વળાંકમાં છે
મારા હાથની હથેલીમાં છે
મારા તરફની કાળજીની જરૂરતમાં છે.
કારણ
હું નારી છું ગજબની
ગજબની નારી છું.

## શરદચન્દ્ર મુક્તિબોધનાં બે કાવ્યો

**અનુ. જયા મહેતા**

### ૧ સાદ

જીવન જીવી લીધું : હિસાબ શું ?
જમા શું ને બાકી રહ્યું શું ?

શબ્દ ઠીક : સ્વપ્ન ઠીક : વિચાર ઠીક
પરન્તુ તેમનાથી રોકડું હાથમાં આવ્યું શું ?

ઘરેથી નીકળ્યો ત્યારે સજ્જાથી અનેક, હતા
અધવચ સુધી આવતાં આવતાં બધાનું થયું શું ?

તારાના ઝરામાંથી પૂરપાટ નીકળ્યો રથ
બ્રહ્માણ્ડ ફરી આવ્યો તોયે તેનો છે અર્થ શું ?

ઘડિયાળના પેટમાં ઝીણાઝીણા ચાક
ઘડિયાળ ટિક ટિક કરે તેથી વિશેષ થયું શું ?

શબ્દોનું ભલું થાઓ તેનો શો દોષ આમાં ?
પોતાના જ મનને કદી પૂછી જોયું છે શું ?

ઘૃણાનું ભાથું બાંધી તર્યા એવા બહુ થોડા
ભીતર શોધી જુઓ જરા રાખ સિવાય રહ્યું શું ?

ધગધગતું જાગૃતપણું : હતા ત્યાં જ રહીને ?
સાદ આવ્યો હતો ત્યારે હોંકારો દીધો'તો શું ?
(૧૯૭૭)

### ૨. એમનું જ આ આકાશ

એમનું જ આ આકાશ
જ્યાં વ્યક્તિ એ જ સૂર્ય
વાસનાનો ઉદ્રેક એ જ સ્વાતન્ત્ર્ય.

જ્યાં કામ એ જ સ્વભાવ
બાકી અર્થશૂન્ય ભાવ
જ્યાં સ્પર્ધા એ જ પરાક્રમ.

જ્યાં છુપાવવું એટલે ભાષા
જ્યાં ખપાવવું એટલે જ્ઞાન
જ્યાં મહાલવું એટલે સંસ્કૃતિ.

જ્યાં આંજી નાખવું એટલે ભાષણ
જ્યાં સ્તબ્ધ કરવું એટલે કળા
જ્યાં વિચાર ચાલાક બડબડ.

જ્યાં ટકાવવું એટલે આત્મીયતા
જ્યાં ખુશ કરવું એટલે નમ્રતા
જ્યાં ચગાવવું એટલે સત્ત્વ.

જ્યાં ધ્યેય-ઉપરછલ્લી બડબડ
ઈષ્ટ-અનિષ્ટ હોશિત ગડબડ
જ્યાં પ્રમાણ પોતાનો અહમ્.

તેમનું જ આ આકાશ
જ્યાં જીવન ઘોર પ્રહસન
જ્યાં મરણપૂજા પરમ.
(૧૯૭૯)



# શિશુ-કવિતા

## શિયાળો

**એકલવ્ય**

ઠણ્ડો વાયુ વાય છે,
　　તડકો વ્હાલો થાય છે
રમત અધૂરી રહે તહીં તો
　　સૂરજ સન્તાઈ જાય છે.
દાદીમાની વાતો ચણતાં
　　આંખે ઘેન ભરાય છે.
નામ આ મોસમનું આલો...
　　શિયાળો ભઈ શિયાળો.

તલકચરિયું ખાવું, પીવું
　　દૂધ મસાલેદાર
ટાઢ લાગતી બેઠેલાંને
　　અમને નહીં લગાર;
નીન્દર લાંબી રાત, સૂરજને
　　ઊઠતાં લાગે વાર.
નામ આ મોસમનું આલો
　　શિયાળો ભઈ શિયાળો.

## ભગો

**ધનસુખલાલ પારેખ**

બરણી નાખી તોડી,
સંતઈ જાય દોડી, ભાગો રે ભગો !
અટકચાળું કરતો;
કોઈથી ના ડરતો, ભગો રે, ભગો !
વાડીમાં જાય દોડી,
જાંબુ એ ખાય તોડી, ભગો રે, ભગો !
ફેરફૂદરડી ફરતો,
ધીંગામસ્તી કરતો, ભગો રે, ભગો !
દાદાની ટોપી લેતો;
માથે પહેરી દેતો, ભગો રે, ભગો !

## માનસી

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

માનસી માનસી માનસી રે માનસી અલબેલી !
મ્હેકતી મ્હેકતી મ્હેકતી રે માનસી મ્હોરેલી !

　　માનસી ચમ્પાનું ફૂલ;
　　માનસી જૂઈ અણમૂલ,

વાયુની લહેરમાં લહેરતી રે માનસી વનવેલી !
માનસી માનસી માનસી રે માનસી અલબેલી !

　　માનસી દલદલ ખૂલે;
　　માનસી ચાંદને ઝૂલે,

જલને અરીસે મુખ ભાળવાને માનસી ઝૂકેલી !
માનસી માનસી માનસી રે માનસી અલબેલી !

　　માનસી રૂપા પરી;
　　માનસી સોના પરી,

કિરણોની પાંખ સજી માનસી રે આભથી ઊતરેલી !
માનસી માનસી માનસી રે માનસી અલબેલી !

## પાનખર

કલાધર વૈષ્ણવ

રે પાનખર આવી !
  ખરખર પાન ખરે,
ઠંડી ગુલાબી લાવી
  સરસર પવન સરે.
પર્ણહીન વનરાઈ
  અંગઅંગ ઊભરે,
નહિ છાયા હરિયાળી
  સૂકાં પાન સભરે.
ફૂલ વિણ પતંગ
  ભ્રમર ભમ્યાં કરે.
વનવન ઊડે વિહંગ
  ઠરી ઠામ ન ઠરે.
ડાળ ડાળીએ અચરજ !
  કૂંપળો ફૂટી અરે !
લાલ-ગુલાબી ચેતન
  રંગ પાંખડી ભરે.



## મુક્તક-પ્રભા

### કવિતાનું વ્યસન

હરિવલ્લભ ભાયાણી

કવિતાનો રસ એક વાર ચાખ્યો તે પછી એ ચાખનાર તેનો કેવો બન્ધાણી બની જાય છે એ વાત એક અપભ્રંશ મુક્તમાં ધારદાર રીતે કહેવાઈ છે. કવિ કહે છે :

*ગાહા સિક્ખિ મ સિક્ખિ પિય, વરિ બીજ્જી આણિ.*
*સઉકિ ડહસ્યઈ એક દિણ, ગાહ નિચ્ચ-વિ વાહિ.*

અર્થ છે : 'હે પ્રિયતમ, તું ગાથા ન શીખ, ન શીખ. તે કરતાં તું ભલે પરણીને બીજી લઈ આવ. શોક્ય તો મને કોઈ કોઈ દિવસ બાળશે. પણ આ ગાથા તો નિત્યની ઉપાધિ.' અહીં ગાથા એટલે કે કવિતા. પત્ની કહે છે કે પ્રીતમ, તું કવિતામાં રસ લેવાનું માંડી વાળ. તે કરતાં તો તારા મનોરંજન માટે ભલે મ્હારા ઉપર એક શોક્ય લઈ આવ. એનું દુઃખ ઓછું હશે, કેમ કે બીજી લાવ્યા પછી પતિ પહેલીને સાવ તો ન જ અવગણે. પરન્તુ એક વાર કવિતાનો નાદ લાગ્યો, તે પછી કાવ્યરસિકને બીજું બધું ભૂલી રોજ નવી નવી કવિતાનો આસ્વાદ લેવાનું, કાવ્યગોષ્ઠીઓમાં જવાનું અને પોતે પણ કાવ્ય રચવાનું એવું વ્યસન વળગશે કે તે પત્નીના સુખની પણ ઉપેક્ષા કરશે. પતિ કવિતા પાછળ ઘેલો થાય, તે કરતાં પત્ની શોક્યનું સાલ પણ સ્વીકારવા તૈયાર છે.

આ રીતે, કાવ્યરસિકને માટે કવિતા સર્વાધિક અને સતત આનન્દાનુભૂતિ હોવાની વાત કવિએ નિત્યના જીવનની જાણીતી ઘટના દ્વારા સચોટપણે વ્યક્ત કરી છે.

# પરિચિત અનુભવની નૂતન અને કલાત્મક અભિવ્યક્તિ

અરુણ કક્કડ

## વતનથી વિદાય થતી વેળાનું ગીત

*ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...*
*ફૂલના જેવું ફળિયું મ્હારા શ્વાસને ઊભું બથ ભરીને,*
*શેરિયું આડી દોડતી ચાગલા છોકરા જેવું મ્હોં કરીને,*
*પાદર્યના ખોળેથી ભેરુ વાંહે થાતા બૂમ મારીને,*
*ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...*
*ચાંદા સોતું આભ ઝાલીને કોઈ રે ગાતું ગીત,*
*તડકા સાથે તરતું થાતું નભગઙ્ગાનું સ્મિત:*
*શેત્રુંજી ચૂમી રૂહે મ્હને છાતી લગોલગ આવીને*
*ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...*

('કવિલોક' જાન્યુ ફેબ્રુ'૯૪) **નવનીત ઉપાધ્યાય**

ગુજરાતી સાહિત્યમાં વતનથી વિખૂટા પડવાની વેદનાને વ્યક્ત કરતાં અને વતનપ્રેમને ગાતાં અનેક કલાત્મક કાવ્યો લખાયાં છે અને લખાતાં રહે છે. જ્યારે એક જ અનુભવને લઈને અનેક કાવ્યો સર્જાતાં હોય છે ત્યારે સ્વાભાવિક જ તેમાં એકવિધતા પ્રવેશી જવાનો ભય રહે છે. પરંતુ પ્રતિભાશાળી સર્જકોના સર્જનમાં આ એકવિધતા ઓગળી જાય છે. તેનું કારણ છે પરિચિત અનુભવને આપવામાં આવતી નૂતન કલાત્મક અભિવ્યક્તિ. ઉપર્યુક્ત ગીતમાં પણ કવિશ્રી નવનીત ઉપાધ્યાયે વતનથી વિખૂટા પડતાં જન્મતી વ્યથા-વેદનાને કલાત્મક અભિવ્યક્તિ આપીને પોતાની સર્જકપ્રતિભાનો પરિચય કરાવ્યો છે.

કાવ્યની પ્રારમ્ભની પઙ્ક્તિમાં જ કવિની અભિવ્યક્તિ-શક્તિનો આપણને પરિચય મળે છે

*ખોરડું મ્હને રોકતું મ્હારી આંખ્ય ઝાલીને...*

કાવ્યનાયક વતનથી વિદાય થઈ રહ્યો છે અને તેથી સૌથી પહેલાં તે પોતાના ઘરેથી — ખોરડેથી નીકળે છે. ઘરથી બહાર નીકળે છે ત્યારે તેને લાગે છે કે પોતાને પોતાનું ઘર રોકી રહ્યું છે. સ્વાભાવિક છે કે વર્ષોથી કાવ્યનાયક આ ઘરમાં રહેતો હશે. અને એ ઘર છોડતી વખતે તેને આગળ ન જવાની – રોકાઈ જવાની ઇચ્છા થતી હશે. પરંતુ સંજોગોવશાત્ જવું પડતું હશે. આ ભાવને કારણે જ તેને એવું લાગે છે કે ત્હેને ઘર રોકી રહ્યું છે. અહીં સુધી તો વાત ઠીક પરન્તુ આગળ કવિ કહે છે 'મ્હારી આંખ્ય ઝાલીને' અહીં અભિવ્યક્તિ નૂતનતા ધારણ કરે છે. ખોરડું રોકી રહ્યું છે પરંતુ તે કાવ્યનાયકની આંખ્ય ઝાલીને. કોઈ વ્યક્તિ ચાલી જતી હોય ત્યારે ત્હેના સ્વજન તેને હાથ ઝાલીને રોકે. પરન્તુ અહીં કાવ્યનાયકની આંખ ઝાલીને ખોરડું રોકે છે. એટલે કાવ્યનાયક જવા તૈયાર તો થયો છે પરંતુ તેની આંખ ત્હેને ખોરડાથી વિખૂટો થવા દેવા નથી ઇચ્છતી, તે ત્હેના પર જ મંડાઈ રહે છે. ખોરડાથી વિખૂટા ન પડવા ઇચ્છતી કાવ્યનાયકની આંખ અને તેની અન્તરની ઈચ્છા એ બે બાબતોને વ્યક્ત કરવા કવિએ વ્યત્યય કર્યો છે. ખરેખર તો આંખ ખોરડાને ઝાલી રહી છે, તેના પર મંડાઈ રહી છે. પરંતુ કવિ કહે છે કે ખોરડું આંખને ઝાલીને રોકે છે. આ બાબત ભાવકના મનને મુદિત કરે છે. ઘરમાંથી વિદાય લીધા બાદ કાવ્યનાયક ફળિયામાં આવે છે. કવિ ફળિયાને ફૂલની ઉપમા આપે છે. આ ઉપમા દ્વારા કાવ્યનાયકનો ફળિયા સાથેનો લગાવ, તેનો પ્રેમ પ્રગટ થાય છે. ફળિયું પણ કાવ્યનાયકને જવા દેવા તૈયાર નથી, તે નાયકનાં શ્વાસને બથ ભરીને ઊભું છે. આ બથ ભરવામાં –આશ્લેષવામાં ફળિયા સાથે વર્ષોથી જે આત્મીય અનુબન્ધ છે તે વ્યક્ત થાય છે. આગળની પઙ્ક્તિમાં ખોરડું નાયકને હાથ ઝાલીને રોકતું હતું, અહીં ફળિયું જાણે કે તેને બથભરીને રોકે છે ! ફળિયું વટાવી નાયક શેરીમાં આવે છે.

*શેરિયું આડી દોડતી ચાગલા છોકરા જેવું મ્હો કરીને:*
*પાદર્યના ખોળેથી ભેરુ વાંહે થાતા બૂમ મારીને.*

નાયક જાય છે તેથી રીસાયેલી શેરીઓ જાણે મુખભાવ દ્વારા પોતાનો અણગમો વ્યક્ત કરે છે. 'દોડતી શેરીઓ' તેમ જ 'વાગલા છોકરા જેવી શેરીઓ' કહેવામાં પણ નાવીન્ય છે. કદાચ કાવ્યનાયકને આ પરિસ્થિતિ સહ્ય ન થતાં તેના મનમાં દોડીને જલદી જતા રહેવાની ઇચ્છા પ્રગટી હોય. ખૂબ લાડ લડાવેલ છોકરાને પોતાની ઇચ્છા વિરુદ્ધ કોઈ વ્યક્તિ કાંઈ કરે તો ખૂબ ખોટું લાગી જતું હોય છે. તેમ શેરીઓને પણ પોતાની ઇચ્છા વિરુદ્ધ નાયક જતો રહે છે તેથી ખોટું લાગે છે અને તે મુખ દ્વારા પોતાની નારાજગી પ્રગટ કરી મ્હો બગાડીને દોડતી જતી રહે છે. નાયક છેક પાદર સુધી પહોંચે છે ત્યાં સુધી ખોરડું તેનો પીછો છોડતું નથી. તેને સાદ કરતું રહે છે.

પછીથી ગીતમાં એક નવો ભાવ ઉમેરાય છે.

*ચાંદા સોતુ આભ ઝાલીને કોઈ રે ગાતું ગીત,*
*તડકા માથે તરતુ થાતું નભગઙ્ગાનું સ્મિત;*
*શેત્રુંજી ચૂમી રે મ્હને છાતી લગોલગ આવીને*

કાવ્યનાયક આગળ વધે છે ત્યારે કોઈ ચાંદ સહિત આભને ઝાલીને ગીત ગાતું હોય તેવું ત્હેને લાગે છે અને આકાશગઙ્ગાનું સ્મિત જાણે તડકા સાથે તરતું હોય તેવું લાગે છે. અહીં આપણને રાજેન્દ્ર શાહની 'આયુષ્યના અવશેષે' સૉનેટમાળામાં આવતો 'મેડી' અને 'જાળી'નો ઉલ્લેખ યાદ આવે છે. અને એ સાથે જ 'કોઈ' તે કોણ એ સ્પષ્ટ થઈ જાય છે. ત્યારબાદ કાવ્યનાયક શેત્રુંજીનાં છાતી લગીનાં પાણીને પાર કરે છે. શેત્રુંજી જાણે કે છાતી લગોલગ આવી વિદાય થતા કાવ્યનાયકને ચૂમે છે.

આમ, આ કાવ્યમાં કવિએ ભાષા, કલ્પન અને અલઙ્કાર દ્વારા નાવીન્યસભર અભિવ્યક્તિ સાધી છે. 'ખોરડું', 'મ્હો', 'પાદર', 'વાંહે' વગેરે તળપદા શબ્દોનો વિનિયોગ ગ્રામીણ વાતાવરણ ખડું કરવામાં ઉપકારક નીવડ્યો છે. સજીવારોપણ અને ઉપમા અલઙ્કાર દ્વારા ધ્યાનપાત્ર બને છે. આ કાવ્ય વાંચતાં આપણને ગુજરાતી સાહિત્યનાં આ વિષયનાં અનેક કાવ્યોનું સહજ રીતે સ્મરણ થઈ જાય છે તેમ આ કવિની કૃતિનું આગવાપણું પણ આપણને અવશ્ય પ્રતીત થાય છે.

□

## કવિજન્મદિન : અભિનન્દન

| | |
|---|---|
| મનસુખ લશ્કરી | ૫-૧-૧૯૫૧ |
| પ્રફુલ્લા વોરા | ૬-૧-૧૯૫૧ |
| મંઝર નવસારવી | ૧૩-૧-૧૯૩૩ |
| ભારતી ગોહિલ | ૨-૨-૧૯૫૧ |
| મહેન્દ્ર ગોહિલ | ૭-૨-૧૯૪૭ |
| હરકિશન જોશી | ૨૫-૨-૧૯૪૦ |

*આ વિભાગ માટે પોતાની તેમ જ પોતાના મિત્રોની જન્મતારીખ મોકલવા કવિમિત્રોને વિનન્તિ છે.*

# અવલોકન

## ગઝલિયતની પ્રસ્થાપનાનો પુરુષાર્થ 'મૂંગામન્તર થઈ જુઓ'

**નટવર વ્યાસ**

૮૨ રચનાઓના મોટા ફલક સાથે કવિ શ્રી સુધીર પટેલ 'મૂંગામન્તર થઈ જુઓ' નામનો બીજો ગઝલસંગ્રહ લઈને ભાવકો સમક્ષ ઊપસ્થિત થાય છે ત્યારે, એમનો ગઝલ-વ્યાપ જોઈને સ્હેજે હરખ ઉપજે એ સ્વાભાવિક છે. એમનો પ્રથમ ગઝલસંગ્રહ આપ્યા બાદ ખાસ્સાં આઠ વરસ સુધી એમણે સતત ગઝલ-સાધના ચાલુ રાખી. પરિપાકરૂપે આ બીજા સંગ્રહનું અવતરણ થયું. આ સંગ્રહ પ્રથમ દૃષ્ટિએ જ ગમી જાય એવો છે.

સંગ્રહમાંથી પસાર થતાં એટલું તો તરત જ નજરે ચડી જાય છે કે સુધીરભાઈએ ગઝલના અસલી મિજાજને જાળવવાની ખેલદિલ કોશિષ કરી છે. ગઝલ સાહિત્યપ્રકાર જોડે અત્યારે સંખ્યાબન્ધ કલમો કામ પાડી રહી છે ત્યારે એમાંથી એકાદ અવાજને ભિન્ન રીતે, અલગ પાડવો એ કઠિન લાગે. છતાં ચોક્કસ કહેવું પડે કે કવિએ અહીં ગઝલના શબ્દ સાથે પૂરી સભાનતા અને જવાબદારીપૂર્વક કામ પાડ્યું છે. આધુનિકોમાં સુધીર પટેલનું નામ અવશ્ય લેવું પડે એટલું ને એવું એમનું કવિકર્મ છે. વિભિન્ન વિષયો પર એમની ગઝલ મૌલિક અવાજની સ્વતન્ત્ર ઓળખ પૂરી પાડે છે.

આ સંગ્રહમાં, કવિ શબ્દ સાથે સતત કામ પાડતા રહીને પણ 'મૂંગામન્તર થઈ જુઓ'ની શીખ આપે છે, જે પ્રથમ દૃષ્ટિએ વિરોધાભાસી લાગે પણ એમનાં કવિકર્મને ઝીણવટથી જોયા બાદ, શબ્દમાંથી જ મૌન તરફ ગતિ કરવાની એમની મથામણનો અહેસાસ થાય છે. ત્યારે મૌન તરફનો એમનો અનુરાગ આપણને પણ ઊંડેથી સ્પર્શી જાય છે. કવિતા એ આખરે તો શબ્દ દ્વારા મૌનને જ પામવાની પ્રક્રિયા છે ને ? કવિતામાં જે કંઈ નથી કહેવાયું એનું ઈંગિત રજૂ થયેલા શબ્દો દ્વારા ખોળવું પડતું હોય છે. એટલો બુદ્ધિવ્યાપાર કર્યા પછી જ શબ્દ અને મૌનનું સાયુજ્ય હાથવગું થવાની શક્યતા ઊભી થાય છે. કવિએ આખા સંગ્રહમાં ઠેર ઠેર, મૌનની ગરિમા વધારતા શેરોનું સૌન્દર્ય ખડું કર્યું છે. એમાં ચિન્તનની સાથોસાથ, એમની મૌનપ્રીતિનાં પણ દર્શન થાય છે.

*હું સભામાં તો ગઝલ ગાઈ ગયો*
*કૈં અસર નોંધાઈ નહિ ભાવુકમાં.*

એમ કહી કવિ ભલે પોતાના શબ્દપ્રત્યાયન તરફ શંકાશીલ હોય પરન્તુ આગળ વધીને એ જ કવિ કહે છે :

*અમસ્તો જ શબ્દ ફેંકી દીધો'તો સુધીર,*
*થઈ લક્ષ્યવેધી ફળ્યો છે. કરો કંકુના.*

જો કે એ લક્ષ્યવેધ થયો છે કે કેમ એ વ્યાપક પરામર્શની વાત હોઈ સમય જ એનો સાચો જવાબ આપી શકે.

કવિને આખરે શોધ શેની છે ? જુઓ,

*એ જ પળની રાહમાં છે જિન્દગી*
*હું મ્હને ક્યારેક મ્હારો થઈ મળું.*

ખુદને પામવાની મથામણનો અહીં વ્યાપક આયામ જોવા મળે છે. એક વધુ શે'ર એની પુષ્ટિમાં :

*સાચી મજા તો, ખુદથી લડવાની જ છે 'સુધીર'*
*તું બિમ્બ સાથે રોજ ઊઠીને ઝઘડ નહીં.*

આખાયે સંગ્રહમાં કવિએ અત્રતત્ર, ખુદીને બલવત્તર કરવાની, ખુદને પામવાની તથા ખુદને પામવાના પરિતોષની વાત કરી છે. જાતને પામવાના વલખાંના થોડાક વધુ અશઆર જુઓ :

સૂર્ય જેવી જાત ભીતરમાં હતી
ને દીવો લઈ બ્હાર એ ખોળી અમે.

\+ +

શોધતાં કૈં હોઈએ જે અન્યમાં
એ જ આખર આપણામાંથી મળે.

પણ મહત્ત્વપૂર્ણ વાત એ છે કે કવિએ એની અભિવ્યક્તિમાં સ્વભાવોક્તિ અને સરળતાનો જ ઉપયોગ કરીને જરાયે લપસ્યા વિના કવિતા અને ગઝલિયત સિદ્ધ કર્યાં છે, પરિણામે પ્રા. જયન્તી ગોહેલ કહે છે તેમ, ઊંડા ચિન્તનને પણ કવિ સહજતાથી ગઝલસ્થ કરી શક્યા છે. એક રચનામાં જીવન-મૃત્યુની ફિલસૂફી કવિ કંઈક જુદી રીતે વ્યક્ત કરે છે, શે'ર છે,

ભેદ જાણી મૃત્યુનો શું કરશું 'સુધીર'
ક્યાં હજી જાણી શક્યો છું આ હયાતી ?

આગળ પણ કવિ કહે છે,

પારદર્શક થઈ રહી પહેલાં 'સુધીર'
એ પછીથી જાત આખી ઝગમગે.

તો વળી નિતાન્ત કવિતા તરફ લઈ જતા કેટલાક શે'ર ભાવકને ખાસ આકર્ષી જાય છે, બે ઉદાહરણ,

બાગ જાણે એક કોરો પત્ર છે
ને ફૂલો એમાં સુગન્ધી અક્ષરો.

\+ +

સાંજ ટાણે સૂર્ય ઢળતો જોઈને,
થાય છે આંખો સજલ, કારણ વગર.

"ફૂલો વિષે'ની ગઝલ"ના પાંચેય શે'ર એની તાજગીને લીધે સુન્દર અને કલાત્મક છે. એ જ રીતે પ્રકૃતિના વિવિધ આલમ્બનો દ્વારા એમણે માનવીય સંવેદનાનાં સુન્દર ચિત્રો ઘણી રચનાઓમાં રજૂ કર્યાં છે :

પર્ણની પીળાસ બીજું કૈં નથી
ડાળથી છૂટી ગયાનો વસવસો.

\+ +

'બસ હવા જેવું સકળ અડ તો કહું
પર્ણથી ઝાકળ સમું દડ તો કહું

\+ +

પવનની જેમ બેઘર બની
ભટકવાનું મન થાય છે.

અહીં પણ કથનની સ્વભાવિક્તા આકર્ષે છે. કશા જ શબ્દાડમ્બર વિના રોજિન્દી જિન્દગીના જ ચીલાચાલુ શબ્દોને કવિએ, રદ્દીફ-કાફિયામાં ઢાળીને, કથનનું સૌન્દર્ય ઊભું કર્યું છે. 'ઉજાસ હોય છે' નામની ગઝલમાં કવિએ ચિન્તનની પરિભાષાને સહજોક્તિમાં ઢાળીને કવિકર્મને કેવું ધારદાર કર્યું છે, જુઓ,

મૌનનો ય હેતુ ખાસ હોય છે
ખુદને સુણવાનો એ પ્રયાસ હોય છે.

કોઈ ઊંચ-નીચ હોય છે જ ક્યાં કદી ?
આપણી જ દૃષ્ટિનો રકાસ હોય છે.

ટૂંકી બહરની એક રચનાના શે'રમાં વ્યક્ત થતી 'હું'ને ઓગળવાની વાતની અસરકારકતા કેટલી તીવ્ર છે તે જુઓ,

એકવચની 'હું' મિટાવી
વાતમાં સાંકળ મ્હને પણ.

સામાન્ય રીતે દરેક ગઝલકાર જેનો વિનિયોગ કરે જ છે, છતાં અહીં એ વધુ ધ્યાનાકર્ષક બની છે એ પ્રશ્નાર્થક કથનરીતિનાં સુન્દર પરિણામો ઠેર ઠેર જોવા મળે છે. ઉદાહરણ મોજૂદ છે.

ગૂમ થવું એ ક્યાં નવાઈ છે અહીં ?
કોઈને ક્યારેક પણ જડ તો કહું.

\+ +

નદી, દરિયા, સરોવર કે ઝરણને શું કરું ?
પ્રથમથી જ છે અહીં મ્હારી તરસ ત્હારા સુધી

તો વળી 'ક્યાં', 'તો શું કહે', વાર ની. શીર્ષકોવાળી ગઝલો સબળ પ્રશ્નાર્થક રીતિમાં જ

અભિવ્યક્ત થઈને, ક્યારેક નિરૂપણરીતિના તો ક્યારેક અર્થના સૌંદર્ય દ્વારા ચિન્તન પૂરું પાડે છે.

*શૂન્યમાંથી એક થાતાં વાર શી ?*
*શૂન્યમાં સઘળું સમાતાં વાર શી ?*

+ +

*વૃક્ષને વાચા મળે તો શું કહે ?*
*મૌન જન્મોનું ફળે તો શું કહે ?*

એ જ રીતે ઘણી રચનાઓમાં કવિએ અનુરોધાત્મક કથન દ્વારા પણ સુપરિણામ મેળવ્યું છે, જેનો વિનિયોગ પણ કવિએ છૂટથી કર્યો છે. સંગ્રહનું શીર્ષક જ કવિએ 'મૂંગામન્તર થઈ જુઓ' જેવા અનુરોધથી કરીને એ કથનને વ્યાપક પુષ્ટિ આપી છે. એ ગઝલમાં કવિએ બધા જ શે'રમાં આ કથનનો ઉપયોગ કરીને કથનવૈવિધ્ય ઊભું કર્યું છે,

*દર્પણ દર્પણ ભટકો નહિ ને બિમ્બ બધા ફોડી નાંખો,*
*ખુદને મળશો ખુદની અન્દર મૂંગામન્તર થઈ જુઓ.*

તો 'ખઙ્કેરી નાખ' ગઝલનો સળંગ આજ્ઞાર્થ ધ્વનિ પણ આકર્ષે છે જેનો ઉપયોગ 'ઘાત કર', 'ચહેરો ઉમેરો' જેવી ગઝલોમાં પણ થયો છે. જેમકે,

*ચાલ, ઊભો થા ને રજ ખઙ્કેરી નાખ,*
*મન ઉપર ચોંટી સમજ ખઙ્કેરી નાખ*

સઙ્ગ્રહની ટૂંકી પ્રસ્તાવનામાં કવિ શ્રી રમેશ પારેખે નોંધ્યું છે તેમ સુધીર પટેલની ગઝલોમાં વિષય-વૈવિધ્યની જેમ છન્દોવૈવિધ્ય પણ ખાસ્સું છે. સળંગ છન્દમાં એકાદ લઘુ કે ગુરુ માત્રાની વધઘટ કરી તેમણે છન્દપ્રયોગો કર્યા છે. તો વળી ગાલગાગા કે લગાગાગાનાં આવર્તનોમાં પણ ઉચિત વધઘટ દ્વારા ઘણી રચનાઓ સન્ધેડાઉતાર કરી છે. 'રમલ' એ દરેક ગઝલકારનો પ્રિય તથા ગઝલની અસરકારકતા માટેનો છન્દ ગણાય છે. સુધીરભાઈએ 'ઘાત કર', 'ખઙ્કેરી નાખ' 'તો કહું, પાસ દે' 'ગુમ થવાનું હોય તો' જેવી ને અન્ય ઘણી રચનાઓને 'રમલ' છન્દમાં આકર્ષક રીતે રજૂ કરી છે. જો કે, પ્રયોગોમાં ક્યાંક 'વજનદોષ'ના અપવાદ પણ રમેશ પારેખ કહે છે તેમ, જોવા મળે છે, જે પ્રતીતિકર શબ્દના ચોક્કસ ઉપયોગને લીધે થતો સહજદોષ છે. એ અર્થનિષ્પત્તિમાં ઉપકારક નીવડે છે પણ છન્દને હાનિ પહોંચાડે છે. જેમ કે,

*ધાર્યું હતું કેં ઓર ને ત્હમે કેં ઓર થઈ ઊભા,*
*ઉષા નહીં, નહિ સાંજ, ભરબપ્પોર થઈ ઊભા*

અહીં 'ઉષા'ના હ્રસ્વ 'ઉ'ને લીધે, 'ગા'ની તીવ્રતા જળવાતી નથી. અન્યત્ર પણ આવા વજનદોષ છે. 'લાગે છે' નામની ગઝલમાં એ દોષની તીવ્રતા વધુ લાગે છે.

સમ્પ્રત ગઝલ જ્યારે અનેક નવ્ય ગઝલકારોથી અનેક પ્રકારે ખેડાઈ રહી છે ત્યારે કોઈના અનુકરણવિહોણો, તદ્દન નિરાળો ને મૌલિક અવાજ લઈને આવતી સુધી પટેલની ગઝલો એ ગુજરાતી ગઝલનો એક નવો ને તાજગીપૂર્ણ ચહેરો છે. સર્જક ક્યારેક એના રોકાદ સર્જનઅંશ માત્રથી જ, ચિરસ્મરણીય બની રહેતો હોય છે. વારંવાર વાંચવી ગમે તેવી ને અભિવ્યક્તિ જોડે ચિન્તનનું પણ બળ ધરાવતી સુધીર પટેલની ગઝલોએ એમને આપણા ગણનાપાત્ર ગઝલકારોની અગ્રિમ હરોળમાં મૂક્યા છે એમ કહું તો અત્યુક્તિ નહીં લાગે.

['મૂંગામન્તર થઈ જુઓ' (જૂન ૧૯૯૭) સુધીર પટેલ, પ્રકાશક : શ્રી. પી.પી. પટેલ, પાર્શ્વ પ્રકાશન 'નિકેત' પ્લોટ નં. ૩૬/એ/ ૧ અનન્ત વાડી ભાવનગર-૩૬૪ ០૦૨]



## 'બાહુક'ની અલંકાર સમૃદ્ધિ

**પ્રફુલ્લ રાવલ**

ઈસુના નવમા દાયકામાં કવિતા ક્ષેત્રે જે ગતિ-પ્રગતિ થઈ છે તેમાં 'બાહુક' એક સશકત કૃતિ છે, લયદૃષ્ટિએ અને ખાસ કરીને અલઙ્કાર દૃષ્ટિએ. 'ખણ્ડ' કાવ્ય'ના પ્રકારમાં રહેલી નવી શક્યતાઓ ચીંધવા સાથે તે પ્રશિષ્ટ રચનારીતિની ક્ષમતા અને અદ્યતનતા પ્રકટ કરી આપે છે' એવું ડૉ. હરિવલ્લભ ભાયાણીનું કથન છે. 'બાહુક'નો અભ્યાસ વિવિધ દૃષ્ટિકોણથી થઈ શકે. ન્હાનાલાલની ડોલન શૈલીની યાદ આપતો, છતાં ય ચિનુ મોદીની નિજી મુદ્રાને સમુચિત રીતે વ્યક્ત કરતો લય આ કાવ્યનું એક નોખું તત્ત્વ છે. પદ્યલયની નૂતન શક્યતા આ જ કાવ્યમાંથી પામી શકાય છે; લય સાથે કાવ્યનું રૂપ આમેજ થતાં ભાવક્ષણો એમ જ પ્રકટતી ગઈ છે. એમાં અલઙ્કારનો યોગ થયો છે, સહયોગ થયો છે. અલઙ્કારોએ પાત્રના ભાવને બરાબર પોષણ આપ્યું છે. ક્યારેક તો એવું પ્રતીત થાય છે કે અલઙ્કાર વગર પાત્રનો મનોભાવ કે ભાવસ્થિતિને આટલી સચોટ રીતે વ્યક્ત જ ન કરાઈ શકી હોત ! છતાં અલઙ્કારો આગન્તુક લાગતા નથી. અહીં 'બાહુક'ના અલઙ્કાર એમાં ય ખાસ તો ઉપમા અલઙ્કાર વિષે થોડાક વાત કરવા ધારી છે. જે ઉપમા અલઙ્કારો તારવ્યા છે એ દ્વારા કવિએ કાવ્યના વિસયવસ્તુને કેવું ધારદાર રૂપ આપ્યું છે તેની પ્રતીતિ થશે.

'બાહુક' ત્રણ સર્ગમાં વિભકત કાવ્ય છે. પ્રત્યેક સર્ગમાં પાત્ર મુજબ ભાવોક્તિ છે. માત્ર ત્રણ રાત્રિઓની અનુભવક્ષણોને – ભાવક્ષણોને કવિએ શબ્દસ્થ કરી છે. એમ ઘટનાને આકાર મળ્યો છે. પરન્તુ ભાવક્ષણને કવિએ અલઙ્કાર દ્વારા ગૂંથી છે મઢી છે. આથી અહીં અલઙ્કારો કાવ્યના અઙ્ગરૂપ બની ગયા છે. પ્રથમ સર્ગની શરૂઆત બ્રહદશ્વના વ્યક્તવ્યથી થાય છે. આ સર્ગમાં બૃહદશ્વની ભાવસ્થિતિના નિરૂપણમાં ઉપમા અલઙ્કારનો યોગ્ય વિનિયોગ થયો છે.

દ્યુત વિજયી પુષ્કર નગરમાં પ્રવેશે છે. એના પ્રવેશ સાથે નગરજનો દાવાનલ સમીપ આવતો અનુભવે છે અને નગરજનો 'મૃગ જેવી સ્થિતિને' પામે છે. નગરજનોની પરિસ્થિતિ 'મૃગ જેવી' કહીને કવિએ એક આખું ભાવચિત્ર દોર્યું છે. નગરવાસીઓ કુતૂહલવશ આજુબાજુ જુએ છે. એમની ભ્રૂકુટિને 'ખેંચાયેલ પણછ જેવી' કહીને એક વિશિષ્ટ ભાવસ્થિતિને નિરૂપી છે. 'ખેંચાયેલ પણછ' ઉપમાન છે. અને એનું સાયુજ્ય છે 'ભાલપ્રદેશ પરની કરચલીઓ' સાથે. પછી કવિ સ્થળ પ્રાસાદની વાત કરે છે. વાતાયનને શિશુમુખ સાથે સરખાવીને શિશુભયનું સ્વાભાવિક રૂપ દર્શાવ્યું છે. આ બધું પુષ્કરના આગમન-પ્રવેશથી નિર્માણ થયું છે. આ પુષ્કરનું કવિએ આવું ચિત્રણ કર્યું છે.

*ક્ષીર સાગરમાં*
*વિષબિન્દુ જેવો*
*પુષ્કર.*

માત્ર ત્રણ પદ. છતાં ય એક છવિ છતી થાય છે. વિજેતા પુષ્કર પછી પરાજિત નળની વાત. એના મનની વાત. એના વિષાદની વાત. કવિએ એની ભાવસ્થિતિને પણ ઉપમા અલઙ્કારને આધારે જ સ્પષ્ટ કરી છે. પઙ્ક્તિઓ સ્વયં તે કહેશે.

*મોજાં વચ્ચે*
*ઘેરાયેલા,*
*જીર્ણ વહાણ જેવું*
*વર્તુળાતો*
*દુર્ગદ્વાર તોડવા*
*ઉપયોગમાં લીધેલા*
*હસ્તી જેમ અફળાઈ*
*દારુણ ઘાવ પામતો*
*અને*
*છેવટે*
*ધસતા રથના*

*છૂટા પડતા ચક્ર જેમ*
*અનિયત ગતિને પામતો*
*નળ*
*નિષધનગરીના*
*અન્તિમ પ્રાસાદથી પણ*
*શતાધિક પગલાં દૂર*
*મોતી વગરની છીપ જેવો*
*પડેલો હતો.'*

આ સળઙ્ગ પઙ્ક્તિમાં ચાર ઉપમા અલઙ્કારનો વિનિયોગ થયો છે અને મૂળના મનોભાવનું એની સ્થિતિનું દર્શન કવિએ કરાવ્યું છે. પહેલા ત્રણ અલઙ્કારનું ઉપમેય નળ છે જે ત્રીજા અલઙ્કારમાં સ્પષ્ટ થયું છે. અને ચોથા અલઙ્કારનું ઉપમેય પણ નળ જ છે જે ત્રીજા અલઙ્કારમાં સ્પષ્ટ થયું છે. 'વર્તુળાતો' શબ્દ નળના મનમાં ચાલતાં વિચારોની ચકરવકરતાને નિર્દેશે છે. ઉપમાન 'હસ્તી'ને લગાડેલા વિશેષણથી આખી ક્રિયા પ્રત્યક્ષ થઈ છે અને એ ક્રિયાનું જે પરિણામ આવ્યું એવી નળની સ્થિતિ છે. અન્તે નળની અનિયત ગતિને 'છૂટા પડતા ચક્ર' સાથે સરખાવીને આબેહૂબ ચિત્રિત કરી છે. આવા નળને વળી કવિએ 'મોતી વગરની છીપ' સાથે સરખાવી ઉપમા અલઙ્કાર પાસે ધાર્યું કામ લીધુ છે. અલબત્ત, આ અલઙ્કારમાં કવિનો આયાસ વર્તાતો નથી પણ નરી સ્વાભાવિકતા જ છે. અહીં પ્રથમ સર્ગની બૃહદશ્વની ઉક્તિ પૂર્ણ થાય છે.

હવે પરાજિત નળની ઉક્તિ પ્રારમ્ભ થાય છે. નળ ત્રણ પ્રશ્ન પૂછે છે અને પછી પોતાના જ પ્રશ્નને મૂક કહે છે. અહીં 'મારા હે મૂક પ્રશ્ન' ઉપમેય છે અને તેના આ ત્રણ ઉપમાન છે.

*નિસ્તબ્ધ દિશા*
*હઠે ચડેલા વાચાઙ્ગ*
*દન્તશૂળ ખોયેલા ગજરાજ*

આ મૂક પ્રશ્ને નળને ભરડો લીધો છે. બલકે એ પ્રશ્ન જ ભોંકાઈ ગયો છે, ચિનુ મોદીએ આ ભાવ – ઘટનાને પણ અલઙ્કારથી આમ મઢી છે.

*ભોંકાયેલી*
*અને અન્દર*
*ઊંડે ઊંડે*
*ઊતરી ગયેલી*
*શૂળ જેમ*
*તમને,*
*હું*
*દૂર કરી શકતો નથી.*

અહીં 'મૂક પ્રશ્ન'ને 'તમને' એવા સર્વનામથી રજૂ કર્યો છે. એ જ તો છે ઉપમેય. આગળ નળ સ્વયંને પ્રશ્ન કરે છે એ પણ અલઙ્કારના આધારે

*સમુદ્રના ઉછઙ્ગમાંથી*
*કોરાકટ તટ પર*
*છીપલાની જેમ*
*મ્હને મ્હારી ઈચ્છાવિરુદ્ધ*
*કેમ ફેંકી દેવામાં આવ્યો છે ?'*

નિષધનગરીમાં પરાજિત રાજા નળ ચાલીને નીકળ્યો છે ત્યારે એના મનમાં જે ભાવનું ઝરણું વહે છે, એમાં વિષાદની છાયા જ વ્યાપ્ત છે એ ભાવ છતો થાય છે આ પઙ્ક્તિમાં

*પણ,*
*મારા ચરણના પડતાં*
*પ્રત્યેક પગલાંના ધ્વનિ.*
*પગલાંમાં*
*મૃત્તિકામાં ચિત્રિત થઈ*
*અઙ્કિત થતાં ચિહ્ન*
*રાજમાર્ગના વક્ષસ્થલ,*
*જનરહિત અટ્ટાલિકાઓ જેવા*
*અપરિચિત*
*અને એથી*
*મ્હારા તરફ*
*અવજ્ઞા દાખવતા*
*મ્હને લાગતા હતા.*

'જનરહિત અટ્ટાલિકાઓ જેવા' દ્વારા ઉપમા અલઙ્કાર તો બન્યો જ છે. પરન્તુ આ અલઙ્કાર નળના મનમાં નગર વિષે જે ભાવ જન્મ્યો છે તેને ખુલ્લો કરે

છે. ફરી 'ખેંચાયેલી પણછ' ઉપમાન બને છે. એનું વિશેષણ પત્થરનું ધનુષ્ય છે જે નળની સ્થિતિનું સાચું બ્યાન કરે છે. નિષધનગરી પ્રત્યેનો અપૂર્વ ભાવ નળની ઉક્તિમાં સમ્ભળાય છે. અન્તે નળ પ્રશ્ન કરે છે.

*હે નગરી !*
*હું નાગર છું*
*હું*
*તારાથી કેમ કરીને*
*વિખૂટો થાઉં ?*

વૈદર્ભીની ઉક્તિમાં માત્ર એક અલઙ્કાર છે. વૈદર્ભીને નિષધ નરેશ નળ 'હસ્તી વિરહમાં લવતા મહાવત જેવા લાગે છે' નગરીથી વિખૂટા પડતા નળની આ વિષાદગાથા છે.

સર્ગ બેમાં પ્રથમ બૃહદશ્વ, નળ અને પછી વૈદર્ભીની ઉક્તિઓ છે. બૃહદશ્વ કહે છે :

*ગતકાલ*
*કાંચળી વિચ્છેદ જેવો*
*સહજ બને*
*તો પીડાકારક બનતો નથી.*

માત્ર ઉપમેય અને ઉપમાનથી અલઙ્કાર તો બને છે પણ અર્થની દ્યુતિ તો પાછળના પદથી જ પામી શકાય છે. બૃહદશ્વની આ ઉક્તિમાં માત્ર આ એક જ અલઙ્કાર છે.

હવે નળની ઉક્તિ. એમાં છ ઉપમા અલઙ્કારો ચિનુ મોદીએ પ્રયોજ્યા છે. નળ પ્રાપ્ત પરિસ્થિતિને 'કનકલતા જેવી' કહે છે. અને નિષધનગરીને 'વૈદર્ભી જેમ' 'સ્નેહવિવશ માની હશે' એવી ધારણા કરે છે. નળનો પ્રશ્ન છે :

*પઙ્કિલ પુકુર પાસે*
*શ્વેત રાજહંસ જેમ*
*હું ઊભો છું ?*

નળનો બીજો પ્રશ્ન છે

*માર્ગ ન આપનાર*
*સમુદ્રનું*
*જળ શોષવા*
*અવમાનિત*
*એથી ક્રોધિત*
*એવા વિપ્ર જેમ*
*તપ કરતો*
*હું ઊભો છું ?*

બન્ને પ્રશ્નો અલઙ્કારથી મણ્ડિત છે. એથી નળના મનની વાત વધુ ભદ્ર રૂપે વ્યક્ત થઈ છે. નળ રિક્ત બની રહ્યો છે અને આ રિક્તપણાને 'યજ્ઞના અગ્નિકુણ્ડમાંથી નીકળતા ધ્રુમવલય' સાથે સરખાવે છે. અન્તે નળ વૈદર્ભીનું સ્મરણ કરતાં 'તું ક્યાં છો ?' એવો સાદ પાડે છે.

હવે વૈદર્ભીની ઉક્તિ. એમાં પણ અલઙ્કાર અનુપસ્થિત નથી. 'તીક્ષ્ણ અસિ જેવી' અને 'વાદળી જેવી' વૈદર્ભીની વાણીમાં વેદનાનો જ પડઘો સમ્ભળાય છે.

હે વિરથી
ચક્ર જેવા ગતિશીલ જ હોય
તોય ચરણ છે.

વૈદર્ભીની આ ઉક્તિમાં ઉપમા અલઙ્કાર સાવ નકારાત્મક રૂપે આવ્યો છે.

વૈદર્ભી પોતાને 'અબ્ધિપ્રિય નદી' કહે છે. પોતે 'પર્વતપુત્રી' છે 'નૌકા નથી જ નથી.' ત્રીજા સર્ગનો પ્રારમ્ભ થાય છે વૈદર્ભીની ઉક્તિથી. અહીં સત્તર ઉપમા અલઙ્કારો છે. વૈદર્ભી વૃક્ષરાજને જે પ્રશ્ન કરે છે એમાં ઊર્ધ્વગતિના રહસ્યને ખોલવાનો-પામવાનો ખ્યાલ છતો થાય છે. વૃક્ષ આકાશ ભણી વધે છે. માટે જ વૈદર્ભી વૃક્ષરાજને પ્રશ્ન કરે છે.

*આકાશ જેવું જ ઊંડાણ*
*પૃથ્વીના પેટાળમાં*
*શું અહીં જ હોય ?*

મૂળ તો ઊર્ધ્વગતિના રહસ્યને ખોલવાનો ખ્યાલ છે. અહીં 'આકાશ'ને ઉપમેય કહીએ છીએ ત્યારે 'આકાશનું ઊંડાણ' સમજી લેવાનું છે જે ઉપમાન "પૃથ્વીના ઊંડાણ' સાથે સરખાવ્યું છે. વૈદર્ભીના પ્રશ્નમાં જ ઊંડાણ છે. અલઙ્કાર પણ ઉપમા જ છે. એમાં પણ પ્રશ્ન જ છે.

પ્રશ્ન ભારે વેધક છે.

*પ્રારમ્ભિક ક્ષણોના*
*'પિઞ્જરઆવાસ*
*જેવું જ અ-પ્રિય*
*બની જતું હસે*
*હવે આ અરણ્ય ?*

વૈદર્ભીની વ્યથાવાર્તા અલઙ્કાર દ્વારા જ ચિનુ મોદીએ ગૂંથી છે મઢી છે. એ અલઙ્કારો જોઈએ.

*'સતત જેમનું કૌમાર્ય હસતું હોવા છતાં*
*નગરવધૂ જેવી જ*
*પ્રસન્ન*
*આ રમણીય વીથિકાઓ*

+ +

*હરિત વર્ણવાળા દુર્ગમાં*
*વાતાયનો જેમ જ*
*પર્ણે પર્ણે પ્રગટતો*
*રૂપ રાશિ*

+ +

*'સ્વચ્છ સ્નિગ્ધ*
*કરુણાદ્ર 'માતા જેવા*
*ઉમળકાવાળી*
*સરિતા.*

પછી વૈદર્ભી પ્રતિક્ષણ રમ્ય લાગતી શીતદ્યુતિ સાથે વાત કરે છે.

*ત્રણેય રાત્રિ વિશે*
*તહારી કળાઓ*
*વીરસેન સુતના*
*મુખ જેમ જ*
*ક્રમશ*
*ઘટતી ગઈ છે.*

વાત તો શીતદ્યુતિની કરે છે. પરન્તુ એને સરખાવે છે વીરસેનસુત સાથે. એમાં પરાજિત વીરસેનસુતની દ્યુતિને અલઙ્કારના સહારે વ્યઞ્જનાથી વ્યક્ત કરાઈ છે.

વૈદર્ભી પોતાની વાત કરતાં કહે છે કે :

*કાળમીંઢ પાષાણમાંથી*
*કોતરી કાઢેલા*
*શિલ્પ જેવી*
*મ્હારા નાથની*
*આ જળકમળવત્ અવસ્થા*
*મ્હને*
*ક્રમે ક્રમે*
*નિરાધાર બનાવી રહી છે.*

અહીં 'મ્હારા નાથની આ જળકમળવત્ અવસ્થા' ઉપમેય છે. અને 'કાળમીંઢ' પાષણમાંથી કોતરી કાઢેલા શિલ્પ' ઉપમાન છે. વૈદર્ભીએ પોતાની નિરાધાર સ્થિતિને આમ અલઙ્કારથી સચોટ વ્યક્ત કરી છે. વળી નૃપની આ અવસ્થાને મૂક કહે છે. આ અવસ્થા વૈદર્ભીને બિહામણી લાગે છે અને એને 'કોપાયમાન થયેલી દેવીની/ શાપ ઉચ્ચારવા /ગતિમય બનતી જિહ્વા સાથે સરખાવી છે. અહીં પણ ઉપમા અલઙ્કાર દ્વારા કવિએ વૈદર્ભીના માનસનું અને એ થકી નળની અવસ્થાનું સાર્થ ચિત્રણ કર્યું છે. પછીનો અલઙ્કાર પણ એટલો જ યથાર્થ છે.

*આભથી અચાનક*
*ભારે વર્ષાને કારણે*
*ઊતરેલાં જળમાં*
*ઘવાયેલા યોદ્ધાઓનું રક્ત*
*ભળતાં*
*લાલ બનેલી*
*રણભૂમિ જેવી*
*આ અનિદ્રિત આંખોને*
*હે બાલસૂર્ય !*
*મધ્યાહ્ને હો*
*એવા તપ્ત*
*પ્રાતઃ કાળે જ*
*આપ કેમ લાગો છો ?*

સવાર છે, છતાંય જાગરણે બાલસૂર્યથી મધ્યાહ્નની પ્રતીતિ થાય છે. વલોપાતી વૈદર્ભીની આવી છે અવસ્થા.

વૈદર્ભીની ઉક્તિનો પ્રતિઘોષ બૃહદશ્વ અનુભવે છે. અને આ પ્રતિઘોષની ગતિને 'તરલ વિદ્યુત' સાથે તોલે છે. હવે મત્સ્ય જેવો જયવિચ્છેદ' અનુભવવાનું વિસ્મય નથી રહ્યું. અન્ધકારને અનુલક્ષીને બૃહદશ્વ જે વિચારો કરે છે એમાં પણ અલઙ્કારનો જ વિનિયોગ થયો છે. અરણ્યના અન્ધકારને કવિએ પરું કહ્યો છે. એના ત્રણ ઉપમાનો છે- વિહઙ્ગ, સિંહ અને વિષવૃક્ષ. વૈદર્ભીને પોતાની વાણીથી જ સાવધ રહેવા કહે છે.

અન્તમાં નળની ઉક્તિ છે. નળ પાસે રાજત્વ રહ્યું નથી.. રહી છે માત્ર ક્ષુધા. અને કેવી ક્ષુધા ?

*અને*
*ક્ષુધા આ*
*કોપાયમાન વરસે નહિ મેઘ*
*ત્યારે–*
*જેવી ધરા.*

આ ઉપમા અલઙ્કારમાં 'ક્ષુધા' ઉપમેય છે ક્ષુધાને ઉપમેય રાખીને ચિનુ મોદીએ અન્ય અલઙ્કારો પણ પ્રયોજ્યા છે.

*ચિત્તની સ્વસ્થતા હરતી*
*આકસ્મિક, અશ્વગતિ ધારતા*
*જળપ્રવાહ જેમ*
*તટે સ્થિત રહેવા દેતી:*
*સઘન વનમાં પ્રદીપ્ત અગ્નિ જેમ*
*પ્રજ્વલિત કરવા પ્રસરીને,*
*હરિત શુષ્કના ભેદ ભૂંસતી*
*આ ક્ષુધા*

ક્ષુધાને જળપ્રવાહ અને અગ્નિની સાથે સરખાવીને કવિએ ક્ષુધાને કારણે માણસની શી સ્થિતિ થાય છે તેનું દર્શન કરાવ્યું છે. નળની આ ઉક્તિમાં એક નવી જ તાજગીવાળો ઉપમા અલઙ્કાર આવો છે. 'પાણી જેવી ગ્રીવા પાતળી' વસન – વસ્ત્ર લઈને પક્ષી ઊડી જાય છે. નળ વિવસ્ત્ર થઈ ગયો છે. અને પ્રિયનું સ્મરણ થાય છે. નળ પ્રશ્ન કરે છે. '

*પ્રિયે, માતા પેઠે વસન અમને આપ ધરશો ?*

સમાનાર્થી શબ્દ 'પેઠે' દ્વારા ઉપમા અલઙ્કારનું એંધાણ મળે છે. નળને જે સ્મરણો જાગે છે તેમાં ઉપમા અલઙ્કારનો જ ઉપયોગ કર્યો છે. સળઙ્ગ પઙ્ક્તિઓમાં ગૂંથાયેલા ઉપમા અલઙ્કારો જોઈએ.

*કુરરી પક્ષિણી જેમ ચિત્કાર કરતી,*
*બાણથી વીંધાવાના ભયથી*
*વ્યાકુલ હરિણી જેમ દોડતી*
*અશોક વૃક્ષ પાસે થોભતી*
*આમ છતાં શોકરહિત અવસ્થા*
*ન પ્રાપ્ત થતાં, ખિન્ન બનતી,*
*અઙ્ગ પર અર્ધવસ્ત્ર હોવાથી*
*લજ્જા અનુભવતી:*
*વયોવૃદ્ધ એવા ગિરિવરને*
*ઊર્ધ્વશિખરમાં નેત્રોથી*
*ચોપાસ જોવા વીનવતી,*
*ઋષિગણ પાસે જલ્પતી,*
*અગ્નિ જેવા વિરહથી દગ્ધ એવી*
*આ...*
*આ તો ભીમકતનયા*
*હૃદયદ્રિતી...'*

વૈદર્ભીના સન્દર્ભે કહેવાયેલા આ આખા ખણ્ડમાં ત્રણ ઉપમા અલઙ્કાર છે. વૈદર્ભીનું એક ચિત્ર એમાં અઙ્કિત થયું છે. નળ સમ્બન્ધને 'તીવ્ર ગન્ધ' સાથે સરખાવે છે. આ સમ્બન્ધ પાછા છે ય અન્ધ. નળ દાંત ભીડી, મુઠ્ઠી વાળી ક્યાંક નાસી છૂટવા ઈચ્છે છે. અહીં ખણ્ડકાવ્યનો અન્ત છે.

આ કાવ્યમાં આવેલા અલઙ્કારો કાવ્યને અનોખું બળ આપે છે. કાવ્યમાં કથિત વિચારને-ભાવનાને-વ્યથાને સમજવામાં અલઙ્કારો ઉપયોગી બન્યા છે. એ ચિનુ મોદીની કવિપ્રતિભાનું એક છોગું છે.



કવિતા માટે છન્દ અનિવાર્ય ન હોય તો પ્રાસ અનિવાર્ય ક્યાંથી હોય ? પણ જે અનિવાર્ય છે તે આવકાર્ય નથી એમ કોણે કહ્યું ? વ્યક્તિની જેમ જ ક્યારેક આગન્તુક વસ્તુ પણ સમય જતાં આપ્ત બની જાય છે, તેની સાથે દૃઢ સમ્બન્ધ-બન્ધ બન્ધાતાં તે અનિવાર્ય બની રહે છે. પ્રાસ સૉનેટ, ગીત અને ગઝલ માટે અનિવાર્ય લેખાય છે. એટલું જ નહિ, છન્દની જેમ જ કૃતિનું એક અઙ્ગ બની રહેલ પ્રાસથી તેની સિદ્ધ થયેલી રચના પ્રાસની અનુપસ્થિતિમાં અસહ્ય લાગે છે. પ્રાસ કેવળ શબ્દનો અલઙ્કાર કે વર્ણચમત્કૃતિની યુક્તિ કે રીતિ જ નહિ, પણ કડી કે શ્લોકની પઙ્ક્તિઓને સાંકળનાર તથા પરસ્પરના અનુસન્ધાનના સંસ્કારથી કૃતિનું એકત્વ સિદ્ધ કરનાર તત્ત્વ છે. કાન્તકૃત 'રમા'ના પ્રારમ્ભની નીચેની પઙ્ક્તિઓમાં સુન્દર પ્રાસ છે.

*વ્યોમથી જલની ધારા જોરમાં પડતી હતી,*
*ઢળી પલંગને પાયે સુન્દરી રડતી હતી.*

આ પઙ્ક્તિઓ પ્રાસ વિના પણ લખી શકાઈ હોત. કારણ એમાં એક સાદું કથન માત્ર છે તેથી પ્રાસ અહીં આગન્તુક લાગે તો નવાઈ નહિ. પરન્તુ ઉમાશઙ્કર કૃત 'સદ્‌ગત મોટાભાઈ'ની નીચેની પઙ્ક્તિઓમાં પ્રાસ અનિવાર્ય લાગશે.

*કાળને તે કહીએ શું જરી યે નવ ચૂકિયો,*
*પાંચ આંગળીઓમાંથી અંગૂઠે વાઢ મૂકિયો.*

આ પઙ્ક્તિઓ ન તો પ્રાસ વિના રચાઈ હોત ન તો એની રચના બદલીને પ્રાસને દૂર કરી શકાય. કારણ એમાં કવિની અભિવ્યક્તિની તીવ્રતા પ્રાસ ઉપર નિર્ભર છે. પ્રાસની આવી અનિવાર્યતા સૉનેટ, ગીત અને ગઝલની સંસિદ્ધ કૃતિઓમાં પ્રતીત થાય છે. અલબત્ત, તેમ છતાં પ્રાસ કવિઓને હંમેશાં સહેજે કે અનાયાસે પ્રાપ્ત થતો નથી. ક્યારેક તે આયાસપૂર્વક કે પૃથક્‌યત્ને સુલભ થાય છે. અને જો તે કૃતિ-અઙ્ગ રૂપ ન બન્યો હોય તો કૃતક કે કૃત્રિમ પણ લાગે છે, સહૃદયને ક્લેશકર નીવડે છે.

ગઝલના મત્લાના શેરના બન્ને મિસરામાં અને બાકીના શેરના સાની મિસરામાં રદીફ પૂર્વે આવતા (શેરને મળતી આવતી કાન્તની પૂર્વોક્ત પઙ્ક્તિઓમાં આવતા 'રડતી / પડતી' જેવા) પ્રાસરૂપ શબ્દોને કાફિયા કહ્યા છે. રદીફ અને કાફિયા બન્નેને શેરના આવશ્યક ઘટકાઙ્ગ કહ્યા છે. જો કે, એ બન્ને સહિતની ગઝલની તો વાત જ ન્યારી છે, પણ તોય રદીફ વિનાની ગઝલ હોઈ શકે, કાફિકા વિનાની નહિ. ઉપયુક્ત કાફિયાની પ્રાપ્તિ અને તેનું સાહજિક નિર્વહણ થતાં ગઝલ-રચનાનું સૌન્દર્ય નીખરી આવે છે એ વાત બહુ વિસ્તારથી સમજાવવી પડે એવી નથી. સાવ સાદા શબ્દોથી સધાતા સહજ અને સચોટ કાફિયાનાં બે દૃષ્ટાંત જોઈએ. બે જાણીતી ગઝલોના મત્લાના શેર લઈએ. શાયરો છે અનુક્રમે 'મીર' અને 'મિસ્કિન'

*પત્તા પત્તા બૂટા બૂટા હાલ હમારા જાને હૈ,*
*જાને ન જાને ગુલ હી ન જાને બાગ તો સારા જાને હૈ.*

\+ +

*એ પરાયાં હોય છે બીજાને ખપનાં હોય છે,*
*દોસ્ત, આ આંખો મહીં જે કૈંક સપનાં હોય છે.*

ગઝલના રસિકને કૈં કેટલાય નવીન, ઔચિત્યપૂર્ણ અને અસરકારક કાફિયા સાંભરે. થોડાક નિર્દેશીએ. જિગર મુરાદાબાદીની 'લૂટ લિયા' રદીફવાળી ગઝલમાં 'મુસ્કુરા' / 'છુપા' જેવા તો ખરા જ, 'ગદગદા' જેવો કાફિયો છે. તેમ જ શેખાદમ

આબુવાલાની 'થાઉં'તો સારું' રદીફવાળી ગઝલમાં 'છલોછલ' / 'તલ' ઉપરાન્ત 'શતદલ' જેવો ય કાફિયો છે. પતીલની ગઝલમાં 'દિલાસા' સાથે 'શતરંજપાસા', શૂન્ય પાલનપુરીની ગઝલમાં 'એક' સાથે 'રાજ્યાભિષેક' અને અમૃત ઘાયલની ગઝલમાં 'અંધેર' સાથે 'ખંડેર' જેવા કાફિયા તે તે શેરની પ્રભાવક રમણીયતા સિદ્ધ કરે છે. મનમાન્યાં હજુ વધુ દૃષ્ટાંતો પ્રતિષ્ઠિત ગઝલકારોની રચનાઓમાં મળી શકે.

કાફિયા અને રદીફ, એક રીતે જોતાં તો, પરસ્પર આશ્રિત છે. તેથી રદીફ સાથેનો કાફિયાનો મેળ – તેની સુસંગતિ અપરિહાર્ય ગણાય. સંવાદિતા અને સાહજિકતા આ બે જ કાફિયાની યોગ્યતાના નિર્ણય માટેનાં ધોરણ છે. એથી કહી શકાય કે પ્રથમ દર્શને સફળ લાગતો કાફિયો હંમેશાં સફળ જ નીવડે એવું નથી અને તેથી અનેક સુલભ કાફિયામાંથી સુયોગ્ય કાફિયાની પસંદગી કરવામાં જ કવિના ય કાવ્યવિવેકની કસોટી છે. ભાવકને પક્ષે તો, પ્રાસ માત્રની જેમ, કાફિયાનુંય સાર્થક્ય રહેલું છે તેની – તે શબ્દની, અર્થની અને અવાજની – ઉભયની – યુગપત્ ઉપયુક્તામાં. અર્થની દૃષ્ટિએ અયુક્ત કે અપુષ્ટ કાફિયો ન ચાલે તેમ અવાજની દૃષ્ટિએ અસુખદ કે અસંગત કાફિયો પણ ન નભી શકે. અર્થ અંગેની મુશ્કેલી તો તરત જ પરખાય છે. પણ અવાજ અંગેની મુશ્કેલી કવિતાથી ટેવાયેલા કાનવાળો, ગઝલના છન્દોની જાણકારી ધરાવતો, ભાવક જ પકડી શકે છે. એ છન્દો – બહરો વજનાશ્રિત છે. આથી એવા ભાવકને જે તે સ્થાને આવતા વજન સાથે તેમ બહરના નિયત લય અનુસારના ઉચ્ચારણ સાથે અસંગત હોય એવો શબ્દ કાફિયા તરીકે નિષ્ફળ લાગશે. ઉદાહરણ તરીકે, અમુક બહરમાં 'શ્વાસ'ની સાથે 'અજવાસ' ચાલે, પણ 'ઉજાસ' નહિ ચાલે. કારણ ત્યાં હ્રસ્વ 'ઉ'ને દીર્ઘ 'ઊ'ની જેમ ઉચ્ચારવો પડે છે. આ મુશ્કેલી આપણા અનેક નવીન ગઝલકારોના કાફિયામાં જોવા મળે છે. થોડી વધુ સભાનતાથી-થોડી વધુ સજ્જતાથી તે નિવારી શકાય. પરન્તુ જીવનનાં અન્ય ક્ષેત્રોમાં તેમ કાવ્યસર્જનના ક્ષેત્રમાંય પ્રમાદ હવે વ્યાપક બનતો જાય છે. જે જેવું હોય તે તેવું ચલાવી લેવાની મનોવૃત્તિ પ્રમાદને પોષે છે. બાકી તો કોણ નથી જાણતું કે અપ્રમાદીનું જ કાર્ય તેમ કાવ્ય પણ શોભે છે, પ્રશસ્ય હોય છે.

અરબી-ફારસી કાવ્યશાસ્ત્રમાં કાફિયાના ગુણદોષની વિગતે ચર્ચા કરાઈ છે. ગુજરાતીમાં થોડા સમય પહેલાં શકીલ કાદરીએ નાનુ 'ગઝલનું કાફિયા શાસ્ત્ર' રચીને પ્રકટ કર્યું છે. તો હમણાં તાજેતરમાં પ્રકટ થયેલ અમૃત ઘાયલ કૃત 'ગઝલ : કલા અને કસબ'માંય તેની સારી એવી ચર્ચા-પારિભાષિક શબ્દોની સમજૂતી સાથે, થઈ છે. પરન્તુ કાવ્યરચના માટે શાસ્ત્રાધ્યયન પૂરતું નથી, સર્જકપ્રતિભા પણ જોઈએ. અને એટલે જ, નવા નવા કાફિયા સૂઝી આવવા અને તે પોતપોતાને સ્થાને સાર્થક થવા એ સુખદ સ્થિતિ, હકીકતમાં તો, કવિપ્રતિભાની નવાજેશ છે. હા. સારા કવિની પ્રતિભા પણ હંમેશાં કાર્યરત રહેતી નથી. એ મન્દ હોય કે અક્રિય હોય ત્યારે પરિણામ વરવું આવે છે અને પ્રલોભનવશ કવિ નબળાંથી ચલાવી લે છે.

પહેલો કાફિયો કે પહેલો શેર ? એ પ્રશ્નનો ઉત્તર કોઈ સભાન શાયર કદાચ આપી શકે. કાફિયાની યાદી બનાવીને ગઝલ રચવાનો હુનર કરતા ગઝલકારની વાત નહિ કરીએ, પરન્તુ કાફિયો સારો માટે શેર સારો એવું તો ઘણા માનતા લાગે છે ! કદાચ એથી જ, સારી ગઝલમાંય નબળા શેર–ન્યાતમાં આમન્ત્રણ વિના આવી જતાં ભોજનપ્રિય જનોની જેમ – કાફિયાને જોરે જ; ઘૂસી જતા હોય છે.

ગઝલના અભ્યાસીએ આપણા નામાંકિત તેમ જ નવોદિત ગઝલ-કવિઓની રચનાને કાફિયાની દૃષ્ટિએ પણ તપાસવી જોઈએ અને ગઝલકારે પણ, અનુકરણનો માર્ગ ત્યજીને, મૌલિક કાફિયા રદીફની

પસંદગીનો અને તેના એવા જ વિનિયોગનો આગ્રહ રાખવો જોઈએ.

૨

કાવ્યકૃતિ જે પરિપૂર્ણરૂપે આપણી સમક્ષ આવે છે તે રૂપનિર્મિતના કોઈને કોઈ નિયમો હોય છે અને સુકવિઓ તે બધાયનું બરોબર પાલન કરતા હોય છે. પરન્તુ કાવ્યસર્જનના – તેની પ્રક્રિયાના તેમ જ તેના પ્રાકટ્યના સ્થળ-કાળ-સાધનને લગતા કોઈ નિયમો હોતા નથી અને હોય તો તે પળાતા નથી. એટલે જ એક વર્ષના ગાળામાં એક નાનકડો સંગ્રહ થાય એટલી કૃતિઓ કવિની કલમે ઊતરે તેમાં આશ્ચર્ય નથી. પોતાના 'બારમાસી લઘુકાવ્યો ના સંગ્રહ' 'સ્પન્દિની' (૧૯૯૭)માં સમાવિષ્ટ ૪૦ પૈકીની ૩૮ જેટલી કૃતિઓનું સર્જન રતુભાઈ દેસાઈએ ૧૯૯૩ના એક જ વર્ષમાં કર્યું છે. તેમાંય ૨૯ જેટલી કૃતિઓ તો ૧૯૯૩ના જાન્યુઆરી માસમાં જ રચાઈ છે. કવિનો આ છેલ્લો કાવ્યગ્રન્થ છે 'છેલ્લો' કહેતાં અચકાવું પડે, કારણ કે ૯૦ વર્ષની વયે પણ યુવાન જેવી સ્ફૂર્તિ ધરાવતા રતુભાઈએ, અત્યાર લગીમાં અઢાર જેટલા કાવ્યપ્રકાશનો કર્યાં છે તોય હવે પછીનાં ૮ પ્રકાશનોની સૂચિ તો આપી જ દીધી છે ! અને 'સ્પન્દિની' પછી 'આઝાદીનો કનકોત્સવ'નામક પુસ્તિકા ૧૯૯૭ના ઑગસ્ટમાં પ્રકાશિત કરી છે ! ૧૯૪૧ થી ૧૯૪૭ સુધી 'કવિતા' નામક ગુજરાતી કવિતાનું પહેલુવહેલું સામયિક કવિ ઈન્દુલાલ ગાંધી અને કવિ કોલક સાથે ચલાવનાર રતુભાઈએ છએક સંપાદનો પણ કર્યાં છે.

સંગ્રહના પ્રારમ્ભમાં જ કવિ 'સ્પન્દિની'નું સુન્દર વર્ણન કરે છે અને તેને આરતપૂર્વક સમ્બોધે છે.

*ચિરકુમારી કિશોરી ઉષા નન્દિની !*
*પ્રાણ-પાતાળ-કારાતણી બન્દિની !*
*વેદના, ગૂઢ અંતર્વ્યથા કન્દિની !*

*તું મને જાય કાં રોજ રે ! સ્પન્દતી ?*
*હું તને પામું રે ! પામું ના*
*ચિત્ત શેં વીંધતી ? (પૃ. ૧૨)*

એમની કૃતિઓ વિશે કવિએ યોગ્ય જ કહ્યું છે કે 'જરા પરમ્પરાગત કાવ્યોથી જુદી પડે એવી અછાંદસ કે છાંદસી, વિષયમાં આમ સાવ સામાન્ય રચનાઓ ઊતરી આવી.'

'શિશુસ્રોત', 'દાન', 'તણખલું', 'જીવન-કડી', 'સગાઈ' આદિ કૃતિઓમાં સામાન્ય વિષય છતાં કવિએ કશાંક અન્તર સ્ફુરણો પ્રકટાવ્યાં છે. 'કિતાબ' અને 'ટી.વી સંગ'માં વિષયને અવલમ્બીને પોતાના ચિત્તની વિસ્તૃતીને આલેખી છે. તો 'છિન્ન પત્ર' અને 'શ્રદ્ધાભવન'માં અતીતમાં લીન હૃદયની ઊર્મિનું નિરૂપણ છે. આમ વિષયની સામન્યતાને ઓગાળી દેવાનો કવિનો પ્રયાસ કળાય છે.

પોતાની જન્મ અને પ્રારમ્ભિક શિક્ષણની ભૂમિ નવસારી નગરીમાં એમના કાવ્યસંગ્રહ 'અથેતિ કવિ'નો લોકાર્પણ વિધિ ગોઠવ્યો હતો ત્યારે કવિને ત્યાં થોડા દિવસ રહેવાનું થતાં, કોઈક વિશેષ ચિત્તક્ષોભ અનુભવતાં અને પ્રેરણાનો પ્રબળ ધક્કો લાગતાં આ કૃતિઓ સર્જાઈ છે.

'સ્વપ્નસ્વર્ગ' 'તપસી પવન' અને 'અભિજાત અનુભૂતિ' જેવી કૃતિઓમાં કવિચિત્તની રમણીય રમણા આકર્ષક નીવડે છે તેમ 'સાંજ સવાર' અને 'ક્ષણ'ની કવિકૃત આલેખના આસ્વાદ્ય બની રહે છે.

*સાંજ જાણે દિવસે તો નર*
*અન્તે નારીરૂપે આવિષ્કાર !*
*અર્ધ નારીશ્વરનો અવતાર ?*
*સાંજને ઉછંગે*
*દિવસનું મસ્તક*
*દિવસના અંગે, અધરે, ભાલે,*
*સાંજનો શીળો પસવાર ! (પૃ. ૩૮)*

નૂતન જે ભાવિકેરી ક્ષણ,
અનિશ્ચિતિની તે નવ સ્થિતિ
ભૂત પણ હતો એકદા તો વર્તમાન !
સામ્પ્રતની ક્ષણ પણ બની જશે ભૂતપ્રાણ ! (પૃ. ૪૭)

અહીં જોવા મળતી વિચારની ઝલક 'યક્ષ્મ'માં વધુ સબળપણે પ્રકટે છે. કવિ વર્ણન તો કરે છે રાજરોગ ક્ષયનું. પણ પછી તે ક્ષય માનવીના મનને, રાષ્ટ્ર રાષ્ટ્રના તનને અને સંસ્કૃતિના વનને કોરી-ભરખી જતો હોય એમ જણાવે છે. ક્ષયનું વર્ણન ખૂબ સુન્દર છે.

અશ્વ વેગે, નિરંકુશ આવેગે,
એ તો ધસ્યો જાય !
ન તે ચરે લીલું તૃણ,
ન તે નિગલે ચંદી કણ
કેવળ હાડ-માંસ ખાય !
નિર્મમ, નિર્ઘૃણ છે ભક્ષ્ય એનું,
કેવળ નિશદિન માનવની કાય ! (પૃ. ૫૩)

કવિની આવી વર્ણનશક્તિથી જ 'ખિસકોલી' 'ગળતી રાત' 'અફલાતૂન' 'શતદલ કમલ' 'પુનર્જન્મ' આદિ કૃતિઓ મનોહર બની છે. સુન્દરમ્‌નાં 'કોણ ?' ગીતોની યાદ અપાવે એવાં કવિનાં 'કોણ ?' અને 'સહજ સમાધિ' એમની આધ્યાત્મિક અનુભૂતિનો પરિચય કરાવે છે. 'વંચિત'માં એ અનુભૂતિ સબળ સુન્દર રૂપ ધારણ કરે છે :

એક અમસ્તુ હળવું સ્મિત,
કે મધુર નયન પલકાર :
અમને એની છે દરકાર !
સ્વલ્પ સહજ મર્મરથી,
શાને વંચિત અમને રાખો ? (પૃ. ૬૪)

પોતાની કવિતા વિશે તેમ જ કાવ્યસઙ્ગ્રહો વિશે અચરજ – હળવાશભર્યા ઉદ્‌ગાર કવિએ કાઢ્યા છે.

ક્ષણ ક્ષણમાં, પ્રતિ શ્વાસ મહીં,
શી કવિતા વિલસી જાય !
પણ વાણીની ઝોળી કાં મુજ,
ખાલીખમ રહી જાય ?'
.....
કવિતાની કેડી ને પગથી,
કંટકછાયો પંથ
યાત્રા અનન્ત જોજન કેરી,
દૂર વિલસન્ત વસન્ત ! (પૃ. ૬૧)

+ +

ભાદરવાના ભીંડા જેવા,
પ્રતિ વર્ષે વર્ષાઋતુમાં
ફૂટી નીકળતા
ઓ ! મારા કાવ્યસઙ્ગ્રહો !
બિલાડીના ટોપ જેમ
ઊગી નીકળતા મારા કાવ્યના સઙ્ગ્રહો !
હવે તો જમ્પો ! થોભો ! (પૃ. ૧૦)

આ કેફિયત હોય તો ય એમાં કવિની વિનમ્રતા છતી થાય છે. અન્યથા નીચેની પઙ્ક્તિઓમાં શબ્દનો યથાર્થ પરિચય પામતા અને આપતા આ કવિની શબ્દસાધના સાર્થક છે અને તેથી એમની છાન્દસ-અછાન્દસ વાણી સહૃદયને સભર લાગે એવી છે.

શબ્દને જન્મ છે, જીવન છે, મૃત્યુ છે;
કોક વેળા શબ્દ ભૂપ છે, ભૃત્ય છે.
.....
એક તે, એક તે, શબ્દ જૂજવા રૂપે
સઘન ને ગહન કો ગગનમણ્ડલ વિષે,
જ્યોતિર્મય કાળસમ તો ચળકતો રહ્યો !
.....
શબ્દ હિરણ્યગર્ભ:
શબ્દ સોનાકળશ ! (પૃ. ૫૭)

કવિ રતુભાઈ દેસાઈના શબ્દનો સત્કાર હો !

હેમન્ત દેસાઈ

## સન્દર્ભ-પૂર્તિ

**૧. રમણીક સોમેશ્વરકૃત 'સમુદ્ર'માં** ઉલ્લેખ પામેલ 'મોરચઙ્ગ' કચ્છના રણપ્રદેશનું એક વિશિષ્ટ લોકવાદ્ય છે.

**૨. 'કવિલોક'ના નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૭ના** અઙ્કના 'અર્ચનમ્' વિભાગમાં કાન્તની જન્મ તારીખ ખોટી છપાઈ છે. સાચી જન્મ તારીખ છે ૧૦-૧૧-૧૮૬૮.

**૩. માયા એન્જલો વિશે અનુવાદકની નોંધ :** 'પિંજરસ્થ પક્ષી શા માટે ગાય છે' એ આત્મકથાથી કેટલાક મહત્વના આધુનિક અશ્વેત અમેરિકી લેખકોમાં સ્થાન મેળવનાર માયા એન્જલો પોતાના અંગત દુઃખ અને હતાશાને જીવન્ત કાવ્યરચનાઓમાં ઢાળે છે. એનો લય એક પ્રકારનું કામણ ઊભું કરે છે. અમેરિકાના પ્રમુખ ક્લિન્ટનના ઉદ્‌ઘાટન સમારમ્ભમાં ૨૦, જાન્યુ ૧૯૯૩ના રોજ એણે રજૂ કરેલા લાંબા કાવ્ય 'પરોઢના તાલે તાલે' ('On The pulse of The Morning')થી 'અનેત્તેમ છતાં હું ઊઠીશ' ('And still I Rise') એ અમેરિકામાં ચારેબાજુ છવાઈ ગઈ છે. 'પરોઢના તાલે તાલે' વાં મનુષ્યના યુદ્ધખોર અને નફાખોર માનસને ઢંઢોળવાનો પ્રયત્ન છે, તો વેદનામાં રોપાયેલા ભૂતકાળમાંથી પોતાનો પરિચય ઊભો કરવાનો પ્રયત્ન છે. પાંચેક કાવ્યસઙ્ગ્રહો આજે એના નામ પર છે.

**૪. શરદચન્દ્ર મુક્તિબોધ વિશે અનુવાદકની નોંધ :** રચનાવૈપુલ્ય નહિ, પણ ઊંચી ગુણવત્તાવાળા કવિ શરદચન્દ્ર મુક્તિબોધ (૧૯૨૧-૧૯૮૪) સામાન્ય જનોમાં લોકપ્રિય નહોતા, તોયે મરાઠી સાહિત્યસૃષ્ટિમાં તેમનું આદરયુક્ત સ્થાન છે. હિન્દી સાહિત્યમાં યુગપ્રવર્તક લેખાતા ગજાનન મુક્તિબોધના તેઓ નાના ભાઈ. હિન્દી, બંગાળી, મરાઠી સાહિત્યના અભ્યાસી આ કવિએ રશિયન સાહિત્ય પણ વાંચ્યું હતું. ક્રાન્તદર્શી કવિતાનો તેઓ પુરસ્કાર કરતા. તેમના બે કાવ્યસઙ્ગ્રહો, ત્રણ વિવેચનગ્રન્થો અને ત્રણ નવલકથાઓ પ્રકાશિત થયેલ છે. એક સઙ્ગ્રહ થાય તેટલાં કાવ્યો અને એક ગ્રન્થ થાય એટલા વિવેચનલેખો અપ્રકાશિત છે. માનવસમાજની પરિસ્થિતિજન્ય વ્યથા-વેદના આલેખતા આ કવિની કેટલીક કૃતિઓ માણવા જેવી છે.

# She can't read this ad. But she's praying that you will.

The real pity isn't that she is blind. *It's that those of us who can see, seldom see the truth*

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either
- Your donation gives sight to not one, but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation

***The most precious gift in the world.***

Inserted for Public Information by

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd Off 107/0 Khetani Textile Com
Bazarward Kurla, Bombay-400107

# ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ.




પતંગ કે ઢીંગલી બનાવતી વખતે ચોંટાડવાનું કામ મોટે ભાગે ઝંઝટભર્યું લાગે છે. પરંતુ હવે ગ્લૂ પેનને લીધે ચોંટાડવું એ ડાબા હાથનો ખેલ બની જશે. એને પેનની જેમ સહેલાઈથી પકડો અને ચીજોને આરામથી ચોંટાડો. ન કોઈ ઝંઝટ, ન કોઈ ગંદકી. એટલે સહેલાઈથી ચોંટાડવાનું હોય ત્યારે ગ્લૂ પેન જ લાવજો.

પિડિલાઈટ

ફેવિકોલ®

ગ્લૂ પેન

**ચોંટાડવા માટે સરળ.**

પિડિલાઈટ ઉત્પાદન

વસન્ત વિ.સં. ૨૦૫૪

માર્ચ-એપ્રિલ ૧૯૯૮

# કવિલોક

।। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।।



## કિમપિ ચિન્ત્યતે

કવિતા છન્દ વિના પણ થાય છે અને તે સ્વીકારાય છે. તો પછી કવિઓ છન્દમાં જ કેમ લખે છે? અને છન્દને ત્યજીને પદ્યેતર વાહન અજમાવી જોનારા કવિઓ પણ ફરી ફરીને છન્દ તરફ કેમ વળે છે? છન્દનું એ અજેય આકર્ષણ એનાં કયાં તત્ત્વને આભારી છે? કદાચ લયતત્ત્વને.

કવિના શબ્દની કૃતાર્થતા લયનિર્મિતિમાં રહેલી છે. કાવ્યકૃતિની સઘનતા, એકાગ્રતા અને તેની સમગ્ર અસરકારકતાનું સંચાલક બળ તે લય છે. છન્દમાં અથવા પદ્યના પ્રકારમાં એ લયનું તત્ત્વ સહજતાથી અને સબળતાથી પ્રકટે છે તેમ અનુભવાય છે. પદ્ય સિવાયના કોઈ પણ વાહનમાં, ગદ્યમાં સુદ્ધાં, લય કોઈને કોઈ રૂપે હોય છે તેની ના નહિ. પરન્તુ છન્દમાં તેની ઉપસ્થિતિ ચોક્કસપણે અને વિશદતાથી વરતાય છે.

લયનિષ્પત્તિમાં શબ્દનાં બેઉ પાસાં અવાજ (sound) અને અર્થ (sense) કાર્યશીલ હોય છે. શબ્દના અવાજની માત્રાના જેટલું જ શબ્દના અર્થના ભારનું એમાં પ્રદાન હોય છે. આથી કહી શકાય કે લય રચાય છે સાર્થ શબ્દોની સમુચિત વ્યવસ્થિતિથી, અન્વિતિથી. એટલે એ એકીસાથે બે કાર્ય કરે છે — અર્થસમર્પક અને શ્રવણરંજન. એ બન્ને માર્ગના વલણમાં અર્થ અને શબ્દની ઉચિતતાએ એક પ્રેરકબળ તરીકે કામ કરતી હોય એમ જણાય છે. લયના નિયન્ત્રણમાં અર્થને ક્યારેક ગોપવું પડે છે. અને તે સાથે પદ્યમાં રહેતી અવાજઘટકોની પુનરાવૃત્તિને કારણે તેમાં એકવિધતાનું જોખમ પણ રહેલું છે. છન્દની આ મુશ્કેલી છે કહો કે મર્યાદા છે. છતાં પ્રતિભાશાળી કવિ માટે એ નિવાર્ય છે. કવિવ્યાપાર જ્યાં પૂર્ણપણે પ્રવૃત્ત થાય છે ત્યાં છન્દોલય અવશ્ય કાર્યક્ષમ નીવડે છે. અર્થ અને શબ્દની સમતુલા જાળવતો છન્દ કાવ્યસિદ્ધિમાં કોઈ રીતે પાછો પડતો નથી. ચોકસાઈ, સચોટતા અને સપ્રમાણતાને લઈને એ કાવ્યરૂપનું પ્રભાવક સુઘટન સાધી આપે છે.

કાવ્યકારક કલ્પનાનું વિગતે વિવેચન કરતાં પહેલાં કોલરિજે કાવ્યની જે ચર્ચા કરી છે તેમાં તેમણે કહ્યું છે કે કાવ્યકૃતિ અને ગદ્યકૃતિ બન્નેમાં શબ્દો આવે છે. એટલે એ બે વચ્ચે ભેદ છે તે શબ્દોની યોજનાનો છે. શબ્દોની એ ભિન્ન અથવા વિશિષ્ટ યોજના પદ્યમાં થાય છે ત્યારે તેને એક સ્થિરાકૃતિ પ્રાપ્ત થાય છે. જે સ્થિરાકૃતિ પદ્યેતર વાહનમાં પ્રાપ્ત થઈ શકતી નથી તે એનું [illegible] ત્વની વાત છે. શબ્દોના એ

કે રમ્ય યોજનાને અનુષંગે જ આપણે ત્યાં દણ્ડીએ કાવ્યશરીરને 'ईष्टार्थव्यवच्छिन्ना पदावली' કહીને વર્ણવ્યું છે. એવી પદાવલી અર્થાત્ પદસમૂહની રચના પદ્યમાં જ વધુ સ્વાભાવિક રીતે થઈ શકે છે.

કૉલરિજે તો છન્દ, પ્રાસ, આદિને વધારાનાં (superadded) તત્ત્વો લેખ્યાં છે. તો પણ તેમણે સૂચવ્યું છે કે કાવ્ય છન્દ અને પ્રાસને લીધે જુદું પડી આવે છે. અલબત્ત, શબ્દ માત્ર બાહ્ય આભૂષણરૂપ ન રહેતાં કાવ્યકૃતિનું આન્તરઘટક બની રહે તો જ તે કાવ્યસિદ્ધિમાં ઉપકારક નીવડે. બળવન્તરાયના 'ભણકાર'ની આ જાણીતી પઙ્ક્તિઓમાં મન્દાક્રાન્તા છન્દનું એવું પ્રયોજન અનુભવી શકાય.

*ને બીડેલાં કમલ મહિં બન્ધાઈ સૌન્દર્યઘેલો,*
*ડોલે લોટે અલિ મૃદુ પડે, વાય આ વાયુ તેવો.*

આમ જોઈએ તો છન્દ એક નિયત લય યોજનાનું કોઈ તૈયાર ખોખું કે બીબું જ માત્ર છે. કવિની વાણી તેમાં આપોઆપ ગોઠવાઈ જાય છે. પરન્તુ જીવન્ત ભાષાનું ઉચ્ચારણ પેલાં જડ બીબાંમાં જ સમાઈ રહે એવું નિર્બળ નિષ્ક્રિય ન હોવાથી ભાષાનો લય પણ તેનું સ્વત્વ તેમાં પ્રકટાવે છે. આથી છન્દના ઢાળામાં ઊતરતી ભાષા એક વિશિષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. છન્દનો ઢાંચો ભલે એકવિધ હોય, પણ તેમાં રચાયેલી ભિન્ન ભિન્ન પઙ્ક્તિઓમાં વૈવિધ્ય આવે છે.

એકનો એક છન્દ કવિએ કવિએ નવાં નવાં રૂપ ધારણ કરતો હોય છે. કાલિદાસ અને ભવભૂતિના મન્દાક્રાન્તાનાં ભિન્ન રૂપ તેમની એ છન્દની ઉત્તમ પઙ્ક્તિઓ વાંચતાં — મોટેથી બોલીને વાંચતાં પરખાશે. પણ અહીં બળવન્તરાયના હમણા જોયેલા મન્દાક્રાન્તાની પડછે એ છન્દનાં બીજાં બે સુન્દર ઉદાહરણો નોંધવા જેવાં છે. પહેલું રમણિક અરાલવાળાનું અને બીજું ઉમાશઙ્કર જોશીનું :

*ગાળી લાંબો સમય દૂરનાં દોહ્યલાં પાણી પી પી*
*જાવા હાવાં જનમભૂમિએ પ્રાણ નાંખે પછાડા.*

+ + +

*ઊગી પોપી પૂનન તરુનાં ઝુંડ પૂંઠેથી ધીરે,*
*એ આલોકે શિશિર સહસા ચોંકી ઊઠ્યા શી જાગી.*

અહીં જોઈ શકાય છે તેમ છન્દનો નિયત લય અને શબ્દોચ્ચારણનો સહજ લય—એ બેના અદ્ભુત સંયોજન (fusion)થી જે નવું લયસ્વરૂપ સધાય છે તે જ કાવ્યનિર્માણમાં મહત્ત્વનો ફાળો આપે છે. એને જ કાવ્યલય કહીશું. કાવ્યને કાવ્યલય જોઈએ છે અને તે જો છન્દ વિના પણ સમ્ભવતો હોય તો સ્વીકાર્ય છે. છન્દ વિના કાવ્યલય શકય જ નથી એમ નથી; પરન્તુ મુશ્કેલ તો છે જ. કાવ્યત્વને ઉપકારક એવો સમુચિત લય છન્દમાંય હંમેશા સુલભ નથી. એથી જ શુદ્ધ છન્દ લખવા માત્રથી કોઈ કવિ થઈ શકતું નથી. શુદ્ધ છન્દ લખવો અને સારો છન્દ લખવો એ બે જુદી જ બાબત છે. અલબત્ત, આમ છતાં, શુદ્ધ છન્દ લખવો તે કવિતા કરનાર માટે અત્યન્ત મહત્ત્વની અને પ્રાથમિક બાબત છે. અને એટલે કવિતાક્ષેત્રે ગતિ કે પ્રગતિ કરવા ઇચ્છનારે છન્દની તાલીમ લેવી અને તેને આત્મસાત્ કરવો તે આવશ્યક જ નહિ, અનિવાર્ય ગણાય.

**તન્ત્રી**

# વિમર્શ

## 'મરીઝ'ની કવિતામાં ખુદાપરસ્તી

રવીન્દ્ર પારેખ

'મરીઝ'ને ઈશ્વર, પરવરદિગાર, ખુદા જોડે ઝાઝું ફાવ્યું નથી. એક હતાશ, નિષ્ફળ, ગરીબ પ્રેમીને હોય તેવી ફરિયાદો 'મરીઝ'નેય ઈશ્વર માટે છે. પોતાની સ્થિતિ માટે ઈશ્વર પણ ક્યાંક જવાબદાર છે એવું 'મરીઝ'ને ઘણી વખત લાગ્યું છે, પણ એ શાયર છે એટલે 'મિજાજ' તો દાખવે જ છે. પણ ઈશ્વર સાથે સીધો સંવાદ માંડતાં એ વિવેક ચૂકતો નથી અને જરૂર પડ્યે સારી નાખતા કટાક્ષ દ્વારા ઈશ્વરની બેવડી, અકળ રીતિ-નીતિનો પદાર્પણ કરે છે. નાસ્તિક થવાની હદે 'મરીઝ' જાય છે, પણ ઈશ્વરના નકાર દ્વારાયે વાત તો એ સ્વીકારની જ કરે છે. એ પ્રેમિકા સાથે લેતો હોય તેમ ઈશ્વર જોડેય અનુનય, પ્રાર્થના, ભક્તિ, સ્વમાન, હુકમ, કટાક્ષ, લાચારી કે તિરસ્કારથી કામ લે છે. નાસ્તિક થવા મથે છે જરૂર, પણ ખુદાથી છેડો ફાડવાનું એને મુશ્કેલ લાગે છે.

*છે કંઈક ખામી હજી મારી નાસ્તિકતામાં,*
*'મરીઝ' યાદ હજી છે ખુદાનું નામ મને.*

નાસ્તિક થવાની હદે જવું પડે તેવું 'મરીઝ' માટે શું થયું છે? એને સતત ખુદા પક્ષપાતી, મશ્કરો, ઉપહાસ કરનારો, સરમુખત્યાર લાગ્યો છે. એટલે જ 'મરીઝ' પણ ઠેકડી ઉડાડતો હોય તેમ મર્મમાં કહે છે–

*જો એ ખબર પડે તો મઝા કેટલી પડે,*
*ઈશ્વર જગતમાં કોનો તરફદાર હોય છે!*

'મરીઝ'ને ખાતરી છે કે ઈશ્વર તરફદાર છે, પણ તે એટલો ચતુર છે કે કોનો તરફદાર છે તેની ખબર ન પડવા દે. વારુ, પોતાનો તો નથી જ તે 'મરીઝ' જાણે છે, પણ કોનો છે તે ખબર પડી જાય તો જેમનો નથી તેમની ભક્તિ ઈશ્વર ગુમાવે. અને ગમે તેમ તોયે એ ઈશ્વર છે. જેની તરફદારી એ નથી કરતો એમની, પોતાને માટેની તરફદારી ગુમાવવા તો ઈશ્વર પણ તૈયાર કેમ થાય! ખુશામત તો ખુદાનેય ગમે છે. એ તટસ્થ હોવાના દેખાવમાં પક્ષપાતી છે. દુઃખીને એ વધારે દુઃખી અને સુખીને એ વધારે સુખી કરે છે. દુઆ, મરીઝને 'ખુશામદ'નું બીજું નામ લાગે છે.

*ખુશામદ નામ જેનું હોય છે દુનિયાની ભાષામાં,*
*ખુદા સામે રજૂ થાએ તો થઈ જાએ દુઆ મારી.*

પોતે દયનીય સ્થિતિમાં જ રહે તેવું ખુદ ઈશ્વર પણ ઈચ્છતો હોય એમ, 'મરીઝ' તેના પ્રભાવમાં છે. 'ખાય નહીં, ખાવા દે નહીં'ની જેમ જ આપવાની આશા ઈશ્વર ઊભી કરે છે, પણ આપતો નથી. આપશે એ આશામાં 'મરીઝ' બીજા પાસે માંગી શકતો નથી, ત્યારે જરા ખીજથી કહેતો હોય તેમ કહે છે:

*કેવો ખુદા મળ્યો છે, ભલા શું કહું 'મરીઝ,'*
*પોતે ન દે, બીજાની કને માંગવા ન દે.*

'મરીઝ' ભાષા બાબતે ઝાઝો સભાન નથી એમ કહેવું સહેલું છે, તો 'બીજાની કને માંગવા ન દે' જેવી બોલચાલની ભાષા એને સહજ પણ છે. પણ એક વસ્તુ ભૂલવા જેવી નથી કે ઈશ્વર સમક્ષ એની ભાષા તદ્દન આવી ગયેલા શરણાગતની ભાષા છે. ઈશ્વર સામે એ ઝટ ઝટ માંગવામાં નિષ્ફળ રહેલા બાળક જેવો છે. પણ બાળક નથી, શાયર છે. એટલે એમાં બાળસહજ વર્તનમાંથીયે ક્યારેક ચિન્તન પ્રગટે છે. ઈશ્વર નિરંજન, નિરાકાર છે એ મતનો ઉપયોગ એ ગરીબ માટે અત્યન્ત વેધકતાથી કરે છે. ચાતુર ગરીબીમાંથી ઊપસતાં ચિન્તનનું પરિણામ એ આવે છે કે ધર્મ, ક્રિયાકાંડના ઉપદેશમાં સરી પડવાને બદલે, આઘાતજનક ચિન્તનની ભૂમિકા બની રહે છે. ગરીબને તો એટલો જ એનો ઈશ્વર, એ મળ્યો કે જાણે

ઈશ્વર મળ્યો ! ઈશ્વર નિરાકાર છે. તો ગરીબને રોટલો નથી મળતો ત્યારે એય ઈશ્વર જેટલો જ નિરાકાર અને અદીઠો છે. ગરીબ માટે તો ઈશ્વર જ નહીં, ઘણી વસ્તુઓ નિરાકાર છે, કારણ, એને મળતી નથી. જેમ ઈશ્વર નથી મળતો ! એટલે ગરીબ તો નિરાકાર, દુષ્પ્રાપ્ય વસ્તુઓ મેળવવામાં જ એટલો વ્યસ્ત થઈ જાય છે કે ઈશ્વર નિરાકાર છે એ વાત જ એને યાદ ન આવે. એને તો ઈશ્વરથીયે વધારે જરૂરી અને છતાં નિરાકાર એવી વસ્તુઓએ બાંધી રાખ્યો છે ને !

*જાણે છે સૌ ગરીબ કે વસ્તુ ઘણી 'મરીઝ',*
*ઈશ્વરથી પણ વિશેષ નિરાકાર હોય છે.*

આ ગરીબી, નિષ્ફળતા, મુફલિસી મરીઝે પચાવી છે. એટલે એનું ચિન્તન ક્યારેક કબીર જેવી સરળતા અને વેધકતા ધારણ કરે છે. એમાં શાયરનો મિજાજ ભળે છે એટલે એની યાચનામાં પણ દયનીયતાને બદલે ખુમારી ચીંધતો કટાક્ષ ભળે છે. એ ઈશ્વર જોડે સીધી વાત નથી કરતો ત્યારે એને સંભળાવતો હોય તેમ એના ભક્તોને ચેતવે છે–

*એની દયાથી સંકલિત રાખ ન તારી નાવને*
*કાંઠો તને નહીં મળે, એની દયા અપાર છે.*

નાવિકને ઉદ્દેશીને એ કહે છે કે ઈશ્વરની દયા જોડે તારી નાવને સાંકળ નહીં, કારણ, એની દયા 'અપાર' છે. આ પાર વિનાની દયાને જ કિનારો નથી તો તારી નાવને કિનારો ક્યાંથી લાધવાનો હતો ! બને કે એની અપાર અફાટ કાંઠા વિનાની 'દયા'જ તારા ડૂબવાનું કારણ બને.. ક્યારેક એ દયા તો કરે છે, પણ મોડી.

*જરા મોડું થયું પણ આખરે એની દયા ઊતરી,*
*અમસ્તી લાશ કંઈ દરિયા ઉપર તરતી નથી હોતી.*

જીવતાં જે દયા ન ઊતરી તે મર્યા પછી ઊતરી અને તરતાં તો આવડી ગયું, પણ તે માટે લાશ બનવા સુધીની રાહ જોવી પડી !

ઈશ્વરે, મનુષ્યને કસોટીએ ચડાવવા જ ખપમાં લીધો છે જાણે ! માણસના હાથમાં ફૂલછાબ આપીને એને પથ્થરો વચ્ચે રઝળવાની ફરજ પાડી છે, તો 'ગુલાબી દિલ' ને એક પણ ગુલાબ ન આપીને જ ઈશ્વરે રજ્ઞ રાખ્યો છે જાણે !

*પ્રભુએ વાહ રે કેવો આ રંગ જમાવ્યો છે,*
*ગુલાબી દિલને ન એક પણ ગુલાબ આપીને.*

માણસને કરગરતો રાખવામાં જ ખુદાની સારીયે ખુદાઈ આવી જતી હોવાનું 'મરીઝ'ને ઘણીવાર લાગ્યું છે.

*તારી સામે જ નાઝ હો ઓ ખુદા*
*તારી સામે જ કરગરે કોઈ.*

આ લાચારી, આ કરગરાટે આ સ્થિતિ સર્જી છે કે દુ:ખમાંય ખુદા યાદ ન આવે. ઘરમાં જ એટલી તબાહી મચી હોય કે મસ્જિદમાં જવાનું જ ન સૂઝે. મરીઝ એક સાથે ખુદા યાદ ન આવે અને એ જ યાદ હોય એવી બેવડી પીડાનો શિકાર છે. જુઓ–

*રહેશે મને આ મારી મુસીબતની દશા યાદ,*
*બીજા બધા તો ઠીક છે, આવ્યો ન ખુદા યાદ*

\+ +

*ઝાહિદ, મને રહેવા દે તબાહીભર્યા ઘરમાં,*
*મસ્જિદથી વધારે અહીં આવે છે ખુદા યાદ.*

યાદ કરવો પડે એ રીતે મરીઝને ખુદા યાદ નથી, આમ છતાં ખુદા જોડેનો એનો સમ્બન્ધ ભક્તિનો ઝાઝો નથી. દુનિયાનો જે ધણી છે તે એનો પરમ મિત્ર છે એવું એ ખુદા માટે કહે ત્યારે મૈત્રી હોવાનું લાગે, પણ, ઘણું ખરું તો એ ખુદા સાથે સિફતથી ઝઘડતો જ રહ્યો છે. ઈશ્વર પોતે બધાંની જોડે સમાન વર્તન નથી રાખી શકતો, તો મરીઝ કઈ રીતે રાખે ? એ બાબતમાં એ ખુદાને જ અનુસરે છે.

*આ એક ગુણ ખુદાનો અમારા જીવનમાં છે,*
*વર્તન નથી સમાન અમારું બધાંની સાથ.*

મરીઝ, અલ્લાહ પાસે માંગે છે, કારણ એની

આમ છતાં એ ખુશામતખોર નથી જ. ધારો કે ખુદા હાજરાહજૂર હોત તો એને જોઈ રહેવાનું જ કર્તવ્ય હતું શું ?

*હોત પ્રત્યક્ષ તો પણ ઓ 'મરીઝ'*
*ક્યાં સુધી જોતે તમે કિરતારને ?*

'મરીઝ' પોતાનો ઝઘડો ઈશ્વર પૂરતો સીમિત નથી રાખતો. એ તો ઉપદેશકો, ભવિષ્યવેત્તાઓ જેવા ખુદાના બન્દાઓનેય ટકોરે છે. ઈશ્વરે તો બેવડી રીતિ-નીતિએ પોતાને અવગણ્યો જ છે. પણ ઈશ્વરના બન્દાઓએ પણ એને અવગણ્યો છે ત્યારે એ જ રીતિ-નીતિઓને આગળ કરીને મરીઝે ઈશ્વરની, ઝાહિદની, નજૂમીની, શેખની ઠેકડી પણ ઉડાડી છે, પણ એની વિશેષતા એ છે કે એ આક્રમક કે ઉગ્ર થવાની ક્ષણેય નર્મ-મર્મથી કામ લે છે. ક્યારેક મરીઝમાં પ્રગટતું હાસ્ય ભીતરમાં ફળફળતી ઉદાસી સંગોપીને ચાલે છે. એને ખબર છે કે માંગવાથી તો અહીં ભીખ પણ મળતી નથી. ભૂખ ભાંગનારાઓ ધર્મને નામે અઢળક સમ્પત્તિ ખરચશે, પણ ભૂખ્યાને દાણોય નહીં પરખાવે એટલે ભૂખે મરનારને એ જે ઉપાય બતાવે છે તેમાં આસ્થા દ્વારા આસ્થાનો છેદ ઉડાડાય છે. મરમી 'મરીઝ'ની કમાલ જુઓ—

*ભૂખે મરી રહ્યો છે તો રસ્તો કહું 'મરીઝ',*
*મંદિરમાં જઈને બેસ પ્રભુનો પ્રસાદ લે.*

'મરીઝ' ધર્મને નામે લૂંટાનાર અને લૂંટાવનારનો પક્ષકાર નથી. ભક્તોની જડતા, મરીઝને સંવેદનહીન વ્યક્તિઓની જડતા લાગી છે. એ જ કારણ છે કે એને મસ્જિદમાં પણ બુતખાનાનો અનુભવ થાય છે—

*આ નમાઝી લોકની જડ જેવી મૂર્તિઓ 'મરીઝ'*
*આ તો મસ્જિદમાં હું બેઠો છું કે બુતખાનામાં હું.*

વિધિવિધાનમાં રાચતા મૂર્તિવત્ ધાર્મિકો કરતાં વ્યસની, સરળ માનવીઓ મરીઝને વધુ સ્વીકાર્ય છે, કારણ, એ બધા રુઢિદાસત્વનો ભોગ નથી બન્યા. એટલે જ શેખ જોડે એ દલીલ કરે છે કે તમારી 'ફરમાશથી' મસ્જિદ સુધી આવીને મેં તમારું માન રાખ્યું તો મારું માન નહીં રાખો તમે ?

*આપની ફરમાશથી આવ્યો છું હું મસ્જિદ સુધી.*
*શેખ, ચાલો આપને લઈ જાઉં મયખાનામાં હું.*

અને મયખાનામાં લઈ જવાનું કારણ આપતો હોય તેમ મરીઝ કહે છે—

*મારું મયખાનું ભલું જ્યારે ચહું નીકળી શકું.*
*શેખજી, કાબામાં તો ચારે તરફ દીવાલ છે.*

કાબાની દીવાલો કરતા મયખાનાની મુક્તિ મરીઝને વધુ અનુકૂળ છે. અને કેમ ન હોય ? એ પણ ખુદાની જ 'ન્યામત'નું જ પરિણામ નથી શું ? એની મહેરબાનીથી જ તો ફળોમાં, અનાજોમાં મદિરા સંતાઈ શકી. જો એમાં મદિરા હોત જ નહીં તો મયખાનાની યે શી જરૂર હતી ? એનો આ તર્ક ગઝલનો શે'ર થઈને આવે છે. ત્યારે ભાગ્યે જ વપરાયેલી રદીફ (મદિરા છે ને !) પણ બેકાબૂ ઊઠે છે—

*'મરીઝ' એની ન્યામતમાં શું પૂછવાનું ?*
*ફળોમાં અનાજોમાં દીધી મદિરા.*

વારુ, ઈશ્વરની મહેરબાની પોતાના પર પણ ઊતરી તો છે. આમ એ પોતે તો એનો એ રહ્યો. પણ ઈશ્વરે મહેરબાની ઉતારી અને એની કિસ્મત ફરી ગઈ. કિસ્મત ફરી જવાનો ઊલટો અર્થ પણ એકસાથે જ મરીઝે ઉપસાવ્યો અને 'મહેરબાની'નો અર્થ પણ એણે બદલી કાઢ્યો.

*એ મહેરબાન છે મને એની ખબર નથી,*
*હું એનો એ રહ્યો અને કિસ્મત ફરી ગઈ.*

'મરીઝ'ની સરળતા છેતરામણી છે. બારણાંની તડમાંથી એટલું અજવાળું તો આવી જ મળે કે અન્ધકાર દૂર થયો હોવાનું લાગે, પણ ચાવીનો ઉપયોગ કરતાં આવડતો હોય અને જો કોઈ બારણું ખોલી શકે તો પછીનો ઝળહળાટ બધાં જ પામે એવું ન પણ બને.

'મરીઝ'ના ઘણા શે'રનું એવું જ છે. એનો ઉપલો અર્થ અન્ધકાર દૂર થયાનો અણસાર આપે પણ જો ચાવી હાથ લાગી જાય તો આંજી દેતા ઝળહળાટથી ઓછું કશું અનુભવાય નહીં. એક શે'ર જુઓ–

*મિત્રો, ખુદાપરસ્ત મળે છે બધા 'મરીઝ'*
*સોંપે છે દુઃખના કાળમાં પરવરદિગારને.*

મિત્રો, ખુદાપરસ્ત છે, ખુદાને માથે રાખીને ચાલનાર છે. એ જ 'મરીઝ'ને મદદ કરી શકશે એવા 'શુભઆશય'થી 'મરીઝ'ને એ મિત્રો ઈશ્વરને સોંપે છે કેટલા ભલા છે આ મિત્રો કે 'દુઃખમાં તો ખુદાનો જ આધાર હોય' એમ માનીને એને ભરોસે સોંપે છે એવો એક અર્થ હાથ લાગવાનું સરળ છે. પણ, મરીઝે પરવરદિગારનાં સમ્ભવિત રક્ષણની વાત નથી કરવી. એણે તો મિત્રોની કહેવાતી 'મૈત્રી'ને છતી કરવી છે. આ મિત્રો છે, જે ખરે ટાણે, મદદ કરવાનો ભ્રમ ઊભો કરીને 'ભગવાન ભરોસે' છોડી જાય છે. આ વાત મરીઝ માર્મિક ઠાવકાઈથી કહે છે. આવી ઠાવકાઈ એ મરીઝનો વિશેષ છે. 'મરીઝ'ની વિશેષતા એ પણ છે કે એ બધું પ્રગટ કરવાનો ભ્રમ ઊભો કરીને ઘણું બધું અધ્યાહાર રાખે છે. એથી અર્થઘટનની શક્યતાઓ વધે છે અને શે'ર પકડમાં ન આવે તો અનર્થઘટનની પણ !

*વાતાવરણ જગતનું તો આવું હતું નહીં,*
*જાણે કે કંઈ ખબર નથી પરવરદિગારને !*

જે સર્વજ્ઞ છે તેને માટેનો 'મરીઝ'નો આ ઉદ્‌ગાર 'કે કંઈ ખબર નથી' જુદા અર્થનો સંકેત આપે છે. તો વાતાવરણ 'આવું હતું નહીં' કહીને મરીઝ એમ સ્પષ્ટ કરતો નથી કે એ સારું હતું કે ખરાબ ? સારું નો'તું એમ સ્વીકારીએ તો પ્રશ્ન એ થાય કે બધી જ વાત જાણતા પરવરદિગારે એમાં માથું શું કામ માર્યું ? એને કંઈ ખબર નો'તી એવું થોડું જ હતું ! ને જો જગતનું વાતાવરણ સારું હતું એવી ખબર જ હતી તો ય એણે માથું શું કામ માર્યું ? દુનિયા તો હતી તેવી જ છે. તો એમ પણ પ્રશ્ન થાય કે વાતાવરણ આવું તો નો'તું જ, તો શું પરવરદિગારને ખબર નો'તી કે એ અજાણ હોવાનો દેખાવ કરે છે ! બીજો એક શે'ર જુઓ–

*દુનિયાના લોક તેથી તો જોતા નથી મને,*
*લાગે છે એમને કે હું તારું જ નૂર છું.*

દુનિયાના લોક મને એટલે જોતા નથી, કારણ હું તારું જ નૂર છું એવો અર્થ પકડવાનું સરળ છે. પણ 'તારું જ નૂર'માં અર્થ કરી પણ શકે છે. કહી શકાય કે તારા 'નૂર'ને લીધે જો તું ન દેખી શકાતો હોય તો દુનિયાના લોક એ જ કારણે મને જોતા ન હોય તે શક્ય ખરું કે કેમ ? તો, અર્થ એવો પણ થાય કે તને જોવાનું જેમ દુનિયાનું ગજું નથી એમ જ મને પણ કોઈ ન જુએ કે ન સ્વીકારે એય શક્ય છે. કારણ એટલું જ કે 'હું તારું જ નૂર છું.'

મારું માનવું છે કે મરીઝે ખુદા કે ઈશ્વરને સર્વશક્તિમાન ગણીને પણ, તેને માનવસહજ મર્યાદાઓથી યુક્ત રાખ્યો છે. એનાથી એ ડરે છે તો એના પર મરે પણ છે. ખુદા ખફા થાય તો પોતાનું તો વેઠવાનું જ વધશે તે એ બરાબર જાણે છે–

*કંઈ કહેતાં કહેતાં જો એની મરજી ફરી ગઈ,*
*લાગે છે મારા હાથથી પેગંબરી ગઈ.*

ઈશ્વરને એ મળવા રાજી છે. પણ શરત એટલી કે એ મૃત્યુ વગર મળે.

*જીવતા મિલનના એવા થયા છે અનુભવો,*
*ઈશ્વરને મળું જો એ મૃત્યુ વગર મળે.*

'મરીઝ'ની વિશેષતા કે વિચિત્રતા એ પણ ખરી કે એ એકાદ શબ્દ શે'રમાં એવો પ્રયોજે કે અર્થઘટનની શક્યતાઓ વધે. તો ક્યારેક 'કાકુ' પકડાય તો ચોક્કસ અર્થ ઝળકી ઊઠે એમ પણ બને. જેમ કે 'એવા થયા છે અનુભવો' કે 'વાતાવરણ જગતનું તો આવું હતું નહીં' આ બે પઙ્‌ક્તિઓ જોઈએ. અહીં 'એવા' કે 'આવું' શબ્દો સ્પષ્ટતા આપતા નથી કે અનુભવો કેવા હતા

કે વાતાવરણ કેવું હતું ? પણ 'એવા' કે 'આવુ'નો કાકુ સ્પષ્ટ થાય તો અર્થઘટનની ઝાઝી મુશ્કેલી રહેતી નથી.

મરીઝ ઘણીવાર વદતોવ્યાઘાત જેવી પરિસ્થિતિ સર્જીને પણ ચમત્કાર સર્જે છે. એક બાજુ એ મૃત્યુ વગર મળે તો જ ઈશ્વરને મળવા તૈયાર છે તો બીજી તરફ મૃત્યુનું બહાનું કરીને એ પોતે જ ઈશ્વર સમક્ષ હાજર થઈ જાય છે. જુઓ–

*દુનિયામાં મને મોકલીને પસ્તાતો હતો તું,*
*મૃત્યુનું બહાનું કરી આ પાછો ફર્યો લે.*

આ બે શે'ર જુઓ–

*ન માત્ર એની પાસે ગજાથી વધારે જીવન,*
*એક પળ એ એવી દેશે, વીતાવી નહીં શકે.*

\+ +

*એક વીતેલો પ્રસંગ પાછો ઊજળવો છે ખુદા,*
*એક પળ માટે વીતેલી જિન્દગીનું કામ છે.*

અહીં પણ એ એક પળ ન માંગવાની અને એક પળ માંગવાની વાત કરે છે અને બંને પરિસ્થિતિમાં એ ઉત્તમ શે'ર સર્જી શકે છે. એક શે'રમાં એ માંગનારને પોતાની હેસિયત બતાવતો હોય તેમ ગજાથી વધારે ન માંગવા સૂચવે છે, કારણ, એ જાણે છે કે એકાદ પળ જો ઈશ્વર 'એવી દેશે' તો ભારે પડી જશે. તો બીજા શે'રમાં એ એવું માંગે છે જે આપવાનું ખુદાનું ગજુ નથી. ઈશ્વર બધું આપી શકે, પણ વીતેલી પળ કદી નહીં આપી શકે. અને 'મરીઝ'ને જરૂર છે વીતેલી જિન્દગીની. આમ તો જિન્દગીમાં યાદ કરવા જેવું ભાગ્યે જ કશું સારું હતું, પણ જે એક પ્રસંગ મરીઝે ઉજવવો છે તે એવો તો છે જ કે વીતેલી જિન્દગી માંગવાનું સાહસ કરવું ગમે. પણ કોને વીતેલી જિન્દગી મળી છે કે મરીઝને મળે !

મરીઝ ઘણીવાર એકાદ શબ્દ એવી સહજતાથી પ્રયોજે છે કે તે શબ્દ કોશગત અર્થ વળોટીને ભાવગત અર્થ પ્રગટ કરે. ઘણુંખરું તો એ એકાદ શબ્દ કોઈ રૂઢિપ્રયોગ સૂચવતો હોય, પણ અર્થ બદલાય ત્યારે પેલા રૂઢિપ્રયોગને પણ એકાદ વળ ચઢવા જેવું થાય. હિસાબ પતાવવાનો જે પ્રચલિત અર્થ છે તેને મરીઝ વિશિષ્ટ રીતે પ્રયોજે છે.

*અલ્લાહને ફરિશ્તા કયામત ભલે કરે,*
*પતશે નહીં હિસાબ અમારા ગયા વિના.*

હિસાબ પતાવવાનું આમ તો શત્રુ જોડે હોય, પણ તે અહીં જરા જુદી અર્થચ્છાયા સહિત, મરીઝે, અલ્લાહને ફરિશ્તા માટે ખપમાં લીધું છે. અહીં હિસાબ પતાવનારનું ઝનૂન નથી, પણ શરણાગતિના સૂર સાથે મરીઝે પોતાના વર્ચસ્વની વાત પણ સિફતથી કરી છે. મરીઝે ઘણીવાર કર્મની વાત કર્યા વિના, પરિણામોની વાત કરી છે અને પરિણામો પરથી કર્મોનો તાગ મેળવી લેવાનો માર્ગ ભાવકો માટે મોકળો રાખ્યો છે. એને તો હતું શું કે ગયાનો અફસોસ કરવાનો રહે. કોઈકની સહાય આવી મળે એ માટે એ મથ્યો છે તો આકાશ જેવી નિરાધારતા પણ એણે ભોગવી છે. દુનિયાની મદદ ન કરવાની રીતે જ એને વલી થઈ જવાની તક પૂરી પાડી છે જાણે–

*લ્યો, વલી થઈ જવાની તક આવી,*
*ક્યાંથી પણ કશી સહાય નથી.*

મદદને અભાવે સાધુત્વ તરફ ધકેલાવાની સ્થિતિ ઈચ્છાનું નહીં, પણ યાતના અને યાચનાનું પરિણામ છે. આ સ્થિતિએ જ એને નસીબ આધારિત ન રહેવા મજબૂર કર્યો છે. જીવન કોઈનાં આધિપત્ય હેઠળ જ કેમ ? મરજી મુજબ વર્તવાની ઈચ્છા હંમેશ ગુનો તો નથી જ ને ! એટલે જ કહે છે–

*પૂરતો નથી નસીબનો આનન્દ ઓ ખુદા,*
*મરજી મુજબની થોડી મજા હોવી જોઈએ*

અહીં, 'આનન્દ' અને 'મજા'ના સૂક્ષ્મ અર્થભેદો પણ માણવા જેવા છે. સહાય વગર ફકીરીની હાલત આવી મળે એ 'મરીઝ'ની ઈચ્છાનું પરિણામ નથી જ,

પણ અલ્લાહ દીધી, આશા અપેક્ષા જ ન રહે એવી હાલત ખુલ્લી પડી જાય તો એમાં અલ્લાહ પણ ઉઘાડો પડે એટલે એ સામે ચાલીને કહે છે–

*અલ્લાહ મને આપ ફકીરીની એ હાલત,*
*કે કોઈ ન સમજે કે આ સુખી છે કે દુઃખી છે.*

અભાવોને કારણે આવી પડનારી સ્થિતિ શાયરને જગતનું ભાન ભુલાવનારી તન્દ્રામાં નાખે તો એ અવસ્થા મરીઝને તો બન્દગી જેવી જ લાગે છે.

*નથી એ ભાન કે આશા કોઈ હતી કે નહીં,*
*કહી શકાય આ હાલતને બન્દગી કે નહીં ?*

આ ભાનમાં ન હોવું જે કર્તવ્યભાન ભુલાવે છે તે જ ભાનમાં હોવા નિમિત્તે પ્રશ્નો પણ ઊભા કરે છે. એટલે જ તો એ શેખને સમજાવે (કે સંભળાવે ?) છે–

*પૂરી તું કર નમાઝ અગર હોય ભાનમાં,*
*ઓ શેખ ! હું તો મસ્ત થઈ ગયો અજ્ઞાનમાં.*

અજ્ઞાનથી મસ્ત થઈ જતો 'મરીઝ' દુઆ કરવા સુધીય શું કામ જાય ? એણે જાણે સાધનાની શરુઆત કરવાની જ નથી. એની તો શરુઆત જ સાધનાની ચરમ સીમા છે. એને દુનિયાનું વળગણ જ રહ્યું નથી તો એ દુઆ કરે શું કામ ને કોને માટે ? માગવા માટે લંબાય તેવા હાથ જ રહ્યા નથી તો દુઆ માટે હાથ ઊઠે તો પણ ક્યાંથી ?

*દિલ ઊઠી જાય છે એ દુનિયાથી,*
*હાથ ઊઠતા નથી દુઆ માટે.*

ઊઠી જવા સંદર્ભે બે રૂઢિપ્રયોગો સાથે મૂકીને જે ચમત્કાર મરીઝે સર્જ્યો છે તે ધ્યાનાર્હ છે. હાથ ઊઠે નહીં એવી દશામાં મરીઝની દુઆ ફરિશ્તાઓ ન માંગે તો બીજું કોણ માંગે ? અને ફરિશ્તાઓ એ કામ કરે એમાં શોભા પણ છે, કારણ 'સારી વસ્તુ સારા હાથોમાં જ શોભે છે'ને !

*હંમેશા સારી વસ્તુ સારા હાથોમાં જ શોભે છે.*
*ફરિશ્તાઓ હવે મારાવતી માગે દુઆ મારી.*

અભાવને લીધે ઘડપણ વહેલું આવ્યું છે. આ ઘડપણ પાસે 'મરીઝ' બળ, શક્તિ માગે છે. કારણ, ઘડપણને લીધે અલ્લાહ તરફ ઝૂકી જવાયું છે અને 'મરીઝ' નથી ઈચ્છતો કે અલ્લાહને પોતે સજદામાં પડ્યો છે એમ માનવાનું કારણ મળી રહે.

*સજદામાં પડી જાઉં છું, હું બળ દે ઓ બુઢાપા,*
*અલ્લાહની તરફ મારી કમર સહેજ ઝૂકી છે.*

સાચા અંતરથી માંગેલી દુઆ ફળે જ છે એવી ઉક્તિનો આધાર લઈને મરીઝે ખુદા પર શંકા કરી છે અને સાફ સાફ પૂછ્યું છે–

*તારે ન આપવું હો તો કશું સાફ વાત કર,*
*માનું હું ક્યાં સુધી કે દુઆમાં અસર નથી.*

ન આપવું હો તો 'સાફ વાત કર' એવું ખુદાને કહે છે તેમાં પોતાની દુઆમાં જ અસર નથી એ વાતનો સ્વીકાર પણ છે. ખુદા પોતાની દુઆ કબૂલ કરતો નથી એમાં મરીઝ પોતાને કારણભૂત માને છે.

*માગું છું એવું કંઈ કે કરે એ વિચારણા,*
*જલદી કબૂલ થાય એ મારી દુઆ નથી.*

પોતે જ કંઈ એવું માંગે છે કે ખુદાએ આપતાં વિચાર કરવો પડે. એટલે ભૂલે ચૂકેય 'મરીઝ'ની દુઆ જલદી કબૂલ થાય એમાં તો માંગણીમાં જ કચાશ રહી હોવાનો વહેમ પડે. એક શે'રમાં તો એ ખુદાને ચેતવેય છે–

*એ સારું છે કબૂલી લે ઉતાવળથી દુઆ મારી,*
*નહીં તો આરઝૂ વધતી જવાની ઓ ખુદા મારી.*

ખુદાનું પણ એમાં જ ભલું છે કે એ દુઆ જલદી કબૂલ કરે, નહીં તો એવી સ્થિતિ આવશે કે પોતાની વધતી જતી આરઝૂઓને એ પહોંચી નહીં શકે. પછી તો દુઆનો અર્થ પણ શો ? માંગવા જેટલો ખુદા નજીક રાખે અને આપવાની વખતે સૌથી દૂર રાખે એ ?

*બાકી બીજો શું અર્થ દુઆનો થઈ શકે,*
*તારાથી છું નજીક અને તારાથી દૂર છું.*

માગવાની સ્થિતિમાં રાખીને ખુદાએ એને લાચાર રાખ્યો છે તે બાબતે મરીઝે માર્મિક ટકોર કરી છે–

*કંઈ માંગું હું એને રસ પડે છે,*
*હજી મારી દુઆ એ સાંભળે છે.*

અને જો ભૂલેચૂકેય દુઆ બેઅસર નથી થતી, તો મરીઝ માટે એ સ્થિતિ કસોટી કરનારી છે

*હવે જ સાચી કસોટીનો છે સમય ઓ 'મરીઝ',*
*દુઆ કરું છું અને બેઅસર નથી બનતી.*

અત્યાર સુધી તો દુઆ કબૂલ જ થતી નો'તી. હવે થાય છે. હવે શું ? કબૂલ નો'તી થતી ત્યાં સુધી તો ખુદાને નકારવાનું સરળ હતું, પણ હવે તો થાય છે. હવે જો ખુદાને સ્વીકારે તો પોતે પણ બીજાઓ જેવો મતલબી જ પુરવાર થાય કે બીજું કંઈ ? ખુદાને નકારે તો નગુણો ગણાય અને સ્વીકારે તો સ્વાર્થી એટલે જ દુઆનું કબૂલ થવું પણ મરીઝને તો મૂંઝવણમાં જ નાખે છે. સુખની સંભાવના પણ મરીઝને તો પીડે જ છે. સુખ માટે એ નજૂમીને ભવિષ્ય પણ પૂછે છે પણ એ પણ એને જોતાં જ પામી જાય છે કે મરીઝને સુખ મળે એમ નથી. એટલે એ માત્ર સુખની આશા આપે છે. વર્તમાનમાં કદી સુખ નથી એમ કહેતાં જ્યોતિષીની આગાહીની રીતે યુક્તિપૂર્વક સુખને ભવિષ્યમાં જ રાખે છે. એ ભવિષ્ય જે વર્તમાન નથી, ત્યાં સુધી જ ભવિષ્ય છે. એ સુખ જે ભાવિમાં જ રહેવાનું છે ને કદી વર્તમાન બનાવાનું નથી તે બાબતે કેવો ચોટદાર શે'ર મરીઝ આપે છે, જુઓ–

*મારો નજૂમી પણ મને સમજી ગયો 'મરીઝ',*
*ભાવિમાં સુખ છે, તેથી વધુ કંઈ કહ્યું નહીં.*

પક્ષપાતી ખુદા મરીઝને જન્નત બક્ષે એવું લાગતું નો'તું પણ ગણતરીમાં થાપ ખાધી અને એને જન્નત તરફ મોકલાયો એટલે એ ડરી ડરીને આગળ વધે છે. ડર એ છે કે રખેને ખુદાને પોતાની ભૂલ સમજાય અને એને પાછો બોલાવી લે–

*એવો ડરી ડરીને હું જન્નત તરફ ગયો,*
*જાણે કે એની ભૂલ થઈ છે હિસાબમાં.*

ખુદાની જેમ જ 'મરીઝ'ને પ્રતિક્રિયાવિહીન ઉપદેશકો જોડે ઝાઝું ફાવ્યું નથી. ઉપદેશકો, શરાબીને જુએ તેવી જ દૃષ્ટિથી મરીઝ પણ ઉપદેશકોને જુએ છે. મસ્જિદમાં રોજ જાય તો કોણ માન આપે, પણ પીઠામાં ? પીઠામાં તો એનું માન સતત હાજરીને કારણે છે.

*પીઠામાં મારું માન સતત હાજરીથી છે,*
*મસ્જિદમાં રોજ જાઉં તો કોણ આવકાર દે.*

તો, શરાબીઓને ધુત્કારતા ઝાહિદોને એ પૂછે છે કે સૂરા ખરાબ જ હતી તો એને તો કેમ ઝાહિદ કરતાં સ્વર્ગમાં વહેલું સ્થાન મળ્યું છે ?

*ઝાહિદ, સુરા ખરાબ હતી કઈ દલીલ પર ?*
*તારાથી પહેલાં સ્વર્ગમાં એને જગા મળી.*

મરીઝ ક્યારેક દલીલને નામે તર્કછળ કરે છે એવું પણ ખરું. એ મર્યાદાઓથી પર છે એવું નથી. એક જ ગઝલમાં પ્રભુ કે ખુદાને ખપમાં લે છે ત્યારે કે મુસલ્લા જેવો શબ્દ વાપરે છે ત્યારે કે ઉર્દૂનો પ્રભાવ ગુજરાતી તરફ આવતાં એને અટકાવે છે ત્યારે ભાષા વિશેની એની ઉદારતા ગુજરાતી ગઝલના પ્રારમ્ભિક તબક્કાની સ્થિતિ હતી એવો બચાવ કરવા એ પ્રેરે છે. ખુદાની જેમ જ, એ પણ મર્યાદાઓથી પર નથી. અસ્તુ !



# રસાત્મકમ્

## આપણે મળીએ

રાજેન્દ્ર શાહ

*આવ આપણે મળીએ*
*આ ઊઘડતે પ્હોર*
*મહકને રેલી વિકસતી કળીએ.*

*આવે મલયગિરિનો વાયુ,*
*કેવું ઉપવન આ હરખાયું !*
*ટહુકો આવે અમરાઈનો...*
*સામો કંઈ ઉચ્ચરીએ.*

*અહીં અહો કેટલી સભરતા !*
*અને છતાં ગમતી એકલતા*
*કરમાં કર ગૂંથી*
*હૈયાની હીંચે નર્તન કરીએ.*

*આ'વો અવસર, આ'વું ટાણું,*
*નવયૌવનનું ગરવું ગાણું;*
*મોસમની છે બહાર*
*એણે ધર્યું આપણે લણીએ.*

## સૉનેટ-મારું ઘર

ઉશનસ્

*તવ નગરમાં મુગ્ધાવસ્થામહીં નીકળ્યો હતો,*
*ગુરજર ગિરા ! ગાતોગાતો અનાવડ્યું.-આવડ્યું*
*બધું ગગણતો રાતોમાતો ગળે'ઘર જે ચડ્યું*
*તવ નગરના ખૂણે ખૂણે બધે જ ફર્યો હતો.*

*સ્વરણનગરી સુદામાએ દીઠી હતી દ્વારિકા !*
*નિરખી હતી મેં, તારી તેવી સુ-વર્ણની હે ગિરા !*
*પદની પૂરવી, ને પશ્ચિમી મનોમયી ગંભીરા,*
*મન થયું "નકાં બાંધી જાઉં હુંયે, 'ક હવેલિકા;"*

*પછી દલપતી છંદો લીધા છલોછલ સ્પન્દને,*
*ચણી શિખરિણી ટોચો ઊંચી મીનારતણી તીણી,*
*સમયગગને આલેખી'ની લિપી કલમે ઝીણી;*
*ઉર ઊછળ્યું'તું અંભોધિશું જતું અડી ચન્દ્ર-ને !*

*પથિક ! પુર આ આવે તું તો હવેલીનું નોતરું :*
*ચઉદમજલી છે ' જ્યાં નિશ્ચે હું ખુલ્લી રીતે મળું.*

## આ જ દિવસોમાં

મનસુખવન ગોસ્વામી

*કોઈ તાજા ગુલાબની કુમાશ હોય હોઠે... આ જ દિવસોમાં.*
*ભર્યો હોય નર્યો પાનેતરી પમરાટ પોઠે... આ જ દિવસોમાં.*

*નાહ્યાં પછી ઝકઝોળે વાળ તો જાણે ઝકઝોળાય આખોય નદીકિનારો.*
*સરકે જરાક પગ તો સાથોસાથ સરકે ઝાંખરા પછવાડે થતો ઈશારો;*
*કંકુવરણી ફાળ પણ ક્યારેક પડે કોઠે... આ જ દિવસોમાં.*

*પાન પર બેસે એક પતંગિયું ને મૂળ લગી પ્હોંચે ધબકાર મોસમનો.*
*નજરુંમાં ફૂટે લીલેરી કૂંપળો ને ઊભરે પદડમાં પડકાર મોસમનો;*
*ગોઠણો સાથે પણ એ વેળાએ ન ગોઠે... આ જ દિવસોમાં.*

## ધક્કો

### દેવેન્દ્ર દવે

૧

હતું એ ભાડાનું મુજ ઘર જયહીં બાળપણની
બધી વીંટાયેલી સ્મૃતિ – વગર પહેર્યે પગરખાં
રમેલાં ! ગિલ્લીના હજી ગણી રહ્યો રૈંટ મનમાં.
લખોટી-કોડીના હજી સળવળે સ્પર્શ કરમાં !

હતૂતૂની જ્યારે રમત ચગતી – 'ક્યાં દિન વહી
જતો ?' – તેનું ભાને કવણ ? જવ બ્હેની જનનીના
ઈશારે બોલાવે : ખબર પડતી પશ્ચિમ ભણી
ઢળ્યો હાવાં સૂર્યે ! ત્વરિત પળતા પાય ઘરમાં...

પુરાણા એ મારા ઘર ભણી જતાં બાલ્યવયની
બધી લીલા કેવી તરવરી રહે ચક્ષુપટલે–
રમ્યાં થપ્પો ખો-ખો : હજી ભગિનીએ દાવ ભરવા
કરી અંચી ! ગુસ્સો સળવળી જતો સર્પ સરખો,

ભભૂકી ગુસ્સામાં કવચિત કરી બેઠેલ ઝઘડો
બધુંયે યાદા'વે નિજ કરથી ધક્કો....
બાનોય ઉધડો !

૨

બધું યે યાદા'વે – ભગિની ચીસ – બાનોય ઉધડો–
(ભલેને ગુસ્સામાં નિજ કરથી ધક્કો દઈ પછી–)
રડી આંખો ! ઝાંખો અંસુવનથી ચ્હેરો કુસુમ-શો
અચિંતો ડોકાયો હજી મલકતો ! એ જ અધરો
કળી ફૂટ્યા સોહે મુજ નયન લૂછે લઘુ કરો
બુલાવે ભૂલીને નિજ બળતરા. રક્ત ઝરતાં
મને ભેટી લેતાં શ્વસન મુજ રુંધે વળગતાં !

બધી ખાટી-મીઠી મન ચગળતું એ જ ઘરના
વાળાંકેથી જ્યારે ચરણ સરતાં... ફ્લેટ ગણતાં
જતી ચૂકી દષ્ટિ ક્રમ નિયતના ના ખેલ જગતે
મળું હુંને પાછો. નહિ ભગિની ના હેત ઢળતાં
–અને ત્યાં ઓચિંતો સમયકર ધક્કો 'ધબ' દઈ
પછાડે છેલ્લેરા મજલથકી હેઠો: કળ નહીં.
વળે એવો ! પેલાં ઘરની તજી માયા પળ નહીં
હવે હું રોકાતો...

## ઉન્માદ

### દિલીપ જોશી

એક ઝાડવું પસાર થયુ રોમ રોમ રોમ.
કોઈ કહે ભૂવો તેડાવો વળગાડ થયો
પગમાં વીંટાઈ ગયું વ્યોમ વ્યોમ વ્યોમ.

જંગલના વર્તારા હોંશકોશ લૂંટે છે
વાયરાઓ મલકાવે બ્હેકાવે રૂપ.
માતાના મઢ પાસે ઢગલો થઈ ઝૂંપડી
ને પાંદડાઓ દદડીને હોમે છે ધૂપ:

પાંચ સાત લોંઠડીઓ પૂરી શેં પડશે રે ?
અન્દરથી ધોધમાર વરસે છે જોમ...

અહીંથી આવે છે એક ડચકારો આછકલો
ત્યંહીથી કલશોરાતું આવે રે પૂર,
શગે ચડેલી એક દીવડીની દેશમાંથી
ડોકાતા ગામ-ગલી-ઘર, દૂર-દૂર,

મીંચેલી પાંપણમાં શોર-ગુલ ધબકારા
ધરબી દીધાં છે અહો ધોમ ધોમ ધોમ....

## સાંઈયાં કો દિજીયો પાતી

### સુશીલા ઝવેરી

અજી મેરે સાંઈયાં કો દિજીયો પાતી :
દેશ ઉન્હીકો કછુ કછુ દૂર હૈ;
મનડો મેં મોરો થારો ગુરુર હૈ.
લીખલીખ ભેજી બરસોંતક યું;
પહુંચ ક્યું નહીં પાતી
અજી મેરે સાંઈયાં કો...

અજુઆ તક તોહે લગન ક્યોં ન લગી ?
બિછડ્યો કી યાદ મોરે મનડો મેં ભીગી ભરી.
મતી મરજીદી કલમ કો બનઈયો;
કાસદ કો ભેજીયો ભલી ભાંતી–
અજી મેરે સાંઈયાં કો...

## ત્યારે

**મનસુખ લશ્કરી**

*એક વૃક્ષથી એક પાંદડું અળગું થાશે ત્યારે...*
*કોને કહેશો જઈને શું સાંભળશો કોનું... ત્યારે.*

*કોણ મૂકે આરોપ હવા પર ક્યાંથી આળ ચઢાવે*
*મ્હોં-માથું પગ-હાથ હવાના આંખ હવાની*
*એ તો જાણે ઠીક-*

*હવાનો પડછાયો પણ દીઠો કોણે...*
*.....એક વૃક્ષથી એક પાંદડું અળગું થાશે ત્યારે ?*

*હવા પડે તો પડે ખબર... કે પડી !*
*પડવા-આખડવાની વાતું*
*થશે જોડતી બે માણસને ત્યારે.*
*પવન આંધળી દોટે ઘરની ભીંત મૂકી*
*ભાગોળે ઊભા*
*એકલદોકલ ઝાડ કને જઈ હલબલાવશે*
*ખંભા પકડી ત્યારે...*

*...ટપક ટપક બે પાન દડડશે*
*ડાળ કકળશે*
*વૃક્ષ સમસમી છાનેછાનું હોય ભાંગતું ભીતર ભીતર ત્યારે*
*કોને કહેશો જઈને શું સાંભળશો કોનું... ત્યારે.*

## સકીના

**પાર્થ મહાબાહુ**

*સેંકડો લૈલાનો સરવાળો સકીના.*
*શ્વાસ એકેએક નખરાળો સકીના.*

*ગોઠવીને ગંધની સળીઓ બનાવ્યો*
*પોયણીનાં પર્ણમાં માળો સકીના.*

*ડૂબકી મારીને મોતી આપનારો*
*હું જ છું એ હોડકાવાળો, સકીના.*

*પાંસળીમાં પાર્થની બેસી જઈને*
*તેં પલાણ્યો અશ્વ પાંખાળો, સકીના*

## મહેક ખરી પડી

**ભરત પડીઆ 'સ્પંદન'**

*આંખમાં આકાશ ને પાંખમાં પવન*
*ભરી*
*એક ઢળતી સાંજે*
*ઉપવનમાં*
*રંગબેરંગી તિતલી આવી*
*બેસી ન બેસી જૂઈ પર જરી*
*ગઈ ઊડી*
*મૂકી*
*અન્ધારું*
*ને*
*રોતી જૂઈની આંખે*
*મહેક ખરી પડી*
*ફૂલેફૂલે !*

## તન્મયતા

**રાજેન્દ્ર શાહ**

(સૂર્યમુખી)

*માંડતી નેત્ર*
*એક જ એની દિશા*
*હોય જ્યાં સૂર્ય.*

## પ્રભાતે

**રાજેન્દ્ર શાહ**

*કરોળિયાની*
*જાળે ઝાકળ-બિન્દુ*
*એટલા સૂર્ય.*

## ભોપા ભગતનાં ભજનો-સ્વ-સમજના

પ્રાણજીવન મહેતા

૧

*જળ ફૂટે જળ જાય એને તે શું કહેવાય,*
*ભોપાજી, જળ ફૂટે જળ જાય, એને તે શું કહેવાય.*

*તળ ફાટે તમ તૂટે તે જળ ક્યાં જઈ રેલાય,*
*વળ ખૂટે વળ તૂટે તે વળ ક્યાં જઈ કળાય,*
*ભોપાજી, જળ ફૂટે જળ જાય, એને તે શું કહેવાય;*

*કળ ખૂલે કળ છૂટે, એ કળવું તે કેમ કળાય,*
*છળ છૂટે છમ ઘૂંટે, એ છળવું તે કેમ ભળાય,*
*ભોપાજી, જળ ફૂટે જળ જાય, એને તે શું કહેવાય;*

*દળ બાંધે દળ કાંધે, એ દળવું તે કેમ દળાય,*
*જળ ઓરે જળ આઘે, એ જળમાં તે કેમ તરાય;*
*ભોપાજી, જળ ફૂટે જળ જાય, એને તે શું કહેવાય.*

૨

*તરકટ ઊભું અમથું તમંચા તાણી*
*ભોપાજી, તરકટ ઊભું અમથું તમંચા તાણી.*

*મન ઓચરતું તોતડ-બોબડ વાણી,*
*વિણ સુયાણી જો ને વ્યથા વિયાણી;*
*ભોપાજી, મૂલવો હાવાં કોરી કોડી કાણી*
*ભોપાજી, તરકટ ઊભું અમથું તમંચા તાણી.*

*વડને વળગે અરસપરસ જયમ વડવાઈ*
*પણ્ડમાં સળગે ત્યમ પોત-પિણ્ડ પરછાંઈ,*
*ભોપાજી, વ્યરથ સતને ગતને શોધે સાંઈ,*
*ભોપાજી, તરકટ ઊભું અમથું તમંચા તાણી.*

*અન્તર-બાહિરે સઘરે ઠેલા હડસેલા,*
*થાક્યા અબ તો ખભે ઊંચકી ખાલી થેલા;*
*ભોપાજી, ગાંડાને ઘેર આવી ઊભા આપણ ઘેલા,*
*ભોપાજી, તરકટ ઊભું અમથું તમંચા તાણી*

## જલદીવડી

ઉશના

*છે ચૌદ બ્રહ્માંડોની પેલે પાર તારી ઝૂંપડી,*
*મળવું તને ક્યાં શક્ય છે આ શ્વાસની સીડી ચડી ?*

*વરસો પછી વાણી ફૂટી લો, એક મૂંગા પ્હાડને,*
*રૂંધાયલા મુજ દર્દને વહેતી નદી જાણે જડી !*

*સળગી ગયો આ હાથ આખો એક રિમઝિમ દૃશ્યમાં,*
*મારી હથેળીને પછી લો, શબ્દરેખા સાંપડી !*

*ઝાલર વગાડો, દીપ પ્રગટાવો, ઉતારો આરતી,*
*છે શૂન્યમાંથી શબ્દના પ્રાગટ્યની મંગલ ઘડી !*

*અવઢવ, અજંપો, ગડમથલ, આયાસનાં વમળો વીંધી,*
*આખર કિનારે સહજતા લો, નાંગરી મુજ નાવડી !*

*ભાષાનદીના બેય કાંઠે ઘૂઘવતા આ પૂરમાં,*
*તરતી મૂકી મેં પણ પછી તાં ગઝલની જલદીવડી !*

## લાગ્યા કરે

'રાઝ' નવસારવી

*નાસ્તિકોને ભલે તું કલ્પના લાગ્યા કરે,*
*તું મને હર હાલમાં મારો ખુદા લાગ્યા કરે.*

*મન વલોવાયા કરે મારું કશા કારણ વિના,*
*ખૂબ સુખ હોવા છતાં દુઃખની દશા લાગ્યા કરે.*

*કોઈનો સદ્‌ભાવ મહોરે તો વળી કહેવાય ના,*
*પારકા લાગે છે તેઓ આપણા લાગ્યા કરે.*

*એ પ્રતિભા વિશ્વમાં સૌ કોઈને મળતી નથી,*
*તું નથી ને સૌને તારી ભવ્યતા લાગ્યા કરે.*

*'રાઝ' કિસ્મતવાદને છે જીવવાનું એટલે,*
*નિત્ય સ્થિરતામાંય તે અસ્થિરતા લાગ્યા કરે.*

## રાણી છે

**મુકબિલ કુરૈશી**

*હર કદમ પૂરેપૂરી જાણી છે,*
*જિન્દગીને અમે જ તાણી છે.*

*પૂછ, શું જિન્દગી કમાણી છે,*
*લાગણીથી ભરેલ વાણી છે.*

*ભેદ કંચન કથીરના જાણ્યા,*
*રોજ એ આગમાં તવાણી છે.*

*નાખુદા ત્યારે યાદ આવે છે,*
*નાવ મઝધારમાં ફસાણી છે.*

*દોસ્તોની આ કેવી સોબત છે,*
*ચોતરફ પ્રેમની જ લાણી છે.*

*જિન્દગી કો'ના પ્યારમાં વીતી,*
*લોક માને છે ધૂળધાણી છે.*

*જો ભરોસા ઉપર ખતા ખાધી*
*એમ કટાઈ ગઈ નવાણી છે.*

*હું ઈશારા ઉપર જ ચાલું છું,*
*મનની ઈચ્છા સદાય રાણી છે.*

*વાત વૈભવની શું કરું 'મુકબિલ !'*
*સંકટોમાંય સિદ્ધિ માણી છે.*

## આપણે

**મનસુખવન ગોસામી**

*જે વળાંકે આપણે છૂટાં પડ્યાં*
*એક આંબો ત્યાં ફળ્યો-ફૂલ્યો હતો.*
*સીમ જેવું તું'ય ક્યાં મ્હેંકી શકી*
*આભ જેવું હું'ય ક્યાં ઝૂલ્યો હતો.*

## ઉલ્લાશ

**મહેશ કે. મકવાણા**

*કરખાની દોરીઓ છોડું ને મોર બોલે છાતીએ ટેહું ટેહું.*
*અજવાળું ચપટીક ચોળું ને કોક મ્હોરે પડખામાં એવું એવું.*

*ઇચ્છાની વેલ સ્હેજ ડોલે ને કાયામાં મ્હોરેલી મન્જરીઓ ઝૂલે.*
*કાંઈ ઝૂલે અઢળક.*

*વાસન્તી લે'રખીઓ ઘેરી થઈ જાય એવા કોરમના ધોરિયા ખૂલે.*
*કાંઈ ખૂલે ભખ ભખ.*

*હળવેથી ઓઢણી મેલું ને શૂર ચડે ફળિયાને એવું એવું.*
*મોર બોલે છાતીએ ટેહૂં ટેહૂં.*

*ફાગણના વાયરાનો ઝોંકો અડે ને ફૂટે અઙ્ગ અઙ્ગ કેસૂડા રાતા,*
*કાંઈ રાતા ચટ્ટાક.*

*નસનસ્ ઘૂઘવતા લાલઘૂમ લોહીમાં દરિયાનાં હિલ્લોળા થાતા,*
*કાંઈ થાતા ઘૂઘવાટ*

*'પડખામાં કોણ છે ?' પૂછું ને કોક બોલે હળવેથી એ હું. એ હું.*
*મોર બોલે છાતીએ ટેહૂં ટેહૂં.*

## પડતર ખેતર

**ભગીરથ બ્રહ્મભટ્ટ**

*ઠાકોર અમથા મૂછો મરડે કોરાં ધાક્કોર ઠકરાણાં.*
*ઠાલી વર્યાં ઠાકોરભાઈને પડતર ખેતર ઠકરાણાં.*
*બે ઠકરાણાં આંખો ચોળે*
*સોળ સાલથી કોરી:*
*ઠાકોરજીએ ઈમાં અઢળક*
*ઊની રેતી ઢોળી !*
*વીસ વરસ થ્યાં વાવેતરને સ્હેજ ફૂટ્યાં ના દાણાં*
*ઠકરાણાં ભીતરમાં ખોળે*
*ઝક્કન જળનો દીવો:*
*અન્ધારાની કરચે લીંપ્યો*
*ડૂમો કાઢી પીવો.*
*ભૂખ્યો ભાથી શમણે બોટે ઠકરાણાંનાં ભાણાં.*

## દૂર ડમરુ કરાળ

લલિત ત્રિવેદી

દૂર ડમરુ કરાળ વાગે છે.
રાત તાંડવ પ્રચંડ જાગે છે.

કોઈ ભોરીંગ ફેણ-શી રાત્રિ
એક ફુત્કાર ધાગે ધાગે છે.

ચીસ કોઈ દબાઈ ગઈ કે શું ?
દૂર ઘૂવડ કશુંક તાગે છે.

જોર ધસમસ સતત હવાઓનું
ઝાડ થથરે... દિશાઓ ભાગે છે.

કોણ ઊભું મસાણ-શા રસ્તે ?
કોણ ખપ્પરમાં લોહી માગે છે ?

જીભ લપકે છે કાળ જંગલની
આંખ કોઈની લાલ તાકે છે

આભ સોંસરવો ચીપિઓ ખોડી
કોણ ધૂણી ધખાવી જાગે છે ?

## કેવું થયું !

મૌન બલોલી

કોઈ કશું ના કહી શકે એવું થયું.
પોલાણમાંથી જાણે પારેવું થયું.

એની નજર પડતાં જ કૈં કેવું થયું !
રસ્તાનું રોડું મોભનું નેવું થયું !

એ વૃક્ષ માફક સ્થિર થવા ઈચ્છતો હતો.
પણ જીવવાનું છંચડા જેવું થયું.

દાનેશ્વરી બનવા જીવન ખર્ચ્યું, છતાં
લ્યો, મોત પહેલાં કેટલું દેવું થયું.

મેદાનમાં મન એકધારું રહી શક્યું.
પણ પહાડ પર 'ખામોશ' એ શેવું થયું.

## આયનો

તુરાબ 'હમદમ'

જેટલું કોઈ ગરજતું હોય છે.
એટલું ક્યાં એ વરસતું હોય છે.

કો'ક દિ આવી ચડે કોઈ સ્મરણ,
કેટલી પીડા સરજતું હોય છે.

એક પરપોટો હતો ફૂટી ગયો,
કોઈનું ક્યાં કંઈ ઉપજતું હોય છે.

જીવ નાદાની કરી લે છે કદી
મન બધી વાતે સમજતું હોય છે.

આયનો એકીટશે જોયા કરે,
જો કોઈ શણગાર સજતું હોય છે.

આમ ઊગી નીકળી 'હમદમ' ગઝલ
શબ્દનું કેવું નિપજતું હોય છે.

## હાથતાળી

ધીરેન્દ્ર મહેતા

હાથતાળી દઈ ગઈ એ જ પળ છે,
પૂછ એને, કેમ આકળ વિકળ છે ?

કાંઈ બીજું પૂછવું છે જ ક્યાં પણ
નહિ કહી શું એય આ શાનું ફળ છે ?

વાત છે કેવી તરસ છીપવાની ?
ક્યા તરસની વાવને બોલ, તળ છે ?

નીકળું ક્યાંથી અહીં આઠ કોઠે,
રાતદી ઘેરી રહ્યું જંગી દળ છે.

હું મળી હમણાં જ આવ્યો મુખોમુખ,
જા, જઈ સીધો હવે તુંય મળ, છે.

## ગઝલનો ટંકાર

### યોસેફ મેકવાન

*આજ ક્યાંથી ગઝલનો ટંકાર આ ?*
*કાનમાં વાગ્યા કરે ઝંકાર આ !*

*હોય છે અંગાર કેવા, લો કહો,*
*હાથમાં આવ્યો લઈ અંગાર આ !*

*કેટલાનાં સ્વપ્ન કૈં બળતાં હશે–*
*કેટલો ગાઢો થતો અન્ધાર આ !*

*હોય જે, એ હોય છે, બોલે નહિ*
*કેમ નેતાઓની છે, લંગાર આ ?*

*જિન્દગી સ્વપ્નો લઈ આવે અને*
*યાતનાઓનો મળે ભંગાર આ.*

*સત્ય પણ 'યોસેફ' કેવું હોય છે ?*
*હેમના હોયે નહિ ભંડાર આ.*

## આગ

### યોસેફ મેકવાન

*ઘરમહીં મજબૂત ખામોશી છવાઈ છે,*
*તું નથીની કેટલી વેધક ગવાહી છે.*

*આજ સાગર જોઉં છું કે જાત જોઉં છું ?*
*આગ વડવાગ્નિ સમી ભીતર લપાઈ છે.*

*આભનું પોલાણ આખું હું ઉઠાવું છું,*
*એક મારી પાંખ અધવચ્ચે કપાઈ છે.*

*ચાંદથી કેવી અલગ આ ચાંદની રઝળે–*
*એમ મારે જિન્દગી સાથે સગાઈ છે.*

*ક્યાંય ઈશ્વર તો નથી તોય થાય છે પૂજા,*
*'યોસેફ' ભેટી કુંડળી એની લખાઈ છે !*

## વચ્ચે હતાં

### મનહર જાની

*એક-બે ભીનાં સ્મરણ વચ્ચે હતાં,*
*સાવ કોરાંકટ ઝરણ વચ્ચે હતાં.*

*ધારતો'તો જેમને ગુલમ્હોર હું*
*એ જ લીલા કોઈ વ્રણ વચ્ચે હતાં !*

*ભર વસંતે જો સતત ખરતાં રહ્યાં*
*પાનખરની એક ક્ષણ વચ્ચે હતાં.*

*પાસ-પાસે ને છતાં અળગાં હતાં*
*એકલા ને તોય જણ વચ્ચે હતાં.*

*લો, સમેટાતાં ગયાં ફેલાઈને !*
*આપણે ક્યાં આવરણ વચ્ચે હતાં.*

## સમજણ

### મંગળ રાવળ 'સ્નેહાતુર'

*ફૂલે ફોરે ફટફટ સમજણ,*
*દરિયે ભીના તટપટ સમજણ.*

*શંકાની અંબાડી ઓઢી–*
*કોરે કંકુ ખટપટ સમજણ.*

*કો' પૂછે ને દોડી આગળ*
*ચાલે ખાંધે ચટપટ સમજણ !*

*આકાશી અરમાનો લઈને;*
*મ્હોરે મઘમઘ ઘટઘટ સમજણ.*

*વિહ્વળતાની ઘટના ઘટતાં–*
*હડસેલાતી ઝટપટ સમજણ.*

*પગદંડીમાં પગલાં રોપી;*
*શ્વાસો ચીંધે પટપટ સમજણ.*

*સાત જનમની તોયે 'મંગળ'*
*શાથી તરસી અટપટ સમજણ ?!*

## વાંસળીમાં

પુષ્પા પારેખ

છેદ સોંસરવા પડે છે વાંસળીમાં.
ભેદ જીવનના મળે છે વાંસળીમાં.

પ્રાર્થના તો શાન્ત મનની ભાવના છે,
વેદની ઋચા ભળે છે વાંસળીમાં.

વેણુનાદે ઘેલી મીરાં-રાધિકા પણ,
પ્રીત બેની ટળવળે છે વાંસળીમાં.

એક પૂરો શ્વાસ પણ ક્યાં આપણો છે?
કેદ થઈ પાછો વળે છે વાંસળીમાં.

દ્વારકા, ગોકુળ, પીછું, તાનપૂરો,
એક સાથે ઓગળે છે વાંસળીમાં.

જોઉં કદમ તો કૃષ્ણ આવે સ્વપ્નમાં,
રાત આખી સળવળે છે વાંસળીમાં.

કૃષ્ણ ને શોધે મીરાં દેવાલયોમાં,
આકંઠ રાધિકા ઢળે છે વાંસળીમાં...

## હોય છે

ફિલિપ કલાર્ક

હારવા ખાતર રમાડી હોય છે;
જિન્દગી પોતે બગાડી હોય છે.

સાવ સીધી વાત ના સમજી શકે;
કેટલા લોકો અનાડી હોય છે?

કાટ સોનાને કદી લાગે નહીં;
આપણી દાનત, ઠગારી હોય છે.

ખેલ કેવા ચાલતા સઘળે જુઓ,
સૌમા છૂપેલો મદારી હોય છે.

શ્વાસની આ રમત જીતી તો જુઓ;
હાથ ઈચ્છાના જુગારી હોય છે.

લાલસાઓને સજાવી હોય છે;
ને અપેક્ષાઓ વધારી હોય છે.

## અણુ

નલિન પંડ્યા

અણુ અણુમાં મણ મણનો કણ
વિશ્વ બંધાતું આંખે
સૂર્યદેવની સાખે.
જળ-પ્રસ્તર-વાયુ-એપણા-આંસુ
આનન્દ
સઘળું કણ કણનો આવેગ
સંધાય બંધાય આભાવરણ.
ફરુકતો ફરકડી કાગળની થઈ
વિરાટ પિંડ ને કણ કણ શી
કીડી બની જતો. શાન્તિ બંધાય-સંધાય
ને વિખૂટાય શાન્તિ.

## ડોકિયાં

સુધીર દેસાઈ

ધુમ્મસમાંથી ક્યારેક
ડોકિયાં કરતું ફાનસ
દૂર દૂરથી દેખાય એમ
ડોકિયાં કરે છે કોઈ મ્હારામાંથી.

ઢાંકી ગયેલ રાત્રીમાંથી
નીકળી આવે છે આંખો ચકળવકળ થતી
થોડીવાર માટે,
ફરીથી કાર્યરત થવા માટે;
ડૂબી જાય છે પાછી રાત્રીમાં.

દોરી ઉપર લટકાવેલ પડદાની જેમ
લટકી રહી છે રાત્રી.

ઉન્દરની માફક કંઈક શોધી રહેલ કોઈ
ફરી પાછું ચાલ્યું ગયું મ્હારામાં
ધુમ્મસમાં ડૂકી જતા ફાનસની જેમ
દૂર દૂર.

## આમ

પ્રવીણ દરજી

*આમ*
*ધીમે ધીમે એક ગઠ્ઠો બનતાં જઈ*
*છેવટે પથ્થરમાં થઈ ગયું છે એનું પરિવર્તન*
*રેતે ઉપસાવેલી ઝીણી ઝીણી ભાત*
*કશીક વાત કહેવા ઇચ્છે છે*
*પણ એને ઉકેલી શકે તેવી આંખ છે ક્યાં ?*

*આમ*
*ધીમે ધીમે હડસેલાતો જાય છે એ...*
*એક પગ અને બીજો પગ આહત અને આક્રંદ*
*ચત્તોપાટ પડ્યા જેવો દેખાતો એ ચીત થઈ ગયો છે*
*સરકી જતો પુરાતત્ત્વવિદ મરકી રહે છે દૃષ્ટિક્ષેપ કરતાં*
*પણ એને ઊંચકી શકે તેવો હાથ છે ક્યાં ?*

*આમ*
*ધીમે ધીમે ભૂલી ગયો છે એ*
*ઘરગલી અને રસ્તાબસ્તા બધું*
*કશિત્નું થઈને રહી ગયો છે માત્ર કશિત્નું*
*યુગોનો અન્ધકાર છાતીમાં ભરીને હવે*
*થઈ ગયો છે એ ઠંડોગાર*
*કદાચ એના ચહેરાને મળી જાય કોઈ દંતકથાનો આધાર !*

## સાભાર સ્વીકાર

**લહર :** મધુસૂદન શુક્લનો કાવ્યસંગ્રહ, પ્રથમ આવૃત્તિ. ૧૯૯૫. પૃ. ૫૬, મૂલ્ય રૂ. ૨૦. પ્રકાશક શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર. ગાંધીમાર્ગ, અમદાવાદ-૧. **'અપને હિસ્સે કા સૂરજ'** ઉર્દૂ કવિ જાવેદ અખ્તર, હિન્દી કવિ સૂર્યભાનુ ગુપ્ત અને ગુજરાતી કવિ અનિલ જોશીનાં કાવ્યોનું અમિત વ્યાસ દ્વારા સ્મરણિકા સમ્પાદન, પ્રથમ આવૃત્તિ જુલાઈ, ૧૯૯૭. પૃષ્ઠ ૪૮. પ્રકાશક : 'વ્યંજના' સાહિત્યિક અભિગમની સંસ્થા. રાજકોટ c/o દિલીપ જોશી 'દિનકર' મારુતિનગર, એરપોર્ટ રોડ, રાજકોટ-૧. **'શેફાલી'** તનસુખ ઓઝાનો કાવ્યસંગ્રહ, પ્રથમ આવૃત્તિ, ૧૯૯૭. પૃ. ૩૨, મૂલ્ય રૂ. ૮-૦૦, પ્રકાશક : ઋત્વિક ઓઝા, નિર્ણયનગર માધવબાગ, અમદાવાદ. **ગઝલ : કલા અને કસબ :** અમૃત ઘાયલ, અનુવાદ, પ્રથમ આવૃત્તિ, ૧૯૯૭, પૃ. ૧૦૯, મૂલ્ય રૂ. ૭૫, પ્રકાશક : પ્રવીણ પ્રકાશન પ્રા.લિ. લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ. **'આલોલ' અને 'ઉલ્લાસ'** ચન્દા રાવળના કાવ્યસંગ્રહો પ્રથમ આવૃત્તિ, ઑક્ટોબર, ૧૯૯૭. પૃ. ૧૦૧, મૂલ્ય દરેકનું રૂ. ૫૦. પ્રકાશક : નવભારત પ્રકાશન મંદિર, બાલાહનુમાન, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧ **એક આંખમાં સન્નાટો :** વંચિત કુકમાવાલાનો કાવ્યસંગ્રહ, પ્રથમ આવૃત્તિ, ૧૯૯૭ પૃ. મૂલ્ય રૂ. ૪૦ પ્રકાશક : શ્રી લક્ષ્મીકાંત શેઠ, અનીક પ્રિન્ટર્સ, 'માતૃપ્રેરણા' હિંગવાલા લેન, ઘાટકોપર, મુંબઈ-૭૭. પ્રાપ્તિસ્થાન : અક્ષરભારતી, પગાજગુલાબ શોપીંગ સેન્ટર વાણિયાવાડ, ભુજ-કચ્છ-૩૭૦ ૦૦૧. **અગિયાર દરિયા :** મનહર મોદીનો ગઝલ સંગ્રહ બીજી આવૃત્તિ, ઑક્ટો, ૧૯૯૭. પૃ. ૧૨૩, મૂલ્ય રૂ. ૭૨. પ્રકાશક : રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, દેરાસર સામે, ગાંધીરોડ અમદાવાદ-૧

## અનુવાદ

### દર્પણ/સિલ્વિયા પ્લાથ

અનુ. રાજેન્દ્ર શાહ

હું છું રજત, યથાતથ, નહિ રે પૂર્વધારણા કોઈ.
જે જે હું કંઈ લહું શીઘ્ર તે મ્હારામય કરી લઉં છું.
તે જેવું હો તેવું જ, ઝાખું નહીં ગમા-અણગમા સમા કો ભાવે.
નિર્દય નહિ લેશે, – છું કેવળ ચારેકોર નિહાળી રહેલ
છું દગ કોઈ દેવતા કેરું.
ભીંત ઉપર સામેની ઝાઝો સમય ધરું હું ધ્યાન...
પાટલ એ'નો રઙ્ગ, મહીં ટપકાંની જોઈ છાંટ, અને તે કંઈ કેટલી વાર...
થતું મનમાં કે જાણે એ છે મ્હારું હૃદય કિન્તુ તે ફફરે...
અમારી વચ્ચે આવે છે અન્ધાર અને મુખ ઝાઝાં.

હવે હું એક તળાવ. કોઈ મહિલા ઝૂકે છે મુજ પર...
ખરે કોણ છે પોતે એ'ની ખોજ કરે એ મ્હારા આ વિસ્તારે.
પછી વળે એ મિથ્યા પેલાં તેજ ભણી,–બત્તીના કે શશિયરના.
એની પીઠ નિહાળું, પાછી વાળું જેમ છે તેવી.
અને મ્હને તે રહે નવાજી આંસુ થકી ને હલી ઉઠેલા હાથે.
એને મન છે મહત્ત્વ મ્હારું. એ આવે ને જાય, જાય ને આવે.
રોજ સવારે આઘો કરી અન્ધાર ત્યાં જ તે મુખ એનું એ ધરતી.
મ્હારાં આ ઊંડાણ મહીં છે ડુબાડી એણે એક યોષિતા, અને મહીંથી
નાર એક ઘરડી દેખા દેતી દિવસે દિવસે ભર ઘોર માછલી જેવી.

### આફ્રિકા/શરદચન્દ્ર મુક્તિબોધ

અનુ. જયા મહેતા

આફ્રિકાના અન્ધારામાં
પીળોધમ્મક વાઘ
ચાદંનીના ઝરા પર
પાણી પીએ છે.
આફ્રિકાના અન્ધારામાં
કાળોભમ્મર હાથી
ચિત્કારી ઊઠીને કેવો
પૃથ્વી ખણે છે.
આફ્રિકાના અન્ધારામાં
લાંબાં ડગલાં ભરતો
યાળ ઝાપટતો સિંહ
જરા ઉતાવળમાં છે.
આફ્રિકાના અન્ધારામાં
આફ્રિકાનું થડ
ડાળીઓ લમ્બાવીને
થાક ઉતારે છે.
આફ્રિકાના અન્ધારામાં
લાગેલી આગ
આગના ગુલાલમાં
જઙ્ગલ નાચે છે.

(૧૯૬૨)

### સૂરજ/જયુડાહ-અલ-હારિઝી

અનુ. મોહનભાઈ શં. પટેલ

જુઓ, જુઓ
પસારી છે પાંખ સૂરજે
ધરતી પર
વિખેરવા તમિસ્રને,
નયમ કો વૃક્ષ વિશાળનાં
મૂળ હોય અંકાશ
ડાળીઓ ઢળતી પહોંચતી
ધરાતલ પથરાય.

### વાંસળી/જયુડાહ-અલ-હારિઝી

અનુ. મોહનભાઈ શં. પટેલ

જુઓ, જુઓ :
કન્યાના કરમાં
વાગે વેણુ-વેણ
હૈયાને રીઝવે એ કેવાં
સુન્દર સ્વરનાં ઘેન !
જેવૂં માની ગોદમાં
[illegible] રડે અસહાય
શિશુ રડે ત્યારે મા તેની
ગાય [illegible]ને હરખાય.

**આસ્વાદ-લેખ-પુરસ્કાર**

'કવિલોક' ૧૯૯૭ના ઉત્તમ આસ્વાદ-લેખનો નિર્ણય આવતા એટલે મે-જૂનના ૩જા અઙ્કમાં જાહેર કરાશે.

## આપણાં ગીત /સેફેરિસ

અનુ. જયન્ત પાઠક

ગાઈ શકું
એક સાદુંસીધું ગીત :
બસ,
પ્રાર્થના મારી આટલી જ.
આપણે તો
ગીતનેય
એવી રાગરાગિણીઓથી લાદી દીધું છે કે
ધીમેધીમે એ
તળિયે બેસતું જાય છે–
આપણે તો
કલાને
એવા વરખથી શણગારી છે કે
એનો ભીતરનો અસલ ચહેરો
ધીમે ધીમે ખવાતો જાય છે.

## નાનકડું પુરાણું ગીત/ ટૉમસ હાર્ડી

અનુ. જયન્ત પાઠક

બસ છે મારે
એક નાનકડું પુરાણું ગીત
જે ઉદ્ગારતું આનન્દ-અનાગત કે અતીત:
અથવા
ચાહવા ગમે એવા
રૂપાળા ચહેરાઓનું ગીત.
જરૂર નથી મારે
નવા વિષયોને
અટપટી રાગિણીઓમાં ગૂંથતા ગીતની;
મારે નથી જોઈતી
નવા ગીતની દિલને હચમચાવતી ક્ષણ
હું તો માગું માત્ર
સાવ ઘરેલુ એવી થોડી હૃદય-રણઝણ–

## કાવ્યસ્પર્ધા : પુરસ્કૃત કૃતિઓ

### 'અજાણ્યો જણ'

વિષ્ણુ પટેલ

ઊંઘમાં ઝબકી સતત જાગું હજી.
હું અજાણ્યો જણ મને લાગું હજી.

ના'વડ્યું વણતાં 'ચંદરિયા' રે! મને,
એ 'જુલાહા'નો કસબ માગું હજી.

કોઈ કેદારો ફરી જો ગાય તો,
કુંડ દામોદર ભણી ભાગું હજી.

જો અહીં ભૂલો પડે જગ-ખારવો,
પગ પખાળી લઉં કરી ત્રાગું હજી.

ફૂંક વાગી જો અલખની જાય તો,
વાંસળી થૈ રાત-દિન વાગું હજી.

વાટ વસમી, ટાઢ-તડકા, આ વિરહ:
ને પિયાનું ઘર ઘણું આઘું હજી!

### ખેલો ખેલો રે મનવાજી!

લાલજી કાનપરિયા

એવા આયખાના આણીને ઉકેલ,
    ખેલો ખેલો રે મનવાજી! રૂડા ખેલ.

આભલે રખોપાં સૂરજ ચાંદના હો જી
ઝળહળ જ્યોતુંની ઉગાડો તમે વેલ,
    ખેલો ખેલો રે મનવાજી! રૂડા ખેલ.

આઘે રે મેરામણ ઘેરો ઘૂઘવે હો જી
એના ભેદ રે ઉકેલો તમે છેલ!
    ખેલો ખેલો રે મનવાજી! રૂડા ખેલ.

ફૂલના હિંડોળે મનખો ઝૂલતો હો જી
તમે ફોરમની રેલાવો રેલંછેલ,
    ખેલો ખેલો રે મનવાજી! રૂડા ખેલ.

કલકલ નાદે નદિયું ગુંજતી હો જી
ધુવો ધુવો રે માટીના તમે મેલ.
    ખેલો ખેલો રે મનવાજી! રૂડા ખેલ.

# શિશુ-કવિતા

## અટકચાળી

રાજેન્દ્ર શાહ

અલી છોકરી
અટકચાળું કરી, દડી જાય તું તુરત
ખણ્ડના દ્વારે.

ત્યાં
ખિલ ખિલ હસતી, નજર નચવતી
ટીખળ કરતી ભારે !

તું અહીં આવને કને...
આ બન્ધ મુઠ્ઠી મુજ ખોલ, ખોલ તો
અન્દરનું તે બધુંય આલું ત્હને.
બે ડગલાં તું આગળ આવી
ખસી જતી પાછળ મલકાતી
તો આ મુઠ્ઠી બન્ધ : કશું ના બને.

અરે...
એકદમ આવી વળગી મ્હને !
હોઠ કસી
એકેક આંગળી ઉઘાડતી... ને
હથેળી મ્હારી ખુલ્લી... લે આ
બદામ સાકર બધુંય ત્હારું હવે.

## વસન્તી

કલાધર વૈષ્ણવ

ખરખર પાન
હળવે તૂટે,
ડાળ-ડાળી એ
ચેતન ફૂટે !
પંખી ગાયે
વસંત રાગે,
વનરા-કુંજે
ફાગણ જાગે.

પરાગ પવને
ફૂલડાં ઘેરે,
ગગન ગહેરું
આશીષ વેરે.

શીત રસંતી
ચહુદિશ ખૂલે,
વને વસન્તી
ઉમંગ ઝૂલે.

બાળક હસતાં
ફૂલડાં ચૂંટે,
તન-મન આનન્દ
મબલખ લૂંટે.

## વિપાશા

### હર્ષદ ચન્દારાણા

કોયલ બોલે કુઉ કુઉ કુ
આવ વિપાશા રમવા તું.

મને ગમ્યું છે તારું ઘર
બેઠી આંબા ડાળ ઉપર.

તારું ફળિયું બહુ છે મોટું
ત્યાં તું દેતી દોટમ-દોટું.

મને મળેલું આભે મોટું
પણ એ ખાલીખમ ને ખોટું.

તું ડોલે છે નાચતી-ગાતી
હું ફરફરફર ઊડતી-ગાતી.

તને ગમે છે નીચે તહીં
મને ગમે છે ઉપર અહીં.

## આકીબ

### હનીફ સાહિલ

કેવો દોડી જાય આકીબ,
દાદીથી હરખાય આકીબ.

સ્કુટર પર પપ્પાની સાથે
સાંજે ફરવા જાય આકીબ.

રીસાઈને પડદા પાછળ
મમ્મીથી સંતાય આકીબ.

લાકડાના ઘોડે બેસી
ઊંચો નીચો થાય આકીબ.

પેન લઈને લખવા બેસે
રેખાઓ અંકાય આકીબ.

કાલી કાલી ભાષા એની
ક્યાં કો'થી સમજાય આકીબ.

દાદાજીની આંગળી ઝાલી
રોજ બગીચે જાય આકીબ.

## તન્વી

### ચન્દ્રકાન્ત ટોપીવાળા

ટમ ટમ ટમ ટમ તન્વી
મખમલિયા
તાગલિયા જેવી
ટમ ટમ ટમ ટમ તન્વી.

ઝમ ઝમ ઝમ ઝમ તન્વી
જઙ્ગલનાં
ઝરણાંના જેવી
ઝમ ઝમ ઝમ ઝમ તન્વી.

છમ છમ છમ છમ તન્વી
પગમાંના
ઝાંઝરના જેવી
છમ છમ છમ છમ તન્વી.

રમ રમ રમ રમ તન્વી
કૂદ કૂદ કરતાં
સસલાં જેવી
રમ રમ રમ રમ તન્વી.

**'કવિલોક' પારિતોષિકો**

'કવિલોક' ૧૯૯૭નું
'હિમાંશુ (બાબુલ)' પારિતોષિક
શ્રી ચન્દ્રકાન્ત સાધુને તેમના ગીત 'ખાલીપો'
માટે તેમ જ 'બ.ક. ઠાકોર' પારિતોષિક શ્રી રાજેન્દ્ર
શુક્લને તેમની ગઝલ 'આખરી
વેળાનું–' માટે આપવાનો
નિર્ણય કર્યો છે.

*નિર્ણાયકો :*

**વિનોદ અધ્વર્યુ : હેમન્ત દેસાઈ**

## અન્ધકારની કવિતા

હરિવલ્લભ ભાયાણી

૧

મુક્તકકવિઓએ ઘોર અન્ધકારના અનુભવનાં રમણીય વર્ણનો વિધવિધ રીતે કરેલાં છે. નીચેનું મુક્તક, એક સચોટ ઉપમાને બાદ કરતાં, બીજી કશી કરામતનો ઉપયોગ કર્યા વિના માત્ર, સીધાસાદા વર્ણનથી પણ પ્રભાવક બન્યું છે. આંખ ઊઘડે છે અને બંધ થાય છે તેની વચ્ચે પરિણામનો કશો ફરક હોવાનું વરતાતું નથી – એ રીતે અન્ધકારની ગાઢતા અઙ્કિત કરી છે. મૂળ સંસ્કૃત શ્લોક અને તેનો મુક્ત અનુવાદ અહીં આપું છું :

*अमुष्मिन्नुद्यान-'प्रम-कुहर नीरंध्र-मरिते*
*तम: खंडे पिंडीकृत-वहल कालायस धने।*
*यातामद्यास्माकं कथमपि पुरो न्यस्त-चरणं*
*निमेषडप्युन्मेषे नहि नहि, विशेषो नयनयो: ॥*

*સઘન પોલાદના પિણ્ડ શા અન્ધકારે*
*ભરી દીધ અવકાશને નિબિડ*
*સકળ બાગનાં વૃક્ષની ડાળ વચ્ચે હતો જે :*
*ત્યહીં ચાલતાં ડગલું જ્યમત્યમ*
*અમો ભરી રહ્યા*
*આ અમારાં નયન*
*ઊઘડતાં, બંધ થાતાં વચે યે*
*કળાતો નહીં ભેદ તો લેશમાત્ર.*

૨

પહેલાંનું ગ્રામીણ જીવન. આપણા આંગણામાં કે નિકટમાં ફૂલમાં છોડ, ઝાડ, કમળપુકુર હોય. સન્ધ્યા સમયે ભમરા અહીંતહીં ઊડ્યા કરતા હોય એ રોજનું પરિચિત દૃશ્ય. એ સમયે ઊડતા ભમરા ઉપરથી એક મુક્તક કવિને સરસ ઉત્પ્રેક્ષા સૂઝે છે. આ ભમરા ખરેખર તો અન્ધકારના – સૂર્ય અને ચન્દ્રના શત્રુ એવા અન્ધકારના – ગુપ્તચરો છે. સાયંકાળના અન્ધકારે પોતાના એક શત્રુ સૂર્યને તો પરાજિત કરી દીધો. હવે બીજો શત્રુ ચન્દ્ર ક્યાં છુપાયો છે તેને શોધવા એના આ ભ્રમરરૂપી ગુપ્તચરો અહીંતહીં ભમી રહ્યા છે.

*अस्ताद्रि-पार्श्वमुपजग्मुषि तिग्म-भासि.*
*जानीत शीत किरणोडभ्युदितो न वेति ।*
*चारा इवाथ रजनी तिमिर-प्रयुक्तिशृ*
*चेरुश्चिरं चरण-भूमिषु चंचरीका: ॥*

*સૂર્યને ઢાળી દીધો*
*હવે જઈ જુઓ, ક્યાં છૂપ્યો વામણો ચન્દ્ર ?'*
*ઉદ્દંડ અંધાર-રાજે*
*મૂક્યા શોધવા ગુપ્તચર*
*આ જુઓ, ગૂઢભાવે કરે ભ્રમણ*
*સાયં-ભ્રમર.*

ભમરા કાળા હોઈને અન્ધાર-પછેડો ઓઢેલા ગુપ્તચર તરીકે એમને ખપાવી શકાય. આમતેમ ઊડતા એ કોઈને શોધી રહ્યા હોવાનું માની શકાય. ચન્દ્રનો હજી ઉદય ન થયો હોઈને એ કશેક છુપાઈ બેઠો છે એમ કલ્પી શકાય.

પ્રસ્તુત ઉભય મુક્તકોમાં કવિકર્મનો વિશેષ પ્રતીત થાય છે.

❐

# ઈહલોકના અહાલેકનો રમ્ય આલેખ

રાધેશ્યામ શર્મા

## ક્ષણ હસવું, ક્ષણ રડવું

*ક્ષણ હસવું, ક્ષણ રડવું,*
*પૃથ્વી વિણ ક્યાં જડવું ?*
*સ્વર્ગમહીં નહીં, અહીં સુખદુઃખે*
*જનમ જનમ રે જીવું;*
*પાય ક્ગત જે, હસતે મુખે*
*સકલ હોંસથી પીવું*
*કંઈ મીઠું, કંઈ કડવું !*

*સ્વર્ગગાને ક્યાંય નથી રે*
*જમુનાનો જળઘાટ,*
*નન્દનવનની માંહ્ય નથી રે*
*મથુરાપુરની વાટ;*
*વ્રજ વિણ રે શી અડવું !*

૧૯૪૯ ['છંદોલય,' ૧૯૯૭, પૃ. ૯૪.] નિરઞ્જન ભગત

એક નાનું અમથું ગીતપંક્તિ મધ્યકાળમાંથી અદ્ય અદ્યતન કાળમાં ભાવકનું સમયાન્તર કરાવે તે માની શકાય ?

મધ્યકાલીન માનસ મોટે ભાગે પરમાત્મા, સ્વર્ગ-નર્ક અને પરલોકના 'પૅરફર્નેલિઆ'માં અતિ રુચિ દાખવતું હતું. ધર્મ-તત્ત્વજ્ઞાન-શાસ્ત્રો-ગુરુપરમ્પરાની ઓઝટમાં આવી જનાર સૌ કોઈ મરણોત્તર જીવનમાંથી આશ્વાસન મેળવવા આતુર રહે તે સ્વાભાવિક ગણાય.

સર્જકચેતના પોતાના અને ભવિષ્યના સામૂહિક ખ્યાલો અને ખ્વાબોથી ઊંચે ઊઠી આત્મસ્થિત નિજી પ્રતીતિને અવાજ આપે છે.

રવીન્દ્રનાથ, પંચેન્દ્રિયથી પમાતા ઈહલૌકિક ઉત્સવના ઉચ્છંગમાં શિશુની નિર્દોષતાથી જાણે બોલી ઊઠેલા, મને તો પૃથ્વી પર પ્રાપ્ત પાંચ ઇન્દ્રિયો પણ ઓછી પડે !

ઉમાશઙ્કર પણ જરા જુદી તરેહથી 'યથાર્થ'ને જ સુપથ્ય માની આજીવન ગાતા રહ્યા.

એવી પ્રશિષ્ટ પરમ્પરામાં નિરઞ્જનની ગીત-અભિવ્યક્તિ વહી છે 'ક્ષણ હસવું, ક્ષણ રડવું...'

જૂનાં ભગત-લોકની ભજન-હારમાળામાં જીવન વિશે ઘડીકમાં હસવાનું અને ઘડી પછી પાછું રડવાનું સચોટું આવતું જ નહોતું એમ નહિ કહેવાય. ફરક એટલો કે ક્ષણ-ભઙ્ગુર જિન્દગીની ઘટનાને અગ્ર કરી પૃથ્વીને હેય અને કંઈક નિમ્ન ગણાવી, ઉપર માનેલા ઊર્ધ્વ લોકનો સ્વર્ગીય મહિમા ઘણો ગવાયેલો. પ્રથમ પઙ્ક્તિ વટાવી કે તુરત જ પ્રસ્તુત ગીતની બીજી કડી પૃથ્વીપટની અનિવાર્યતા જાહેર કરી દે છે : પૃથ્વી વિણ ક્યાં જડવું ?

મુક્ત, અપ્રતિબદ્ધ ચિત્ત જ ક્ષણેક હાસ્ય, ક્ષણેક રુદનના વારાફેરાને જીરવી જોગવી શકે. સમગ્ર ભાવે સ્વીકારી શકે. હેન્રી મિલર આ વસ્તુની તાત્ત્વિકતા ગ્રહી શક્યા છે :

What seems nasty, painful, evil, can become a source of beauty, joy and strength, if faced with an open mind.

Every moment is a golden one for him who has the vision to recognise it as such.

પૃથ્વી પર શ્વસતી પ્રત્યેક વ્યક્તિની આ જીવનાનુભૂતિ છે : ક્ષણ હસવું, ક્ષણ રડવું.

એક ટાવર-ઘડિયાળની કલ્પના કરી શકો ? એનું મોટું લાંબુ લોલક ક્ષણભર હાસ્ય તરફ તો ઘડીભર રુદન બાજુ લયલીન થઈ ઝોલાં ખાતું વરતાશે !

પ્રથમ અન્તરામાં 'પૃથ્વી'ની સામે 'સ્વર્ગ'ને સહોપસ્થિત કરી વિરોધાવ્યું છે ભારપૂર્વક, 'સ્વર્ગમહીં નહીં...' મહીં-નહીંની સઘન સાન્નિધિ તુરત જોડાતી 'અહીં સુખદુઃખે' પઙ્ક્તિના કારણે પ્રાસનો ત્રાસ ના બનતાં પ્રાસનો રાસ રચી શકી છે ! 'જનમ જનમ રે જીવું' (અહીં 'જીવું' 'જીવવું' માનવું સયુક્તિક) પઙ્ક્તિ નિરઞ્જન ભગતને, નરસિંહ ભગતની પઙ્ક્તિમાં બેસાડવાની સુવિધા કરી આપે. (યાદ કરો, 'હરિનો ભગત તો મુક્તિ ન માગે, માગે જનમો-જનમ અવતાર' તથા 'સુખદુઃખ મનમાં ન આણિયે ઘટ સાથે રે ઘડિયાં' વગેરે વગેરે)

ગીત ગમવાનું એક કારણ તો સમગ્રની સ્વીકૃતિનો, કવિનો 'હોલિસ્ટિક એપ્રોચ' છે : સકલ હોંસથી પીવું કંઈ મીઠું, કંઈ કડવું !

પઞ્ચ મહાભૂતમાં પૃથ્વીતત્ત્વની પાર્થિવતાનો મહિમા કરતી વેળા સ્વર્ગની ખૂંચતી ન્યૂનતા, પ્રાચીન પદપરમ્પરાને અનુસરીને જ ગીતમાં ગૂંથી આપી છે, 'સ્વર્ગંગાને' પ્રયોગ વાંચીને બીજો અન્તરો વાંચો ('હું તો હાલ ગાઈને જ વાંચું છું...)

કોઈ અદ્યતન આલોચક 'જમુનાનો જળઘાટ', 'મથુરાપુરની વાટ' અને અન્તે 'વ્રજ વિણ રે સૌ અડવું ! વાંચી રાધેશ્યામ કે ગોપીકૃષ્ણ જેવા પૂર્વ રૂઢ સાહચર્યોથી ઓચાઈ ભડકી પડે તો ભડકવા દો, ભટકવા દો !

રસાત્મક તથ્ય એ છે કે રાધા-કૃષ્ણના ભૂતકાલીન કલ્પનની છાયાને 'રિમોટ કંટ્રોલ'થી દૂર રાખી યમુના-મથુરા-વ્રજના લોકાલ પર જ કેમેરો મૂકી ગીતકાર નિરઞ્જન ભગત જાણે કે ભાગવત-આકારે ભાવક સમક્ષ પ્રસ્તુત થયા છે !

શબ્દે શબ્દ ગીતશિલ્પમાં પ્રાસ આદિની પ્રાસાદિક પ્રવાહિતા સાથે એવો કંડારાયો છે કે જમુનાના જળઘાટે ઊભેલી વજાંગના કોઈ પુરાતન ગીત ગુંજતાં સ્તબ્ધ થઈ ઊભી રહી ગઈ છે.

❑

## કવિજન્મદિન : અભિનન્દન

| | |
|---|---|
| મહેશચન્દ્ર પણ્ડ્યા | ૧૨-૩-૧૯૩૬ |
| ગિરીશ રાવળ | ૧૪-૩-૧૯૫૩ |
| ડાહ્યાભાઈ પટેલ | ૩-૪-૧૯૨૦ |
| કિસન સોસા | ૪-૪-૧૯૪૦ |
| જયન્ત પારેખ | ૪-૪-૧૯૨૯ |
| દલપત ચૌહાણ | ૧૦-૪-૧૯૪૦ |

***આ વિભાગ માટે પોતાની તેમ જ પોતાના મિત્રોની જન્મતારીખ મોકલવા કવિમિત્રોને વિનન્તિ છે.***

# અવલોકન

## વેદનાને ઘાટ આપતી ગઝલ

### હરીશ વટાવવાળા

કવિ એસ.એસ. રાહીનું નામ ગઝલક્ષેત્રે નવું તો નથી જ. એની ગઝલયાત્રા તો 'પરવાઝ' (૧૯૭૨)થી આરમ્ભાઈ 'હજુ અજવાસ છે કાળો' (૧૯૯૬) સુધી પહોંચી છે. તે દરમિયાન કેટલાંક મૌલિક તેમ જ સમ્પાદિત પુસ્તકો પણ પ્રકટ થયેલ છે. વળી, 'ગઝલ : સંજ્ઞા અને સંપ્રત્યય' (૧૯૯૧) શોધપ્રબન્ધથી પણ તે ધ્યાનાર્હ બન્યો છે. આમ એની વૃત્તિપ્રવૃત્તિ સતત ગઝલમય રહી છે.

'રાહી'ની ગઝલના આન્તરકોપમાં પ્રવેશ કરતાં કેટલુંક નવીન પ્રાપ્ત થાય છે, તો ક્યાંક નિરાશા પણ મળે છે. પરંતુ અહીં એની ગઝલની ગહેરાઈમાં રહેલાં તત્ત્વોને આલોચનાત્મક પરિભાષામાં તાત્ત્વિક ચોક્કસાઈથી સ્પષ્ટ કરી આપવાનો માત્ર પ્રયત્ન જ છે.

ગઝલના સતત અભ્યાસ અને નિષ્ઠાને કારણે કવિ એસ.એસ. રાહીની ગઝલોમાં રમલ, રજઝ, હજઝ વગેરે છન્દો જોવા મળ્યા છે. તો ત્રિપદી-મુસલ્લસ અને ચતુષ્પદી મુરબ્બઅ-ગઝલો તેમ જ લાંબી-ટૂંકી બહેરની ગઝલો રચાઈ છે.

શબ્દસાયુજ્ય, સતત ચિન્તન-મનન અને અધ્યાસથી રાહીને શબ્દ ફળ્યો છે. શબ્દના ઘડતરમાં તેનું સંવેદનશીલ જગત કામે લાગ્યું છે. ગઝલમાં નિરૂપાયેલ સંવેદનની તીવ્રતા એની અભિવ્યક્તિમાં જોઈ શકાય છે. એટલે જ શબ્દવિન્યાસથી અને વર્ણયોજનાથી એની ગઝલો આકર્ષક છે. કાવ્યબાની Dictionની ઋજુતા ભાવકચિત્તને સ્પર્શી જાય છે. પરન્તુ લયસંયોજન નિરાશ જરૂર કરે. આમ આ કવિ ગઝલને સતત વફાદાર રહ્યો છે. ગઝલના સ્વરૂપમાં અનેક શક્યતાઓનો ઉઘાડ થતો જોઈ શકાય છે. તે રીતે 'રાહી'ની ગઝલોમાં પ્રણયવૈફલ્ય, વિષાદ, વિરહ, વેદના, યાદ, આનન્દ, દર્દ, વિરતિ, મિલન અને તડપની અલૌકિક સૃષ્ટિનો આલેખ થયેલો જોઈ શકાય છે. આ રીતે કવિ 'રાહી'ની ગઝલોમાં અનેક રસ અને ભાવની થતી નિષ્પત્તિ, વ્યંજિત થતા ભાવસન્દર્ભો, ભાવસ્પન્દનો, સંવેદનો, કલ્પનો અને પ્રતીકોનું સંઘટન કોઈ પણ ભાવકને સ્પર્શે તેવું છે.

સ્વપ્નિલ કવિ શબ્દસંયોજનથી કલ્પન રચી વેદનાના દર્દને જે રીતે વ્યક્ત કરે છે તેમાં નવોન્મેષી તાજગી અનુભવાય છે. વેદનાનો ચૂરો તો વેરાઈ જાય પણ તેમાં દર્દનું મોવણ નાંખી પીંડ બનાવી કોઈ ઘાટ આપવામાં આવે તો તેને માણી શકાય. આ ભાવને ગઝલના શેઅરમાં ખૂબ જ આકર્ષક ભાવમુદ્રા સાથે ઉપસાવી આપ્યો છે. આ અસારમાં અભિવ્યક્તિની તાજગી માણી શકાય છે.

*વેદનાને ઘાટ તો આપો જરા,*
*દર્દ કચ્ચરઘાણ લઈને ક્યાં જવું ? (પૃ. ૧૬)*

આ મુગ્ધભાવ ગઝલમાં તેના તગઝ્ઝુલ્લને વધુ પ્રાધાન્ય આપે છે. કવિ શબ્દ અને અર્થને juxtapose કરી અનુભૂતિનું અમૃત કાલવે છે.

પોતાનું પ્રિયપાત્ર જ જ્યારે મોં ફેરવી લે ત્યારે સંવેદનશીલ કાવ્યનાયક એ આઘાતને આક્રોશથી વ્યક્ત કરતો નથી, પરન્તુ વિરહવ્યથાને સહન કરી નમ્રભાવે પોતાના સંવેદનને નાજુકાઈથી વ્યક્ત કરે છે. એમાં જ પ્રિયપાત્રનું ગૌરવ જળવાય છે. આ શેઅરોમાં રહેલ ઋજુભાવને પણ માણવા જેવો છે.

*પણે જાસુદ ખીલે છે,*
*અહીં વિખરાય છે માળો. (પૃ : ૧૭)*

*મીણબત્તી બુઝાય તો સારું,*
*હું બળું છું ને ઓગળે છે તું ! (પૃ : ૧૮)*

વિરહવ્યથાની ક્ષણને વિસ્તારીને તેનું યુગમાં રૂપાન્તર કરવાનો પ્રબળ ઉન્મેષ કવિની ભાવનાસૃષ્ટિમાં જોઈ શકાય છે.

*પેલું ઘર બન્ધ છે સદીથી પણ,*
*તોય બારીમાં કોણ મહેકે છે ? (પૃ : ૨૦)*

આ શેઅરમાં 'પણ' અને 'તોય' શબ્દો આયાસપૂર્વક મૂક્યા હોય તેવું પ્રતીત થાય છે. તેને સ્થાને ઉચિત શબ્દોનો ઉપયોગ કર્યો હોત તો શેઅરનું સૌન્દર્ય ઝંખવાત નહીં.

દષ્યલીલાની મનોહારિતાના માધુર્યમાં પ્રિયાના પ્રેમની ઝાંખી કરી પોતાના સંવેદનશીલ ભાવને કવિ આ રીતે વ્યક્ત કરે છે. અહીં કવિની નિજી અનુભૂતિની અન્તર્યાત્રામાં નવોન્મેષ પ્રકટ થતો જોઈ શકાય છે.

*પ્રીત સાગરની બહુ મોંઘી પડી,*
*હું જ ત્યાં ડૂબ્યો ને ટાપુ થઈ ગયો (પૃ : ૩૮)*

કવિ 'સાગર' અને 'ટાપુ' પ્રતીકો દ્વારા નવ્ય કલ્પનની તાજગી લઈ આવ્યો છે. એટલે જ આ શેઅર 'અન્દાઝએ બયાન'ની દષ્ટિએ પણ ધ્યાનાર્હ બન્યો છે.

ઘરના ઉંબરે બારસાખનો ટેકો લઈ પોતાના પ્રિયતમની રાહ જોઈ જોઈને વિરહિણી થાકી જાય અને નિરાશ વદને ઘરમાં પાછી વળે ત્યોર પ્રિયપાત્રની પ્રતીક્ષામાં અનહદ પ્રેમની સહજ-સ્ફુરિત મુદ્રા ઉપસી આવે છે. એ મુદ્રા તે પ્રિયતમની સ્મૃતિનો પડછાયો જાણે કે પરસાળમાં ઊભો હોય અને વિરહિણીનું સ્વાગત કરતો હોય તેવો ભાસ થાય. આ દશ્ય કલ્પનના juxtapositionથી કવિની કલ્પનાશક્તિ અને સર્ગશક્તિ સબળ અને સફળ રીતે ઝળકે છે.

*ચાંદની થાકીને ચાલી ગઈ છતાં,*
*કોણ ઊભું છે હજુ પરસાળમાં ? (પૃ : ૪૮)*

દષ્ટિની સરહદ ભલે સીમિત હોય પણ સ્મૃતિને એવી કોઈ સીમા નડતી નથી. જે આંખ, કાન કે ત્વચાથી શક્ય નથી બનતું તે સ્મરણથી શક્ય બને છે. આમ કવિ 'આંખ' પ્રતીક દ્વારા પોતાના પ્રિયપાત્રનું સ્થાન નક્કી કરી લે છે. આ શેઅરના 'ઉલા' મિસરામાં જેટલી નાજુકાઈ છે તેવી 'સાની' મિસરામાં નથી. તેમ છતાં આ શેઅર માણવા જેવો તો છે જ.

*કશુંક આંખમાં ઓગળે છે હજી,*
*અને ક્યાંક કોઈ બળે છે હજી. (પૃ : ૪૦)*

અર્વાચીન ગઝલમાં નવોન્મેષ પ્રકટાવે તેવા ગઝલકારો ઘણા ઓછા છે. જેમની પાસેથી ઉત્તમ તો નહિ પણ સારી ગઝલની અપેક્ષા રાખીએ છીએ તે કવિઓની ગઝલો પણ આન્તરમનને તાજગી આપતી નથી. આવું બને છે ત્યારે નિરાશા જ પ્રાપ્ત થાય છે. ભાઈ એસ.એસ.રાહી માટે પણ આટલું કહેવું પર્યાપ્ત છે.

સામ્પ્રત ગઝલમાં સૂરજ, રણ, રેતી, દરિયો, માછલી, નદી, ઊંટ, અશ્વ, આંખ, આકાશ વગેરે પ્રતીકોની એકવિધતા જોવા મળે છે. પરંતુ જો આ પ્રતીકો દ્વારા નવ્ય કલ્પનો પ્રયોજીને ગઝલમાં નવોન્મેષી તાજગી કવિ લઈ આવે તો ગઝલના મિજાજને માણી શકાય, તેના આન્તરકોપને પામી શકાય. પણ તેવું બનતું નથી ત્યારે નિરાશ થવાય છે. આવા ગઝલકારો ગઝલના સ્વરૂપને સસ્તી લોકપ્રિયતાના સ્તરે રમાડે છે, ત્યારે ગઝલને મોટું નુકશાન થાય છે. એટલે જ નવ્ય કવિઓ માટે ગઝલ પડકારરૂપ છે.

કવિ 'રાહી'ને અરબી ઉર્દુ ભાષાનો અભ્યાસ કદાચ હશે. જેને કારણે સઙ્ગ્રહની મોટાભાગની ગઝલોમાં છૂટ લીધી છે. કેટલીક ગઝલોમાં કથયિતવ્ય સન્દિગ્ધ બનતું હોવાથી અભિવ્યક્તિમાં પારદર્શકતા આવતી નથી. કેટલીક ગઝલોમાં ને / તો / કે / જો વગેરે ઉચ્ચારોના માધ્યમથી ગઝલનું સૌન્દર્ય જોખમાય છે. કેટલાક અસારોમાં 'તકરાર'નો દોષ જોવા મળે છે. કવિને 'સૂરજ'નું obsession હોય તેમ ઘણી ગઝલોમાં આ પ્રતીકયોજન વારંવાર થયેલું જણાયું છે. આ સઙ્ગ્રહને ધ્યાનપૂર્વક જોનાર એમાંથી ઘણી નબળી કૃતિઓ ચાળી શકે. તેમ છતાં આસ્વાદ્ય કૃતિઓ પણ ઘણી મળી છે.

---

'હજુ અજવાસ છે કાળો' : એસ.એસ.રાહી. પ્રથમ આવૃત્તિ: ૧૯૯૬. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧



કવિ પ્રેમાનન્દે તેના 'ચન્દ્રહાસ આખ્યાન'માં બે જ પઙ્ક્તિઓમાં એક અદ્ભુત રમણીય ચિત્ર આલેખ્યું છે :

*એક નેત્રનું કાજળ કાઢ્યું, બીજા નેત્રનું નીર,*
*તરણા વતે લખ્યું નાગરીએ, ધરી હૃદયા મધ્યે ધીર.*

પ્રસંગ જાણીતો છે: વિષયાના પિતાએ તેના ભાઈને પત્ર લખ્યો છે અને તેમાં લખ્યું છે કે આવનારને (એટલે ચન્દ્રહાસને) વિષ દઈ દેજો. ચોરીછૂપીથી એ પત્ર વાંચનાર આગતભરી તે કન્યાને થાય છે કે પત્ર લાવનાર યુવક (હરિભક્ત ચન્દ્રહાસનો) વિષ દેવાને નહિ, પણ વિષયા દેવાને લાયક છે. એથી તે પત્રમાં 'વિષ' આગળ 'યા' ઉમેરીને 'વિષ'નું 'વિષયા' કરી દે છે. એ ક્રિયાનું વર્ણન કરતાં કવિએ ઉક્ત પઙ્ક્તિઓ લખી છે. એમાં ગતિશીલ ચિત્ર તો છે જ, બાહ્યક્રિયા સહિત મુગ્ધ કન્યાના હૃદયભાવ પણ વ્યક્ત થાય છે. ખૂબી જુઓ: બે આંખો. એકમાંથી કાજળ અને બીજીમાંથી અશ્રુજળ કઢાય છે. (સાથેલાગી થતી બે ક્રિયાનું એક પદ મૂકી સહોક્તિ અલઙ્કાર યોજ્યો છે.) હથેલીમાં શાહી જેવું દ્રાવણ બનાવાય છે. તરણું ઉપાડાય છે અને પત્રમાં એક જ અક્ષર લખાય છે 'યા'. પહેલી પઙ્ક્તિના સાત જ શબ્દોમાં આ ચેષ્ટાનું વર્ણન. તેમાં પાછું સૂચન એ છે કે પત્ર વાંચીને કન્યા ખૂબ જ દુઃખી થઈ છે. આવા સુકોમળ યુવાનને મારી નાખવાની વાતની જાણથી અને પિતાની આવી ક્રૂર કરણીના ભાનથી. અશ્રુજળ સહજ નહોતું. એ ઊમટ્યું છે વ્યથાને લઈને. બીજી પઙ્ક્તિના પૂર્વાર્ધમાં વર્ણસંવાદ નોંધ્યો? પણ એ તો પ્રેમાનન્દને સહજ. ગુજરાતના હૃદય પર શતકો સુધી શાસન કરનાર કવિના કવિકર્મનું કૌશલ તો ઉત્તરાર્ધના ચાર શબ્દો (ત્યાંય પેલો સંવાદ ખરો)ની ઉત્તમ યોજનામાં છે. પોતાના મનોગતને જાણનાર કવિએ તેની આન્તરવ્યથા તો પકડી પણ તે રાજકુંવરીની દૃઢતા, ચન્દ્રહાસને મનોમન વરી ચૂકેલી સુન્દરીની આન્તરશક્તિનેય પ્રીછી છે અને તે પ્રસ્તુત શબ્દોમાં પ્રકટાવી છે. અહીં બે નેત્રોના ઉલ્લેખ દ્વારા વિષયાનું જે ભાવસ્પન્દન સૂચવાયું તેને રસવ્યંજના કહીએ તો ખોટું નહિ.

કાવ્યકૃતિમાં આવા સૂચિતાર્થ (suggested meaning)ની ક્ષમતા હોવી તે કવિની શક્તિને આભારી. એવા અર્થની પ્રાપ્તિ તે ભાવકની ક્ષમતા. સીધા અર્થ (straight meaning)માંથી આવા ગૂઢ કે ગર્ભિતાર્થની – વસ્તુના મર્મની પ્રતીતિ થતી હોવાથી એને પ્રતીયમાન અર્થ તેમ જ એને પામવાની પ્રક્રિયાને વ્યઞ્જનાવ્યાપાર તરીકે આપણે ત્યાં ધ્વનિવાદીઓએ ઓળખાવેલ છે. આમાં ક્યારેક એકાદ શબ્દ કે કોઈ શબ્દદ્વય જ આખી કૃતિને પેલા રમ્ય પ્રતીયમાન અર્થથી અજવાળી દેવાનું સામર્થ્ય ધરાવે છે. ત્યારે એ ચાવીરૂપ શબ્દને યથાતથ પામતો ભાવક ન્યાલ થઈ જાય છે – રસાનુભવની ઉપલબ્ધિથી. પણ એવા દીપ્તિમન્ત શબ્દને પૂરો પામી ન શક્યા તો કામમાંથી ગયા! જેમકે, નરસિંહની 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' એ પઙ્ક્તિમાં 'ગગન'નો સ્થૂળ અર્થ ઘટાવવાનો નથી એટલે ઊંચે આકાશમાં જોવાનું નથી. 'ગગન' તે ચિદાકાશ છે. એટલે અન્દર અન્તરતમમાં રહેલ તત્ત્વ એટલે બ્રહ્મને ભાળવાની વાત છે. એ જ રીતે 'જલધિ જલદલ ઉપર દામિની દમકતી' એ કાન્તની પઙ્ક્તિનું મુગ્ધ પરિમાણી સહજરમ્ય ચિત્ર ઘણા પામી શક્યા નથી. કારણ કવિના શબ્દ વિશે પર્યાપ્ત મનન થઈ શકતું નથી: ઉતાવળે પઙ્ક્તિ વાંચી જવાય છે. સમુદ્ર ઊછળે છે અને આકાશમાં પૂર્ણ ચન્દ્રોદય થયો છે. તેવે

---

કવિલોક : માર્ચ-એપ્રિલ ૧૯૮૮

વળી એ 'દામિની' એટલે 'વીજળી' ક્યાંથી આવી? મુખ્યાર્થનો બાધ થાય ત્યારે જ આપણું ચિત્ત લક્ષ્યાર્થ કે વ્યંગ્યાર્થ ઢૂંઢે છે. કવિએ સમુદ્રને વિશાળ પદ્મ કલ્પ્યું છે. મોજાં તે તેનાં દલ. તેની ઉપર પડતાં ચન્દ્ર કિરણો તેને ઊજળે છે ત્યારે ઘનઘોર વાદળામાંથી વીજળી પસાર થતી હોય એવો આભાસ થાય છે.

બાલમુકુન્દ દવેનું એક મજાનું ગીત છે 'સોનચંપો'. એમાં 'સોનચંપો' પુત્રના પ્રતિરૂપ (sign) તરીકે આવે છે. પરન્તુ 'નંદનવન' અને 'દૈવી બગીચા' એ બે શબ્દોથી આખી વસ્તુ સૂચવાય છે. અને તે એ કે મૃત્યુ પામેલા પુત્રને ઉદ્દેશીને એ માતા-પિતાની ઉક્તિ છે. અર્થનું – રમ્યાર્થનું આવું સૂચન પ્રિયકાન્ત મણિયારના 'ગાય' કાવ્યમાં ય છે. 'હાથમાં આવી ગયેલા મૃત્યુને વાગોળતી!' એ છેલ્લી પઙ્ક્તિગત 'વાગોળતી' શબ્દ આખા ચિત્રના મર્મને બરોબર પ્રકટ કરી આપનારો સમર્થ શબ્દ છે.

*આટલાં ફૂલો નીચે ને આટલો લાંબો સમય*
*ગાંધી કદી સૂતો ન'તો*

હસમુખ પાઠકના આ મુક્તકમાં 'નીચે' શબ્દ દ્વારા ગાંધીજી પર ચડાવાયેલાં ફૂલોનું દશ્યાંકન થાય છે તેમ જ 'લાંબા સમય'ના ઉલ્લેખથી તેમના અવસાનની ઘટના ધ્વનિત થાય છે.

પ્રિયકાન્ત મણિયારની આ પઙ્ક્તિઓની સચોટતા ઉક્ત માર્મિક અને તેથી રમ્ય અર્થની ચમત્કૃતિને જ આભારી છે :

*કો શબ્દના અક્ષર સમા સૌ આપણે કેવાં નિકટ*
*અર્થ કિન્તુ એક ના એનો થતો!*

*મારા તમારામાં કશોયે ભેદ ના*
*એક છાપાંની હજારો પ્રત સમા સહુ આપણે.*

માણસો નિકટ હોવા છતાં કેટલાં બધાં દૂર છે તેમ જ માણસોનાં વ્યક્તિત્વ લુપ્ત થતાં બધાં એકસરખાં જ ભાસે છે! આધુનિક જીવનની આ લાક્ષણિકતા કહો કે અવદશા કવિએ સુન્દર ઉપમાઓ દ્વારા દર્શાવી દીધી છે.

પ્રિયકાન્તની ઉક્ત પઙ્ક્તિઓ તો સરળ છે. પરન્તુ અઘરું કાવ્ય પણ પરિશીલનથી પામી શકાય છે. પ્રશ્ન કવિના શબ્દ પર – શબ્દે શબ્દ પર પૂરેપુરું ધ્યાન કેન્દ્રિત કરવાનો છે; શબ્દના વર્ણસંવાદ ઉપરાંત તેના અર્થગામ્ભીર્યને પણ અવગત કરવાનો છે. વળી કાવ્યની કવિનિરૂપિત પરિસ્થિતિ પણ સમજી લેવી પડે છે. તેમાં કાવ્યનો આખો સન્દર્ભ ભાવકે જાણી લેવો જરૂરી બને છે. પેલા સંસ્કૃતના એક વિદ્વાન અધ્યાપકની વાત છે. કાલિદાસનો નીચેનો શ્લોક ટાંકીને બીજા એક વિદ્વાને પ્રશ્ન પૂછ્યો: 'આમાં હાથમાં કમળ હલાવવાનું વર્ણન છે. તો રાજા કમળ કેવી રીતે હલાવતો હશે, કહો જોઈએ.' સંસ્કૃતના અધ્યાપક વિમાસણમાં પડ્યા. જવાબ આપ્યો પણ અયોગ્ય. તેમણે કહ્યું: 'એક હાથમાં કમળ પકડીને આમ પંખાની જેમ હલાવતો હશે વળી.' શ્લોક આ પ્રમાણે છે.'

कश्चित् कराभ्यां उपगूढ नालम्
आलोल पत्राभि हतद्विरेफम् ।
रजोतिरन्तः परिवेश बन्धि
लीलारविनदम् भ्रमयांचकार ॥

ઈન્દુમતીના સ્વયંવરમાં લગ્નોત્સુકા કુંવરી દ્વારા અસ્વીકાર પામેલ રાજવી (લગ્નનો ઉમેદવાર) હતાશ થાય છે અને ક્ષોભ અનુભવે છે ત્યારે હાથમાં કમળ રાખ્યું છે તે હલાવે છે. હકીકતમાં બેઉ હાથનો સંપુટ રચીને વચ્ચેથી કમળને દાંડી સહિત ઝાલીને તે રાજા, બેઉ હાથે ફેરવાતી દહીં વલોવતી રવોઈની જેમ કમળ ધીમે ધીમે હલાવતો — જાણેકે રમાડતો હતો. પરિસ્થિતિ પામી ન શકવાને કારણે પેલા અધ્યાપક કાવ્યાર્થને પામી ન શક્યા. પરિસ્થિતિને પામવા માટે જગતનું નિરીક્ષણ અને જીવનના અનુભવનીય જરૂર પડે છે. સારા-સાચા ભાવક થવું સહેલું નથી તો. એક સામાન્ય દૃષ્ટાન્ત જોઈએ. 'સુદામા-ચરિત'માં પ્રેમાનન્દે

ગરીબ ભીખારી જેવા સુદામાની ઠેકડી ઉડાડવા તે પ્રભુભક્તની પાછળ પડેલાં સમૃદ્ધ દ્વારિકાનાં બાળકોનાં અળવિતરાંનું વર્ણન કર્યું છે. તેમાં એક અર્ધ પઙ્ક્તિ આવી છે :

*પાડે તાલ, વજાડે ગાલ*

આમાં 'પાડે તાલ' એટલે તાળી પાડે તે તો સમજાય. પણ 'વજાડે ગાલ' શું? મોંમાં હવા ભરીને તે ફુલાવવું પછી બેઉ ગાલ પર બે હાથની હથેલી પછાડવી. આમ કરવાથી અવાજ થાય. આ બાલસહજ ક્રિયા જેણે જોઈ નથી તે વ્યક્તિ 'વજાડે ગાલ' વિશે મૂંઝાય તો નવાઈ નહિ.

ગઝલના મર્મગર્ભ શેર – કેટલાક ધ્વનિકાવ્યના ઉત્તમ ઉદાહરણરૂપ શેર, આસ્વાદ્ય હોય છે. પણ તે આસ્વાદ્ય ત્યારે જ બને જ્યારે ભાવક મર્મને પામે છે. 'ખૂબ સુન્દર શેર છે' એવું વિધાન કરનારા ઘણા પૂછવામાં આવે તો શેર શેને કારણે સુન્દર છે તે સમજાવી શકતા નથી. કવિતા સમજવી અઘરી છે. સમજાવવી તો તેથીય અઘરી છે. હમણાં સરળતાની વાત કહીને. ગઝલની સરળતા તો છેતરામણી હોય છે. સાદું સીધું કથન એવું ને એટલું માર્મિક હોય છે કે વાત ન પૂછો. મર્મ સાંપડે ત્યારે આનન્દ આવે અને શાયર પર આફ્રિન થઈ જઈએ 'નઝીર' ભાતરીનો આ શેર જુઓ :

*બાળકને એક બે-ની રજૂઆત ના ગમે,*
*તો એને મારા સુખના પ્રસંગો ગણાવજો.*

એક-બેની ગણતરી કરતાં-કરાવતાં બાળકને રમતમાં રાખવાનું છે. પણ તેમ કરવું ન ફાવે તો કવિના જીવનના સુખના પ્રસંગો ગણાવાય તોય ચાલે. આટલી સાદી સીધી વાત દ્વારા સૂચવ્યું કે સુખના પ્રસંગો અલ્પ જ — એક-બે જ આવ્યા છે જીવનમાં.

કોઈ બહુ મોટી ઘટના ન ઘટે તોય નાજુક હૈયાને ઠેસ પહોંચી શકે છે અથવા હૃદયને દુઃખી થવા માટે કોઈ કઠોર નહિ, કોમળ સાધન જ બસ થશે. આ વસ્તુ 'કાબિલ' ડેડાણવીએ ઘણી જ સાદાઈથી સીધા કથનમાં કહી છે:

*ઠેસ પહોંચાડવી છે હૈયાને?*
*કોઈ તાજું ગુલાબ લઈ આવો.*

દુઃખ ભોગવી ભોગવીને માણસ રીઢો થઈ જાય છે, દુઃખની સાથે ટક્કર લઈ શકે તેવો બળવાન બની જાય છે. આ વસ્તુને સૂચવતો જલન માતરીનો શેર જોઈએ.

*એ પણ હતો સમય, હતાં મુજ પર દુઃખો સવાર*
*આ પણ સમય છે પોતે દુઃખો પર સવાર છું.*

સુખ ભરપૂર માણ્યું છે. કોઈ રમણીય સાંજની સ્મૃતિ ચિત્તમાં સંગોપી રાખી છે. એ માણેલાં સુખને કોઈ આગળ છતું કરવું નથી, કારણ એ તો એક અંગત રિયાસત સમું છે. એ પ્રકટ થાય તો એની જાહોજલાલી જોઈ દુનિયા ચકિત થઈ જાય. — આ બધું અદ્‌ભુત રીતે એક સફળ શેરમાં મનોજ ખંડેરિયાએ સૂચવ્યું છે, જુઓ:

*જરા ખૂલી જશે તો આભ આખું થઈ જશે ઝળહળ*
*સુનેરી સાંજનું ટાણું છે મારી બંધ મુઠ્ઠીમાં.*

અને છેલ્લે, છેતરામણી સરળતા માટે પ્રસિદ્ધ એવા 'મરીઝ'નો એક પ્રસિદ્ધ શેર જોઈએ. વાસ્તવમાં બુદ્ધિ કે સમજદારીને માણસની આર્થિક સ્થિતિ સાથે કોઈ સંબંધ નથી. પણ દુનિયામાં એવું ચાલે છે કે ગરીબ માણસમાં બહુ અક્કલ કે સમજણ નહિ હોય. એ તો શ્રીમંતોનો જ ઇજારો છે અને એવા બુદ્ધિમાન સમજદાર માણસોનો એ અધિકાર પણ ખરો કે પોતાનાથી ઊતરતી કક્ષાના માણસને સલાહ સૂચન શીખામણ અપાય. વગર માંગેય અપાય. આ નક્કર સત્યને 'મરીઝે' તીવ્ર કટાક્ષ — પાછળથી પકડાય એવા તીવ્ર કટાક્ષ, સહિત આબાદ રીતે આમ પ્રકટ કરી આપ્યું છે.

*બસ દુર્દશાનો એટલો આભાર હોય છે,*
*જેને મળું છું મુજથી સ[illegible]*

આ શેરમાંય પ્રકટ થયું છે :

*હવે છે લાગણી સૌને, સૌને હમદર્દી*
*આ અન્ત વેળા હવે, કોઈ પારકા નથી.*

દુનિયાદારીની આડોડાઈ કે હરકત કે પછી વિચિત્રતા આપણી ગઝલમાં વારંવાર વિવિધ રૂપે ને રીતે વ્યક્ત થઈ છે. એમાં ઓજસ પાનપુરી જેવા એક સાચ્ચા શાયરનો આ શેર નોંધ્યા વગર ચાલે જ નહિ.

*દિલાસો આપનારાઓએ મારું ધ્યાન દોર્યું છે*
*નહિતર હું દુઃખી છું એની મુજને પણ ખબર નહોતી.*

જીવન વિશે પણ ઘણું લખાયું છે. જીવનની ભંગુરતા અને વક્રતાને કવિઓ વિના કોણ યથાર્થપણે પ્રકટાવી શકે ? કિસન સોસાએ જિન્દગીને – ચાહતી છતાંય અપેક્ષિત દાદ ન દેતી અથવા સદાય રમતિયાળ જ બની રહેતી, પ્રિયતમા સાથે સરખાવી છે:

*રોજ રસ્તામાં મળી, વાતો કરી, છૂટી પડી*
*જિન્દગી ક્યારેય મારા ઘર સુધી આવી નહીં.*

મન તો થાય મનભાવન બધાય શેરનું સૌન્દર્યદર્શન, અલબત્ત; મને લાધ્યું તે, વિગતે કરાવવાનું. પણ સ્થળ-સમયની પાબંદીને અતિક્રમવાનું ગજું ક્યાં છે? બધું ઉભડક ઉભડક જ ચાલે છે, ચાલ્યાં કરવાનું. આટલા બધા મનમાન્યા શેરની સમૃદ્ધ સંગતિથી મનમાં હમણાં જ ઊગી નીકળેલો શેર કહી દઉં અને પછી અહીં ઉપસ્થિત કુલ ૫૭૦માંથી થોડાક મનમાન્યા શેર વાચકના લાભાર્થે કશાય વિવરણ કે અર્થઘટન વગર રજૂ કરી દઉં. સંતોષ માનું. બીજું શું ?

*સાચું પૂછો તો કેમે ઠરીઠામ ના થયા,*
*ઉભડક જીવ્યા, જીવી રહ્યા – ઉપકાર આપનો.*

\+ +

*પછી કેમ ઉપકાર માનું ન એનો*
*મળી પાનખરના પ્રતાપે વસન્ત.* –**જિગર ટંકારવી**

\+ +

*કાળ જેવી કોટડીમાં જીવતો માણસ રહે*
*છે નગર સંકડાસ વચ્ચે એક ટહુકો ચાહનો.* –**જિગર ધ્રોલવી**

\+ +

*સંગાથ એક ફૂલનો છૂટી જશે પછી–*
*રસ્તા બધા પ્રલમ્બ ને પથરાય આવશે.* –**કરશનદાસ લુહાર**

\+ +

*પડખું ફરવાનો હક છીનવી લેવાયો.*
*ત્યાર પછી હું પાયાનો પથ્થર કહેવાયો* –**કૃષ્ણ દવે**

\+ +

*ભૂલી જવા જેવો હશે એ બનાવ પણ*
*ક્યારેક તમને સાલશે મારો અભાવ પણ* –**કૈલાશ પંડિત**

\+ +

*ઉદાસી રોજ આવે છે મને મળવા*
*ભલામણ ચીઠ્ઠી દુઃખોની લખાવીને* –**પ્રદીપ રાવળ**

\+ +

*એક આદત જેમ સૌ હોનારતો કોઠે પડી*
*રોજ છાપું વાચવા લોકો બધાં ટોળે વળે.* –**રમણીક સોમેશ્વર**

\+ +

*કરું છું શોધ જેની એ જ દેખાતો નથી ક્યાંયે*
*નહિતર આમ તો અહીં કેટલા દેખાય છે ચહેરા* –**'રાઝ' નવસારવી**

\+ +

*કંઈ એવું કર ખુદા કે તને થોડો જશ મળે*
*હું પણ કહું બધાને કે પરવર દિગાર છે.* –**સૈફ પાલનપુરી**

\+ +

*રેતમાં ઘર બાંધવાનું ભોળપણ*
*હું કરું છું ને કરો છો આપ પણ.* –**હરેશ 'તથાગત'**

સંપાદકોમાંના એક ભાઈ ચંદુ મહેસાણવી આ પ્રકારના સંપાદનોના અનુભવી છે. એ અનુભવને

*ખખડે ન દિલનાં દ્વાર કદી આમ જોરથી*
*તું માન કે ન માન. એ મૃત્યુ જણાય છે.* –**અમર પાલનપુરી**

\+ +

*દુશ્મન સહાળા વર્ત્યા છે અહિંયા દાના થઈને*
*તમે કહો તો સ્વજન તણા સૌ ઘાવ લખી દઉં.* –**અઝીઝ ટંકારવી**

\+ +

*મારી સૂરત ન જોઈ મેં. નિજને ન ઓળખ્યો*
*થાકી ગયું જગત મને દર્પણ ધરી ધરી* –**રતિલાલ 'અનિલ'**

સંપાદકોએ નામાંકિત અને નવોદિત કુલ ૧૧૪ કવિઓને અહીં સ્થાન આપ્યું છે. પ્રત્યેકને એક પાનું ફાળવ્યું છે અને પ્રત્યેક પાને પાંચ શેર લીધા છે. થોડા સારા જામેલા અને નવા પણ આશાસ્પદ ગઝલકારો અહીં જોવા મળતા નથી. પણ આવા કામમાં આમ થવું સ્વાભાવિક છે.

આધારે આથી અધિક સુન્દર સંપાદન એ કરે એવી અપેક્ષા વ્યક્ત કરવી જોઈએ. તેમ મુદ્રણદોષ જેનાથી મુક્ત આપણુ કોઈ પ્રકાશન હોતું નથી તેના શક્ય તે નિવારણ માટે એ હવે પછી પૂરતી મથામણ કરે એવી ભલામણ પણ કરવી જોઈએ. અહીં મળી એથી વધુ કાવ્યાસ્વાદની તૃપ્તિ આપનાર સઙ્કલની રાહ જોતાં–

હેમન્ત દેસાઈ

## કાવ્યસ્પર્ધા : પરિણામ

કાવ્યસ્પર્ધા માટે, ફરી વખતે, અમને લગભગ બાવીસ જેટલી ગઝલ-ગીત કૃતિઓ મળી હતી. તેમાંથી શ્રી વિષ્ણુ પટેલની ગઝલ અને શ્રી લાલજી કાનપરિયાનું ગીત સરાહનીય લાગતાં એ બન્ને કૃતિઓને સ્વ. કવિશ્રી વ્રજલાલ દવે પુરસ્કાર, પ્રત્યેકને રૂ. ૨૫૦, આપવાનું ઠરાવ્યું છે. બન્ને કૃતિઓ આ અઙ્કમાં અન્યત્ર પ્રસિદ્ધ કરી છે.

સર્જકોને અભિનન્દન.

**ધીરુ પરીખ**
**નિર્ણાયક**

## 'કવિલોક' દ્વિમાસિક અંગેનું માહિતીપત્રક

(ફોર્મ-૪ નિયમ આઠ અનુસાર)

૧. પ્રકાશન સ્થળ: અમદાવાદ
૨. પ્રકાશનની સામયિકતા: દ્વિમાસિક
૩. મુદ્રકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: હેમન્ત દેસાઈ ભારતીય, 'તિતિક્ષા-૯/ મિહિર સન્નિવાસ, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯.
૪. પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: હેમન્ત દેસાઈ, ભારતીય, 'તિતિક્ષા' ૯/ મિહિર સન્નિવાસ, નવરંગપુરા અમદાવાદ-૩૮૦ ૦૦૯.
૫. તન્ત્રીનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: હેમન્ત દેસાઈ, ભારતીય, 'તિતિક્ષા' ૯/ મિહિર સન્નિવાસ, નવરંગપુરા અમદાવાદ-૩૮૦ ૦૦૯.
૬. માલિકનું નામ સરનામું: ટ્રસ્ટીઓ, કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય' વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

હું હેમન્ત દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

અમદાવાદ
તા. ૩૦-૩-૧૯૯૮

**હેમન્ત દેસાઈ**



# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે.૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં આવેદનપત્રો મંગાવવામાં આવે છે :

## [૧] શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

ગુજરાતી ભાષામાં લખાયેલાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો, જે તા. ૧-૧-'૯૭ થી ૩૧-૧૨-'૯૭ સુધીમાં પ્રગટ થયાં હોય, તે શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક યોજના માટે મંગાવવામાં આવે છે. જરૂરી આવેદનપત્રો સાથે પુસ્તકની બે નકલ વિનામૂલ્યે મોકલવાની રહે છે.

## [૨] શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન-સહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમ જ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૭,૫૦૦/ સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

## [૩] નવોદિત સાહિત્યકારોને પ્રકાશન-સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તકસ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૭,૫૦૦/- સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

## [૪] ભારતીય ભાષાઓમાંથી અનુવાદ માટે પ્રકાશન-સહાય :

હિન્દી, અંગ્રેજી, સિંધી તથા ઉર્દૂ સિવાયની અન્ય અર્વાચીન ભારતીય ભાષામાંથી ગુજરાતીમાં કરેલ અનુવાદની હસ્તપ્રતો પ્રકાશન-સહાય માટે મંગાવવામાં આવે છે. આ પ્રકાશન-સહાય પણ રૂ. ૭,૫૦૦/- સુધીની છે.

## [૫] મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન-સહાય રૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫,૦૦૦/- સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે. સંબંધિત લેખકો, પ્રકાશકોએ યોજના માટેનાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૫-'૯૮ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| હર્ષદ ઓઝા | યશવંત શુક્લ | મનુભાઈ પંચોળી 'દર્શક' |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

# ચપટી, વગાડતાં જ ચોંટાડે!



જાદુ જે જોઈ શકો. જાદુ મજબૂત ચોંટાડવાની માત્રમાં [illegible] માત્ર એક ટીપું.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ મોટા ભાગના પ્લાસ્ટિક, રબર, લેમિનેટ, વિનાઈલ માટીના વાસણ, સિરેમિક, ધાતુ અને લાકડું બધી જ વસ્તુઓ ચોંટાડે એવા શક્તિશાળી ફૉર્મ્યુલા.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ વાપરો અને જાતે જ અનુભવો રોમાંચ. સૌથી વધુ ઝડપથી ચીટકાવના એડ્હેસિવનો જાદૂ.

ફેવિક્વિક. તરત જ ચોંટાડે, લાં...બું ટકે.

ફેવિક્વિકથી તમારી આંગળીઓ પણ ચોંટી જાય.

સાવચેતીપૂર્વક વાપરશો.




**વ ન - ડ્રૉ પ ઈ ન્સ્ટં ટ એ ડ્ હે સિ વ**

ગ્રીષ્મ વિ.સં. ૨૦૫૪ મે-જૂન ૧૯૯૮

# કવિલોક

।। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।।



## કિમપિ ચિન્ત્યતે*

### કવિતામાં કથક તત્ત્વ

'કથક' અહીં Performanceના અર્થમાં પ્રયોજ્યો છે. જ્યારે કવિતા છપાતી નહીં, લખાતીય જૂજ એટલે વંચાતીય ઓછી અને મુખ્યત્વે બોલાતી-સમ્ભળાતી ત્યારે કર્ણબોધ દ્વારા જ જનસમાજને કાવ્ય અવગત કરાવવા માટે કથનકલાનો આધાર સ્વાભાવિક અને અનિવાર્ય પણ બનતો. આવું હોય ત્યારે કાવ્યની રચના પણ કથનાનુકૂલ થતી હોય. મધ્યકાળની કાવ્યરચનાઓમાં આથી પાઠ્યતત્ત્વ પર ગેયતત્ત્વ સરસાઈ ભોગવે છે. મધ્યકાળનાં આખ્યાન-રાસા-ફાગુ જેવાં દીર્ઘ અથવા પદ-ગરબી જેવાં લઘુ સ્વરૂપોની રચના ગેય હોય છે.

વળી, કાવ્યકૃતિ જ્યારે આખ્યાન પ્રકારની અને તેથી કથાકાર દ્વારા રજૂ થવા માટેની હોય ત્યારે તો ગેયતા સાથે એક પ્રકારનું વાચિક અભિનયનનું-નાટ્યતત્ત્વ પણ એમાં ઉમેરાય છે. અવાજ-ઉચ્ચારણ અને લયનો યોગ્ય વજન, વિરામ અને આરોહ-અવરોહ સાથેનો ઉપયોગ માત્ર કથાકાર પર નિર્ભર નથી હોતો. ઉત્તમ કવિ કાવ્યની રચનામાં જ એ તત્ત્વોને સમાવી-સમાલી લઈને કાવ્યને અધિક રોચક બનાવી શકે છે.

મધ્યકાળના સૌ કવિઓમાં, કદાચ, પ્રેમાનન્દ આ કથક તત્ત્વને કવિતામાં આમેજ કરવાની બાબતમાં ઉત્તમ છે.

પ્રેમાનન્દનાં આખ્યાનોમાં નાટ્યાત્મક રજૂઆત Performanceને માટે અનુકૂળ એવાં ઘણાં નિરૂપણો મળી શકે. અત્રે માત્ર એક જ ઉદાહરણથી આ વાત સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશું. ધીરે ધીરે દૂર જવાતું હોય કે નજીક અવાતું હોય એવા, ગતિશીલ ચિત્રની કળા તો કવિ વિગતો દ્વારા દર્શાવી શકે છે. પ્રેમાનન્દના 'સુદામે દીઠી દ્વારામતી'થી શરૂ થતા વર્ણનમાં જે રીતે વિગતો આવતી બતાવાઈ છે તેમાં નગરનું દર્શન ધીરે ધીરે નજીકથી થતું સ્પષ્ટ થાય છે. પણ આ ચિત્રોમાં ગતિનું જ સૂચન છે, નાટ્યાત્મકતા નથી.

જ્યારે, 'ચન્દ્રહાસ આખ્યાન'માં સૂતેલા ચન્દ્રહાસની પાસે જતી વિષયાનું વર્ણન, એનાં લય, પ્રાસ-વજન, વિરામ સાથે વાંચીએ તો એમાં વિષયાનાં પગલાંની બદલતી ચાલ માત્ર લયરચનાથી જ પ્રતીત થશે. આ મુગ્ધ યૌવના રાજકુમારી જે છટાથી ઝડપી ડગલાં ભરતી આવે છે તે—

---

* વિશિષ્ટ સંજોગવશાત્ આ અઙ્કનું સંપાદન વિનોદ અધ્વર્યુએ કર્યું છે.

—તન્ત્રી

*'નેપૂરઝાંઝર અણવટ વીંછિયા,*
*એ સોનીએ આભણ ઘડિયાં.'*

ના લઘુઅક્ષરપ્રધાન અને ઝડપી તાલમાં વ્યક્ત થાય છે. એ શબ્દોના ઉચ્ચારણમાં અલઙ્કારોનો અવાજ પણ સમ્ભળાશે. પરન્તુ તરત જ, વિષયા, એ અવાજથી ચન્દ્રહાસ જાગી જશે એ વાતથી સભાન થતાં એની ચાલ બદલાય છે.

*'પ્રથમ વાજતાં જતાં, રૂડાં લાગતાં,*
*આજ શત્રુ થઈ નીવડિયાં.'*

આ પઙ્ક્તિમાં તાલ અને ખણ્ડો બદલાય છે. પેલી છનછન કરતી ચાલ ધીમી પડી જાય છે — આગળની પઙ્ક્તિમાં જ્યાં ચાર ડગલાં હોય ત્યાં અહીં બે છે અને વળી 'તાં'ના પ્રાસથી સૂચવાતા ખણ્ડો જાણે પગલે પગલે સહેજ અટકવાનું પણ સૂચવે છે.

કેટલીક પઙ્ક્તિઓ પછીની વળી આ પઙ્ક્તિ લઈએ :

*'હળવે ભરતી ડગ, જેમ જળમાં બગ,*
*એમ શ્યામ સમીપે ચાલી !'*

આમ 'હળવે ભરતી ડગ /(પછી) જેમ જળમાં 'બગ' એમ 'ડગ' અને 'બગ' આગળ જ પગલું મુકાય છે ! ગતિ ધીમી પડી છે એટલું જ નહીં, પણ એમાં સાવચેતી ઉમેરાઈ છે. બરાબર કલ્પનાશીલતાથી વાંચતાં પાણીમાં સાવચેતીથી પગલાં મૂકતા બગલાનું ગતિચિત્ર આ લયયોજનાથી પામી શકાય છે. વિશેષમાં ડગ (ઉચ્ચાર ડગ્) અને બગ(ઉચ્ચારબગ્)ના ઉચ્ચારણમાં બગલાના પાણીમાં પગ મુકાતાં થતો 'ડબક' એવો અવાજ પણ સંભળાય છે.

પરન્તુ કવિએ અહીં માત્ર લયની લીલાથી, શબ્દોમાં લઘુ-ગુરુ વર્ણોની યોજના, પ્રાસ, વગેરેથી વિષયાની ચાલની બદલાતી છટાનો અનુભવ કરાવ્યો છે. સારા નૃત્યપ્રયોગથી આ લીલા પ્રત્યક્ષ થઈ શકે છે.

જો સઙ્ગીત અને છન્દની દૃષ્ટિએ વિચારીએ તો 'હળવે ભરત ડગ્,' એ પઙ્ક્તિઓમાં પોવાડાની લાવણીનો લય પારખી શકાય છે. નન્દરબારમાં નિવાસ કરનાર પ્રેમાનંદને આ લય પરિચિત હોય તે સ્વાભાવિક છે. પરન્તુ કવિતામાં કથનને આવું ચિત્રાત્મક બનાવી શકે તેવો તેનો પ્રયોગ પ્રેમાનન્દની પ્રતિભાનો પ્રસાદ છે.

બોલાય ત્યારે કવિતા Performance છે. પણ તેમાં નાટકી પાઠની જરૂર નથી ! ઉત્તમ કવિની રચનામાં જ જે કથક્ તત્ત્વ સમાયું હોય છે તેનો શ્રોતાને આપોઆપ અનુભવ થાય છે. તેમાં કશી કૃત્રિમ ઉચ્ચારણની જરૂર નથી રહેતી.

કવિતા મુદ્રિત સ્વરૂપે પ્રાપ્ત થવા અને પ્રસરવા લાગી, સાંભળવા કરતાં વંચાવા લાગી તેનું એક પરિણામ તે કવિઓનું તેના શ્રુતિગણ પ્રત્યેનું દુર્લક્ષ. સૂક્ષ્મશ્રુતિ કવિઓને એ નડતું નથી. કવિતાની, આ દૃષ્ટિએ સાચી પરીક્ષા અને તેનું સમુચિત આસ્વાદન પણ તે સાંભળવાથી થાય છે.

કવિતા છપાય છે તો ઘણી, પણ સરસ કાવ્યપઠનોની વારંવાર અને વ્યાપક રજૂઆત થાય તે જરૂરી છે.

સંપાદક

# વિમર્શ

## 'કલાબન્ધન : મુક્તિનું લીલાક્ષેત્ર'

ચન્દ્રકાન્ત શેઠ

મનુષ્યજીવનનું સમગ્રતયા ને સૂક્ષ્મતયા નિરીક્ષણ કરતાં તે બન્ધન-મુક્તિની શાશ્વત લીલારૂપ દેખાય છે. કલાનું પણ એવું જ છે. તેય બન્ધન-મુક્તિની લીલારૂપ છે. સતત કંઈક બાંધવાનું, સતત કંઈક ઘડવાનું અને એમ કરતાં સતત બન્ધાતા રહેવાનું, ઘડાતા રહેવાનું. આમ છતાં આ બન્ધામણે ક્યાંય કોઈને કશીયે રૂંધામણ- ગૂંગળામણ ન થાય તે સતત જોવાનું. જોકે આ બન્ધામણ જ એવી છે જેમાં રૂંધામણ હોતી જ નથી! કલાનું બન્ધન પ્રેમના બન્ધન જેવું છે. એના બન્ધનમાં મુક્તિ જ સારસર્વસ્વ હોય છે અને તે સૌથી વધુ સુરક્ષિત હોય છે. કલાના બન્ધનમાં રહેતાં જ મુક્તિનો સ્વાદ, મુક્તિનો મર્મ અસરકારક રીતે પામી શકાય છે.

આ સમગ્ર સૃષ્ટિ – આપણો સમસ્ત સંસાર દ્વન્દ્વાત્મક છે. ધન-ઋણ વીજપ્રવાહો વચ્ચે ચાલતા હોય એવા સંચારો એમાં સતત દૃષ્ટિગોચર થાય છે. સ્થિતિ-ગતિ, બન્ધન-મુક્તિ, સત્-અસત્ આવાં આવાં દ્વન્દ્વો વચ્ચે આકર્ષણ-અપાકર્ષણરૂપ, વિરોધાત્મક ને સમન્વયાત્મક લયાન્દોલનો અનવરત ચાલતાં રહેતાં હોય છે. જીવનની ચૈતન્યરૂપ ઊર્જાશક્તિનો સાક્ષાત્કાર પણ આવાં લયાંદોલનો દ્વારા જ થતો રહેતો હોય છે. કલાવ્યાપારમાં પણ દ્વન્દ્વાત્મક ગતિસમ્બન્ધના લીલામય રૂપનું પ્રત્યક્ષીકરણ થતું રહેતું હોય છે.

કલાકાર અનન્તવાહી જીવનચૈતન્યમાંથી સ્વકીય અનુભૂતિનિષ્ઠ અંશને ઉપાડી પોતાના કલાકીય માધ્યમમાં- ઉપાદાનમાં સ્થિર કરવા પ્રત્યક્ષ કરવા સાહસ- મથામણ કરતો હોય છે. પારાને બાંધવા જેવું એનું કામ હોય છે; પરન્તુ તે અત્યન્ત કૌતુકથી-રસથી – નિરતિશય આનન્દથી કરવા પ્રવૃત્ત થાય છે. એમાં કંટાળાનો, થાક કે બોજાનો તો પ્રશ્ન જ ક્યાંથી હોય ? જે ગમતું હોય છે એનો ભાર કે એનું બન્ધન હોતું નથી ને દલીલ ખાતર માનો કે હોય તોયે તે કઠતું હોતું નથી. કલાકાર પોતે જ જે કંઈ સુન્દર અનુભવ્યું હોય તેને પોતા પૂરતું સીમિત- મર્યાદિત કે બદ્ધ ન રાખતાં, સર્જનાત્મકતાના જ એક ઘટકાંશ રૂપે એ ગમેલાનો ગુલાલ કરીને મોકળાશથી સૌને એમાં સહભાગી બનાવવાનું પસંદ કરે છે. જે કંઈ પોતાની મુઠ્ઠીમાં આવ્યું તેને મોજથી સૌને માટે મુક્ત કે સુલભ કરી દઈને એના સાત્ત્વિક ભાવોલ્લાસમાં એ રાચે છે. કલાકાર માટે એકલપેટા થવું, કુણ્ઠિત થવું એ આત્મઘાત જ છે. કલાકાર તો સર્જનના કસુમ્બલ રંગનો ઘેરૈયો. શક્તિ એના મૂળમાં, ભક્તિ એના દિલમાં ને મુક્તિ એના ચેતોવિસ્તારમાં. એની સર્જકતાનાં મૂળિયાં જ પ્રેમ અને શૌર્યમાં ઊંડાં ઊતર્યાં હોય છે. (કવિ નર્મદે પ્રેમશૌર્યનો અમસ્તો મહિમા નહીં જ કર્યો હોય.) કલાકારે પોતે જીવનમાં જે કિમપિ દ્રવ્ય સૌન્દર્યાનુભવે ગ્રહણ કર્યું હોય છે તેને એ પોતાની હદમાં બાન્ધી ન રાખતાં તેને અનહદ અવકાશ અર્પવા — અપાર મુક્તિ સમર્પવા સમુત્સુક હોય છે. આ સમૌત્સુક્ય પણ કવિ-કલાકારની સર્જકતાના એક અવિયોજ્ય અંશરૂપ હોય છે. તે કલાના આનન્દમાં ચૈતસિક પ્રફુલ્લતા કિમ્વા મુક્તિનો રસ અનુભવતો હોય છે. કલાકારને પોતાના અનુભવ-દર્શનના — પોતાની એકાદશ ઇન્દ્રિયોના ઇલાકામાં અખિલશક્તિધર એવા દેવનો — પરાવાક્‌ની અધિષ્ઠાત્રી દેવતાનો જે વરેણ્ય ભર્ગ પ્રત્યક્ષ થયો હોય તેનું એકાગ્રભાવે, નિદિધ્યાસનપૂર્વક સંવિત્-ગ્રહણ-સંગ્રહણ કરી, સ્વકીય સર્ગશક્તિ કે પ્રતિભા દ્વારા તેનું યથાતથ કલાના ઉપાદાનમાં અવતરણ થાય — તેનું એ રીતે રૂપાન્તર થાય અને એ સહૃદયોના પરિતોષનું કારણ થાય એમાં જ પોતાના કલાધર્મની-કલાકર્મની સાર્થકતા પ્રતીત થતી હોય છે.

પ્રકૃતિતઃ જ જે કોઈપણ પ્રકારે બંધાવાની સ્થિતિમાં હોતું નથી, જે પોતે જ અનાદિ અનન્ત અખણ્ડ ચૈતન્ય પ્રવાહરૂપ હોય છે તેને કલાકાર નિજી ભાવાનુભૂતિની ભૂમિકાએ રંગ-રેખા, સૂર-તાલ કે શબ્દાર્થ જેવા ઉપાદાનમાં અવનવી રીતે — નૂજવે રૂપે બાંધવા-સ્થિર કરવા - નિયત ઘાટ કે સ્વરૂપાકૃતિ બક્ષવા ઉદ્યમશીલ હોય છે. પરમાત્માએ જો શાશ્વત — ચેતનાને શાશ્વતીને મનુષ્યરૂપ પઞ્ચભૂતાત્મક પાત્રમાં અવતારવાનું — બાંધવાનું કામ કર્યું તો તેની જ લઘુ પ્રતિકૃતિ-શા, એના જ બાલ-સ્પર્ધક, કલાસર્જક મનુષ્યાત્માએ પેલી શાશ્વતીના જીવનગત લીલાસંચારને કલાકૃતિના ઢાંચામાં અવતારવા — બાંધવાનું કામ કર્યું. આ કામ અનેકધા

ઉંકારરૂપ, કઠિન ને કેટલીક રીતે તો અશક્ય જ લાગે. કૃષ્ણને બાંધવામાં જેમ જશોદાનાં બધાં નેતરાં ટૂંકાં પડ્યાં તેમ જીવન અને જગતમાં અનુસ્યૂત સૌન્દર્યચેતનાને કલાકૃતિમાં બાંધવા-ઢાળવામાંયે કલાપ્રયુક્તિઓનાં સર્વ નેતરાં પણ ટૂંકાં પડે છે. કવિની આદર્શ કલાકૃતિ તો આદર્શ જ રહે છે. જે કંઈ કલાકાર દ્વારા અનુભવાય છે તે સર્વનો પૂર્ણ સન્તોષ-પ્રદ પર્યાય કે વિકલ્પ થવાની ક્ષમતા વાણી જેવાં ઉપાદાનોમાં હોતી જ નથી. વળી વળીને શબ્દસ્વામી કલાસર્જનને શબ્દતાતીતની ને નેતિની કથા કરવી પડે છે. જેમ સાન્ત મનુષ્ય દ્વારા અનન્ત બ્રહ્મનું તેમ આદિ-અન્તવાળી કલાકૃતિ દ્વારા અનન્ત ભાવસૌન્દર્યનું સાંકેતિક સૂચન માત્ર થઈ શકે છે. કલાકૃતિનું જે અન્તરતમ રસરહસ્ય છે તે તો કેવળ અનુભવગોચર છે, વાગ્વિષય થઈનેય છેવટે તે અનુભૂતિ વિષય બનીને જ રહે છે. વાક્‌માં બન્ધન છે, અનુભૂતિમાં મુક્તિ. કલાકૃતિની ધ્વન્યાત્મકતા દેશકાલાનુસાર નૂતન અર્થઘટનો દ્વારા અવનવીન રીતે રસાસ્વાદ માણવાનો રુચિનિર્ભર ને તેથી મુક્તિમૂલક સહજાધિકાર તેના આસ્વાદકને — ભાવકને અર્પી રહે છે.

અન્ય કળાઓની જેમ સાહિત્યની કળામાં પણ એના સર્જકને વિષયવસ્તુથી માંડીને ઉપાદાનગત શબ્દ, અર્થ, લય, સ્વરૂપ આદિ વાગંશોની યથારુચિ વરણી કરવાની નિરઙ્કુશ સ્વતન્ત્રતા મળેલી હોય છે. કલાકર્મમાં આ ગૃહીત જ છે. કલાકૃતિમાં એક બાજુ કલાસ્વરૂપ- નિર્માણ માટેનું કલા-નિયમન — કલા-નિબન્ધન અત્યન્ત મહત્ત્વનું છે તો તે સાથે કલાકારનું રુચિગત નિબન્ધન — તેની આત્મસત્તાનું પ્રવર્તન પણ સંલગ્ન હોય છે. કલાકૃતિમાં એ રીતે બન્ધન મુક્તિની યુગપદાવસ્થાનો એક અનોખો આસ્વાદ મળતો હોય છે.

કલાકૃતિમાં બન્ધન તે વસ્તુતઃ તો કલાનિયમનનું જ બીજું નામ છે. તે કલાતન્ત્રની શિસ્ત-મર્યાદાને અનુવર્તે છે. કલાનું બન્ધન કલાતત્ત્વને-કલાપદાર્થને રૂંધનારું, ગૂંગળાવનારું કે કુણ્ઠિત કરનારું પરિબળ નથી. બલકે કલાસૌન્દર્ય વધુમાં વધુ ઉત્કૃષ્ટ રીતે ઉઘાડ પામે, ઉઠાવ પામે તે માટેની સંયમલીલાનું બળ છે. જેમ નૃત્યગત તાલ-મુદ્રાઓ કે ભાવભંગિમાઓનું શાસ્ત્રબન્ધન નૃત્યકારની નર્તન-સ્ફૂર્તિને જકડી દેનાર નહીં, બલકે તેને નિખારીને રમ્યતર રીતે વિલસાવનારા પ્રેરક-પોષક પરિબળની ભૂમિકા પૂરી પાડનાર હોય છે, તેમ કાવ્ય-કલાક્ષેત્રે કલાનિયમનો બાબત સમજવું જોઈએ.

કલાક્ષેત્રે બન્ધાઈને ઘડાવાનું હોય છે, બન્ધાતાં બન્ધાતાં કોઈ રમણીય ઘાટમાં ઢળીને ચમત્કારિક રીતે આવિર્ભૂત થવાનું હોય છે. સ્ત્રીપુરુષ પ્રેમમાં બન્ધાય છે ત્યારે પરસ્પરની મુક્તિનો સૌથી વધુ સમાદર થાય છે. સર્જક-ભાવક પણ કલાકૃતિની ભૂમિકાએ બન્ધાય છે ત્યારે જ રસસર્જન અને રસ-ભાવનનો સૌથી વધુ મોકળાશભર્યો અવસર તેમને સુલભ થાય છે.

કલાકૃતિમાં એના કલાકારની રુચિ-મુક્તિનો રસાત્મક આલોક પ્રગટ થાય છે. તેમાં કલાની સહજશત્રુ કુણ્ઠાને, તજ્જન્ય ઈર્ષ્યાદિ ભાવોને તો અવકાશ જ હોતો નથી. કલાના સ્વાસ્થ્ય માટે અનિવાર્ય મુક્તિ સઞ્જીવનીનો કલામાં સાદ્યન્ત પ્રભાવ જોઈ શકાય છે.

કલામાં બેજવાબદારીભર્યા સ્વૈરાચાર કે સ્વેચ્છાચારને સ્થાન નથી. કળામાં કશું જડ કે જડબેસલાક નભી શકતું નથી તો કશું આડેધડ ચાલી શકતું નથી. જેમ કુણ્ઠા તેમ જ જડતા કે સ્વચ્છન્દતા કળાનાં શત્રુ છે. કલાકૃતિનો પોતાનો આગવો છન્દ જરૂર હોય છે, પણ તે તો કલાસર્જકની આત્મીયતાની ધબકનો ! તેમાં કલાસર્જકના આત્માનુભવની ગહરાઈ અને તેના ચિદાનન્દની મોકળાશ ઉતરેલી હોય છે.

પ્રત્યેક સાચી કલાકૃતિ કોઈક રીતે ભાવકના આત્મતન્ત્રના મુખ્ય તારને રણઝણાવી, એનામાં એવું સ્પન્દન — એવી સ્ફૂર્તિ પ્રેરે છે, જે બન્ધન મુક્તિની દ્વન્દ્વાત્મક ભૂમિકાએથી તેને ઉપર ઉઠાવી ભૂમામય ભાવસ્થિતિમાં બૃહદ્ વૈશ્વિકતાના મૂલભાવમાં તલ્લીન થવાનો તકાદો કરે છે. ભાવક શબ્દના માધ્યમે કરીને જ શબ્દના સીમાડે — શબ્દાતીતના સીમાડે પહોંચી મૌનગત અબાધિત ચેતોવિસ્તારમાં પોતાના અમૃતમય રૂપને પ્રત્યક્ષ કરતો, પરિણત પ્રજ્ઞાની પ્રસન્નાવસ્થામાં પ્રશાન્તભાવે વિ-રમે છે. કલાની મુક્તિ એટલે આવી વિશ્રાન્તિ–આવો વિરામ !



## ભોલારામની ત્રણ છબી

મકરન્દ દવે

(૧)

ખૂણે બેસી ખાય ને જોઉં તો
    ઊભે વગડે ગાય રે, ભોલા !

કેમ કરી તને ઘેર બોલાવી
    હેતને કોળિયે સાથ જમાડું ?
કેમ કરી તારે એકલ મારગ
    હાથમાં લઈને હાથ રમાડું ?

હાટ-બજારે સૂનો સમ ને
    વગડે પડઘો થાય રે, ભોલા !

અન્ધકારે ઓળો થઈને
    ચાલ, તું જીવ, ખણ્ડેરને ખૂણે,
વાયરે મારા પ્રાણ પરોવી
    આવ રે કોઈ અતીતને ધૂણે,
હોઠમાં દૂધિયું હાસ ઝરે ને
    કણ્ઠમાં કણ્ઠ સમાય રે, ભોલા !

(૨)

ધરતી અગનઝાળમાં પડી,
    ભરતી તારે ગગન ચડી,
દવને પાદર, પ્રેમની ભાદર
    ભર કાંઠે તું વહાવ રે, ભોલા !

આભનાં ખેતર ખૂલમખુલ્લાં,
    કોઈ દિશે નહીં વાડ રે, દુલ્લા !
કોણ રોકે તને વાટમાં, ભીતર
    ઘણના ઘાવ લગાવ રે, ભોલા !

એ જ તો આપણી પ્રીતની ખૂબી,
મોજમાં ડોલે, જાય જે ડૂબી,
મન મૂકી તારા મોતની વાંસળી
    જિંદગીભર બજાવ રે, ભોલા !
મેઘ આષાઢીલો હાથથી ખાલી,
શરદરાસમાં આપતો તાલી.
પણ્ડને તુંયે પૂર કપૂરમાં
    મઘમઘાટે મિટાવ રે, ભોલા !

(૩)

આજ તો ભોલા, એમ થવા દે,
જેમને કે'વું હોય કે'વા દે,
મૂછને મરડી, આંખથી કરડી
જાલમસિંહ આ જોતા હોય તો
મરને જોતા, ડાયાડમરા, ડોસલા
બોખલે મોઢે હસતા હોય
ને જાણે બધુંય જાણતા હોય
ને ધીરે ગુસપુસોની લાપસી માણતા હોય
ને ત્યારે
મઝ્ઝારામની સીતલી, વળી
સામતા વાઘરી કેરા છોરા
રામલાના તું
હાથમાં મેળવી હાથ, હાલ્યો જા
ભરબજારે
ભે-વિના તલભાર, તું તારે
રૂડા વીવા કેરા મઙ્ગળ મન્તર ભણતો
આભના માંડવા હેઠ, સૂરજની સાખે, ભોલા!
મન મૂંગાની પ્રીતના સોનલ તારને વણતો
નીકળી પડ
    ને ત્યાં જ ધડાધડ
લાઠીયું પડશે, માથું ફૂટશે,
ભોલા, ભવની બેડીયું
    તડાતડ ત્યાં તૂટશે.
રંગ રે ભોલા, આજ સપરમા દા'ડે,
આતમઘાતે ચડતા ગભરુ જીવને વાડે
મૂળ સોતા તું નાખ ઉખાડી
કારમા ખીલા,
પે'રામણીમાં પ્રેમમાં આપી
ભોલારામની ભેટનાં
સાચાં રાચરચીલાં.

**મુક્તક**

ભોલારામના નામનો જીવતો ઘેલો,
કૈંક મકેલા આગળ મેલો-ઘેલો,
ભોલાની પણ ખાસ્સી એક આ ખૂબી,
કાઢવું હોય તે કાઢી જાવ,
    ને મેલવું હોય તે મેલો.

## કહેતાં નથી આવડ્યું

રાજેન્દ્ર શુક્લ

જે જે ગોત્યું તે તે જડ્યું,
વણગોત્યુંયે આવી ચડ્યું.

પૂરે પૂરે ઓપ દીધો તેં.
મ્હેં તો અડધુપડધું ,ઘડ્યું.

વિજય મૌનના ફાળે આવ્યો,
શબ્દોનું લશ્કર છો લડ્યું !

રમતરમત તીરછું તેં ફેંક્યું,
અમને સીધેસીધું અડ્યું.

આખેઆખું તો શેં ઊખડે,
જીવતર જીવ સઙાથે જડ્યું.

ઊંડે ઊંડે બહુ સન્તાડ્યું,
તો, ઝાકળમાં જઈને દડ્યું.

વગર કહ્યે જાણી લેજે તું
અમને કહેતાં નથી આવડ્યું.

## જો

રાજેન્દ્ર શુક્લ

એક ક્ષણ અટકીને તું જરા આમ જો,
કઈ તરફ જઈ રહ્યું છે બધું ગામ, જો.

એવું તે નામ કોનું રટ્યું આજ લગ,
કે થયું છે હવે ત્હારુંયે નામ, જો.

ગોતતાં ગોતતાં ગામ ગાંડું કર્યું,
દૂર તો ક્યાં હતું, આ રહ્યું ધામ, જો.

આ ધજા તો ફકત ફરકવાનું ચહે,
તો પવનનેય તે ક્યાં બીજું કામ, જો.

એક પીનાર ને એક પાનાર, બે,
ને ત્રીજું ઝળહળે મધ્યમાં જામ જો !

## ત્હને આવકારું !

રાજેન્દ્ર શુક્લ

પ્રથમ એ બનો કે કંશું ના નકારું.
પછી શક્ય હો તો તને આવકારું.

નિમન્ત્રણ વિનાયે પછી તું પધારે,
વળી હુંય ત્હારા મુકામે પધારું.

કદી વાટમાં અધવચાળે જ મળિયેં,
ન તું કંઈ વિચારે, ન હું કંઈ વિચારું.

ભલે, બેય વચ્ચે ઝુરાપોય ઝૂલે,
ઝુરાપાને સ્હેજે ન લાગો અકારું.

તું કલકલ નિનાદે વહે શબ્દ જેવું,
હુંયે વૃક્ષ જેવું સભર મૌન ધારું !

## તું છે !

રાજેન્દ્ર શુક્લ

કળી, કુસમ ને સુવાસ તું છે,
પુનિત, પનોતો પ્રવાસ તું છે.

તું બીજ, અઙ્કુર મૃદુલ મનોહર,
લલિત લતા શો વિકાસ તું છે.

ભમેણ અનવરત ભવાટવીનાં,
સતત શ્વસનનો ઉકાસ તું છે.

નસોની ભીતર વહ્યા કરે આ,
અનન્ત નીલો ઉજાસ તું છે.

ઉભટાયની ચાહત વહે અનાહત,
વહી રહ્યો આ વિભાસ તું છે.

ફરી ફરી આ મ્હને હું પામું,
સફળ સલૂણો પ્રયાસ તું છે.

ભૂલી જઉં તો ખૂલી જઉં હું,
સ્મરું તો હોશો હવાસ તું છે !

## વિલાસ : રતિરાસ

રાજેન્દ્ર શાહ

*ઉમઙ્ગ ઉરનો ઉછાળ લઈ વેગથી, બાહુનો*
*રચે કમરબન્ધ, આમ દૃઢ લીધ આશ્લેષમાં.*
*સુદક્ષ ! તવ શીર્ષ સ્કન્ધ પર, અઙ્ગુલી કેશમાં*
*રમે, — લલિત ભાવની કંઈક ભઙ્ગિનાં ગુઞ્જનો.*
*મળી નજર લોલ સ્હેજ, પણ લીધ વાળી તદા–*

*સમાધિ ક્ષણ કૈંક કાલ નહિ જ્યાં, નહીં આપણે.*
*અને સરલ પ્રાણ, મુક્ત કર, શાન્ત આનન્દને.*

*પ્રિયે, પ્રથમ એ પ્રસઙ્ગ થઈ બીજ અન્તસ્તલે*
*ફળાઉ સમ ભૂમિમાં વિકચ પલ્લવે પલ્લવે.*
*હવા મહીં મહેક પુષ્પ તણી ગુનગુનીના રવે*
*વિકમ્પ, રમણીય સર્વ કંઈ આમ સીમાઞ્ચલે.*
*કશી વિવિધ વર્ણની વિપુલ વિશ્વલીલા, સખી !*

*લહું (નયન અર્ધ બન્ધ કંઈ) બ્હાર ને ભીતર :*
*વિલાસ, રતિરાસ એક સહ એકને સંવર.*

## ચાલો હવે !

જગદીશ ધનેશ્વર ભટ્ટ

*તેજના તોખાર, લો ચાલો હવે !*
*ભેદવા ઓથાર, લો ચાલો હવે !*
*ખેલ ખાંડાધાર એવી ખેપ છે.*
*માંયલો પોકાર, લો ચાલો હવે !*
*મેઘલી મધરાતનો ભેંકાર છે,*
*વીજળી ઝોકાર, લો ચાલો હવે !*
*રાજવી શાં રાવણાં આવી મળે,*
*તેડશે મોઝાર, લો ચાલો હવે !*
*કૈલ, ખીલો, ભેખડો શું ભેળવે ?*
*રાહ બારોબાર, લો ચાલો હવે !*
*રાત થોડી, વેશ ઝાઝા, શું કરે ?*
*લાગણી ચોધાર, લો ચાલો હવે !*

## ગીત

રવીન્દ્ર પારેખ

*આ તો ઉખાણું પૂછવાનું ટાણું–*
*મારામાં માંડ માંડ તેડાવું ખુદને*
*તો એને કે'વાય ખરું આણું ?*

*કાંઠા પર લ્હેર લ્હેર વધતી આવે*
*ને એમ ભીંતો પર આવે છે તડકો,*
*કાંડીની જેમ યાદ મારામાં ફેંકીને*
*રોજ રોજ કરતી તું ભડકો !*

*ચોમાસું છાંટે ને ના પણ હોલાય,*
*હું તો ધોધમાર ધુમાતું છાણું.*

*મારામાં રોમ રોમ વાવી તો તુંય*
*એમ ફણગી કે હું જ થયો ગુમ,*
*હું જ નહીં હોઉં એવા દેહમાં તું પાડે*
*તો ક્યાંથી સમ્ભળાય તારી બૂમ ?*
*મારું ઠેકાણુંયે માંડ હોય પડતું*
*તો એવામાં કેમ તને જાણું ?*

## ગીત

રવીન્દ્ર પારેખ

*તું જો સડસડ ઊગી નીકળતી*
*હોત દીવાની જ્યોત*
*તો તારું અજવાળું હું હોત !*

*સાચું•કહું છું એક વાર તો પૂછ્યું હોત ધરાર,*
*શું કરતે જો હોત હું તારી છાતીનો ધબકાર ?*
*ઘરમાં ઘૂસતાં અટકાવે પણ*
*ધબકારો તું અટકાવે છે કેમ તે હું પણ જોત.*

*જેમ તને ધબકારા ઊગે મને ફૂટે તેમ પાન,*
*તું ના ધબકે તો હું કેવળ પીળુંપચ વેરાન !*

*તારામાંથી ખસતાં જાણે*
*પડતો એવો વ્હેમ કે સામે ખડખડ હસતું મોત !*

## ઢોલ

પ્રદ્યુમ્ન તન્ના

ભૂરી ડુંગર ઓળ રે – ધ્રાંગડ !
સૂંડા લીલા લોલ રે – ધ્રાંગડ !
ચાંચે રાતી ચોળ રે – ધ્રાંગડ !
ચૂગે ઊભા મોલ રે – ધ્રાંગડ !
ઉગમણાની કોર રે – ધ્રાંગડ !
વાગતા ઢમક ઢોલ રે – ધ્રાંગડ !

આભ ભરી પડઘાય બળૂકા બોલ રે એના ધ્રાંગડ ધ્રાંગડ !
શ્રાવણ વદ આઠમને મેળે ઢોલ ધડૂકે ધ્રાંગડ ! ધ્રાંગડ !

ભરિયાં ભરિયાં હાટ રે – ધ્રાંગડ !
દુકાનુંના ઠાઠ રે – ધ્રાંગડ !
માલ શા મોંઘાદાટ રે – ધ્રાંગડ !
પળીએ હાલો વાટ રે – ધ્રાંગડ !

નીકળીએ પણ ક્યમ જ્યહીં લોક વધતું હાયે આંગળ આંગળ !
શ્રાવણ વદ આઠમને મેળે ઢોલ ધડૂકે ધ્રાંગડ ! ધાંગડ !

રાહડાને હિલ્લોળ રે – ધ્રાંગડ !
છલકે છાના કોડ રે – ધ્રાંગડ !
પજવણી અવ છોડ રે – ધ્રાંગડ !
પોર સઈ ! ઝટ ફોડ રે – ધ્રાંગડ !

કોણ ઊભો આ રમવા સામો લટકાળો ને બાંગડ બાંગડ ?!
શ્રાવણ વદ આઠમને મેળે ઢોલ ધડૂકે ધ્રાંગડ ! ધ્રાંગડ !

મૂંજરાં એનાં નેણ રે – ધ્રાંગડ !
અદકી કરે શેણ રે – ધ્રાંગડ !
એક ન આછું વેણ રે – ધ્રાંગડ !
તોય ક્યાં મોઘમ કે'ણ રે – ધ્રાંગડ !

ચિતનાં તે લઈ જાય છરેચોક ચેન સન્ધાંયે જાંગડ જાંગડ !
શ્રાવણ વદ આઠમને મેળે ઢોલ ધડૂકે ધ્રાંગડ ! ધ્રાંગડ !

## પ્હેલો વરસાદ

પ્રદ્યુમ્ન તન્ના

ક્યારની તે જોતાં'તાં વાટ એવા મોસમના
પહેલા વરસાદમાં જાવા દે જરી,
મા ! જાવા દે જરી.
ચારેકોર ઊભરતા હાલક હિલોળ મહીં
ઝબકોળાં થોડાંઘણાં થાવા દે જરી
મા ! થાવા દે જરી...
કેમ આજ રે'વાશે ઘરમાં ગોંધાઈ,
કેમ બારી ને બા'ર કીધાં બન્ધ ?
ઝાલ્યો ઝલાય નહીં જીવ એવાં કે'ણ લઈ
આવી મત્ત માટીની ગન્ધ !
ફળિયાને લીમડે ગહેંકતા મયૂર સંગ
મોકળે ગળે તે ગીત ગાવા દે જરી,
મા ! ગાવા દે જરી. ક્યારની....
ચાહે ઘણુંય તોય રે'શે ના આજ કશું
તસુ એક હવે કયહીં કોરું,
જળે ભર્યાં વાદળાંના ઝુણ્ડ પર ઝુણ્ડ લઈ
ઝૂક્યું અકાશ જ્યહીં ઓરું !
ઝડીયુંની જોરદાર જામી આ રમઝટમાં
થઈએ તરબોળ એવું ના'વા દે જરી,
મા ! ના'વા દે જરી...
ક્યારની તે જોતાં'તાં વાટ એવા મોસમના
પ્હેલા વરસાદમાં જાવા દે જરી
મા ! જાવા દે જરી...

## કોનું નામ, કહે પ્રિય !

**ધીરેન્દ્ર મહેતા**

કાલે રાત્રે
વવાયું હશે એક નવસ્વપ્નનું બીજ તારા મનમાં
અને
તારાં પોપચાં ખૂલ્યાં હશે એનાં નવપલ્લવ સમા
આજના પ્રભાતે.
એ વખતે
તારા હોઠ પર ખીલ્યું હશે જે સ્મિત,
એની લિપિમાં લખાયું હશે કોનું નામ, કહે પ્રિય !
સ્પર્શ કરવા જતાં બારીમાંથી વહી આવેલા પવનને
દેખાઈ ગયેલા આભનું ઊંડાણ
ઊતરી આવ્યું હશે તારી આંખોમાં
આવી રહેલી ક્ષણની શક્યતાઓના રહસ્ય સાથે.
કયાં વસ્ત્ર ધારણ કર્યાં હશે તેં આજે,
કેશરાશિ લહેરાતો હશે તારા કયા સ્કન્ધ પર
એના કુતૂહલ સાથે જોઉં છું તને
ઊભેલી મારી સામે
એની કુમાશ સાથે.
આસપાસની ક્ષણોની કળીઓને ખીલવતી,
તેની ઉપરના તુષારને મૃદુતાથી સ્પર્શતી !

## કોલમ્બસ છું પ્રિય !

**પ્રવીણ દરજી**

પ્રથમવાર
રોમાઞ્ચસભર અઙ્ગુલિઓ વડે
અનાવૃત થઈ રહી હતી તારી કાયા
ત્યારે
એકાએક લાખ્ખો લાખ્ખો વીણાના
રણઝણી ઊઠ્યા હતા તારેતાર
તું
અનાવૃત દેહને આચ્છાદિત કરવા મથ્યા કરે
અને હું અમ્બર કસ્તૂરી ધૂપ થઈ આવૃત
અનાવૃતની સીમાને
ઓગાળતો રહ્યો હતો
એક, બે અને એમ અક્ષરબ્ધિયા દેહનાં
સ્તરે સ્તર ઊઘડતાં રહ્યાં
સાચ્ચું હતું ?
હું શોધી રહ્યો હતો તારી દેહયષ્ટિની
છેક ભીતર
એક બીજા દેહનો દેશ
હું
તારા એ દેશનો
કોલમ્બસ છું પ્રિય !

## અનાવૃત નારીદેહ

**પ્રવીણ દરજી**

આમ જ, સાવ એકલો
ધીમે પગલે રાત્રિના અન્ધકારને ભેદી ચાલ્યો જાય છે એ
સૂમસામ ડિસેમ્બર. માત્ર વૉલક્લૉક રમ્યા કરે છે ફૂકા
પછી આવી પહોંચે છે એ પોતાની ગલીમાં, ઘરમાં,
ઘરના પેલા ઓરડામાં
સુંવાળાં સ્વેટર અને ટોપીને ટિંગાડે છે એ લટકતા
હેન્ગર ઉપર
ક્ષણેક હાથથી પસારી લે છે તે એની રૂંવાંટીને
અને પછી ધપી જાય છે એકાએક બારી પાસે
બારી ઉપરના ભેજલ અસ્તર પર
આંગળીનાં ટેરવાંથી લખે છે ને એક નાનું
સરખું નામ
લખીને વારમ્વાર, વારમ્વાર ઘૂંટે છે એને
બહાર ડિસેમ્બર ઝાકળનાં મોતી ગૂંથે છે
અને અન્દર ડિસેમ્બર નીલ અન્ધકારમાં
સ્મૃતિમાંના આશ્લેષોમાંથી શોધી રહ્યો છે
ઘાસના પોત જેવો અનાવૃત નારીદેહ

## વૈશાખનો પવન

રમણીક સોમેશ્વર

પવન
વૈશાખનો પવન
ફૂંકાય છે
વૃક્ષોને વીંટળાતો
કોયલના ટહુકાને લપેટમાં લેતો
કાચી-પાકી કેરી ખેરવતો
ઢગલો એક ધૂળ
મારા ઓરડામાં પાથરી જતો
ફૂંકાય છે વૈશાખનો પવન.
ગરમાળામાં ગરે
શિરીષમાં ખરે
રાતુંચટ્ટાક ઝરમરે
ગુલમહોરમાં
ઊભી પૂંછડીએ
વૃક્ષો પર દોડતી
નખરાળી ખિસકોલી જેવો પવન.
ઊભું હું પવનમાં
બાહુ ફેલાવી
લીરેલીરા સમય
મેં પાડેલા બધા જ અક્ષર ભૂંસતો
ફૂંકાય છે પવન.
ગામનું તળાવ ખાલી
એમાં પાણીને બદલે
પવનનાં મોજાં
ઘુઘવાટ પવનનો
સાગર જેવો.
રાતે
ચીબરીની આંખોના વિસ્તાર જેવો
ભેંકાર પવન.
દિવસે
રેતી સઙ્ગાથે
વહેતો નદીના પટમાં
મારી પાંસળીનાં છિદ્રોમાં
ફૂંકાય
પાંસળીનાં છિદ્રો પર
કોક મૂકે આંગળી
ને પ્રકટાવે સૂર !



## કોરો કાગળ

રમણીક સોમેશ્વર

મારા પ્રલાપોને ટપકાવું છું
અને રચું છું છળ
આ કાગળ પર.
વિખેરું છું આખેઆખી બારાખડી
પછી
તોડી-મરોડી-જોડું છું
કે
ખોડું છું ખીલીની જેમ
ને
લટકાવું છું તે પર
વિચારોનાં દોરડાં
દોરડાં
લટકતાં લટકતાં
વળગણની બની જાય ને
ફરફરવા લાગે
ભીનાં સૂકાં વસ્ત્રો.
સાકરની કણી પર
ધસી આવે કીડીનું કટક તેમ
કોણ જાણે કેમ
ધસી આવે છે શબ્દો આ
લમ્બાતા કોરા કાગળ પર

જાળ ગૂંથાય છે
ને ફેંકાય છે પાણીમાં.
પાછી આવે છે ત્યારે
એમાં પાણીય નથી આવતું પાછું.

કદીક ગૂંથાય છે જાળું ને
કીટક રહી જાય છે બહાર.

શબ્દોથી ઊભરાતો આખો કાગળ
અન્દરથી તો
કોરો કોરો—

## '–મળે છે'

ધૈવત શુક્લ

સાર મહીંથી સાર નહીં, નિઃસાર મળે છે.
નિઃસાર, સારનો સાર સમો અણસાર મળે છે.

સપ્ત સૂરના સ્પન્દન મધ્યે ડૂબતા ચાલ્યા,
લો, સ્પન્દનની પાર હવે રણકાર મળે છે.

હવે અહીંથી બહાર નહીં પણ અન્દર અન્દર,
અન્દર સઘળા સાજ અને શણગાર મળે છે.

લગન લગાવી ચાલ હવે તું ચાલ અહીંથી,
છેલ્લી છેલ્લી વાર અહીં અવતાર મળે છે.

સહજ સરકતી સમય, શ્વાસને ભાર નથી કે,
અન્તે તો આકારશૂન્ય સાકાર મળે છે !

## શું છે બધું

ધૈવત શુક્લ

જે કંઈ દેખાય છે, સમ્ભળાય છે, શું છે બધું ?
સમજ કંઈ પડતી નથી, અકળાય છે, શું છે બધું ?

નામધારી જે કંઈ વસ્તુ વિનાશી છે બધી,
નાશ પામીને ફરી સરજાય છે, શું છે બધું ?

શ્વાસ ને ઉચ્છ્વાસનું કારણ કંઈ જડતું નથી,
પ્રશ્ન એવો છે કે સહુ ચકરાય છે, શું છે બધું ?

વસ્તુને સૂંઘો, સુણો, જુઓ, અડો, ચાખો જરા,
પાંચ છે, પણ એક થઈ પથરાય છે, શું છે બધું ?

એક ક્ષણ ને ગગન ગુન્જે, ઝળહળે જળસ્થળ સકળ
હુંપણું યે વ્યાપ્ત થઈ વીસરાય છે, શું છે બધું ?

## ઊભા છઈયેં

નયના જાની

નીર નેવનાં મોભે વાળીને ઊભા છઈયેં.
ધસમસે સમયના જળ, ખાળીને ઊભા છઈયેં

સોઈ, ઝાટકી, વીણી ચાળીને ઊભા છઈયેં.
સાર સાર જે કાંઈ, ગાળીને ઊભા છઈયેં.

જે કંઈ હો બોલાયું, પાળીને ઊભા છઈયેં.
વીતતું વીતક સઘળું, ભાળીને ઊભા છઈયેં.

આ વિરાટ, વ્યાપકતા, આવ તું સમેટી
દૂર ને નિકટ તુજને, ન્યાળીને ઊભા છઈયેં

વાત એટલી છે કે તું સ્વયં અહીં આવે.
સંઘરો ભવોભવનો, બાળીને ઊભા છઈયેં.

## ત્યાં જ પહોંચવાનું છે

નયના જાની

વેપ આ નજૂમીનો છલ નથી, બળવાનું છે.
છીપમાં પુરાઈને મોતી પાકવાનું છે.

શ્વાસમાં છુપાયેલું સાવ છાનુંછાનું છે.
કૈંક એવું કે જાણે, ફૂલ ખીલવાનું છે.

આમ એમ લાગે કે કૈં જ ના થવાનું છે.
પણ બધા નકારોને હા સુધી જવાનું છે.

મૌનની મઢૂલીમાં વાસ એણે રાખ્યો છે.
ક્યાં સુધી વગર બોલ્યે આમ ચાલવાનું છે !

પગ તપેલી રેતી પર બેખબર બની ચાલે,
આખરે સમન્દરનું તેડું આવવાનું છે !

દશ દિશાની ગન્ધોમાં એટલી પ્રતીક્ષા કે
ક્યાંકથી કશું અડતાં આંગળી જવાનું છે.

આ ગઝલને શું કહીએ, વાત એની એ આવે,
શબ્દનો સહારો લઈ, ત્યાં જ પહોંચવાનું છે.

## બિનશરતી પ્રીત

ઉશનસ્

તું તારે મન ફાવે ત્યારે આવજે તારી રીતે,
કોઈ શરત મેં તો નથી રાખી પ્હેલેથી તવ પ્રીતે.
આવે તો ઘર મારું ખુલ્લું
સદાય દિન ને રાત;
ના આવે તો એમ ભલે પ્રિય !
તવ મરજીની વાત;
મેં તો હર વાતે ઇચ્છ્યું છે એક તું હીં તું જીતે... તું.

આ જન્મે તવ પ્રીત, એટલે
વિરહાની લીધ દીક્ષા,
આવડી જાય બસ કોઈ રીતે
કરતાં તારી પ્રતીક્ષા;
નાકો- કરતાં પાઠ પલેપલ રિયાઝમાં અહીં વીતે...તું.

તારે આવવું, ના'વવું એ તો...
તારું મન તું જાણે.
આ બાજુ એ આટલું કરવું
મુજ વિરહાકુલ પ્રાણે :
જ્યોત સ્વતન્તર દર્દની સુન્દર પેટવવી મુજ મીટે.

## આંખે વળગ્યા હરિ

મનહર જાની

સખિ, મેં તો અમથી નજર કરી
મને આંખે વળગ્યા હરિ...

હું મૂઈ હૈયાદૂબળી કોને જઈને કહું
નીસરતાં લાજી મરું મનમાં મનમાં બળું
સખિ, હું તો દર્પણ દેખી ડરી
મને આંખે વળગ્યા હરિ...

પાદર ગાયું ભાંભરે વનમાં બોલે મોર
હરિ હરિ રટતી રહું અપલક આઠે પહોર
સખિ, હું તો નીરખું વળી વળી
મને આંખે વળગ્યા હરિ...

માથે ગાગર હેમની નાકે હેમકડી
કોટે નવસર હારલો કણકણ હાથ ધરી
સખિ, હું તો પ્રજવાટે સંચરી
મને આંખે વળગ્યા હરિ...

## ઉપાલમ્ભ

ઉષા ઉપાધ્યાય

પહેલાં આંખો આપો, પછી પાંખો આપો
ને પછી છીનવી લો આખ્ખું આકાશ,
રે ! તમને ગમતા શું આટલા પલાશ !
કોરી હથેળીયુંમાં મહેંદી મૂકીને પછી
ઘેરી લો થઈને વણ્ટોળ,
આપાઢી મેઘ થઈ એવું વરસો, ને કહો
કરશો મા અમથા અઘોળ !
પહેલાં તડકો આપો, પછી ખીલવું આપો
ને પછી છીનવી લો સઘળી સુવાસ,
રે ! તમને ગમતા શું આટલા પલાશ !
ગોરી પગપાનીને ઝાંઝર આપીને કહો
કાનમાં પડી છે કેવી ધાક !
ગિરનારી ઝરણાંમાં ઝલમલ તરો, ને કહો
સૂરજનાં ટોળાંને હાંક !
પહેલાં પાણી આપો, પછી વહેવું આપો
ને પછી છીનવી લો કાંઠાનો સાથ,
રે ! તમને ગમતા શું આટલા પલાશ !

## ટાણું આવ્યું

લાલજી કાનપરિયા

આલ્લે ! મારે ઘેર ટાણું આવ્યું, રૂડું ટાણું આવ્યું,
દોમદોમ સુખનું નાણું આવ્યું, રૂડું નાણું આવ્યું.
ઓસરીમાં ગોરજી ઢાળી બાજોઠિયા બોલે છે રૂડા શલોક,
અબીલ-ગુલાલ ને ચોખા ચડાવતાં દુન્દાળા દેવને દોથોક.
બાયુંના કણ્ઠથી ગાણું આવ્યું, રૂડું ગાણું આવ્યું,
આલ્લે ! મારે ઘેર ટાણું આવ્યું, રૂડું ટાણું આવ્યું.
લૂમઝૂમ આંગણે શુકનવન્તા કાંઈ માણેકથમ્ભ હરખે રોપાય,
ઝાંપે વાગે ઢોલ, ત્રાંસા, શરણાયું ને સાજન માજનિયા મલકાય.
આભલામાં સોનેરી વ્હાણું વાયું, રૂડું વ્હાણું વાયું,
આલ્લે ! મારે ઘેર ટાણું આવ્યું, રૂડું ટાણું આવ્યું.
લાભ-શુભ અખશર ને કંકુના થાપાએ ભીંત પર બેઠક સંભાળી
તોરણના મોર પર ધીમેથી ઢેલડીએ અમથી જરાક ડોક ઢાળી !
જીવતરનું લીલુંછમ લ્હાણું આવ્યું, રૂડું લ્હાણું આવ્યું,
આલ્લે ! મારે ઘેર ટાણું આવ્યું, રૂડું ટાણું આવ્યું.

## ક્ષણની કથા

કરસનદાસ લુહાર

ભારે પીડાથી જ પચપચતા. કોઈ વ્રણની કથા,
હું કહું મારી અને એ સાંભળે રણની કથા.

સાવ થાકી ગઈ છે હોંકારો ભણીને આ સદી;
તે છતાં કેમેય પૂરી થઈ નહીં ક્ષણની કથા.

એક માણસ એક ટોળું થઈ ગયો જ્યાં સાંભળી—
એકલા, એકલસૂડા, એકલવાયા જણની કથા.

હાથથી પ્રતિબિમ્બ ક્યાં જોઈ શકાતું હોય છે ?
અન્ધને કહેશો નહીં ક્યારેય દર્પણની કથા.

છેવટે એ ગામની એક રઝળુ શેરી થઈ ગઈ;
ચાર ભીંતો વચ્ચે જે ગૂંગળાઈ આંગણની કથા.

અન્તમાં એક રાખનો ઢગલો ને થોડાં અસ્થિઓ;
અધવચાળે શ્વાસથી તૂટેલ સગપણની કથા.

## ગઝલ

ધીરુ મોદી

કેમ આજે લૂ વગાડે વાંસળી ?
શાન્ત ગલીઓ આજ શે ઉછાંછળી !

એક ઝરણું પ્રેમ જોવા નીકળ્યું;
ડુઙ્ગરે તો ત્યાં જ મીંચી આંખડી.

અત્તરોના વ્હેમ શાથી ઊભર્યા ?
ફૂલ પણ આવે ઉપાડી ગાંસડી !

રજ્જ ખૂણે મોં છુપાવી કાં રડે ?
કોણ વેચે છે ફૂદાંની પાંખડી !

ઘાસ લીલે ઓરડે ગુલતાનમાં;
થાય છે બેબાકળી ખડમાંકડી !

## એક આગાહી પછી

કરસનદાસ લુહાર

રોમરોમે રેશમી રણઝણ : રસીલો થઈ ગયો !
ઘાસમાં પગ બોળી હું સર્વાંગ લીલો થઈ ગયો !

શ્હેરી અજગરનો સખત ભરડોય ઢીલો થઈ ગયો;
ગામ જાવા જીવ આ જ્યારે હઠીલો થઈ ગયો !

મન મૂકીને માલીયા એક મોરલો ટહુક્યો અને-
બા'ર મોસમનો મલક મેઘલ, મદીલો થઈ ગયો !

એ ખસીને માર્ગ દેવા ક્યાં હતો સમ્મત છતાં-
થઈ ઝરણ ખળક્યાં ચરણ તો પહાડ ઢીલો થઈ ગયો !

બાગ-શું જણ રણ થશે-ની એક આગાહી પછી-
કેમ કરસનદાસ, ચહેરો સાવ વીલો થઈ ગયો ?

## વારતા

રતિલાલ સથવારા

ના સુણો, અન્ધારની છે વારતા;
અર્થમાં ફોગટ નકામી વારતા.

મર્દ પણ કાયર થવાની વારતા;
દંભની હેઠે દબાતી વારતા.

કૃષ્ણનું મ્હોરું હઠાવો જો તમે,
પામશો તરત જ શકુનિ-વારતા.

દૂરથી તો ગામ લાગે સ્વર્ગ શું;
પ્રેતના છે રાસડા આ વારતા.

આજ સુધી સાંભળી અફવા તમે;
આખરે તો સાવ જુદી વારતા.

## શાન્તિ

રાજેન્દ્ર શાહ

નહિ અવસાદ, ન ક્લાન્તિ, હોંશથી સભર હોય ઉત્ક્રાન્તિ:
રહે નહીં ડર, અશી શક્તિથી સધાય સાચી શાન્તિ.

## ભૂલી જા

મનોહર ત્રિવેદી

ઉદાસ સાંજ હતી કે ગુલાબ ? ભૂલી જા,
બધા સવાલ, બધાયે જવાબ ભૂલી જા.

મળી'તી રાત અને તેય વળી ઝળહળતી.
દિવસ, ખરાબ મળ્યા છે, ખરાબ ભૂલી જા.

હતાં નજીક : મળાયું ન એકબીજાંને,
શું કામ યાર, હજી આ નકાબ, ભૂલી જા.

સળંગ ક્યાંય મળે છે કંઈ શું કોઈને ?
ક્ષણોની આ તલાશ ભાઈસા'બ, ભૂલી જા.

ગઝલ બહાર મળો તો હિસાબ પૂછો છો.
ગઝલ કરું તો કહે કે હિસાબ ભૂલી જા.

નમીશું, હાથ નમીશું, પરન્તુ તે પ્હેલાં
જરાક, 'ઈશ્વર છું !' એ રુઆબ ભૂલી જા

## છે

મનોહર ત્રિવેદી

આ તરફ છે ઝૂંપડાં પેલી તરફ માણસ છે
ને હવે ખામોશે રાત્રિના ગળામાં ચીસ છે
બાલઘરમાં નોકરી, વય આશરે બાવીસ છે
આંખ સામે એ જ સ્ત્રીનો પુત્ર લા-વારિસ છે

ને પણ ખાબોચિયાં પીને ઊછરતું બાળપણ
બાજુમાં આરોગ્ય શાખાની નવી ઑફિસ છે

એક છે ઍથેન્સ ને એમાં વસે બીજું નગર
એ નગરનું નામ નકશા બ્હાર સૉક્રેટીસ છે

આપ ઊલટથી લખાવો ત્યાં લગી લખીશું ગઝલ
આખરે તો ગાઉં છું તે આપની બંદિશ છે.

## હાઇકુ

ધીરેન્દ્ર મહેતા

સૂકેલ વૃક્ષે
જલની ધારા વર્ષે
લીલું નીરખે !

## બે ગઝલ

ફિલિપ કલાર્ક

ક્યાં લગી ઉદાસી ઓઢી રાખશું,
કે હસી ક્યારેક થોડું કાઢશું.
એ હવે આવી રહ્યાં છે પાસમાં;
આપણે પણ થોડુંક ચાલી નાખશું.
કેમ વધતી જાય છે તિરાડ આ ?
એકમેકનાં અન્તર પાછાં કાપશું.
કેટલાં વરસો પછી કાગળ મળ્યો;
ક્યાંક ખૂણામાં બેસીને વાંચશું.
પંખીઓ આવી ગયાં છે આંગણે;
એમને પણ ચણ થોડુંયે નાખશું.
એ ભલે ઓઝલ રહ્યાં છે આંખથી;
ખુદની આંખે જ એને ભાળશું.
એમણે પાલવ પ્રસાર્યા પ્રેમના;
હાથને થોડો અમે ફેલાવશું.

*

દુ:ખ બસ એક વાતનું ઘરમાં હતું;
રે'તું સૌ કોઈ સૌના દરમાં હતું.
દોરડીના આખરે દોરા થયા;
એકતાનું બળ હતું, વળમાં હતું.
દર્દને તેથી જ પમ્પાળ્યા કર્યું;
સુખ સાચું દુ:ખની પળમાં હતું.
કીકીમાં મીરાંએ જડ્યા શ્યામને;
વિશ્વ આખુંયે હળાહળમાં હતું.
ઊજવે છે ઉત્સવો આ શહેર પણ;
ઝૂરતું સૌ કોઈ ભીતરમાં હતું.
જિંદગી આખી અમે શોધી વળ્યાં;
જે હતું તે બસ અઢી અક્ષરમાં હતું.

# અનુવાદ

## પાઝની બે રચનાઓ
**ઑક્તેવિયો પાઝ**

**અનુ. રાધેશ્યામ શર્મા**

### પ્રાચીન ભૂમિદૃશ્ય
*ઊંચે સૂર્ય. મેદાન ઊંઘે છે*
*કશું હાલતું નથી, ચાલતું નથી.*
*ખડકોની વચ્ચે પડઘો જાસૂસી કરે છે.*

### કહેવત
**ઑક્તોવિયો પાઝ**

*શાન્ત ખાબડામાં કીચડ :*
*કાલે શેરીઓમાં*
*ધૂળ.*

## બે આફ્રિકન કાવ્યો
**અનુ. જયન્ત પાઠક**

### ૧. વેદના
*પછી એક વારના*
*શાન્ત ઉપવનમાં વીંઝાવા લાગ્યા વાયરા*
*સિતમગરની છડી પોકારતા*
*હાંફતા સન્દેશવાહકની જેમ*
*ને*
*વૃક્ષની શાખાઓ પરસ્પર કરવા લાગી*
*વ્યથાની વાત.*
*યાદ છે ને પેલો ભયઙ્કર ઝઞ્ઝાવાત ?*
*ભયભીત ફૂલોએ ત્યારે*
*ચરણે ધરી દીધેલા ક્રૂર શાસકને*
*પોતાના ગુચ્છેગુચ્છ;*
*ધૂમકેતુઓ લટકવા લાગેલા*
*તાજમાં તોરણિયાં થઈને;*
*વિનાશક વાવાઝોડામાં*
*ચીખતી ડાળીઓ જેવાં અમે*
*અદીઠ તલવારની બેરહમ ધારથી કપાતાં*
*કરવા લાગેલાં વેદનાભર્યાં કન્દન;*
*અમારાં અઙ્ગો – ટુકડેટુકડા*
*તણાવા લાગેલાં વરસાદના પાણીમાં–*
*પણ*
*અમારું રક્ત – ઘટ્ટ ઘટ્ટ, અમ્મર*
*ચોંટી રહ્યું છે હજી આ દીવાલોને*
*જંગલી વૃક્ષના થડે જેમ ગુંદર*

**ડિપોકો**

### ૨. આફ્રિકા
*આફ્રિકા, મારું આફ્રિકા !*
*સાવાન્નાનાં પુરાણાં મેદાનોના*
*ગર્વીલા યોદ્ધાઓનું આફ્રિકા,*
*દૂરની નદીને કાંઠેથી*
*જેનાં ગીત ગાય છે મારાં દાદીમા, તે આફ્રિકા:*
*આફ્રિકા,*
*તને મેં પૂરું જોયું જાણ્યું નથી, પણ*
*તારું રક્ત વહે છે મારી રગોમાં*
*કાળું કાળું રક્ત, ખેતરોને સીંચતું, ફળદ્રૂપ કરતું,*
*તારા પસીનાનું રક્ત*
*તારી મજૂરીનો પસીનો*
*તારી ગુલામીની મજૂરી*
*તારાં સન્તાનોની ગુલામી–*
*કહે, કહે મારા આફ્રિકા,*
*આ વળી ગયેલી પીઠ તે તારી જ કે ?*
*પીઠ જે અપમાનોના ભારથી તૂટું તૂટું,*
*પીઠ જે લાલ લાલ ઘાન્ઘારાંથી કણસતી,*
*પીઠ જે બપ્પોરના કરડા તડકામાં*
*વીંઝાતા કોરડાઓને લાચારીથી વેઠી રહી છે ?*
*સાંભળું છું જવાબ–*
*એક ઘોરગમ્ભીર અવાજ :*
*આકળો થા મા દીકરા,*
*પેલા વૃક્ષને જો,*
*મ્લાન શ્વેત ફૂલોની વચ્ચે*
*કેવું ઊભું છે એ–તરુણ ને ટટ્ટાર, અદ્‌ભુત ને એકલું !*
*એ છે તારું આફ્રિકા*
*અડગ ધીરજથી વધતું ઉત્તુંગ આકાશ ભણી;*
*એના ફળમાં ધીરે ધીરે ભરાતો જાય છે*
*કડવો રસ સ્વાધીનતાનો–*

**ડેવિડ ડિઓપ**

What Have I To Do With Thee \ Edward Carpenter

*(1844,) Brighton : 1929-Guildford)*

*Weary with restless burden of this world last night I fell*
*Dreaming on my couch, in Nature's bosom, and the dream was well;*
*For with morning I awoke triumphant like a child in glee,*
*Singing, World, I prithee, thll, me, What have I to do with thee ?*

*I who am a child, content if but with wonder and with love,*
*With the quiet Earth beneath me, and the spledid Sun above,*
*To whom laughter comes unbidden in the watches of the night.-*
*Whom a daisy in the meadow fills with ever new delight-*
*World, unquiet world I dwell in, with wearisome gremaces.*
*(Like an old and odious lover, who imporunately paces*
*Ever up and down before me), world of fashion, world of cant,*
*World of philanthropic schemes, committee - meetings, crazes rant,*
*World of void affected duties, world quite dumb of love's decree,*
*O thou solumn prig, tell me, what have I to do with thee ?*

*I whom nature made rejoicing in my meed of strength and skill,*
*Proud of those I love to labor, lingering in sweet air, till*
*Twilight brings the firelit home and faoes, whom she contend free*
*To all her stores, nor stayed to reckon, whom she taught the mystery*
*Of the whole earth inly having with desire hid at the core.*
*Whom she filled with tender grieving - whom she smote with passion sore*
*World of brick walls in perspective, world of avenues and dirt,*
*World of hideous iron railings, stucco and the window squirt,*
*World of pigmy men and women, dressed like monkeys that go by,*
*World of squalid wealth of grinning galvanised society,*
*World of dismal dinner parties, foot-men, intellectual talk,*
*Heavy furnished rooms, gas, sofas, armchairs, girls that cannot walk,*
*Books that are not read, food music novels flung aside,*
*World of everything, and nothing-nothing that will fill the void;*
*World that starts from manual labor, as from that which worse than damns,*

## પડ્યું પનારું કેવું ત્હારી સાથે

અનુ. રાજેન્દ્ર શાહ

(કટાવની ચાલ)

આ દુનિયાના જમ્પહીન બોજાથી થાક્યો ગત રાત્રીએ સૂતો મુજ સોફા પર
સ્વપ્ન જોઉં છું, નિસર્ગના હું અઙ્ક મહીં ને સ્વપ્ન હતું તે સુખકર;
કાં જે, સવાર થાતાં જાગ્યો કોઈ બાળક જેવો હર્ષ અને ઉલ્લાસે,
ટહુકન્તો, હે વિશ્વ, પ્રાર્થું હું ત્હને, કહે મુજ પડ્યું પનારું કેવું ત્હારી સાથે ?

હું બાળક જે તુષ્ટ, પરન્તુ આશ્ચર્યે ઉત્સુક યુક્ત છું ભાવે,
પ્રશાન્ત છે ધરતી નીચે ને શાનદાર છે સૂર્ય ઊંચેરા આભે :
આવે જેને વણબોલાવ્યું હસવું ને તે પ્રહર પ્રહરપર રાત્રીના અન્ધારે,
જેને તૃણની વચ્ચે ધવલ ફૂલને જોઈ આવતી મઝા રોજની નવલી વારેવારે.
જગત, જગત બેચેન મહીં હું વસું, ક્લાન્ત તવ વિકૃત વદન છતાંય.
(કોઈ વૃદ્ધ ને કુત્સિત પ્રેમી જેવું, મ્હારી આગળ પગલાં દુરાગ્રહે તે ભરતું ભરતું જાય.
આમથી તેમ) જગત ફેશનનું, જગત પાખણ્ડી,
જગત કરે જે લોકહિતૈષી કંઈ યોજના, સમિતિસભાઓ, ધૂન-ઉન્માદ-ઉમઙ્ગી,
જગત રહે જે વ્યર્થ કૃતક કર્તવ્યે, જગત જે સ્તમ્ભિત પ્રેમ તણા આદેશે, રે જે થાશે
વિધિવત્ પરોપદેશક તે તું કહે મ્હને, મુજ પડ્યું પનારૂં કેવું ત્હારી સાથે ?

હું જેને હુલસાવી રહેલ સ્વભાવ, અને તે બલ — કૌશલની મ્હારી પ્રતિક્રિયામાં,
ગર્વિત જેને કાજ પ્રેમ-શ્રમ કરું, રહું ચિરકાલ હાવ ને ભાવ ભરેલ હવામાં;
જ્યાંથી સાંજ લઈને આવે ઇન્ધન જે ઊજળા ઘરે અને મુખ સામે
જેને પોતાનો સમ્ભાર દાખવે સકલ અબાધિત રીતે, અને તે રહે નહીં જોવાને
દીધું નિખિલ ધરાતું ગૂઢ તત્ત્વ જેના અન્તરમાં હતી ઊભરતી ગુપ્ત એષણા ત્હેને;
જેને સદય વ્યથાથી દીધ ભરી, આક્રાન્ત કીધ છે કઠોરતમ આવેશે—
જગત ઈંટની ભીંત તણું પરિદૃશ્યે. જગત વૃક્ષવીથી ને ધૂળકીચડનું
જગત ઘૃણિત કંઈ લોહતારની વાડ — ધવલ લેપનું. જાલિકા અને ફુવારા તણું,
જગત વામણાં નરનારીનું; વેશ–નજર સામેથી જતા મર્કટનો;
જગત ભર્યું કુત્સિત સમ્પદનું; સમાજ–દમ્ભી ઉપરછલ્લું હસતાંનો;
જગત નિરાશાજનક સહભોજનનું, સેવકગણનું, બુદ્ધિ-સમજ-ગોષ્ઠીનું,
બહુ બહુ સજાવેલ અવાસ, ગેસ, સોફા, સુખખુરશી, કુમારિકાઓ જે શકે ન ચાલી ત્હેનું.
પુસ્તક વાંચ્યા વગર રહેલાં, ખાદ્ય અને સઙ્ગીત દૂર પટકેલી નવલકથાઓ,

*Keep reality at arm's length, and is dying choked with shams,*
*World, in Art and Church and Science, sick with infidelity,*
*O thou dull old bore, I prithee, what have I to do with thee ?*

*Who is master ? Tell me that didst Thou make me ? or thinkest thou*
*By the bold array thou donnest, by the frowns and puckered brow,*
*To impose that flam upon me ? Nay ! For far too clearly through*
*Thy False life and fancy make-up, through artificial hue*
*Health paints not upon thy cheek, glassy eyes with sunken rims–*
*Staring, and the meaningless spasmodic corps–dance of thy limbs–*
*Right through thy whole being looking into what once was thy heart*
*I behold how hollow lifeless and corrupt a thing thou art.*

*Strange ! yet so it is – hat stronger than a world of granite piled,*
*More than all Wealth and Tradition is the weak sigh of a child.*
*We – the future's dreamers – come, and coming look thee in the face :*
*"World to right–about" we bid thee, "March, – and quickly – into space."*

**દાનપૂર્તિ**

**૧,૦૦,૦૦૦/- સદ્‌ગત હીરા રામનારાયણ પાઠકની**
**મિલકતના વહીવટદારો અને ટ્રસ્ટીઓ તરફથી, મુમ્બઈ**

જગત બહુ જે કંઈ અને કંઈ નહીં, નહીં કંઈ સભર કરે જે શૂન્ય સ્વાન્ત દશાઓ
જગત પ્રવર્તિત થાય શરીર-શ્રમે જે અતીવ બદતર નરકથીયે જાણે
લાંબા હાથ જેટલે દૂર અસલિયત રાખે, ને તે થાય નષ્ટ છલનાએ ગૂંગળામણે:
જગત કલાકૌશલમાં, ગિરજાઘરમાં, શાસ્ત્રહુન્નરમાં વ્યાકુલ ગતશ્રદ્ધા — આઘાતે;
રે તું બાધક જઈફ મુસીબત, પ્રાર્થું, કહે મ્હને તું, પડ્યું પનારું કેવું ત્હારી સાથે ?
કહે, કોણ છે માલિક ? શું ત્હેં ઘડતર મ્હારું કર્યું ? અગર તું હોય શોચતું
ત્હારી ઢીઠ સજાવટ-વ્યૂહે ભવાં તણા સક્રોચે કટાક્ષ કરતું,
મુજ પર છલ-કપટ લાદવા ? નહીં રે... કાં જે ત્હારી ગલત જિન્દગી અને તરઝી અફરાગથી
નકલી ત્હારા વર્ણ (નહીં તે સ્વાસ્થ્ય-ગણ્ડ – સોહાગ) થકી
ને ગયેલ ઊંડી નરી કાચની આંખોથી તું સાવ બરાબર દૂર દૂરનું—
ટીકી ટીકીને જોતું, અર્થ-લયહીન ઊછળતું નૃત્ય કરન્ત કઙ્કાલ અઙ્ગ સકલનું-
ત્હારી અખિલ હયાતીમાંથી ખરે હું એક વખતનું હૃદય નિહાળું ત્હારું :
કેવું પ્રાણહીન પોકળ બગડેલી આજે ઘટનાવાળું.

કશું વિલક્ષણ ! છતાંય એમ જ ગ્રેનાઇટના થર થર પરની દુનિયાથીયે અધિક પ્રબલનું,
બધીય સમ્પદ-પરમ્પરાથી અધિક એક બાળકનું દુર્બલ રડવું.
અમે-ભાવિના સ્વપ્નશીલ — આવેલ, આવતાં લહીએ તવ મુખ-ભાલે,
"જગત હવે લે પૂર્ણ પલટ" આદેશ અમારો, "કર અભિયાન, અને તે શીઘ્ર દિગન્તરાલે."

'કવિલોક'ના નવા આજીવન સભ્ય

રમણિક સોમેશ્વર — નવા અંજાર ભૂજ

કવિલોક વર્ષ ૧૯૯૭ના ઉત્તમ આસ્વાદ લેખ માટે
શ્રીમતી ભાવનાબહેન મુકુંદરાય દેસાઈ પુરસ્કાર
શ્રી રાધેશ્યામ શર્માને

નિર્ણાયકો :
શ્રી ગુલાબદાસ બ્રોકર અને ડૉ. યશવન્ત ત્રિવેદી

આસ્વાદ લેખકને અભિનંદન નિર્ણાયકોનો આભાર

### મ્હારું ગામ-ઘર

રાજેન્દ્ર શાહ

*કિલ્લોલ મ્હારું ગામ*
*નદી-કિનારે આવેલું*
*એ સુન્દર તીરથધામ.*

*ચાર બાજુ દરવાજા એને*
*વચ્ચે મ્હોટો ચોક;*
*બજાર એને અડતા રસ્તે*
*આવે ત્યાં બહુ લોક.*

*લારી, ઘોડાગાડી આવે,*
*આવે ધસતી રિક્ષા;*
*પગે ચાલનારાની માંહીં*
*કોઈ માગતું ભિક્ષા.*

*ઉત્તરમાં અમ્બાજી, પર્વે*
*કૃષ્ણ અને બળદેવ;*
*પશ્ચિમમાં છે મસ્જિદ*
*દક્ષિણ દિશા મહીં મહાદેવ.*

*પોળ અમારી 'અમર' નામની,*
*સોળ અને બે ઘર;*
*આવો મ્હારે ગેહ,*
*કરીશું હેત, હોંશ, આદર.*

### મ્હારું નામ

હર્ષદ ચંદારાણા

મ્હારું નામ આમ તો વિપાશા, પણ મમ્મી કહે છે ઝરણું,
દોડાદોડી કર્યા કરું તો પપ્પા કહે છે હરણું.
ખિલખિલખિલખિલ હસ્યા કરું તો કાકા કહે ખિસકોલી,
નવાં-નવાં જો કપડાં પહેરું, મામા કહે રંગોલી.
વાત કરું જ્યાં ઝાઝી ત્યાં તો માસી કહેતી કાબર,
ઝઘડો કરું છું ખોટો તો પણ ભાઈ કહેતો બન્દર.
લાદી પર હું આળોટું તો દાદી કહે માછલડી,
ગીતો ગાતી ફર્યા કરું તો દાદા કહે કોયલડી.

### જેટલી વસ્તુ ગોળ...

મનહર જાની

જેટલી વસ્તુ ગોળ એટલી બધી મને બહુ ગમે !
દરિયો-ધરતી-ઝાડ-પાન-ફળ-ફૂલ-ગગન-મેદાન–
તળાવ-પર્વત-ઊડતાં પક્ષી-પતંગિયાં-વિમાન–
મન્દિર ને મસ્જિદના ઘુમ્મટ –દેખી મસ્તક નમે !
જેટલી વસ્તુ ગોળ...

રંગબેરંગી ફુગ્ગા વચ્ચે છત્રી ઓઢી નાચું,
લખોટીએ રમવાનું મળે તો ચોપડીઓ ના વાંચું;
દડા-ભમરડા-ચક્કર વચ્ચે મન મારું બસ ભમે !
જેટલી વસ્તુ ગોળ...

શીંગ-ચણા ને ચીકુ-જાંબુ-બોર મને તો ભાવે,
ગોળ ગોળ થાળીમાં લાડુ મમ્મી રોજ જમાડે;
ગોળ આભમાં ચાંદો-સૂરજ સન્તાકૂકડી રમે !
જેટલી વસ્તુ ગોળ...

## ચબૂતરો

દિલીપ જોશી

કાબર આવે, હોલાં આવે,
કબૂતર આવે મોર ઢેલ;
ચબૂતરો તો ચબૂતરો જ્યાં
પક્ષી કરતા ગેલગ્નેલ...

ચોરે–ચોકે માણસ મળતા
પક્ષીડાં એમ ચબૂતરે;
મન ફાવે ત્યાં ઊડી શકે
ને મન ફાવે ત્યાં ઊતરે...

જોતાવેંત ગમે છે સહુને
રાત-દિવસ પક્ષીના ખેલ...

ચીંચીં ટેહૂંક કૂંહૂક વચ્ચે
ઘૂઘૂઘૂનો શોર થતો;
ચણ નાંખતો ચિન્તન આખો
પક્ષીથી ઢક્કાઈ જતો;
સમ્પ કરીને નાચે-સાથે
કેવો રૂડો તાલમેલ !...

પક્ષીડાંનો મેળો અહીંયાં
રોજ ભરાતો રહેશે,
કૃપલ-રૂપલ, સોનુ-મોનુ,
"દે તાલ્લી દે" કહેશે.

આંખ ધરાઈ શકે કદી ના
પક્ષીડાંનો જોઈ મ્હેલ !

## વરસાદ આવ્યો છે

નીતા રામૈયા

જવા દે, યાર, આજ ગોટીથી રમવાનું;
વરસાદ આવ્યો છે, હવે પાણીથી રમવાનું.

આભનું ભૈ પાણી છે, પાણીનું ઘર છે;
પાણીના રસ્તે જૈ, બસ, પાણીથી રમવાનું.

છત્રીના ગામમાં શું જામ્યું છત્રીનું રાજ છે;
રાજા, ગુલામ, યાર, રાણીથી રમવાનું.

ભીની ભૂગોળ, થયો હવે ભીનો ઇતિહાસ છે;
ભીના કાગળની, ચાલ, નાવડીથી રમવાનું.

આંખમાં, દિમાગમાં એક પાણીનો નશો છે;
પાણીના શહેરમાં, યાર, પાણીથી રમવાનું.

કોરા રહેવાનું પાપ આ પાણીથી ધોવું છે;
પાણીના દિવસો છે, હેં ને, પાણીથી રમવાનું.

## પત્થર

માણેકલાલ પટેલ

પત્થર પત્થર
મૂર્તિ–શિલ્પમાં
પ્રભુને ધરતો,
પૂજને પવિત્ર બનતો
પત્થર પત્થર
ઘોર ગુફાની માંહી વસતો;
પત્થર પત્થર
મઢી મહેલો બનતો !

પત્થર પત્થર
કસી ધાતુ પરખતો
પત્થર પત્થર
તણખા-કારણ બનતો.
પત્થર પત્થર
નવ શણગારે હસતો,
પત્થર પત્થર
શિશુની પાટી બનતો '

## હમ્પીનાં ખણ્ડેરોમાં

*ઊગી પોષી પૂનમ તરુનાં ઝુણ્ડ પૂંઠેથી ધીરે,*
*એ આલોકે શિશિર સહસા ચોંકી ઊઠ્યા શી જાગી.*
*વાયો ધીમે રહી સૂસવતો ભ્રાન્ત જેવો સમીરે,*
*ઘૂમી રહેતો અહીંથી તહીં તે સૂનકારે અભાગી.*
*પેલું પમ્પા સરવર અને અદ્રિ આ માલ્યવાન;*
*ધારે ફીકી સરલ સુષમા તુઙ્ગભદ્રા-તટો આ,*
*ચોપાસે શા ટુકટુક બન્યા જીર્ણ સામ્રાજ્ય પ્રાણ;*
*વચ્ચે, માર્ગે અટકી ખટકી મન્દ ટપ્પો જતો આ.*

*વૃક્ષો ટોચે વિધુ ઝબકતો; શ્રી હસી ત્યાં વનોની.*
*આ ખણ્ડેરો વિજિતજનના મ્હેલને મન્દિરોનાં.*
*આ તૂટેલી વિતત કબરો તે વિજેતા જનોની.*
*ઢોળી બન્ને ઉપર રસ પૂર્ણેન્દુ સૌન્દર્ય કેરો*
*આકાશેથી મૃદુલ મલકે. જોઈને કાળ-ફેરો*
*ટપ્પો વેગે પુરપ્રતિ ધપે તે સૂનાં ખેતરોમાં.*

**ઉમાશંકર જોશી**

આપણી ભાષામાં રચાયલાં સુન્દર સૉનેટોમાંનું આ એક અહીં કવિ જે વિસ્તાર અને ખણ્ડેરોમાંથી પસાર થયા તેનું માત્ર વર્ણન નહીં, પણ એ પ્રવાસની ક્ષણોમાં કવિને જે વિલક્ષણ અનુભૂતિ થઈ અને ચિત્તચમત્કાર લાધ્યો તેનું કાવ્યરૂપ છે.

કાવ્યની મનોહારિતાનું મુખ્ય કારણ તેમાં વ્યાપ્ત એક પ્રકારનું રહસ્યમય (mystic) અનુભૂતિનું તત્ત્વ છે. સૉનેટના અષ્ટપઙ્ક્તિ બદ્ધ પૂર્વાર્ધમાં સહસા ચોંકી ઊઠતી શિશિર અહીં તહીં સૂનકારે ઘૂમી રહેલો ભ્રાન્ત જેવો સમીર, તરુના ઝુણ્ડ પૂંઠેથી ઊગતી હોવાથી પૂનમચાંદની દ્વારા રચાતું તેજછાયાવાળું વાતાવરણ અને ફીકી સુષમામાં વરતાતા જીર્ણ સામ્રાજ્યના અવશેષો – આ બધી વિગતો સ્થળવર્ણનને ધૂંધળાપણાથી ઊભી થતી રહસ્યમય અસ્પષ્ટતાથી આવરી લે છે. કવિ સામ્રાજ્યના અવશેષોને બદલે 'જીર્ણસામ્રાજ્ય પ્રાણ' એવો પ્રયોગ કરે છે તે પણ આ દૃષ્ટિએ સૂચક છે. કવિનો આ રહસ્યમય (mystic) અનુભવ છે. અને આવો અનુભવ થોડીક ક્ષણોનો જ સહસા જાગી ઊઠતો કશોક અ-વાસ્તવિક, અ-લૌકિક 'અહેસાસ' હોય છે !

પરન્તુ સ્હેજ સ્પર્શ, કંઈક ધ્વને, જરાક તેજઝબકાર અને આ અનુભવ અલૌકિક તત્ત્વોની જેમ ગાયબ થઈ જતો હોય છે અલબત્ત જાગ્રત ચિત્ત જેની ચર્વણા કર્યા કરે એવી કશીક ઉપલબ્ધ આપીને અહીં પણ ચન્દ્ર વૃક્ષ પૂંઠેથી બહાર આવતાં, પૂર્ણ ચન્દ્રોદય થતાં અજવાળું થતાં જ પેલી ધૂંધળાપણામાંથી પ્રગટતી રહસ્યમયતા ઊડી જાય છે. સૉનેટના મધ્યમાં આ વળાંક આવે છે અને ઉત્તરાર્ધના ષટ્કમાં જાગ્રતિ થતાં, ચિત્તને જે 'દર્શન' લાધ્યું તેનું નિરૂપણ છે. અહીં, ક્ષણમાત્રમાં કવિને થયેલી રહસ્યમય અનુભૂતિથી પ્રાપ્ત ઉપલબ્ધિ વિજીત અને વિજેતાઓને એક મૃત્યુશૈયામાં સાથે સુવાડી દેતા, મહેલ, મન્દિરો ને કબરોને, બલકે મહાસામ્રાજ્યને તૂટેલા પથ્થરો બનાવી વિખેરી દેતા કાલતત્ત્વનો સાક્ષાત્કાર કાવ્યોદ્ગાર બનીને વ્યક્ત થાય છે. ટપ્પો અને ચન્દ્ર બનેના પુનર્નિર્દેશો જાણે એ બન્નેનું પ્રતીકોમાં રૂપાંતર કરી દે છે હવે ચન્દ્ર પૂર્ણેન્દુ રૂપે ઝબકે છે. 'મૃદુલ મલકે છે' એ સૌન્દર્યનો રસ ઢોળતો સૃષ્ટિને સૌન્દર્યમય કરી દે છે, અને આનંદપુલકિત ટપ્પો પણ 'અટકી ખટકી' મન્દ ગતિથી ન ચાલતાં ધપે છે ! હવે જાણે એ માત્ર હમ્પીનાં ખણ્ડેરો વચ્ચેથી જતો માત્ર સામાન્ય ટપ્પો નથી રહેતો !

નાનકડા ચૌદ લીટીના કાવ્યમાંથી પસાર થતાં ભાવકને કવિ કેવી વિલક્ષણ અને ગતિશીલ અનુભૂતિ કરાવે છે !

**એ કવિને તેમની જન્મ તિથિ ૨૧જૂન નિમિત્તે સ્મૃતિવંદના**

–સંપાદક

# મુક્તક-પ્રભા

## બાલ-કવિ

### હરિવલ્લભ ભાયાણી

કાવ્યનાં એકડાબારાખડી હજી પૂરાં ન શીખ્યો હોય અને જે કવિતા કરવા માંડે તે બાલકવિ. પ્રત્યેક દેશકાળમાં સાચા કવિઓ કરતાં કાચા કવિઓ, બાલકવિઓની ભરમાર હોય છે. 'દમયન્તી-કથા'નો કવિ આવા બાલકવિનું કટાક્ષચિત્ર, બાળકને અને કવિને, બન્ને લાગુ પડે તેવા શબ્દો યોજીને — એટલે કે શ્લેષ અલઙ્કારનો ઉપયોગ કરીને — દોરે છે. 'પદન્યાસ' એટલે પગલાં ભરવાં, અથવા (સાર્થક) પદો યોજવાં. 'જનનીરાગ' એટલે (૧) માતાનો પ્રેમ', અથવા તો (૨) લોકોની અવગણના ('જન+નીરાગ',) સભંગ શ્લેષ. મૂળ મુક્તક અને તેનો અનુવાદ હું નીચે આપું છું :

*अप्रगल्भा: पद-न्यासे जननीराग-हेतव: ।*
*सन्त्येके वहुलालापा कवयो वालका इव ॥*

*"પદન્યાસ"માં ડગમાતા, ને બહુ બહુ લવરી કરતા,*
*'જનની રાગ'નું કારણ બનતા અઢળક બાલકવિ બાળકશા"*

થોડાંક પગલાં ભરે, ડગમગે, પડે ને વળી ઊભું થઈને ચાલે (દલપતરામનું 'ટગમગ પગ ટકતો નહીં'), અને કાલું કાલું બોલ્યા જ કરે તેથી માતાને બાળક ઘણું વહાલું લાગે. અણઘડ કવિની રચનાઓમાં અર્થસભર શબ્દોનું કે ગોઠવણી (છન્દ આદિ)નું કશું ઠેકાણું નહીં, પણ થોકબન્ધ લખ્યે રાખે, અને તેથી તે રસિકોની અરુચિ નોતરે.

❑

## કવિ-જન્મદિન : અભિનન્દન

| | |
|---|---|
| જગદીશ ધનેશ્વર ભટ્ટ | ૨-૫-૧૯૩૭ |
| ગુલામ અબ્બાસ 'અબ્બાસ' | ૧૫-૫-૧૯૪૯ |
| ફારૂક શાહ | ૨૪-૫-૧૯૬૮ |
| ઉષા ઉપાધ્યાય | ૭-૬-૧૯૫૬ |
| પુષ્પા પારેખ | ૧૨-૬-૧૯૪૯ |
| પ્રબોધ પરીખ | ૧૬-૬-૧૯૪૫ |
| મુકબિલ કુરૈશી | ૨૪-૬-૧૯૨૫ |

આ વિભાગ માટે પોતાની તેમ જ પોતાના મિત્રોની જન્મતારીખ મોકલવા કવિમિત્રોને વિનન્તિ છે.

# આસ્વાદ

કુલીનચન્દ્ર યાજ્ઞિક

*સુન્દર શિવ મઙ્ગલ ગુણ ગાઉં ઈશ્વરા !*
*વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા !... સુન્દર.*

*મધુર કુસુમ વિષે રમે ગન્ધ સુન્દરા,*
*કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા*
*મૃદુલ કણ્ઠ કોકિલરવ શ્રવણસુખકરા*
*સહુમાં વસતી, હસતી,*
*પ્રતિફલિતા, શી લલિતા, સુન્દરતા*
*તુજ જગદ્ધરા !... સુન્દર.*

*વિપ્રલમ્ભી વિષયમોહિની મધુસ્વરા*
*દિવ્યધામ પન્થ જતાં આવી વિષધરા,*
*વિપથ દોરવા મથે, અહો દયાકરા !*
*ક્ષણ તે હૃદયે બળ દે*
*કર ધરી આ, પરિહરવા મધુરરવા*
*મોહની સુરા.... સુન્દર.*

*વિમલ સાધુહૃદય વિષે વિપદજલધરા,*
*વ્યાપી દમે સત્યદૃષ્ટિ ઘનતિમિરકરા,*
*તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા*
*કરુણા ધરીને, ફરીને*
*હરી તમને સદય મને મન ગગને*
*શાન્તિ દે સ્થિરા... સુન્દર.*

**નરસિંહરાવ દિવેટિયા.**

**શાન્તિપ્રાર્થના**

ઘણી વાર ચિત્તની શાંત ક્ષણોમાં પિતાજીના પ્રૌઢ ગમ્ભીર કણ્ઠથી ગવાતું આ પદ વારમ્વાર ગુઞ્જ્યા કરે છે – 'સુન્દર... શિવ-મઙ્ગલ.' વિશિષ્ટ ઢાળ, શાન્તિ પ્રસરાવતો લય, અને 'શ્રવણસુખકરા' પદાવલિ ! આજે દાયકાઓ પછી પણ, કેવળ એ શ્રવણસ્મૃતિથી પણ 'મનગગને' શાન્તિપ્રસરી રહે છે.

આ કાવ્ય ચિરસ્મૃતિ બની ગયું છે તેનું પહેલું કારણ તો કદાચ એની શ્રવણસુખકરતા જ હશે. નાની વયમાં એના સઙ્ગીતતત્ત્વ અને વર્ણમાધુર્યે જ બાલમાનસને વશ કરી લીધું હશે. કાવ્ય અને સઙ્ગીતનું ઉચિત સંયોજન કાવ્યના ભાવને શબ્દાર્થની સૂઝ પડે તે પહેલાંય હૃદયગત કરી દે છે અને ચિરસ્થાયી પણ બનાવી શકે છે. તેથી જ નરસિંહ-મીરાં-દયારામનાં કેટલાંક પદોની જેમ આ કાવ્ય ચિત્તમાં વસી ગયું હશે ! એનું ગુઞ્જન ગમતું. આજેય ગમે છે અને ભાવાનુભવમાં લીન કરી દે છે — શબ્દાર્થની સમજ તો તે પછી આવે છે. આજે હવે કંઈક જાગ્રત્ બુદ્ધિથી આ કૃતિને તપાસીએ ત્યારે જે કંઈ અર્થની સૂઝ પ્રગટે છે તે પણ પેલા શ્રવણથી પ્રાપ્ત ભાવબોધને સમર્થિત કરે છે.

સૌપ્રથમ કૃતિના શ્રવણમાધુર્યને લક્ષમાં લેતાં જણાય છે કે સંસ્કૃતમય જણાતી પદાવલિ નથી ભારેખમ, નથી અઘરી. 'મુદપ્રદા' કે 'વિપ્રલમ્ભી' જેવા શબ્દો એવા અઘરા નથી કે આવી શિષ્ટ રચનાનો આસ્વાદ કરનાર માટે દુર્બોધ નીવડે. 'ભવભયહારક', 'શ્રવણસુખકરા', 'વિપદજલધરા' વ. જેવા સમાસો બાનીને શિષ્ટ-કદાચ પ્રશિષ્ટ બનાવે છે, પણ અર્થદૃષ્ટિએ તે સરળ છે. જોકે વિપદજલધરામાં જેટલી સરળતાથી 'વિપત્તિઓનાં વાદળ'નો અર્થ પ્રતીત થાય તેટલી જ સરળતાથી કદાચ કોઈને 'જ્ઞાનરવિકરા' – જ્ઞાનસૂર્યનાં કિરણો – એમ સમજતાં સહેજ થોભવુંય પડે, અને 'હરી તમને'માં 'તમને'ના પરિચિતાર્થ ('તમે'ની ચોથી વિભક્તિ)ને વેગળો કરીને 'તમ'ને-અન્ધકારને એમ ગોઠવવું પડે, પણ તેથી પણ કાવ્યના આસ્વાદનમાં વિક્ષેપ પડતો નથી ! વર્ણમાધુર્ય અને લયના વહનમાં ભાવની અનુભૂતિ સતત જળવાય છે.

કાવ્યની પદાવલિ, આમ, એના વર્ણમાધુર્યથી જ ચિત્તને ભાવમયતામાં લીન કરી દે છે. આમાં જેમ કવિએ ખૂબ શ્રવણસૂઝથી પ્રયોજેલા મૃદુ વર્ણોના ઉચ્ચારો તથા 'કૌમુદીમુદપ્રદા' જેવી વર્ણસગાઈઓ અને પ્રાસ (મુદપ્રદા ઉષા મનોહરા'માં આકારાન્તનું સઙ્ગીત પણ નોંધવા જેવું) સહાયભૂત છે. તેમાં 'વસતી, હસતી', 'પ્રતિફલિતા, શી લલિતા સુન્દરતા', 'કરધરી આ, પરિહરવા, મધુરરવા', તથા તમને, 'સદય મને, મન ગગને' જેવી મધુર શબ્દાવલિઓ શ્રુતિમાધુર્યને અધિક બહલાવે છે.

ઈશ્વરા, મહેશ્વરા, જગદ્ધરા, દયાકરા–એ આ-કારાન્ત સંબોધનોમાં (જેમ ઢાળમાં તેમ) મરાઠી છાયા સ્પષ્ટ છે, પણ તે આર્જવની અભિવ્યક્તિને વધુ અનુકૂળ નીવડે છે અને તેનાથી પ્રેરિત પ્રત્યેક પઙ્ક્તિના 'રા' કારાન્ત ઉચ્ચારણથી ચમકતું પ્રાસસંગીત સમગ્ર કૃતિની મનોહરતામાં પુષ્ટિ કરે છે. પરન્તુ, મહત્ત્વની વાત તો એ છે કે આ કૃતિ માત્ર તેની સઙ્ગીતમયતા અને શ્રુતિમાધુર્યને કારણે જ મનોહારી નથી બનતી. એ શબ્દસઙ્ગીત કેવળ કર્ણપ્રિયતાને પોષક એવી રમત નથી. આ શ્રવણસુભગતા સાર્થક છે, કારણ કે તે કાવ્યભાવને બહલાવે છે.

શબ્દગુઞ્જન અને લયડોલનમાંથી, કાવ્યપઠન-વિશેષત: પુન:પઠન–ની સાથે સાથે શબ્દો જેમ જેમ ઉપર તરી આવી ચિત્તમાં રમવા માંડે છે તેમ તેમાંથી જન્મતો અર્થબોધ અને ભાવબોધ ચિત્તને ભરી દેતો અનુભવાય છે. કવિ સ્તુતિથી આરમ્ભ કરી કડીએ કડીએ આપણને એક પછી એક ભૂમિકામાં લઈ જાય છે અને એમ 'ગુણગાન'થી આરમ્ભ થઈ 'સ્થિર શાન્તિ' પરિણમે છે. પહેલી કડીમાં કુસુમગન્ધ, કૌમુદી-ઉષા (દૃશ્ય તત્ત્વો) અને કોકિલરવથી ત્રણે ઇન્દ્રિયો દ્વારા સૌન્દર્યની અનુભૂતિનો નિર્દેશ કર્યો છે. પ્રકૃતિનાં એ સૌ તત્ત્વોમાં વસતી અને હસતી લલિતા સુન્દરતા ઇન્દ્રિયોથી અનુભવાય છે તેમાં પણ કવિ 'તુજ જગદ્ધરા' કહીને 'મહેશ્વરા'ના જ સૌન્દર્યરૂપ પ્રતિફલનને વર્ણવે છે.

સમગ્ર પ્રાર્થનામાં કવિ સત્ય, શિવ અને સુન્દર એવા મહેશ્વરનાં દર્શન એની વિભૂતિઓમાં કરે છે. 'સુન્દર શિવ મઙ્ગલ' એ ઉપાડમાં જ એ સ્પષ્ટ છે. ભગવદ્ગીતામાં વ્યક્ત થયું છે એ જે કાંઈ વિભૂતિમત્ છે સત્ય, શ્રીમદ્ અને ઊર્જિત – તેમાં એ 'મહેશ્વરા'નો જ આવિર્ભાવ છે. તેને પામવાને તો માણસે માત્ર પોતાની આસપાસ વિસ્તરેલી એ વિભૂતિઓનો, દૃષ્ટિ કેળવીને સાક્ષાત્કાર જ કરવાનો છે. સુન્દર પુષ્પોની મધુર સુગન્ધમાં, મનોહર ચાંદની અને ઉષામાં, કોયલના મધમીઠા ટહુકામાં – ભૌતિક જગતમાંના આ બધા નિર્મળ વ્યાપારોમાં એ 'જગદ્ધરા'ની નિતાન્ત સુન્દરતાના અનુભવ દ્વારા જે દિવ્ય આનન્દની પ્રાપ્તિ થાય છે તેમાં ઈશ્વરના સત્ય અને સત્ત્વનો આનન્દસ્વરૂપ સાક્ષાત્કાર છે.

નરસિંહરાવ કવિ છે. અને કવિ સૌન્દર્યરૂપ સત્યનો સાક્ષાત્કાર કરે તે સ્વાભાવિક છે. આ ગીતનો ઉપાડ સ્તુતિનો છે. સ્તુતિ એટલે ગુણગાન. પણ એ સ્તુતિ આવા સાક્ષાત્કારથી પ્રેરિત છે. તે કેવળ અનેક વખત ગવાઈ ગયેલા ગુણોનું રટણ નથી, પણ સૌન્દર્ય દર્શનમાંથી ઉદ્ભવેલો ઉદ્ગાર છે.

હજી આ પહેલી જ ભૂમિકા છે.

પછીની કડીઓમાં એ પછીની ભૂમિકાઓ વ્યક્ત થયેલી છે. કવિ કવિ છે તેમ સાધક પણ છે – ઊર્ધ્વમાર્ગનો પ્રવાસી છે. દિવ્યધામ પહોંચવાની તેની અભીપ્સા છે. અને એ પથ તો 'દુર્ગં પથસ્તત્ કવયો વદન્તિ' !

એમાં પહેલું પગલું સાધવાનું છે પવિત્રતાનું. શિવતત્ત્વની આરાધના પવિત્રતા માટે છે. દૈવી ગુણો દ્વારા જ દેવને ભજવા જોઈએ. દિવ્યધામ જવાના માર્ગમાં જે અનેક પ્રલોભનો 'વિક્ષેપો – 'માયા'ની 'વિપથ દોરવા' મથતી જે 'મધુરસ્વરા' 'વિષયમોહિની'

'સુગન્ધીની જ વિહ્‌વળતા હશે એ,
કળીનું ફૂલ થઈ ઊઘડી જવાનું.' (પૃ. ૯)

એવી વિહ્‌વળતા, અને —

'આચમન જેટલીયે ત્રેવડ ક્યાં,
હોય જ્યાં આખી હથેલી કાણી' (પૃ. ૨૨)

એવો ખાલીપાનો ઉદ્‌ગાર કર્યા પછી પણ કવિ દર્દની દાસ્તાં આંસુમાં ઓગાળીને નથી લખતો. એ તો માગે છે કે :

'દર્દ એવું અજરઅમર દેજો' (પૃ. ૧૧૮)

એટલે જ એ કહી શકે છે :

હુંય શાણો છું, હુંય છું પાગલ (પૃ. ૯૧)

આવો શાણો-પાગલ જ છેવટે સ્થિતિએ પહોંચી શકે જ્યારે એ કહી શકે–

'મીર', સૂતા છીએ ચિતા ઉપર,
માથે ચાંપે કે અંગૂઠે ચાંપે ! (પૃ. ૦૪)

અનેક વ્યથાઓ - વેદનાઓ ગાનાર આમ કેમ બોલી શકે ? એમને જ પૂછીએ તો કહેશે–

'વ્યથા અસલમાં એ મારી વ્યથા હતી જ નહીં !' (પૃ. ૮૪)

આ જ છે રહસ્ય કવિતાનું ! એમાં વ્યક્ત જે વ્યથાઓ તે કવિની જ છતાં કવિની નથી હોતી નથી રહેતી ! 'વ્યથા' — સમ્વેદના તો જોઈએ જ કવિતા નીપજવા માટે. પણ સમ્વેદનાનું કોઈ એક જ રૂપ નથી હોતું. કવિ વિવિધ સમ્વેદનાઓ અનુભવે છે અને ઉદ્‌ગારે છે. ક્યારેક :

'થાય છે કેટલાં રહસ્યો હસ્તગત,
ત્યારે આ દરવેશ કૈં મલકાય છે.' (પૃ. ૧૦)

તો ક્યારેક—

'મળે ઝુલ્ફોની છાયામાં વિસામો,
છી બીજું બધું ભૂલી જવાનું.' (પૃ. ૯)

મ કહે છે. વળી, એવું પણ યાદ કરે છે કે

'એની પાસે મ્હેકતો કમખો હતો,
ક્યાંક છાતીમાં છૂપો ટહુકો હતો, (પૃ. ૬૮)

અને કેવા મિજાજથી ગાય છે કે :

'થોર સઘળા ગુલાબ થૈ બેઠા,
મોર કમખે ભર્યો મઝેતરનો.' (પૃ. ૭૬)

આવાં સમ્વેદનો તો જલલહરીઓની જેમ આવે ને જાય. કવિનો સ્થાયી ભાવ તો છે વેદનાનો–વ્યથાનો –વિષાદનો. ગાયકના બધા જ રાગના આલાપો કે તાનો પાછળ સતત ગુઞ્જતા તમ્બૂરની જેમ આ આખા સઙ્ગ્રહમાં જે ગુઞ્જ સંભળાયા કરે છે તે વેદનાની. ક્યાંક સ્મૃતિ, ક્યાંક વિરહ, ક્યાંક બળાપો, ક્યાંક ખાલીપો, ક્યાંક નિરાશા – એવાં વિવિધ નિમિત્તે વેદના વ્યક્ત થાય છે. કવિ પોતે જ કહે છે ને :

'પ્રસન્ગો આમ તો સુખના ઘણા આવ્યા'તા જીવનમાં,
મને એકેયમાં આનન્દ ના આવ્યો વ્યથા જેવો !' (પૃ. ૫૯)

એટલે કે 'આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે' કહેનાર કવિની જેમ આ 'મીર' પણ કહે છે—

'દર્દ છે એટલે ગઝલ છે 'મીર.' (પૃ. ૧૧૮)

સ્વાભાવિક છે કે 'અધખૂલાં દ્વાર'માં ગમે તે ખૂણે નજર નાખો તો વેદના ઊભરતી જણાય. અન્ય ભાવો તો રણમાં કોઈ દુર્લભ રણદ્વીપ જેવા ને તેમાંય ઘણી વાર તો ઝાંઝવાં જ હોય ! આવું કથન સૂઝે છે તે કદાચ આ સઙ્ગ્રહમાં વારમ્વાર આવતા ઝાંઝવાં અને રણના –-ઉલ્લેખોને કારણેય હોય !

'ભરમ રાખી લઉં હું **ઝાંઝવાનો,**
કરી દેખાવ ને પલળી જવાનું.' (પૃ. ૯)

'**મરીચિકા** તો ફકતઅવતરણ રૂપે ટાંકું.' (પૃ. ૧૧)

'ઉદાહરણ રૂપે ટાંકું છું **ઝાંઝવાં** તેથી. (પૃ. ૨૧)

'અને આ **ઝાંઝવાં** છળનાં નથી, બીના શું છે ?' (પૃ. ૨૩)

'**ઝાંઝવાં** બસ **ઝાંઝવાં**નો ચોતરફ વિસ્તાર પણ.' (પૃ. ૧૦૫)

તથા

'હવે મળવાની ઇચ્છા થાય તો **રેતીમાં** ઘર કરજો.' (પૃ. ૨૦)

*'**રણમાં** નિર્લેપ એક ખજૂરી છે.' (પૃ. ૩૩)*

*'અને હાથ **રણ** છે, કશું તો કહો.' (પૃ. ૩૫)*

*જોતજોતામાં બધે આંખોમાં રણ ઊગી ગયાં. (પૃ. ૧૦૫)*

*'અફાટ **રણમાં** ઉડાડી ગયો પવન ક્યાંયે' (પૃ. ૪૬)*

હજી બીજાં ઉદાહરણો મળે. પણ આટલાં પૂરતાં છે કવિના ચિત્તની ભૂમિકામાં પડેલા સ્થાયી ભાવને ઓળખવા. કવિચિત્તના ભાવો પોતાનું પ્રતિરૂપ શોધી લે છે એટલે જે સતત ઘેરાતો ભાવ હોય તેનાં આવાં પ્રતિરૂપો વિવિધ સન્દર્ભોમાં ઊપસી વારમ્વાર આવતાં હોય છે. ઝાંઝવાં અને રણ સિવાય પણ ઝાકળ, પડછાયા, અન્ધકાર, તરઙ્ગો, અરીસા વ. ભ્રાન્તિ અને ભઙ્ગુરતાને વ્યક્ત કરતાં પ્રતિરૂપો આ કાવ્યોમાં મળ્યા કરે છે. વેદનાની વાત કરવામાં, વિષાદનો ભાવ વ્યક્ત કરવામાં સવાર કરતાં સાંજ વધુ અનુકૂળ લાગે તે સ્વાભાવિક છે. એટલે—

*'ઉદાસી **સાંજના** ટોળે વળી છે.'*

કે

*'હજી યે **તેજ-છાયા** સંચરે છે,*
*હજીયે કાળા પડછાયા ફરે છે.' (પૃ. ૧૫)*

એવું ગાવાનું અથવા

*'કથા મીર એક મેઘલી **સાંજની**' (પૃ. ૬૭)*

કહેવાનું કવિને ફાવી જાય છે.

એવું નથી કે કવિ સતત વિષાદમાં ડૂબેલા રહે છે.

*'રાતનો આ ખુમાર આંખોમાં*
*સપનાં શોધે છે બારી ખોલીને' (પૃ. ૮૧)*

*'શ્વેત ઓસબિન્દુથી ગ્રથિત વૃક્ષ પાંદડાં,*
*ધવલ ધવલ પહાડ ને ધવલ ધવલ આ વાદળાં.' (પૃ. ૫૫)*

જેવી કે મીરાંની યાદ આવી જાય એવી (ને વળી હિંદીમાં રચાયલી !)

*'રિમ ઝિમ રિમ ઝિમ બદરા બરસે બિજુરી ચમકે.*
*પિયુ પિયુ બોલ પપીહા કે સુન લગની લગી.'*

જેવી મનોહર પઙ્ક્તિઓમાં મળી તો જાય છે જ, અને વિષાદ પણ કવિનો અઙ્ગત વિલાપ ન રહેતાં કવિતા બની જાય છે, એટલે જ—

*'પાસે રહી નહીં કોઈ ખેરાત પ્યારની,*
*પાલવનાં આંસુ સેંકડો મોતી ભરી ગયાં.' (પૃ. ૧૦૬)*

માં આંસુ પણ મોતી બની જાય છે. એમ ન થાત તો કવિકથનો માત્ર નિજી વલોપાત અને મૉર્બિડ થઈ જાત ! એવું નથી થતું તેથી જ કવિનો વિષાદરસ પણ વાગોળવા જેવો આસ્વાદ્ય લાગે છે.

એથીય વિશેષ મઝાની વાત તો એ છે કે આગળ કહેવાઈ ગયું છે તેમ કવિ વેદનાની વાત કરતાં કરતાં બીજી ભૂમિકામાં પ્રવેશી જાય છે.

*'અપાર શ્રદ્ધાથી માથું ઝુકાવી બેઠો છે.*
*રડી રહ્યો છે તમારો ગુલામ, ચૂપ રહેજો' (પૃ. ૩૯)*

માં વાત માત્ર 'રડી રહ્યો છે' માં જ સમાપ્ત નથી થઈ જતી, પેલા ઝૂકેલા માથામાંની અપાર શ્રદ્ધા ભૂમિકા બદલી નાખે છે. 'ચૂપચાપ ઘરના ખૂણામાં' એ બેઠો છે તે નિરાશાથી નહીં, પણ 'નથી જ મારે હવે કોઈ કામ' તેથી ! આ સ્થિતિ જુદી છે. આવું ત્યારે જ બને જ્યારે કવિને 'કદાચ આવી ગયો મુકામ' એવી આંતરપ્રતીતિ હોય (ભીર ! ભરજવાનીમાં... ?) અને તો જ માથે ચાંપે કે અંગૂઠે ચાંપે' એ બાબત કવિ બેતમા હોય !

વેદના વચ્ચે પણ—

*'કલરવથી ભરી ડાળો મને પોંખી રહી છે*
*ટહુકાઓ ભરી જાય છે ખિસ્સાને હુલાસે.' (પૃ. ૮૯)*

એવું એ કહી શકે છે. કારણ કે એને—

*'મૃત્તિકા, હવા, પાણી અને તેજની રમણા,*
*અવકાશનું વિતાન ચહુદિશ પોકારે.' (પૃ. ૮૯)*

એવો અનુભવ થાય છે. પઞ્ચતત્ત્વોનો પોકાર સમ્ભળાય ત્યારે તો વેદનાય વરદાન બની જાય ને !

સ્મૃતિઓ અને વિરહ, ઉદ્વેગ અને નિરાશા જેવી અનેક લાગણીઓને વ્યક્ત કરતી આ સઙ્ગ્રહની

રચનાઓમાં વેદનાનો સ્વર તો સમ્ભળાય છે, પણ એનાય ઊંડાણમાં આ પશ્ચાત્તત્ત્વોનો પોકાર સાંભળી શકાય એવી જે ભૂમિકા પડેલી તેના ક્યાંક ક્યાંક મળી જતા અણસાર આ સઙ્ગ્રહની કવિતાની ગુઞ્જને જાણે લોબાનની સુગન્ધમાં લપેટી લે છે. અને કદાચ એ જ તત્ત્વ લાગણીઓના ઉદ્રેક કે રચનાના ઉદ્યમને કવિતામાં પરિવર્તિત કરી ઉગારી લે છે. કવિ પોતે જ કહે છે :

*અન્તે અવધૂત 'મીર' થઈ બેઠા,*
*એક પલાંઠીની બસ જમાવટ છે.'*

કાવ્યરચનાઓ તરીકે જ જોવા બેસીએ તો પાનાં ફેરવતાં ફેરવતાં 'તિરાડોમાંથી અન્ધારાં દડતાં' હોય, 'અરીસા રાતના શબવત્' પડ્યા હોય, ખાનદાની સાફો બની ખીંટીએ ટિઙ્ગાતી હોય, સૂની આંખોમાં કોલાહલ હોય એવા કેટલાય ઉદ્ગારો મળ્યા કરે અને કાવ્યચમત્કૃતિનો સુખદ અહેસાસ થાય.

અનેક લયપ્રયોગો તારવી શકાય, પ્રાસના ઉપયોગો નોંધી શકાય, 'અનાગતનાં જળ' અને 'શ્વાસના ખારવા' અથવા 'તૃપાતુર કમળ' જેવાં શબ્દ-સઁયોજનો, તેમ જ 'ઉપત્યકા', 'બખિયા', 'કૂબકૂ' અને 'જુસ્તજૂ' જેવા ભિન્ન ભિન્ન પ્રકારના ભાષાપ્રયોગો પણ દર્શાવી શકાય, એ બધાં રચનાપ્રપઞ્ચ — અઙ્ગો છે. મૂળ વાત છે ઊર્મિની અનુભૂતિના ઉદ્ગારની. કવિ કહે છે તેમ— 'સગાઈ શબ્દની સાથે અમે કરી બેઠા.' (પૃ. ૪૨) પણ કવિનો એ શબ્દ એટલે ? કહે છે કે

*'ફાવતો અર્થ તારવી લેવો.'*

અને પછી ઉમેરે છે—

*'મૌનનું બીજું નામ છે વાણી' (પૃ. ૬૪)*

જ્યાં વાણી મૌનનો જ પર્યાય બની જતી હોય ત્યાં અનુભૂતિ સિવાય શું બાકી રહે ? — પછી શેની સમજૂતી, શેનું પૃથક્કરણ, અને કેવી વિવેચના !

કવિ આપણને મૌનને આરે ઊભા રાખીને છટકી જાય છે !

દ્વાર છે તો અધખૂલાં, પણ તેમાંથીય ઝાંકતાં જાતજાતનું જોવા મળે. અલબત્ત, કળાના ધોરણે અને ટેવને કારણે ક્યાંક અપેક્ષિત ન જોવા મળે અને કવિને પૂછીએ તો એ તો નમ્રતાપૂર્વક—

*'મારી પોતાની કમનિગાહી છે'*

એમ જાતે જ દોષ વહોરી લઈ આપણને નિઃશસ્ત્ર કરી દેશે. કારણ કે એને કોઈની શી પરવા છે ? એની પાસે તો—

*'જામ છે, સાકી છે, સુરાહી છે,*
*એજ રિંદોની બાદશાહી છે. (પૃ. ૧૨૨)*

એટલે ખૈયામી ખુમારીથી એ તો 'ઘરને ખૂણે' બેસીને, 'ખપ પૂરતું' માગીને

*'વર્ષોથી એક અવાજ જે પડઘો બની ગયો,'*

તેને શોધતો બેઠો છે. 'ખાલ ઓઢીને' !

આથી જ ભલે ગઝલોમાં ઉલ્લેખ કર્યા કર્યો, પણ કોઈ વેદના-વિષાદ એને કઠતાં નથી !

*'દર્દને તો મીર અવસર સુધી લઈ ગયા છે !'*

અને 'કમાડ અધખૂલાં રાખીને' નિરાંતે સૂઈ રહે છે. એ ઘર પણ એવું નથી કે—

*'બારી અકબન્ધ છે ને દ્વાર નથી.' (પૃ. ૫૮)*

એમનું તો ઇજન છે કે

*'પ્રવેશો મારા ઘરમાં જાળવીને—'*

પછી ઉમેરે છે

*'મેં મારા કદનો દરવાજો મૂક્યો છે.' (પૃ. ૬૬)*

અને કવિ અંદર બેઠો છે આપણે માટે 'જામે જમશેદ' મુબારક રાખીને, અને પોતે તો માત્ર માટીનું ઠામ લઈને, તથા ગઝલના ઝેરથી જ મરવાની તૈયારી બતાવીને !

આપણી સામે તો છે 'અધખૂલાં દ્વાર', એનો કવિના કદનો દરવાજો. જોઈએ તો ખરા, આપણને એ સાંકડો પડે છે કે પહોળો લાગે છે ?



# ઇદં રમણીયમ્

ઉત્તમ કવિતાનો એક પરચો એ કે તે રસમાધુર્ય પ્રભાવે સ્મૃતિ પટ પર અમીટ રૂપે- અનાયાસ અઙ્કિત થઈ જાય. વર્ષો પહેલાં બાલ્યાવસ્થામાં કે કિશોરાવસ્થામાં પણ સાંભળેલાં-શીખેલાં વાંચેલાં-ગાયેલાં કાવ્યો ઉત્તરાવસ્થામાંય આરામખુરશીમાં કે હિંચકે ઝૂલતાં અચાનક ગણગણી જવાય. જરાક નિમિત્ત મળે કે હૃદય ગુઞ્જી ઊઠે.

જ્યારે જ્યારે કાલિદાસ કે શાકુન્તલની વાત આવી છે અથવા રસખાને વર્ણવ્યા છે. તેવા 'ધૂલિ ભરે અતિ સોભિત સ્યામજુ' જેવા શિશુને નિહાળવા-રમાડવાનું થયું છે ત્યારે આવું જ બન્યું છે બને છે. એવે પ્રસંગે મનમાં કાલિદાસનો 'આલક્ષ્ય દન્તમુકુલાન્...' એ શ્લોક તરત જ મનમાં ગુઞ્જી ઊઠે છે. પરન્તુ મઝાની વાત તો એ છે કે તે સાથે જ એનો ગુજરાતી અનુવાદ પણ રણકે છે. 'કંઈ કંઈ દિસંતી દંત કળીયો...'

અને તે સાથે જ 'વર્ષો સહસ્ર કૂદતાં મૃગલાંની ફાળે' પાછા પહોંચી જવાય છે માધ્યમિક શાળાના વર્ગમાં ! કિશોરોનો વર્ગ, હાથમાં રાજા પાંચમા જ્યોર્જના ચિત્રવાળા પૂઠાથી શોભિત સરકારી વાચનમાળાની ચોપડી, અને તેમાંનો એક પાઠ શાકુન્તલના સાતમા અઙ્કનો અનુવાદ !... એ સમે શ્લોક લલકારીને શીખવતા શિક્ષકનો, અને પછી વારમ્વાર ઘરમાંય એ જ કડી ગાઈ સંભળાવતી માતાનો અવાજ સંભળાય છે. "કંઈ...કંઈ..."

ત્યારે કર્તાનું નામ જાણવાની કશી તમા નહીં. કાવ્ય મળે તે જ પૂરતું, અને એ પાઠ્યપુસ્તકમાં કૃતિનીચે કર્તાનું નામ છાપવાનો રિવાજ નહીં એટલે અદ્યાપિપર્યન્ત આ શ્લોક મનમાં અને ક્યારેક મુખેથી પણ ગવાતો જ રહ્યો ને કર્તા અજ્ઞાત જ રહ્યો ! પરિણામે, શાકુન્તલમાંના પદ્યોના અનુવાદોનો અભ્યાસ કરવાનો પ્રસઙ્ગ આવ્યો ત્યારે ઠેઠ ૧૯૪૯થી આ જ પર્યન્તના તમામ ભવ્ય અનુવાદો ખોલ્યા. પણ પેલો અનુવાદ તો ન જ મળ્યો ! એટલે લેખને અન્તે નિર્ણય ને નોંધ ઉમેરાયાં 'આ શ્લોકના તમામ અનુવાદોમાં ઉત્તમ તો લાગ્યો છે આ 'કંઈ કંઈ...' વાળો પણ કોનો છે તેની જાણ નથી !

પરન્તુ કુદરતને આવી ખાલી જગા મઞ્જૂર નહીં હોય, એટલે તેણે ઘટના ગોઠવી. અભ્યાસ સમે જે એક માત્ર અનુવાદ કે અનુકૃતિ નહીં સાંપડેલી તે ડૉ. રમેશ શુક્લે, તેમને પ્રાપ્ત થતાં ઝેરોક્ષ કરાવીને મોકલી આપી, અને અહો, આશ્ચર્ય ! પેલી કડી તેમાં હતી ! તેમાં એટલે નર્મદના 'સાર શાકુંતલ'માં એટલે અર્ધીસદીથીય વધુ સમય સુધી ચિત્તમાં જે ગુઞ્જતો રહ્યો તે અનુવાદ તો નર્મદનો હતો ! આટલાં વર્ષો પર્યન્ત મનમાં કાલિદાસ સાથે સાથે નર્મદ ગુઞ્જતો હતો ! ! !

ઉત્તમ કાવ્યરચનાનું આ કામણ ! એ વિષે વિવેચકોને મતભેદ હોઈ શકે. હૃદયને એની તમા નથી. જે કાંઈ 'ગાળી નાખે હલાવી રસિક હૃદયને' તેને તે અપનાવી લે, આત્મસાત્ કરી લે ! એ કવિતામાં કશુંક એવું હોય છે જે બિનંગત વિવેચનમાં ન પકડાય. અઙ્ગત રસાનુભવથી હૃદયઙ્ગમ બની જાય !

મૂક હૃદયવીણાના તાર સ્હેજ જ સ્પર્શથી આન્દોલિત થતાં કેટકેટલીક કાવ્યપઙ્ક્તિઓ રણકી ઊઠે છે, પ્રથમ વર્ષાના છાંટણે સુપુપ્ત બીજો તૃણાંકુરો થઈ પ્રગટી ઊઠે તેમ ! અને ત્યારે હૃદયની હરિયાળી જે પ્રસન્નતા આપે છે તેનો વિકલ્પ ક્યાં ?

વર્ડ્ઝવર્થ કહે છે તેમ 'In vacant or in pensive mood પડ્યા પડ્યા 'માણ્યું તેનું મનન' કરવાની ફુરસદ હોય તો નિમિત્તે વણનિમિત્તે સંભળાય છે. 'શ્રિયંવિભજ્યાદિ શરદ્ પ્રવૃત્તા' વર્ણવતા કે 'મેઘદૂત' ગાતા કાલિદાસ...'પત્તા પત્તા બુટા બુટા...' બોલતા મીર તકી મીર અને 'હજારો ખ્વાહિશો'ની વાત કરી 'યે નથી હમારી કિસ્મત' નું દર્દ ગાતા 'ગાલિબ'... લલિતલવંગલતા'નો વાસન્તી ઉન્માદ ગાતા જયદેવ... અને 'આગુનેર પરશમણિ'નું વરદાન માગતા રવીન્દ્રનાથ... 'મોગરા ફુલલા'ની શોભા વર્ણવતા જ્ઞાનેશ્વર અને 'નિરખને ગગનમાં' કહી દિવ્ય દર્શન કરાવતો નરસૈયો... અને સૂર... તુલસી... વિદ્યાપતિ... અનેક નિરવધિ કાળ અને વિપુલ પૃથ્વીમાં હૃદયસન્તર્પક કવિતાની સમૃદ્ધિ તો અઢળક છે... નરસૈયાથી નિરઞ્જન સુધીના અને પછીનાય રાવજી-રમેશ પારેખ, આદિલ, મનોજ, રાજેન્દ્ર શુક્લ, જેવા ગુજરાતી કવિઓમાંય અનેક કવિઓ 'આજ મહારાજ' ગાતા કાન્ત, 'ભણકારા' કહેતા બળવંતરાય, 'શતદલ પદ્મ...'ની વાત કરતા ન્હાનાલાલ, 'જ્યાં જ્યાં નઝર...' ત્યાં ત્યાં 'આપની યાદી' જોતા કલાપી... ને પછી સુન્દરમ્ ! ઉમાશઙ્કર ! રાજેન્દ્ર શાહ !... અને... બસ યાદી બહુ લાંબી થઈ જાય અને આતો પરિચિત ક્ષેત્ર... અલબત્ત, રાજેન્દ્ર-નિરઞ્જન પછીના સમયમાં કેટલીક ગીતપઙ્ક્તિઓ અને કેટલીક ગઝલોના શેર ! એ સિવાય કોણજાણે કેમ પણ હૃદયે ભાગ્યે જ કોઈ કૃતિને પોતાની કરી છે ! કદાચ એ સમસમય સાથે તાલ નહીં મેળવી શક્યું હોય ! પણ...

જે સંઘર્યું છે તેય ઓછું છે ? મબલખ છે, મૂલ્યવાન છે ! જેનું હૃદય સૌન્દર્યની કાવ્યની સ્મૃતિઓનું સભર સઙ્ગ્રહસ્થાન છે તેનાથી અધિક સમૃદ્ધ કોણ ? 'રમ્યાણિ વીક્ષ્ય' જેના અન્તરમાં વસેલા મોરલા ટહૂકી ઊઠે એનાથી વધુ ભાગ્યવાન કોણ ?

કવિતા એટલે સિતાંશુ યશશ્ચન્દ્રના શબ્દોને પ્રયોજીને કહીએ તો 'રમણીયતાનો વાગ્વિકલ્પ !' આ નિત્ય છે. શાશ્વત છે. નિર્વિકલ્પ છે. કવિ કહે છે તેમ 'સૌન્દર્યને સ્નેહ અજીત મૃત્યુથી' એટલે જ એ 'Joy Forever' છે !

માણસ જ ક્યારેક બોલી ઊઠે છે અહો ! ઇદમ્ રમણીયમ્ ! માણસ જ એ રમણીયતાને હૃદયમાં સંઘરીને અવારનવાર માણી શકે છે. એ જ વર્ડ્ઝવર્થ કહે છે તેમ 'Bliss of Solitude' છે.

અને એ જ તો માનવને મળેલું મહામૂલું વરદાન છે !

**વિનોદ અધ્વર્યુ**

# ઘેર બેઠાં ઉજ્જવળ નસીબ બનાવવાની રીત!



તમારા ફુરસદના સમયમાં નાણાં કમાવાની અનેક રીતો છે. ફેવિક્રિલ એક્રિલિક કલર્સ વડે, તમે પેઈન્ટિંગ ક્લાસ પણ ચલાવી શકો છો. અથવા તો હાથે પેઈન્ટ કરેલી સાડીઓનું સેલ કરી શકો છો.

અથવા તો ફ્રેમ, ધાતુની તકતી, રમકડાં, ટાઈલ્સ જેવી ચીજો પર એનો ઉપયોગ કરી શકો છો. એ માટે અનંત શક્યતાઓ છે. અને સારો નફો પણ કમાઈ શકો છો.



પિડિલાઈટ

ફેવિક્રિલ®

એક્રિલિક કલર્સ

ફેબ્રિક/આર્ટ પેઈન્ટિંગ માટે

વધુ માહિતી માટે લખો:

પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ

કન્ઝયુમર પ્રૉડક્ટ્સ ડિવિઝન

પો.બૉ.નં. ૧૭૪૩૭, મુંબઈ ૪૦૦૦૫૯.



પિડિલાઈટનું પ્રૉડક્ટ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૫૪ : વર્ષ ૪૧ : અઙ્ક : ૪ : સળઙ્ગ અઙ્ક : ૨[illegible]૪



આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ

તન્ત્રી

હેમન્ત દેસાઈ

સલાહકાર

ધીરુ પરીખ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૬૦. આજીવન લવાજમ માત્ર રૂ. ૬૦૦. અમેરિકા : વાર્ષિક $ 7.50, આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 5, આજીવન £ 50.

આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૨

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે મારો — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર, અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

કવિલોક ટ્રસ્ટ અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯.

'કવિલોક' દ્વિમાસિક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું: 'તિતિક્ષા' ૯, મિહિર સન્નિવાસ, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯.

પ્રકાશક અને મુદ્રક : હેમન્ત દેસાઈ, ફોન : ૭૪૧૭૯૪૫

ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફત્તેહપુરા, પાલડી, અમદાવાદ-૭. ફોન : ૬૬૧ ૦૪૪૧

મુદ્રણસ્થાન : સુરમ્ય પ્રેસ, અમદાવાદ, ફોન : ૪૪૮૧૯૯

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## કિમપિ ચિન્ત્યતે

### કવિસમયો

'સમયો' કારણકે અહીં સમય = કાળ TIME નહીં કવિઓ દ્વારા કાવ્યોમાં પ્રયોજાતી પરમ્પરાથી કાવ્યસૃષ્ટિના સન્દર્ભમાં સ્વીકૃત એવી કેટલીક માન્યતાઓ અભિપ્રેત છે.

'સાંજ પડે દિન આથમે, ચકવી બેઠી રોય'

એમાં ચકવા-ચકવી વિષે જે રાત્રિવિયોગની માન્યતાનું સૂચન છે તેને પક્ષીવિદોનું શાસ્ત્રીય સમર્થન છે? કવિ ન્હાનાલાલ 'શરત્પૂર્ણિમા'માં સ્વાતિનક્ષત્રમાં છીપમાં જલબિન્દુ પડતાં મોતી પાકવાની વાત કરે છે અને કાલિદાસ ચન્દ્રકાન્ત નામના મણિ પર ચન્દ્રનાં કિરણો પડતાં તેમાંથી શીતળ રસ ઝરવાની વાત કરે છે, તો વળી સંસ્કૃત સાહિત્યમાં આ ચન્દ્રકાન્ત જેવા બીજા સૂર્યકાન્ત મણિનો પણ નિર્દેશ છે. તેમાં, સૂર્યકાન્ત મણિ પર સૂર્યનો પ્રકાશ પડતાં તેમાંથી તણખા પ્રગટે તેવું કહેવાય છે. આવા તો બીજાં વિવિધ ઉદાહરણો મળે છે – ચાતક અને વરસાદનાં, નાગ અને નાદનાં, ગજમુક્તાનાં, મોરનાં આંસુનાં, (શ્રીધરાણીની પઙ્ક્તિ યાદ આવે છે. 'મોર કળા કરે સુન્દર, આંસુ વહે, ઢેલ વીણે રે...!')

આ બધી માન્યતાઓને હકીકતો તરીકે સ્વીકારી શકાય તેવું કશું વૈજ્ઞાનિક સમર્થન મળે છે? છતાં કવિઓ તો આ સ્વીકારીને જ તેનો કાવ્યમાં વિનિયોગ કરે છે! આ બધા કવિસમયો! તેમને વાસ્તવિક જગતનાં ધોરણો અને પ્રમાણોથી ચકાસવાં નિરર્થક છે, અનુચિત છે, કવિસમયોનો સમ્બન્ધ વાસ્તવિક જગત સાથે નહીં પણ કાવ્યની કાલ્પનિક સૃષ્ટિ સાથે છે. એટલે એ કાવ્યસૃષ્ટિના સન્દર્ભ પૂરતું જ તેમનું સ્વીકૃત તથ્યો તરીકે અસ્તિત્વ છે. અને મમ્મટે સમજાવ્યું જ છે તેમ, જેમાં 'કવિરેક : પ્રજાપતિ', એટલે તેને રુચે તેવું વિશ્વ તે નિર્માણ કરી શકે, ઇચ્છે તો પર્વતના પાષાણી શુષ્ક શિખર પર પણ કમળ ઉગાડી શકે તેવી અબાધિત મુક્તતા છે તેવી 'નિયતિકૃતનિયમરહિતા' કવિની સૃષ્ટિમાં તો આ આપણા ભૌતિક વાસ્તવનાં હકીકતલક્ષી નિયમો, પ્રમાણો કે તર્કનું નિયમન કે પ્રવર્તન જ નથી! ન્યૂટન ભલે ન સ્વીકારે કવિ ધારે તો કશાય તાર-દોરડાના આધાર વગર 'આકાશી' સુકવિઈ ધોતિયાં! એટલે, પેલા ચાતક-સારસ કે મોતીનો ચારો ચરતા ને દૂધપાણી અલગ કરતા હંસો વિષે પ્રાણીશાસ્ત્રીઓને ન પૂછાય, અને ચન્દ્રકાન્ત-સૂર્યકાન્ત મણિઓ ઝવેરી બજારોમાં ન શોધાય. તે તો કવિતાની દુનિયામાં જ મળે! કવિસમયો એ કાવ્યસૃષ્ટિની આગવી સમ્પદ છે કવિસમયો વિશિષ્ટ કાવ્યયુક્તિ છે. ક્યારેક કોઈ કવિકલ્પનામાંથી ઉદ્ભવેલા આ સમયો કાળે કરીને એવા તો દૃઢ બની જતા હોય

છે કે તે કેવળ કવિકલ્પનામાંથી લોકમાન્યતા બની જાય છે! લોકસમુદાયને મન તે વાસ્તવિક જગતનાં તથ્યો રૂપે સ્વીકારાઈ જાય છે! આવું થાય ત્યારે તેવા ભાવકને કવિની આવી યુક્તિ સહજ સ્વીકૃત થઈ જાય છે તે ખરું, પરન્તુ તે હકીકતને પામતો હોઈ અ-વાસ્તવના કલ્પનાનુભવનો રોમાઞ્ચ ગુમાવે છે!

આ 'કવિસમય'ની વાતના વર્તુળને જરા વધુ વિસ્તારીને વિચારીએ તો કવિતામાં જે હૃદયની વાત આવે છે તે શરીરવિદ્યામાં આગતા શરીરના એક હૃદય નામક અઙ્ગની વાત નથી! કવિઓ જે. 'હૈયા'ની વાત કરે છે ('વેણુ લઈએ ને દઈએ હૈયાંની સૈયાં' ન્હાનાલાલ') તેને કોઈ પણ હૃદયરોગ નિષ્ણાતો તપાસી શકતા નથી. તેજ રીતે, 'સાગર અને શશી'નો, કે શરતપૂર્ણિમા ('શરદ પૂનમ')નો, 'હંપીના ખંડેરો'નો કે 'દેવયાની'નો ચન્દ્ર અવકાશયાત્રીઓનો, ખરબચડો, મૃત ઉપગ્રહ નથી. એતો એક અત્યન્ત રમણીય ને ક્યારેક તો વિશ્વચેતનાના નેત્રમણિ સમો અલૌકિક અકાજપુઞ્જ બની જાય છે અને વળી કોઈ આધુનિક કવિ ધારે તો એને અન્ધનેત્રનું લબડતું લોચન પણ બનાવી શકે! આ તો કવિનો ચન્દ્ર છે ખગોળવેત્તાઓનો નહીં! કવિઓના સૂર્યલોક અને ચન્દ્રલોક કોઈપણ અવકાશશાસ્ત્રીઓના ક્ષેત્રની બહારની સૃષ્ટિઓ છે! જો આ સ્વીકારીએ તો ચન્દ્રકાન્ત સૂર્યકાન્ત મણિઓ શા માટે નહીં? જો આ કવિસમયો ન સ્વીકાર્યા હોત તો ભતૃહરિ 'રે, રે, ચાતક સાવધાન.' એમ શી રીતે કહેત? ને આધુનિક લેખક નાગમોહન રાગની વાર્તા કેમ લખી શકત?

કવિસમયો કેવળ કલ્પનોત્થ કે લોકમાન્યતા પરમ્પરિત તુક્કા નથી. એમાં કાવ્યમય કલ્પનાનું સૌન્દર્ય છે. રમણીયતાને અભિવ્યક્ત કરવામાં ઉપકારક અલઙ્કારસમી કલાપ્રયુક્તિ છે. અશોકવૃક્ષને કોઈ રમણી પાદપ્રહાર કરે કે કોઈ વૃક્ષનાં મૂળ પર કોઈ લલના મદીરાનો કૉગળો કરે ત્યારે જ તે પુષ્પિત થાય તે કલ્પના જ કેટલી સરસ છે!

હજી વર્તુળને જરા વ્યાપક કરીએ તો લાગે કે શુકન-અપશુકન, ભૂત-પ્રેત, પુનર્જન્મ, આ બધી શ્રદ્ધાઓ હોય કે અન્ધ-શ્રદ્ધાઓ, પરીઓ અને રાક્ષસો, દેવોને દાનવો આ બધાને બૌદ્ધિક તર્કદૃષ્ટિથી અને વૈજ્ઞાનિક અભિગમથી સ્વીકારીએ કે ન સ્વીકારીએ પણ કવિઓને તો આ બધાં ખૂબ કામયાબ નીવડેલાં ને હજી નીવડતાં સાધનો છે. એલિસ ઇન વન્ડર લેન્ડ' અને આજની વિજ્ઞાન કથા વચ્ચે તાત્ત્વિક તફાવત નથી! 'મહાભારત'માં વર્ણવેલાં ચમત્કારિક શસ્ત્રોનો જેવો રોમાઞ્ચ અનુભવાય તેવો જ 'સ્ટારવૉર્સ'માં કે 'ટર્મિનેટર'માંય અનુભવાય! બધાંય અવાસ્તવિક કલ્પનોથી શુકન-અપશુકનમાં માનીએ કે ન માનીએ, પણ શાકુન્તલમાં આરમ્ભે અને અન્તે જે દક્ષિણ બાહુ સ્પન્દનના શુભશુકનનો નિર્દેશ થયો છે તેની કાવ્યમયતા-નાટ્યાત્મકનો આનન્દ માણી શકાય છે સિદ્ધહૈમમાં અપાયલા વાયસ ઉડ્ડાવંતી' એ દૂહાની ચમત્કારપૂર્ણ આસ્વાદ્યતા કાગડાના શુકનને કારણે જ છે!

વ્યાસ વાલ્મીકિ હોમર મિલ્ટન માનવેતર પાત્રો સર્જે, સોફોક્લિસ દેવવાણીનો, અને શેક્સપિયર પ્રેત-ડાકણો અને દુઃસ્વપ્નનો નિર્દેશ કરે, 'લવ ઇન આઇડલનેસ'નું ફૂલ કલ્પે કે 'ટેમ્પેસ્ટ'ની જાદુવિદ્યાથી કામ લે, ભાવક તરીકે આપણે ત્યારે, એ બધાની બૌદ્ધિક, તાર્કિક, વૈજ્ઞાનિક ચકાસણી કરતા નથી, આપણે પેલા ચાતકને ચકવાને હંસ ગજમુક્તા, ચન્દ્રકાન્ત અને સૂર્યકાન્ત એ બધા કવિસમયોની જેમ એ બધીય કવિકલ્પનાની લીલાને સ્વીકારીને જ કૃતિને અપનાવીએ છીએ આસ્વાદીએ છીએ. કાવ્યસૃષ્ટિમાં કરવા પૂરતું willing suspensin of disbelief' થઈ જાય છે! કવિતાપ્રાપ્તિની એ પૂર્વ શરત છે!

કવિસમયોનો ય મહિમા છે, કારણ કે એથીય સ્મરણ અને સમર્થન થાય છે. મમ્મટે આદિ શ્લોકમાં જ આપેલા સિદ્ધાંતનું–

"બ્રહ્માની સૃષ્ટિથી કવિની સૃષ્ટિ નિરાળી છે!"

**સમ્પાદક**

* સઞ્જોગાનુસાર આ અઙ્કનું સમ્પાદન **શ્રી વિનોદ અધ્વર્યુએ** કર્યું છે. –તંત્રી

# વિમર્શ

## 'શબ્દચયન'

### વિનોદ અધ્વર્યુ

'શબ્દઃ અનિત્યઃ' એવું ન્યાયશાસ્ત્ર ભલે કહે. એમને તો 'શબ્દગુણમ્ આકાશમ્'માં જેનો નિર્દેશ છે તે શબ્દ એટલે કે અવાજ જ અભિપ્રેત છે. પણ કવિના ચિદાકાશમાં જે શબ્દ પ્રગટ થાય છે તે તો વાક્ અને અર્થના અવિયોજ્ય સાયુજ્યવાળો શબ્દ છે. ભાષાના એકમ તરીકે વ્યવહારમાં યોજાતો એ શબ્દ પણ એ સ્થિતિએ તો અનિત્ય છે. પરન્તુ એ જ શબ્દ જ્યારે 'કવિનો શબ્દ' તરીકે પ્રગટ થાય છે ત્યારે એ એની ઉત્તમ સ્થિતિએ નિત્ય, શાશ્વત બની જાય છે. અનિત્ય શબ્દનું નિત્ય-શાશ્વત શબ્દમાં પરિવર્તન એમાં જ કવિના સર્જનવ્યાપારનો મહિમા છે.

કવિનું ઉપાદાન છે શબ્દ અને શબ્દ એટલે શ્રુતબોધ. શ્રુતિ એનો પહેલો ગુણ અને એનું પ્રાથમિક સ્વરૂપ. એટલે શબ્દની સાધનામાં એના શ્રુતિગુણનું મહત્ત્વ પ્રથમ સ્થાનનું. કવિતા સૌપ્રથમ અનુભવાય કર્ણબોધ રૂપે. એટલે જ રવીન્દ્રનાથ કહે છે તેમ કવિતામાં પહેલાં કાનની તૃપ્તિ છે. કર્ણ કવિતાનું પ્રવેશદ્વાર છે. એટલે તેમાં પ્રવેશતા શબ્દના ઔચિત્ય અને અધિકારની પહેલી ચકાસણી એ પ્રવેશદ્વારે જ થાય. એટલે કાવ્યની રચનામાં શ્રુતબોધની દૃષ્ટિએ શબ્દચયન કરવાનું કવિનું પહેલું કર્તવ્ય છે અને તેમાં તેની પહેલી કસોટી છે.

શ્રુતબોધ દ્વારા અને શ્રુતબોધ સાથે જ અર્થબોધ પ્રગટે છે એટલે એ બેના સાયુજ્યને અલગ કરવું અઘરું છે — છતાં શ્રુતબોધને પોતાનું આગવું મહત્ત્વ તો છે જ એવો સૌ કાવ્યસેવીઓનો અનુભવ છે. આનો સ્પષ્ટ ખ્યાલ અજાણી ભાષાની કાવ્યરચનાઓના કર્ણબોધથી પ્રાપ્ત થતા આસ્વાદથી આવી શકે છે. વેદમન્ત્રોનું ગાન, સંસ્કૃત સ્તોત્રોનો પાઠ, બઙ્ગાળી ન જાણનાર માટે રવિ ઠાકુરનાં કાવ્યોનું શ્રવણ—આ બધાથી જે આનન્દ આવે છે તે માત્ર સઙ્ગીતનો આનન્દ નથી. ગાન વગર પણ પાઠ કરીએ અથવા કરાતો સાંભળીએ તો પણ આપણને– 'ઉદુત્યં જાતવેદસં દેવં વહન્તિ કેતવઃ' જેવી વેદની પઙ્ક્તિઓ, 'સબિન્દુ સિન્ધુ સુસ્ખલત્' જેવી સ્તોત્રરચના, 'લલિતલવઙ્ગલતા' જેવી કાવ્યરચના, અથવા રવીન્દ્રનાથની 'ઓરે ગૃહબાસી, ખોલ દ્વાર ખોલ, લાગલો જે દોલ' જેવી પઙ્ક્તિઓ તેમના શ્રવણમાત્રથી રુચિકર બની રહે છે. એમાં રહેલા શબ્દો અને એ શબ્દોની ગૂંથણીનો કર્ણબોધ જ એ રુચિર આસ્વાદનું કારણ છે. વળી, એમાં માત્ર શ્રવણમાધુરી જ નહીં, કશોક ભાવબોધ પણ એ સાથે અનુભવાય છે, કારણ કે એ શબ્દો અને શબ્દાવલિઓનું ચયન-ગુમ્ફન તેના શ્રુતિગુણની દૃષ્ટિએ એવી રીતે થયું હોય છે કે તેમાંથી કાવ્યભાવ પ્રગટ થાય છે. કાવ્યાર્થબોધ ભલે ન થાય, ભાવબોધ અનુભવાય છે. મન્ત્રગાન કે સ્તોત્રગાનના પરિણામે વાતાવરણમાં એક પ્રકારનો ભાવસંરમ્ભ સર્જાય છે તેવો આપણો અનુભવ છે. અલબત્ત, કેવળ શ્રુતબોધમાં જ કાવ્યાનુભવની સમાપ્તિ નથી, પણ તેનો આરમ્ભ અવશ્ય છે અને કાવ્યભાવનમાં તેનાથી સતત પુષ્ટિ પણ મળ્યા કરે છે.

આથી, કવિની, તેના અનુભવનો આવિષ્કાર કરવામાં પ્રથમ શોધ ઉચિત શબ્દની અને સુભગ શબ્દાન્વયની હોય છે. આ શોધ સભાન નય હોય. અભિવ્યક્ત થવા મથતો ભાવ જ ઉચિત શબ્દરૂપ પામી લે છે. બળવન્તરાયે ભાવના ધુમ્મસમાંથી ઓસબિન્દુઓ જેમ ઠરતા શબ્દોને–છન્દને 'અર્ધા અનાયાસ' કહ્યા છે તે આ અર્થમાં.

કાવ્યશબ્દનો આ શ્રુતિબોધ પ્રગટે છે શબ્દના તેમજ શબ્દસમુચ્ચયોના વર્ણોચ્ચારમાંથી તેમજ એ ઉચ્ચારણના લયમાંથી. એટલે શ્રુતબોધ માટેની શબ્દ-

પસન્દગીમાં મહત્ત્વના ગુણો છે વર્ણોચ્ચાર અને લય. વળી શબ્દ એકલો નથી આવતો. તે અન્ય શબ્દોના સાહચર્યમાં આવે છે — અન્ય શબ્દો સાથે અન્વિત થઈને આવે છે. આથી એકાધિક શબ્દોના સમુચ્ચયો અને વાક્યો-વાક્યાવલિઓ-પઙ્ક્તિઓ રચાય છે એટલે આમ અન્વિત થતા શબ્દનો વર્ણોચ્ચાર અને લય વિશેષ સન્દર્ભમાં આવિષ્કૃત થતાં સમુચ્ચય-પઙ્ક્તિ કે સમગ્ર શબ્દબન્ધના ઉચ્ચારણમાંથી જે શ્રુતિબોધ પ્રગટ થાય છે તેના સૌભાગ્યની ચિન્તા પણ શબ્દચયન કરતાં રાખવાની હોય છે. સામાન્યત: પ્રતિભાશાળી અને કુશળ કવિ માટે વિકસેલી આન્તરસૂઝને કારણે આ ચયનપ્રક્રિયા સ્વભાવગત થઈ ગઈ હોય છે. તો ક્યાંક જાગ્રત કવિ-કર્મ દ્વારા પણ તે સાધવી પડે છે. આ ચયન જેટલું અનાયાસ, સ્વાભાવિક અને સહજ તેટલું વધુ સન્તર્પક, છતાં સભાન કવિકર્મનો પણ કાવ્યશિલ્પમાં ઓછો મહિમા નથી. પરન્તુ, સાહજિક કે સભાન શબ્દ-ચયન એ કાવ્યનિર્માણની પ્રથમ ભૂમિકા કહી શકાય.

શબ્દ તો સાર્થ હોય છે. એટલે કવિની અભિવ્યક્તિ જે અર્થ દ્વારા સિદ્ધ થતી હોય તે અર્થદ્યોતક શબ્દ જ કવિને ખપનો એવી સાદી સમજ જ રાખીએ તો ચયનનો પ્રશ્ન જ ન રહે એવું લાગે. પરન્તુ શબ્દચયનની લીલા, એને નિયન્ત્રિત કરતાં તત્ત્વો વગેરે વધારે સારી રીતે સ્પષ્ટ થાય એક જ અર્થના અનેક શબ્દો — જેને આપણે સમાનાર્થી શબ્દો કહીએ છીએ તેમના કાવ્યમાં વિનિયોગના ઉદાહરણથી.

જો એક અર્થ આપતા અનેક શબ્દો હોય તો તેમાંથી એકની પસન્દગીનો પ્રશ્ન ઊભો થાય જ એ સમજાય તેવી વાત છે. તો, ઉદાહરણ તરીકે એક અત્યન્ત પરિચિત શબ્દ લઈએ 'આંખ'. એને માટે આપણી ભાષામાં કેટલા બધા શબ્દો છે ? દગ, ચક્ષુ, નેત્ર, લોચન, નયન, અને વળી નયણાં, નેણલાં, આંખડી એવાં એવાં એનાં રૂપો ! તો આમાંથી કવિ કયો શબ્દ વાપરે ?

રાવજી પટેલ તો 'મારી **આંખે** કઙ્કુના સૂરજ આથમ્યા' એમ સીધો આંખ શબ્દ જ વાપરે છે, પણ જે શબ્દસમુચ્ચયમાં અને જે લયમાં, જે ભાવમાં અને જે બાનીમાં એ શબ્દ મુકાયો છે ત્યાં દગ, ચક્ષુ, નેત્ર નભી શકશે? એવો કશો ફેરફાર થતાં જ કાવ્ય ટકશે ? તો સુન્દરમ્‌ની પઙ્ક્તિ 'ભલે ઊગ્યાં વિશ્વે **નયન** નમણાં એ પ્રભુ તણાં'માં નયન ને બદલે રાવજીના કાવ્યમાં બરાબર બેસી ગયેલો શબ્દ 'આંખ' મૂકી શકાશે ? એમ કરીએ તો છન્દની લયગતિ ખોટકાશે, 'નયન નમણાં'ના સાહચર્યમાંથી પ્રગટતો રણકો નાશ પામશે, એટલું જ નહિ પણ સમગ્ર કાવ્યપઙ્ક્તિના ભાવવિશ્વ સાથે તેનો મેળ પણ નહીં મળે ! ન્હાનાલાલ તો, વળી, નયનને બદલે 'મારાં **નયણાં**ની આળસ રે' એમ કહે છે, તો પાછા એ જ કાવ્યમાં 'દિવ્ય **લોચનિયાં**'ય લખે છે, તો અન્યત્ર 'નેહને **નેણલે**' ઝુલાવે છે, અને 'એવા કૈં રસના બોલ ઊગે મારી **આંખડીએ** રે'માં આંખનું આંખડી કરી દે છે ! ઉમાશઙ્કરનાં કાવ્યોમાંથી શોધીએ તો એક જ કૃતિ 'ગાન્ધારી'માં જ કેટલા પ્રયોગો મળે છે !

*'કૌમારે જે **ચક્ષુ**થી ના દીઠેલું'*
*જો **આંખ**ની ભૂલ સુધારી કર્ણે,*
*'દેનાર તો દે **નયનો** જ માત્ર',*
*'**નેત્રે નેત્રે** નીતરે અશ્રુનેવ',*
*'સુભાગ્ય ન્હોતું **દગ** મીંચી રાખવાં',*
અને *'જોયું મળ્યે આજ સુદિવ્ય **લોચન**.'*

અર્થ ભલે એક, પણ શબ્દો અનેક અને કાવ્યની બાનીમાં એકની જગાએ બીજો ન આવી શકે ! કાન્તના '**નેત્ર**ને તૃપ્તિ થાય'માં અન્ય કોઈ પણ શબ્દથી 'ત' અને તેના જોડાક્ષરથી થતા થડકાનો શ્રુતિબોધ કેવી રીતે પામી શકાય ? 'સતી ખેદ હતી જોતી વદને વધતો જતો'માં 'ત,' 'ઈ', અને 'ઓ'નાં આવર્તનોથી રચાતો શ્રવણાનુભવ જાળવવો હોય તો એ જ શબ્દોમાં રચના કરવી પડે ! બળવન્તરાયના 'શાન્તિ, શાન્તિ, ઝરમર

ઝરી ગઈ ગળી વાદળી આ'માં સમગ્ર પઙ્ક્તિની શ્રવણ-સુભગતાને અન્ય કોઈ શબ્દોથી જાળવી ન શકાય. અને એ જ રીતે 'મેહુલો ગાજે ને માધવ નાચે' માં 'મેહુલો'ને મેઘ અને માધવનું મુકુન્દ કરીએ તો શું થાય ? મેઘાણીની પઙ્ક્તિ '**લોચન** લોલ બિડાયાં' અને માણેકની પઙ્ક્તિ 'હરિનાં **લોચનિયાં**'માંના લોચનોના પ્રયોગને બદલી શકાશે ? રવીન્દ્રનાથની 'માલશ્રેર' લોલવિલોલ હિલ્લોલે'નું શ્રવણમાધુર્ય એ શબ્દોથી જ જળવાયું છે ને !

ક્યારેક એવું પણ લાગે કે છન્દને જાળવવા ખાતર અનુકૂળ માત્રામેળ મુજબનો જ શબ્દ પસન્દ કરવો પડે. ક્યાંક 'નયન', ક્યાંક 'નેત્ર', પણ એવુંય નથી. પરિવર્તિત શબ્દથી અને અર્થ (સામાન્ય અર્થમાં) જળવાવા છતાં પઙ્ક્તિનો શ્રુતબોધ અસુભગ બની જાય. કાલિદાસના મેઘદૂતની પહેલી જ પઙ્ક્તિમાં 'કશ્ચિત્ કાન્તા'ને બદલે 'કશ્ચિદ્ ભાર્યા' કરીએ તો છન્દ જળવાય છતાં કાનને કેવું લાગે ? 'પ્રાચીના'માંની કર્ણની ઉક્તિમાં 'ચક્ષુથી ઊભરાતું'ની જગાએ 'આંખથી ઊભરાતું' ગમે ખરું ? 'નેત્રને તૃપ્તિ થાય'નું 'આંખને તૃપ્તિ થાય' કરી જુઓ તો ! કાવ્યબાનીનું પોત, અને સમગ્ર કાવ્યની રચનારીતિ, તેનું સ્વરૂપ પણ અમુક જ પ્રકારના શબ્દોની અપેક્ષા રાખે છે. એટલે 'નયણાંની આળસ'નું 'નયનોની આળસ' ન જ થઈ શકે ! પ્રશિષ્ટ તત્સમ શબ્દોથી વણાયેલા ભાષાપટમાં વચ્ચે ગામઠી શબ્દ કઠશે, અથવા લોકભાષાના વણાટમાં સંસ્કૃત તત્સમ શબ્દ ગોઠશે નહીં. આવી બાબતમાં વિવેક જાળવવાની ચિન્તા કર્યા વગર રચાયેલી પઙ્ક્તિઓની આપણે ત્યાં ખોટ નથી. એટલે ઉદાહરણ બિનજરૂરી. અલબત્ત જેમ કુશળ સઙ્ગીતકાર રાગમાં વર્જ્ય સ્વરનેય વાપરીને સરસ સ્વાદ બહેલાવી શકે, ને ત્યારે 'લક્ષ્મ લક્ષ્મીમ્ તનોતિ' એમ કાળું ટપકું બ્યુટીસ્પૉટ બની જાય. પણ એ માટે અસાધારણ કૌશલ અને સૂક્ષ્મ શબ્દસૂઝ જોઈએ. સુન્દરમ્ 'તેર ને સાતની લોકલ'માં 'પગોથિયાં' કે 'ભંગડી શ્યામ કર્બુરા' એ શબ્દોનો પ્રયોગ કેવી સરસ રીતે કરે છે ! સુયોગ્ય શબ્દનું ચયન અઘરું છે તો દેખાઈતા અનુચિત શબ્દનો વિશેષોચિત પ્રયોગ એથીય અઘરો છે — આપણા ઘણા કવિઓ આ સમજ્યા હોત તો કેટલીયે પઙ્ક્તિઓ સુધરી ગઈ હોત. ઉચ્ચારણની દૃષ્ટિએ એક જ ઉદાહરણ નોંધીએ તો એક કવિએ 'વિપઘૂંટડા' (શિખરિણીની પઙ્ક્તિના છેલ્લા શબ્દો તરીકે ઉચ્ચાર 'વી...પઘુંટડા') એમ ઝેરનો ઘૂંટડો પિવડાવવાને બદલે સહેજ જ કાળજીથી 'ઘૂંટ વિપના' એમ કરી દીધું હોત તો ?

શ્રવણસુભગતા માટે વર્ણોચ્ચાર અને લયને બરાબર પામવા કવિ પાસે સૂક્ષ્મ શ્રુતિશક્તિ જોઈએ. તો જ કાવ્ય 'કર્ણરસાયણ' નીવડે ! કહેનારે તો કહી દીધું, 'Best words in best order', પણ 'Best word' ને પામવામાં જ કવિના શબ્દવિવેકની કપરી કસોટી છે.

અને શબ્દચયન વિષયે પણ આ શ્રુતિબોધની જાળવણી તો માત્ર પહેલું પગથિયું છે ! તે પછી તો અર્થ; ભાવો અને વ્યઞ્જનાનો, 'Best order'નો — શબ્દસામર્થ્ય અને સાહચર્યનો, અને એ શબ્દો દ્વારા કાવ્યનાં શિલ્પ અને સ્થાપત્યનો આખો વિસ્તાર પડ્યો છે !

સહજકવિની વાણીમાં આ આખું વિશ્વ આપોઆપ ઊતરી આવતું હોય છે. કર્મશીલ કવિઓએ કવિકર્મમાં શબ્દો સાથે મથામણ કરવાની રહે છે.

પ્રતિભા અને પ્રયત્ન—એ સિવાય પેલો 'અનિત્ય' શબ્દ 'શાશ્વત' કેમ થઈ શકે ? □

**ક્ષમાપના**

**તન્ત્રીની આકસ્મિક અસાધારણ બીમારી અને તે કારણે આનુષઙ્ગિક પુનર્વ્યવસ્થા કરવાના સઞ્જોગોને કારણે અઙ્કો સમયસર આપી શકાયા નથી તે માટે આપ સૌની ક્ષમા પ્રાર્થીએ છીએ.**

**'કવિલોક'**

# રસાત્મકમ્

પ્રીતિ સેનગુપ્તા

## મધ્ય અમેરિકાના કેટલાંક દેશોની મૃદુ સ્મૃતિ

ગ્વૉતેમાલામાં જ્વાળામુખીની વચ્ચે રહેલા આતિત્લાન સરોવરનો પરિસર–

૧. થયા હશે કૃદ્ધ કોઈ મહા-દેવ
વિશેષ રીતે ક્યારેક–
સળગી હશે આગ ઊંડે ઊંડે,
ફાટ્યા હશે પર્વતોના ગર્ભ
જ્વાળામુખી થઈ.
વહ્યું હશે રક્ત ધગધગતું,
બાળતું, બળતું, પછી
ફેંદાયું હશે, ફેંકાયું હશે
ભૂમિનું અન્તરઙ્ગ સર્વ.
કહે છે કે બન્યું એથી સરોવર આ
–નામે આતિત્લાન.
દેવની-અસુરની કન્યાઓ બધી
ગભરાયેલી કાંઈ રડે, કાંઈ રડે,
આંસુ ડળકડળક વહ્યાં–
થયો જળનો અતિરેક ક્યારેક.
છલોછલ ભરાયું એથી સરોવર આ
ના મલિન કે ના કદિ મ્લાન
–નામે આતિત્લાન.

૨. ઈત્તે ઈત્તે પાણી, ગોળ ખેંચ્યું તાણી.
પાણી નીલું શીતળ, ક્યારેક થાતું ચઞ્ચળ.
હવા, હોડી, મોજાં, પછી જુઓ મઝા.
તીરે ગામો ન્હાનાં, છૂપાયેલાં છાનાં.
જ્વાળામુખી મોટા, હવે નરમ ને ખોટા.
ગોળ ફરતા પર્વત, ટોચે ટોચે જઙ્ગલ.
ઉપર જતી કેડી, લેતી ખીણને તેડી.
લીલાં લીલાં ઝાડ-પાન, લોકો વાવે શાક-પ
છાંયે ટેકો લેવો, વીતે દિવસ એવો.
સાંજે સૂરજ ડૂબે, વાદળ પાછળ પૂગે.
સપાટી તો શાણી, ઈત્તે ઈત્તે પાણી.

## એલ સાલ્વાદોર–

આ ધરતી છે મેં જોયેલી.
અહીંની નહીં,
પણ મ્હારા ઘરની–
છે એ બિલકુલ આવી.
આ કેળ, પપૈયાં, આંબા,
ને નારિયેળનાં ઝાડ તે લાંબાં લાંબાં
આ નદી, પહાડ ને જઙ્ગલ,
ને ઘાસ પણ રઙ્ગે એવું જ અસ્સલ.
કહું કુટિર કે ઝૂંપડાં એને?
છે ઘર-ત્યાં માટીનાં છે, ને
દર્શન છે આખા યે રસ્તે ગ્રામ્ય–
પણ
નથી અહીં "એવું જ" બધું યે સામ્ય.
આ તો દેશ જુદો, ને જન જુદાં છે;
રીતો, વાચા, જીવન જુદાં છે.
ફૂલ ઓળખું ઘણાં, છતાંયે
અન્ય અજાણ્યાં રહે કેટલાં :
ઊંચી ટોચે પીળાં પીળાં
ધાર્યું 'તું કે હસે કેશિયા,
પણ નીકળ્યાં એ કરેણ જેવાં.
લાગે સરખાં, ના પણ લાગે–
રૂપ કુદરતી, જાદુઈ જાણે.
એક જ જણની હોઈ શકે,

ને વાત બધાંની હોઈ શકે-
કે, છે આ ધરતી સાચેસાચ જ કેવી,
કે જોયેલી લાગે, ને તોયે છે એ
સાવ નવી નવી.

## હૉન્ડુરાસ-

બે દેશોએ નક્કી કરી સરહદ-
પણ એ જાણ્યું કઈ રીતે
સળઙ્ગ જતી ભૂમિએ?
માણસોએ કરી લીધા ભાગ-
પણ ક્યાંથી મેળવ્યો
વૃક્ષ, નદી, અરે હવાએ એનો તાગ?
છોડી એક હદ,
પગ મૂક્યો બીજીમાં.
જુદાં જન, જુદા નિયમ,
જુદી એની પોતાની સીમા.
જે છોડ્યું તે સાવ વિસરાયું-
તરત જ
મન આમાં પરોવાયું.
ભૂમિ તો હતી એ જ.
એ જ તો હતો પ્રદેશ.
પણ આહા, શું આ રૂપ.
શું વૃક્ષ, નદી, હવા - અને
પર્વતો તો સ્વાધિકારથી જ નૃપ.
વધુ પ્રિય આ દેશ કુદરતને,
વધુ પ્રિય આ દૃશ્ય.
આપણે તો બસ, હરખ, ને
હરખાવાનું રમ્યાણિ વીક્ષ્ય.

## કોસ્તા રિકા-

દેખાતી જ્યાં મ્હને લૅબરનમ ફૂલોની ઝૂલ,
વીતેલા બાળપણની ઝાંખેરી યાદની
મનમાં વાગી જતી પીળી પીળી કેટલીયે શૂળ.
ઘટાદાર વૃક્ષો પર લાગેલો ગુલમહોરી ફાગ
ઝઙ્ખું અતીત જેનો કદિ નહીં મળવાનો
થોડો પણ ભાગ.
આવે ને જાય ઝીણાં ગુલાબી ફૂલ
જેનું જાણું ના નામ.
સાવ અણજાણી ભાષામાં ઓળખાણ કરવાથી
રહેવાનો ક્યાં સુધી કોઈને ય લાભ?
આંબાને ગમતો હશે શાને
કેળ, નાળિયેરી ને ખજૂરીનો સાથ?-
કે હિણ્ડોળા ખાય, હરખાય,
વાત કરતા રહે દિવસ ને રાત.
અને ઓળખી મ્હને
કહેણ મોકલે કરેણ,
હું બોલું યે શું?
નેણ પહોંચાડે ઇઙ્ગિતથી
પરસ્પર પરિચયને સાચવ્યાનાં વેણ.
જો હોય આ હવા મ્હારી,
ને આ મ્હારી ભૂમિ
હું યે કદાચ ઊગાડું રઙ્ગ રઙ્ગ બાગ બાગ,
સઘળાં યે જૂનાં-નવાં બીજ ચુમી ચુમી.

## હાઈકુ

ભારતી ભટ્ટ

એક ચુમ્બન
નવજાત શિશુને-
ને પયધારા!

રેતીનો તમ્બુ
રેતીના ચન્દ્ર સૂર્ય,
મેઘધનુષ્ય!

વિશાળ વન.
સિંહ, વાઘ, હરણ
વાતો કરતી હું.

શબ્દો સાર
અનરાધાર આંસુ
રચયિતાના.

એક તમાચો.
સન્નાટો આતઙ્કિત
એક ડૂસકું.

## કશું યાદ ના રહ્યું

ચન્દા રાવળ

ત્હમે શું શું કહ્યું?
કશું યાદ ના રહ્યું!
ત્હમે ચાલ્યા ગયા! અમે રોયાં ઘણું.
આંસુ ઉભરાય ઘણાં
સ્મરણોને ખોળું.
ભીનાં મીંડાઓને સ્પરશે બળું!
ત્હમે શું શું કહ્યું!

કહેતા'તા મોરલાને મળતી રહેજે
ટહુકાઓ વીણીને ગણતી રહેજે.
પીંછાંના પગલાંની રજ્જ રજ્જ ધારામાં
એકલાની વેદનાને વણતી રહેજે.
ત્હમે રઘવાઈ વાડીનું વારણ કર્યું
અમે ઝાઝા બળાપાનું વાવણ કર્યું.
તમે શું શું કહ્યું!
કશું યાદ ના રહ્યું.

અરધો દિવસ જાય મોરલાની શોધમાં
સાંજતણી લાલીને પીંખ્યા કરું.
રજ્જ એક પકડીને કાજળની ધારાથી
ખરડાયા પ્યાલાને લૂછ્યા કરું.
ત્હમે ક્ષિતિજને ધાર એક હરણું કર્યું
અમે પોયણાંની પાંખડીનું તરણું ધર્યું
ત્હમે શું શું કહ્યું?
કશું યાદ ના રહ્યું.

## ભાદરવી બપોર

પ્રદ્યુમ્ન તન્ના

હળુ હળુ હીંચોળે લીલાં ચરિયાણને
વાયરો તે લે'રખીને દોટ,
ઓઢીને ઝોક ઝોક અજ્ઞ્વાળાં પોઢી છે
ભૂરી ભાદરવી બપોર !
ચરી ચરી થાકેલાં ગાડરાંય લમ્બાયાં ઘડી લઈ
આમલીની ઓથ,
પાંખી તે ડાળ પરે ઘૂઘવતું ક્યારનું મૂંગું થઈ બેઠું કપોત
ગણગણતી ફરે એક ભમરી કહીં આસપાસ
ઘાસ મહીં ચારે તે કોર !
ઓઢીને ઝોક ઝોક અજ્ઞ્વાળાં પોઢી છે
ભૂરી ભાદરવી બપોર...
દૂર લગી દેખાતી સીધી તે હારમાં ઊભેલા
વીજળીને ખમ્ભ,
માંડું જો કાન તો સરતા સઞ્ચારનો વરતાયે
વેગ વણથમ્ભ !
સીમ સીમ પથરાયો સુણું બ્હાર સોપો
ને તાર મહીં ગુઞ્જરતો શોર !
ઓઢીને ઝોક ઝોક અજ્ઞ્વાળાં પોઢી છે
ભૂરી ભાદરવી બપોર...
અચરજ એવું કે આહીં બેઠે બેઠેય મુને અનાયાસ
વિસ્તરતી ભાળું,
હું જ જાણે દૂરે દૂર પથરાઈ સીમ, લીલું ઘાસ અને
છલછલતું નાળું !
હું જ પરે ચકરાવે સરતી ઓ ચીલ
ને ઝળહળતાં તેજની ઝકોર !
ઓઢીને ઝોક ઝોક અજ્ઞ્વાળાં પોઢી છે
ભૂરી ભાંદરવી બપોર....

## ખાંયણાં

કનુ સુથાર

શું કરું સહિયર ઘર મહીં નવ ગોઠે,
વેણ આવે નહીં હોઠે,
હરાયો જીવ આ.

અન્તરની વાત કેમ કરી ત્હને કેવી,
એકલાં એકલાં સે'વી,
રોકાયાં નીરથી.

ખીલી પૂનમની રઢિયાળી આ રાત,
કોળતી હૈયે વાત,
–અધૂરી હોઠમાં.

## તું કિનારે શું કરે છે?

**નયના જાની**

પગ તળે રેતી સરે છે,
જળ અડી પાછાં ફરે છે.

આ બધું દરિયો જ દરિયો,
તું કિનારે શું કરે છે?

ઓટ ભરતી, ફીણ, મોજાં,
નિષ્પ્રયોજન નીતરે છે!

એક પાછળ એક આવી
ક્ષણ બધીયે સાંકળે છે.

હોવું સાગર જલ છલકછલ,
ડૂબતું ક્ષણ, ક્ષણ તરે છે.

દૂર વિસ્તરતું નિકટતમ
નિત નવાં રૂપો ધરે છે.

તું જ મોજું તું જ પાણી
આવ, શાનાથી ડરે છે?

કોઈ બસ બેસી કિનારે,
આખું ભીતર આવરે છે.

## 'જોઉં છું'

**ધૈવત શુક્લ**

અવકાશમાં દીપી રહેલા વૃક્ષને હું જોઉં છું.
જુગજૂના ઝળહળ ઝળળ સંવૃત્તને હું જોઉં છું!
આજે અહીં કાલે ત્યહીં, ક્યારે ક્યહીં? સમજાય છે,
શૂન્યતાને, કર્મનાં પ્રવૃત્તને હું જોઉં છું!
જે બધું છે તે નથી કૈં, તે જ છે ચારે તરફ,
નાદના ગર્જન સમા આ નૃત્તને હું જોઉં છું!
હું મ્હને જોઈ રહ્યો ને શૂન્યનો સમદર થયો,
કંઈ નહીંના વારિથી આવૃત્તને હું જોઉં છું!
આજ તો સમજાય છે કે પામવાનું શું હતું,
આચ્છાદનો ચાલ્યાં ગયાં, પરિવૃત્તને હું જોઉં છું?

## ગઝલ

**ધીરુ મોદી**

અજવાળાએ અન્ધારું કંઈ પીધું હશે;
મૃગજળ પાસે દરિયાએ કંઈ લીધું હશે.

અષાઢ રાતે લહલહ લહકે વીજલધારા;
મોરલિયાની કેકાએ કંઈ દીધું હશે.

ચન્દ્રમુખીએ ડાળ નમાવી ફૂલડું ચૂંટ્યું:
પતઝિયું પન્ના તે દેખી કંઈ બીધું હશે.

સૂર્ય, ચન્દ્ર ને તારાગણ સૌ ટોળે વળિયા;
અચરજ ગૂંથી સુંગરીએ કંઈ કીધું હશે.

અવળસવળ ને વાંકુંચૂકું ઝરણું દોડે:
ડુન્ગર હેઠે તળિયામાં કંઈ સીધું હશે.

## 'ડોકિયાં'

**સુધીર દેસાઈ**

ધુમ્મસમાંથી ક્યારેક
ડોકિયાં કરતું ફાનસ
દૂર દૂરથી દેખાય એમ
ડોકિયાં કરે છે કોઈ મ્હારામાંથી.

હાંફી ગયેલ રાત્રીમાંથી
નીકળી આવે છે આંખો ચકળવકળ થતી
થોડીવાર માટે.
ફરીથી કાર્યરત થવા માટે
ડૂબી જાય છે પાછી રાત્રીમાં.

દોરી ઉપર લટકાવેલ પડદાની જેમ
લટકી રહી છે રાત્રી.

ઉન્દરની માફક કંઈક શોધી રહેલ કોઈ
ફરી પાછું ચાલ્યું ગયું મ્હારામાં
ધુમ્મસમાં ડૂકી જતા ફાનસની જેમ
દૂર દૂર.

## 'ટકોરા હવામાં'

રશીદ મીર

સમય આંખમાં ઑગળે છે હજી
અને કોઈ પાછું વળે છે હજી.

અડીખમ ઊભા શ્વાસના ખારવા,
અનાગતનાં જળ ખળભળે છે હજી.

નહિંતર એ ક્યાં પર છે મ્હારા થકી?
અવશ જાત વચ્ચે ઢળે છે હજી.

નદી-નાવ સઞ્જોગ જેવું હતું
તરઞ્ઞોને ક્યાં કળ વળે છે હજી.

છબી થઈ ગયું કોઈ પલવારમાં
જુઓ આંખમાં ઝળહળે છે હજી.

ઉખેડો કોઈ ભીંતના પોપડા
તિરાડોમાં ચહેરા હળે છે હજી.

કૈંથા 'મીર' એક મેઘલી સાંજની
ટકોરા હવામાં લળે છે હજી.

## આપ છો

જિગર ટઙ્કારવી

વાત શું આપની આપતો આપ છો,
અલ્પમાં પૂર્ણ છો પૂર્ણનો વ્યાપ છો.

કોઈ રીતે ન ભૂલી શકું આપને
શ્વાસ ઉચ્છ્વાસ જેવા પરમ જાપ છો.

આપને જોઉં કે સાંભળું આપને
છન્દ, લય, સૂર ને તાલ આલાપ છો.

આમ જળમાં અને આમ જળથી અલગ
એક પઙ્કજ સમા આપ નિષ્પાપ છો.

વ્હાલમાં લીમડાની શીતળ છાપ, ને
ક્રોધમાં ઓતરા ચીતરા તાપ છો.

## અજવાળી બેઠાં

લાલજી કાનપરિયા

સપનાંઓને પાળી બેઠાં,
પાંપણને પમ્પાળી બેઠાં.

આંગળીઓ બખ્તરમાં પૂરી
સ્પર્શોને પણ ખાળી બેઠાં.

સ્મરણોભીના કાંઠે બેસી
આંખોને પિગાળી બેઠાં.

નળિયા જેવું નસીબ લૈને
ચાંદરણાંને ચાળી બેઠાં.

ફળિયામાં ફૂલો ખીલ્યાં તો
છબિ રૂડી નિહાળી બેઠાં.

મઘમઘતું એક ઝરણું આખું
લોહી વચાળે વાળી બેઠાં.

પ્રતીક્ષાનાં તોરણ બાંધી
ઢોલડિયો કૈં ઢાળી બેઠાં.

લાગણીઓના દીપ જલાવી
ઇચ્છાઓ અજવાળી બેઠાં.

## કમ્પે

મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'

(ગઝલ)
મૃગજળ વચ્ચે ઝળહળે કમ્પે!
પ્રીત્યું શેઢે ટળવળ કમ્પે!

ચારે દશની વાતું લઈને;
ભર બપ્પોરે બળબળ કમ્પે!

ભેદ ભરમનાં ભાથાં બાંધી;
રમખાણોમાં દળદળ કમ્પે!

તમરાંની ચિચિયારી જોઈ
અન્ધારાનું સળવળ કમ્પે!

જીવતરી ગાડાના તળિયે;
સ્વપ્નાંનું તો જળજળ કમ્પે!

રોજ ઉઠીને 'મઙ્ગળ' સાથે...
પડછાયાનું પળપળ કમ્પે!

## કોણ ?

લાલજી કાનપરિયા

કોણ એકડા વગરનાં મીંડાં જી રે ?
કોણ અટકળનાં સેવે છે ઈંડાં જી રે ?

કોણ વાદળ થૈ છાંટોયે વરસે નહીં ?
કોણ માટી થૈ કણકણમાં તરસે નહીં ?

કોણ સગપણમાં પાડે છે છીંડાં જી રે ?
કોણ એકડા વગરનાં મીંડાં જી રે ?

કોણ આથમતી સાંજના જેવું ઉદાસ ?
કોણ ગણતું રહે હજી દિવસ ને માસ ?

કોણ લાગણીનાં ચાવે છે બીડાં જી રે ?
કોણ એકડા વગરનાં મીંડાં જી રે ?

કોણ ટહુકીને રહી ગયું મૂંગું રે લોલ ?
કોણ કણ્ઠમાં પાળે છે રૂંગું રે લોલ ?

કોણ ગઠરીમાં બાંધે છે પીડા જી રે ?
કોણ એકડા વગરનાં મીંડાં જી રે ?

## ગઝલ

દિનેશ ડોંગરે

કોણ મ્હારાં અશ્રુ લૂછી જાય છે?
દર્દનું અસ્તિત્વ પૂછી જાય છે!

સ્હેજ અમથી એ બતાવે લાગણી (ને)
આખે આખું અઙ્ગ ધ્રૂજી જાય છે.

મૌન રહેતાં આત્મ ડઙ્ખે છે મને
બોલું તો વિશ્વાસ ઊઠી જાય છે.

હું લખું છું રોજ મ્હારું ભાગ્ય ને
કોઈ આવી રોજ ભૂંસી જાય છે.

સુપ્ત ઇચ્છા સ્વપ્ન થઈને આવતી
મ્હારું હું પદ ઊંઘી જ્યારે જાય છે.

જાઉં જ્યાં જ્યાં, ત્યાં ઉદાસી હોય છે,
કો'ક પગલું મ્હારું સૂંઘી જાય છે!

## એક રિએક્શન કાવ્ય

ફિલિપ ક્લાર્ક

શાન્તિની વાતો કરતાં રાષ્ટ્રો
સરવાળે બની જતાં ધૃતરાષ્ટ્રો,
અશ્વત્થામાની જેમ ફાંફાં મારતા માણસો.
કથા રામની, આચરણ રાવણનું...
આંખમાં ખૂંચતું કણું
બની રહેલા પરમાણુ.
અળાઈઓની જેમ ચટકો ભરતો અજમ્પો,
પ્રશ્નોનાં બાઝી જતાં પ્રસ્વેદબિન્દુ.
લાલ, લીલાં સિગ્નલ નિરર્થક,
માણસ સાથે અથડાઈ જતો માણસ,
અક્કલ પર વાગી ગયેલાં બક્કલ,
પાણી વિનાની બોટ, ધ્યેય વિનાની દોટ.
સૌકોઈ જુએ છે ધજાઓ,
પાયામાં લાગેલા લૂણાને કોઈ આંગળી અડાડતું નથી
બળતામાં હોમાતાં ઘી,
ટૂંટિયું વળી જતા લુખ્ખા સુક્કા દિવસો.
વાતો અજવાળાની રાતો અન્ધારાની
ખુરશીમાં ખુશામત ટેબલમાં સન્નાટકડી.
અસત્યને ઓક્સિજન, સત્યના, મૂંઝાતા શ્વાસ.
ન્યાય મળતાં મળતાં ભરખી જતો અન્યાય.
રેલવેના પાટાની જેમ લમ્બાતી જતી, અસમાનતા.
બોદાં આશ્વાસનો, લેવાતી સોપારી.
પીઠ... ખઞ્જર. ઘા થમ્ભી ગયેલા વગડાના વા'
મારા મારાના મન્ત્ર
ચાલી રહેલું સહિયારું તન્ત્ર
અત્ર...તત્ર, સર્વત્ર. વિચિત્ર.

## ગઝલ
**રવીન્દ્ર પારેખ**

*ક્યારનું મ્હારે એ કહેવું છે,*
*આ મોતી ઝાકળ જેવું છે.*

*ત્હારી આંખ મ્હને આપે, તો,*
*આંસુ થઈ મ્હારે વ્હેવું છે.*

*મેઘધનુ તૂટે છે પાછું,*
*આજે તો ઝીલી લેવું છે.*

*સરનામાં તો નૌકા રાખે,*
*મ્હારે તો દરિયા જેવું છે.*

*ત્હારે ઊડવું હોય તો ઊડ તું,*
*મ્હારે ધરતી પર રહેવું છે.*

*ઊડવા માટે કેમ મથે ના ?*
*પથ્થરનું પણ પારેવું છે.*

## '...મ્હારે દ્વારે'
**ધૈવત શુક્લ**

*સાવ અચાનક આવી ઊભું મ્હારે દ્વારે,*
*કેમ કરીને ટાળું, કેમ નીકળું બા'રે ?*

*જરાક અમથું ઈચ્છું કે હું ભાગી નીકળું,*
*આવીને સન્તાઈ રહેતું મનની ધારે !*

*કોને, પૂછું — કયા મારગે કોણ આવતું,*
*છાનુંમાનું મનની ધારે વારે વારે !*

*સહજ ગાન ને સહજ બજે છે રણઝણ ઝીણી,*
*કહેની જાણે સદા વસું છું અન્તર ત્હારે !*

*હું ય તણાઉં અમથી આ લીલાના લયમાં,*
*થનગન થનગન થતું વિશ્વ એના અણસારે !*

## સૂડી વચ્ચે સોપારી
**નયના જાની**

*વાત હતી ત્હારી મ્હારી, સૂડી વચ્ચે સોપારી,*
*થઈ વિમાસણ બહુ ભારી, સૂડી વચ્ચે સોપારી.*

*સુરતા સઘળી પરવારી, સૂડી વચ્ચે સોપારી,*
*નથી છટકવાની બારી, સૂડી વચ્ચે સોપારી.*

*સાનભાન હારી હારી, સૂડી વચ્ચે સોપારી*
*ફાવે નહીં કોઈ કારી, સૂડી વચ્ચે સોપારી.*

*ક્યાંક હતાં તે પુષ્પોમાં, કોક વેળની ખુશબોને,*
*અત્યારે કાં સમ્ભારી ? સૂડી વચ્ચે સોપારી.*

*ભરી બપોરે ફળિયામાં ફૂલ આપવાની ઘટના,*
*ના ધારી ના અણધારી, સૂડી વચ્ચે સોપારી.*

*અલપઝલપ શમણે ઝબકી, જાગું ત્યાં પામું અદકી*
*શ્વસું ક્ષણો હું બેધારી, સૂડી વચ્ચે સોપારી.*

*હોવાના કટકેકટકા, હોવાનો ચૂરેચૂરો,*
*છતાં હયાતી કણ્ડારી, સૂડી વચ્ચે સોપારી.*

*આંખોમાં દોરયો જોયો, ત્યાર પછીનું યાદ નથી,*
*ક્યાં ડૂબી, કોણે તારી ! સૂડી વચ્ચે સોપારી.*

## જિજીવિષા
**ધીરુ મોદી**

*માત્ર એક જ તરણું*
*ફૂટેલું*
*અફાટ રણમાં.*
*પણ*
*પૂરી તાકાતથી*
*પહોંચી જવા મથે*
*પૂરા મહેરામણમાં....*

## મરણોન્મુખ ચોરનું ગીત

મનોહર ત્રિવેદી

ખૂબ ઠોંસા ખાધા ને થયું ઠીં... ઠીં,
ખાંસીએ ગળફાને આંચકા દીધા, છતાં ન ભેદાશે છાતીનો કોઠો.
જેલોના સળિયા તો કૈંક વાર વાળ્યા'તા,
વાળી શક્યો ન મારી જાત,
અન્ધારાં ઉગમણે આથમણે ઠેલ્યાં, પણ
વીતે ના શેય હવે રાત;
ભીંતોનાં બાકોરાં જેવાં આ ફેફસાંમાં કેમ કરી વળશે રે ગેઠો ?
બીડીની હોય એક ઝૂડી ને હોય એક
બાકસ ત્યાં ઓરડે ઝગારા,
નેફામાં હોય એક એવો ગણેશિયો કે
પલકારે તૂટે પટારા;
થાણામાં ઊઘડતી જાય ભલે કોટડી મ્હેં બન્ધ કર્યાં હોય ભાઈ, હોઠો.
નાળ્યું જન્ઝાળ્યું કે હડીયું કે હાંકોટા
ઉતારે સાબ્યના મુકામ,
માઈનો લાલ તયેં જલમ્યો ન'તો કે
વગર હથિયારે ભીડે જે હામ:
એવો બડકમદાર માર્યો ત્હેં હોત રામ, હુંય ત્હને કે'ત બાપ, લોંઠો !

## એકલવાયું ગીત

રતિલાલ સથવારા

એકલવાયું ગીત
હવે હું સાવ ભુલાયી પ્રીત.
કાળમીંઢ વરસે છે મુજ પર એકલતાનો શાપ,
પળપળનો મૂંઝારો કેવો, રહ્યું નહીં કૈં માપ !
હવે નહીં કોઈ મીત,
હું બેસૂરું સઙ્ગીત.
ભડભડ સળગે ખેતર મ્હારું પહોંચી ઊંચે જ્વાળા,
પાણીની આશામાં બેઠો કોણે બાંધ્યા પાળા ?
રામવિહોણી પ્રીત,
હું એકલવાયું ગીત.

## ગઝલ

ધીરુ મોદી

ચન્દ્રના ઉમઙ્ગનું ઘર મ્હારું છે;
પન્થમાં અહીં તહીં અજવાળું છે.

આ જગત જરાજરામાં ઘેલું છે;
છાપરે ચઢેલ જ્યાં દેવાળું છે.

ઝાડ વાટડી જુએ : ઝઙ્કે કોને ?
ઝાંઝવું જુઓ અહીં છોગાળું છે.

આંકડા ઘણા ગણું પણ અટકું ક્યાં !
એકમાં જ તો બધું રજવાડું છે.

વેદના અહીં હસે છે કણ્ટકોમાં;
ઝઙ્ખના કને હવે તો બારું છે.

## સાંભરી

રશીદ મીર

સાંભરી આવ્યો ચૈતરી તડકો
લીમડા નીચેનો અડકો-દડકો.

ટીબમાં ચાંચ બોળતાં પક્ષી
લ્હેરખી સઙ્ગ ઝૂલતો ફડકો.

ઊંઘેરટી બનેલી શેરી ને
ધોમ ધખતો બપોરનો ભડકો.

એક ભિલ્લુ સખીએ કિધું'તું
વારા ફરતી બધી મ્હને અડકો.

પડખે એવા ભરાઈને બેઠા
ટેરવામાં હજીયે છે ચડકો.

માળિયા પર રવૈયા નેતર છે
ઊંઘમાં તોય સાંભળું ઝડકો.

ગામ પાછા ફરી શકાયું ના
'મીર' લાંબી થઈ ગઈ સડકો.

## અનુવાદ

### મરાઠી કવિતા

જયા મહેતા

પ્રાચીન કાળથી આજ સુધીની મરાઠી કવિતાનું ઐતિહાસિક વિહઙ્ગાવલોકન પણ થઈ શકે, એ માટે પ્રાચીનતમ ઉપલબ્ધ કવિ સોમેશ્વરથી આરમ્ભ કરીને સમયાનુક્રમે આજ સુધીના કવિઓની રચનાઓ અહીં ગુજરાતી અનુવાદમાં રજૂ કરીશ. એનો આસ્વાદ-આનન્દ સહૃદય ભાવકો માણે એ એની ફલશ્રુતિ.

પ્રથમ ત્રણ હપ્તા ભક્તિયુગનાં કાવ્યોનાં છે.

પ્રાચીન-મધ્યકાલીન ધર્માધિષ્ઠિત રચનાઓનું મૂલ્યાઙ્કન આજે નવેસરથી થઈ રહ્યું છે, ત્યારે ખ્યાલમાં હોય જ કે કવિતા સર્વકાલીન હોય છે અને કવિતાની વિભાવના સતત બદલાતી રહે છે. આધુનિક કવિતાપ્રેમી રચનાને મુખ્યત્વે કલાકૃતિ તરીકે જુએ છે. પ્રાચીન-મધ્યકાલીન રચનાઓમાં પણ સ્પર્શક્ષમ જીવન્તપણું, ઉત્કટ ભાવસંવેદન, અર્થપૂર્ણ અનુભૂતિ હોય છે, ચિન્તન અને સંવેદનની એકરૂપતા હોય છે. ભાવચિન્તનાત્મક અનુભૂતિ સમુચિત અલઙ્કાર-પ્રતીક-કલ્પન અને અર્થવ્યઞ્જક અને લયસિદ્ધ પદાવલિથી આવિષ્કૃત થાય છે.

### (૧) સોમેશ્વર

*જેણે રસાતલમાંથી*
*મત્સ્યરૂપે વેદ આણ્યા!*
*મનુ શિવ વગેરે વર્ણવ્યા!*
*એ સંસારસાગર-તારક*
*મોહન્તા નારાયણ ॥*

(સોમેશ્વર : જન્મમૃત્યુકાળ અનિશ્ચિત. દક્ષિણ ભારતના ચાલુક્યોમાંથી રાજા ત્રીજા સોમેશ્વર. રાજ્યકાળ સન ૧૧૨૬-૧૧૩૮. ઉપલબ્ધ મરાઠી પદ્યમાં પ્રાચીનતમ.)

### નિવૃત્તિનાથ

*બિમ્બ બિમ્બ એકબિમ્બિત સમ્યક! આપ ત્રણેય લોકે એકરૂપ ॥*
*ગોપાળની લાધી આ મુદ્રા કૃષ્ણરૂપ । સર્વત્ર જોયા ચતુર્ભુજ ॥*
*નીલિમા આકાશે નીલવર્ણ તેજ । ગોપાળ સહજ બિમ્બ-આકાર ॥*
*નિવૃત્તિ રીત નીલવર્ણ ખરો । કૃષ્ણ પધાર્યા નન્દઘેર ॥*

(નિવૃત્તિનાથ : સન ૧૨૭૩-૧૨૯૮. નાથસમ્પ્રદાયી યોગી જ્ઞાનેશ્વરના મોટા ભાઈ અને ગુરુ)

### જ્ઞાનદેવ

*ઘન વાજે ઘણણણ, વાયુ બજે રણઝણ ।*
*ભવતારક હે કહાન, વેગે ભેટવા આવ રે ॥*

*ચન્દ્ર અને ચાંદની ચમ્પો ને ચન્દન*
*દેવકીનન્દન વિણ ના ગમે રે ॥*

*ચન્દનની ચોળી મ્હારાં સર્વ અઙ્ગ બાળે ।*
*કૃહાના વનમાળી વેગે ભેટવા આવ રે ॥*

*ફૂલની પથારી શીતળ સુન્દર ।*
*દઝાડે આગ જેમ, વેગે બુઝાવવા આવ રે ॥*

*ત્હમે ગાઓ સુસ્વરે, સાંભળો ન દો ઉત્તર ।*
*કોયલોને ત્યજવી. ત્હમારે ઓ બાઈઓ ॥*

*દર્પણે જોતાં રૂપ, ન દેખાય માહરું*
*બાપરખુમાદેવીવરે વિઠ્ઠલે મ્હારું જોને આવું કર્યું ॥*

(જ્ઞાનદેવ (જ્ઞાનેશ્વર) : સન ૧૨૭૫-૧૨૯૬. સુપ્રસિદ્ધ 'જ્ઞાનેશ્વરી'ના રચયિતા, સન્ત.)

### મુક્તાબાઈ

*કરોળિયાને બાંધી ગળે દોરી ।*
*જુએ જઈ ઘરે તો તન્તુ નથી ॥*
*એવું થયું બાઈ જ્યારે નથી એકતત્ત્વ ।*
*બીજી જ્યારે સહાય ત્યારે એ અન્ધ ॥*
*એવી હું તો અન્ધ જતી હતી વ્યર્થ ।*
*પ્રકૃતિની ત્યાં મળી ગઈ સહાય ॥*
*મુક્તાને સાવધ કરે નિવૃત્તિરાજ ।*
*હરિપ્રેમે સમજાય એકતત્ત્વ ॥*

(મુક્તાબાઈ : સન ૧૨૭૯-૧૨૯૮. નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વરનાં ન્હાનાં બહેન. સન્ત.)

## ૨. ચાંગદેવ

*આનન્દવને ભ્રમર હતો । ઝટ્ટારે ઊડ્યો ક્યાં ગયો ॥*
*નામ નહીં રૂપ નહીં । જોવા ગયો તો કાંઈ જ નહીં ॥*
*રહ્યો ગુઞ્જારવ શબ્દ વિરમ્યો ॥ વટેશ્વર ચાંગા વિસ્મિત થયો ॥*

[ચાંગદેવ : જન્મસાલ અનિશ્ચિત મૃત્યુ સમ્ભવત : સન ૧૨૯૮માં ચાંગદેવ વટેશ્વર નામે પ્રસિદ્ધ]

## નામદેવ

*રાત કાળી ગાગર કાળી, જમુનાજળ પણ કાળાં હો મા ॥*
*ઓઢણી કાળી કજ્જન કાળાં, કણ્ઠે મોતી એકસરી કાળી હો મા ॥*
*હું કાળી, કાંચળી કાળી, પાલવ કિનારી કાળાં હો મા ॥*
*એકલી પનઘટ ન જાય સજની, સાથે મોકલો મૂર્તિ સાંવળી હો મા ॥*
*વિષ્ણુદાસ નામાની સ્વામિની કાળી, કૃષ્ણમૂર્તિબહુ કાળી હો મા ॥*

[નામદેવ : સન ૧૨૭૦-૧૩૫૦ વારકરી પન્થના પ્રસારક 'વિષ્ણુદાસ નામા' નામે પણ પદ્ય રચ્યાં છે.]

## જનાબાઈ

*પહેલી મ્હારી ઓવી પરોવીશ ત્રણ જગ । ગાઈશ પવિત્ર પાણ્ડુરઙ્ગ ॥*
*બીજી મ્હારી ઓવી બીજે નહીં ક્યાંય । જનમાં વનમાં ભેટે પાણ્ડુરઙ્ગ ॥*
*ત્રીજી મ્હારી ઓવી ત્રીજું નહીં ઠામ । સર્વત્ર દેવ પાણ્ડુરઙ્ગ ॥*
*ચોથી મ્હારી ઓવી ઓર્યું દળણું । ગાઈશ કેવળ પાણ્ડુરઙ્ગ ॥*
*પાંચમી મ્હારી ઓવી મ્હારું પિયર । રહે નિરન્તર પાણ્ડુરઙ્ગ ॥*
*છઠ્ઠી મારી ઓવી છયે શાસ્ત્ર થાક્યાં । ગુરુમૂર્તિ ભેટ્યા પાણ્ડુરઙ્ગ ॥*
*સાતમી મ્હારી ઓવી યાદ આવે ઘડી ઘડી ।*
*જોયાં મ્હેં આ આંખે પાણ્ડુરઙ્ગ ॥*
*આઠમી મ્હારી ઓવી અઠ્ઠાવીશ યુગથી ઊભા*
*ચન્દ્ર ભાગા-કાંઠે પાણ્ડુરઙ્ગ ॥*
*નવમી મ્હારી ઓવી પૂરું થયું દળણું ।*
*ટાળ્યું રે મરણ પાણ્ડુરઙ્ગ ॥*
*દશમી મ્હારી ઓવી દશ અવતાર ।*
*આવે સંસારે પાણ્ડુરઙ્ગ ॥*

[જનાબાઈ : નામદેવનાં સમકાલીન]

## સાંવતા માળી

*કાંદા મૂળા ભાજી । આખેઆખી વિઠાબાઈ મ્હારી ॥*
*લસણ મરચાં કોથમીર । આખેઆખા મ્હારા થયા હરી ॥*
*કોશ દોરડાં કૂવો દોરી । આખેઆખી વ્યાપી પંઢરી ।*
*સાંવતી કહે કરી વાડી । વિઠ્ઠલ ચરણે ગાગર ધરી ॥*

[સાંવતા માળી : જન્મ સાલ અનિશ્ચિત મૃત્યુ સન ૧૨૯૬]

## નરહરિ સોનાર

*સૂર્ય હોય ગગને । પણ દેખાય છે જીવનમાં ॥*
*મેઘ હોય આકાશે । પાણી પડે ધરતી પરે ॥*
*આકાશે ચન્દ્ર તારાગણ । બિમ્બ દેખાય છે પાણીમાં ॥*
*બિમ્બ જોઈએ દર્પણે । બિમ્બ દેખાય છે તેમાં ॥*
*આત્મ અનુભવે જોઈએ । દેખાય છે દેવ નરહરે ॥*
*ગુરુકૃપા હોય જો હોય પૂર્ણ । નરહરિ આસક્ત દિનરાતે ॥*

[નરહરિ સોનાર : સમ્ભવત ૧૩મી ૧૪મી સદી]

## ચોખા મેળા

*શેરડી કુરૂપ ભલે રસ નહીં કુરૂપ ।*
*કેમ ભૂલે છે ઉપરના રઙ્ગરૂપે ॥*
*કમાન કુરૂપ ભલે તીર નહીં કુરૂપ*
*કેમ ભૂલે છે ઉપરના રઙ્ગરૂપે ॥*
*નદી કુરૂપ ભલે જળ નહીં કુરૂપ ।*
*કેમ ભૂલે છે ઉપરના રઙ્ગરૂપે ॥*
*ચોખા મેળા કુરૂપ પણ ભાવ નહીં કુરૂપ ।*
*કેમ ભૂલે છે ઉપરના રઙ્ગરૂપે ॥*

[ચોખા મેળા : જન્મસાલ અનિશ્ચિત મૃત્યુ સન ૧૩૩૮]

## ૩. એકનાથ

*વાયરે કુણ્ડળ હાલે, વાંકે નયણે રાધા ચાલે ।*
*કેળાં, બોર, જામ્બુ, કણસ લઈ નારણી છાબમાં સરસ*
*રાધાને જોઈ ભૂલ્યા હરિ, બળદ દોહ્યા હરિ, હરિ ।*
*હરિને જોઈ મન આ ભૂલ્યું રાધાએ ખાલીખમ વલોવ્યું*
*એકાબીજા આ કેટલાં હળ્યાં એકમેકનાં અહીં ભળ્યાં*
*મન આ મળ્યું મનની સાથે જનાર્દન ભળ્યા એકનાથે ।*

(અનુ. સુરેશ દલાલ)

[એકનાથ : સન ૧૫૩૩-૧૫૯૯ સન્ત કવિ]

---

કવિલોક : [illegible] ૧૯૯૮/૧૫

## તુકારામ

બીજમાં વૃક્ષ છે, વૃક્ષમાં બીજ છે ।
આદિ ને અન્તમા બીજ તો બીજ છે ॥
તાહરું ને માહરું આપણું એવું છે ।
એકમેકમાં સદા પીગળ્યા જેવું છે ॥
જળમહીં તરઙ્ગ છે, તરઙ્ગમાં જળ છે ।
જળની આ લીલા સકળ ને અકળ છે ॥
તુકા કહે બિમ્બની છાંય પ્રતિબિમ્બમાં ।
લયવિલય કાળ તો જાય છે અનન્તમાં ॥

(અનુ. સુરેશ દલાલ)
(તુકારામ : સન ૧૬૦૮-૧૬૪૯ સન્તકવિ)

## બહિણાબાઈ

સુખે પહેર તું વૈજયન્તી । ન ઝઙ્ખના એની મ્હને ॥
માણેક મોતી તું પહેર કણ્ઠે । તુળસી માળા બસ છે મ્હને ॥
ત્હને ટીલું કેસર કસતુરી । અમારે નામમુદ્રા ભાલે ॥
મોટાં આયુધો ત્હારા હાથે । તાળદિણ્ડી અમારા હાથે ॥
બહિણા કહે એથી અહો । સુખપ્રેમ છે હૃદયે મ્હારે ॥

[બહિણાબાઈ : સન ૧૬૨૮-૧૭૦૦]

## શેખ મહમ્મદ

આવું કર્યું આ ગોપાળે । નહીં પવિત્ર-અપવિત્ર ॥
કાંટા કેતકીના છોડ પરે । અન્દર જન્મ્યો કેવડો ॥
કાંટા ફણસના અઙ્ગે । ભીતર સઞ્ચય અમૃતનો ॥
શ્રીફળ ઉપરથી કઠણ કઠણ । પણ ભીતર ભર્યું છે જીવન જળ ॥
શેખ મહમ્મદ અવીંધ । તેના હૃદયે છે ગોવિન્દ ॥

[શેખ મહમ્મદ : સન અનિશ્ચિત એકનાથના સમકાલીન હશે.]

## રામદાસ

રામ આકાશે પાતાળે । રામ રમે ભૂમણ્ડળે
રામ યોગીઓના મેળે । સર્વ કાળ પ્રતીક્ષા કરે ॥

રામ નિત્યનિરન્તર । રામ બાહ્ય-અન્તરે ।
રામ વિવેકના ઘરે । ભક્તિથી એ સાંપડે ॥

રામ ભાવથી મળે । રામ ભક્તિથી પ્રગટે ।
રામ ઐક્યરૂપ જોડે । મૌન પડે કાને ॥

રામ યોગીઓનું મણ્ડળ । રામ ભક્તોનું ભૂષણ ।
રામ છે આનન્દવન । કરે દાસનું રક્ષણ ॥

[રામદાસ : સન ૧૬૦૮-૧૬૮૨ સન્ત કવિ.]

## વામન પણ્ડિત

ગોવિન્દ લો બાઈ ગોપાળ લો ।
દામોદર લો બાઈ માધવ લો ॥ ધ્રુવ
માથે મટુકીમાં દહીંદૂધમાખણ મથુરા વચ્ચે વ્રજનારી ।
હરિલગનીથી ગોવાળણ ગોરસ વીસરી
લો લો કહેતી મુરારિ ॥

ચક્તિ-વિસ્મિત મથુરાની બ્રાહ્મણીઓ પૂછતી એને પ્રેમભાવે ।
વિપ્રવધૂને ગોપિકા કહેતી સૌંદર્યો અને તેનાં નામ ॥

એ પ્રીતિથી અજા આપતી બ્રાહ્મણી જેમ સરસિજ-પાણી ।
વામન ભજે ત્હેને સર્વ સમર્પી દે સાંભળીને ત્હેની જ વાણી ॥

[વામન પણ્ડિત સન ૧૬૦૮-૧૬૯૫]

## અનામી કવિ (લોકગીત)

પીળી હું પાંખડી જી ॥
પીળી કૃષ્ણનાથ ચમ્પાની કળી
પીળી સાડી ઝીણી સાંપડી
પાલવ પર શેવંતી જી ॥
પીળી ચોળી પર જડ્યાં મોતી ।
પીળી કિનારી પર પણ જી ॥
પીળી બની શ્રીહરિ કને આવી ।
પીળી હું પાંખડી જી ॥

❒

## ગ્રીષ્મ-વર્ષા

કલાધર વૈષ્ણવ

ઉનાળાનો તીખો તડકો,
સૂરજ જાણે ભારે ભડકો !

ઊની લૂ શોધે છાયા,
પક્ષી માળે જઈ ભરાયાં.

રસ્તા કેવા ઊનાઊના,
માણસ વિના લાગે સૂના.

ઝાંઝવા જળથી વગડો ના'ય,
રેબઝેબ પરસેવે કાય.

ખેતર-પાદર સૂકાંભઠ્ઠ,
પાણીતરસે તરસ્યા કણ્ઠ.

તળાવકૂવા ખાલીખમ,
ખેડુ નજરું ઠાલીઠમ.

લોકો ઝંખે પાણી પાણી,
વર્ષાએ એ વાત જ જાણી.

ઘન ગરજન્તી દોડી આવી,
સાત સમન્દર સાથે લાવી.

જલધારાની રેલમછેલ,
મયૂર સંઙ્ગે નાચે ઢેલ!

## ખિલ ખિલ ખિલ ટુરુક ટુરુક

નીતા રામૈયા

ખિસકોલીની કઠણાઈ, શીંગ વિના ભૂખી બેઠી.
જામફળ જોઈ કતરાઈ, ત્યાં એક ભમરી બેઠી.
આંબે ચડતાં ગભરાઈ, વાંદરાની ટોળી બેઠી.

સામે ઊભા મોટા ઝાડે
જોયું તો ત્યાં
નહીં ધાક
નહીં ધમકી,
નહીં હાક
નહીં ચીમકી.
મોટા ઝાડે
ડાળે ડાળે
જામ્બુ જોઈને

એ તો દરિયા જેટલું છલકાઈ :
ખિલ ખિલ ખિલ ટુરુક ટુરુક.
આભ જેટલું મલકાઈ :
ખિલ ખિલ ખિલ ટુરુક ટુરુક.
ધરતી જેટલું હરખાઈ :
ખિલ ખિલ ખિલ ટુરુક ટુરુક.



ફૂલને મળી ફોરમ, ને કોયલને મળ્યું ગીત
ને, મને શું? કાનમાં કહું? માની મીઠી પ્રીત!

'પરંતપ'

### ન્હાની ન્હાની વાત

નન્દિતા ઠક્કર

ન્હાનાં છોકરાંની ન્હાની ન્હાની વાત
વાત કહું કૈંક ત્યાં તો પડી ગઈ રાત.

રૂડી રાતે આભલામાં ન્હાના ન્હાના તારા
તારા સંગે રમતા રહે ચાંદામામા મ્હારા

હું પૂછું મમ્મીને મામા આકાશે કેમ વસતા?
મમ્મી કહેતી પપ્પા જાણે, પપ્પા તો બસ હસતા!

મમ્મી ગાતી ગીતો મીઠાં, મીઠું કરતી વ્હાલ.
કદીક ધમકાવે તો, મ્હારી પપ્પા બનતા ઢાલ.

પપ્પા સાથે ડાહી ડાહી વાતો કરતો ઝૂમું,
સૂરજદાદા જાય ડૂબી તો નીંદરડીને ચૂમું.

નીંદર ખોળે સૂતાં સૂતાં પૂરી થઈ ગઈ રાત.
ન્હાનાં ન્હાનાં છોકરાંની બાકી રહી ગઈ વાત.

### ગ્રીષ્મ

કલાધર વૈષ્ણવ

વાદળી વાદળી વરસ વરસ,
ધરતી હૈયે લાગી તરસ.

પક્ષી ઝંખે પાણી પાણી,
પશુઓ બૂમો પાડે તાણી !

નદી, તળાવે નીર સુકાય,
વનવગડામાં અગન મુકાય.

વાયરા બહુ બળબળતા વાય,
ખેતર-પાદર ઝાંઝવે ના'ય.

વડને છાંયે પરબ બન્યાણી,
ડોશી બેઠા પાતાં ઠંડા પાણી.

ખૂટ્યાં પાણી થતા ઉચાટ,
વર્ષાની સૌ જોતાં વાટ.



### ફુવાર

માણેકલાલ પટેલ

વીજ તેજનાં બુન્દ બુન્દનો ઉછાળ ઊં
    ફુવાર ફુવાર...
હીરા મોતી જેવા છૂટે ફૂટે
    ફુવાર ફુવાર...
રજ રજની ઝલમલ થાતી ઝારી
    ફુવાર ફુવાર...
ફૂલઝરી શી સેરો વળતી પાછી
    ફુવાર ફુવાર...
ભીના ભીના ભાવે ગરમી કાપે
    ફુવાર ફુવાર...
ફૂલછોડને ઠંડક છાંટી આપે.
    ફુવાર ફુવાર...
સમીપ સૌને ઠંડકનું સુખ આપે
    ફુવાર ફુવાર...!

### ગલીગલી

એકલવ્ય

*મન્જુ સાથે રમતાં રમતાં*
*એક હાથ એનો ઝાલીને*
    *આપું છું હું તાલી*
*મ્હારે તો જોવી'તી એથી*
*ચમચમતી કેવી આવે છે*
    *હથેલીઓમાં લાલી*
*પણ એ લુચ્ચી*
*પકડી મ્હારો હાથ, કેડમાં*
    *ગલી કરી અકળાવે;*
*બન્ધ એની મૂઠીથી છૂટવા*
*ઊંચો આડો થાઉં, છતાંયે*
    *કડવું હસવું આવે.*
*હાથ છોડીને પછીથી એણે*
    *ગળે ટપલી મારી:*
*જાણે મ્હોટું કામ કરીને*
    *હોય નહીં પરવારી !*

## જોઈએ છે સર્જનના આનન્દની કવિતા

### જયા મહેતા

પ્રતિભાને સતત પડકારીને આન્તરખોજ કરતા રહેતા પ્રતિભાશાળી અને ચિન્તનપ્રધાન સર્જક શરદચન્દ્ર મુક્તિબોધ (સન ૧૯૨૧-૧૯૮૪) સામાન્ય જનોમાં લોકપ્રિય નહોતા. આ સુસંસ્કારી સર્જક હિન્દી સાહિત્યમાં યુગપ્રવર્તક લેખાતા. 'એ વિલક્ષણ મનસ્વી' હતા. એમના સહવાસમાં જ શરદચન્દ્રનું વ્યક્તિત્વ વાસ્તવવાદી અને અન્તર્મુખ થયું. વાચનપ્રિય અને ગમ્ભીર પ્રકૃતિના શરદચન્દ્ર. સાહિત્યના મનનપરિશીલનથી તેમની જીવનદષ્ટિ ઘડાઈ. શરૂઆતમાં ગાંધીવાદ અને પછી માર્ક્સવાદે પણ આ ઘડતરમાં ફાળો આપ્યો.

શરદચન્દ્ર કવિ અને કવિતાને શક્તિરૂપે જુએ છે. એમને જોઈએ છે સર્જનના આનન્દની કવિતા. 'વૃદ્ધ શબ્દો'ને એ નકારી કાઢે છે :

*"વૃદ્ધ શબ્દો*
*ઘસાઈ ગયેલા સિક્કા જેવા ઘસાઈને વ્યર્થ થયેલા*
*અજ્ઞાત મનની પુરાણી સ્મૃતિઓ જેવા વિચિત્ર*
*આકૃતિઓવાળા*
*જૂની પોથીનાં પીળાં જર્જરિત પાનાં જેવા*
*અત્યન્ત જીર્ણ*
*વૃદ્ધ આ શબ્દો"*

આવા 'નિ:સત્ત્વ, વૃદ્ધ શબ્દો' એમને નથી જોઈતા, જૂના મૃત જગતનાં સ્વપ્નો નથી જોઈતાં, નાશ પામેલા જગતનાં અવશેષ-અસ્થિ નથી જોઈતાં. એમને તો જોઈએ આવાં ગીત :

*"ઘણ મારનારા, ધાન્ય કાપનારા હાથનાં*
*પૃથ્વી ઊંચકીને ધરી રાખનારા બે હાથનાં."*

અન્ય એક કૃતિમાં કવિ કહે છે :

*"જીવન વિશે*
*નહીં,*
*પ્રત્યક્ષ જીવન જ*
*તેવું કાવ્ય." (૧૯૮૩)*

આ પઙ્ક્તિઓમાં કવિતા અને જીવનનો લોહીનો સમ્બન્ધ પણ નિર્દેશાયો છે.

કવિ હોય, ને વૈયક્તિક પ્રેમની કવિતા ન લખે, વૈયક્તિક પ્રેમ માનવપ્રેમમાં ન પરિણમે, માનવતાની કવિતા ન લખે, પ્રકૃતિદર્શનથી પુલકિત ન થાય ને પ્રકૃતિપ્રેમની કવિતા ન લખે, સમકાલીન સમાજજીવનનાં દુરિતોથી વ્યથિત ન થાય, ક્વચિત્ નિરાશ ન થાય, આવું ભાગ્યે જ બને.

શરદચન્દ્ર મુક્તિબોધ પ્રેમ, પ્રકૃતિ, માનવપ્રેમ, માનવતા, માનવસમાજની આ બધાં વિશે ચિન્તન કવિતામાં અભિવ્યક્ત કરે છે. એમણે ગેય, છન્દોબદ્ધ, અછાન્દસ, મુક્ત, સૉનેટ, દીર્ઘકાવ્ય ઇત્યાદિ રચ્યાં છે, એટલું જ કહેવું એ એમની પ્રતિભાને ન્યાય નહીં આપે. મુક્તિબોધની ચિન્તનાત્મક વૃત્તિ એમની કવિતામાં સ્પષ્ટ, નક્કર ને દૃઢ અભિવ્યક્તિ સિદ્ધ કરે છે, તો આ જ ચિન્તનપ્રાધાન્યને કારણે એમની કેટલીક કૃતિઓ અનુભૂતિજન્ય કરતાં બુદ્ધિજન્ય વિશેષ લાગે છે. એમની રચનાઓ ઢીલીપોચી નથી. પરિપક્વ અને ધીરગમ્ભીર છે. તે ક્યારેક મૃદુ હોય છે તો ક્યારેક કટાક્ષમય વક્ર રૂપ ધારણ કરે છે, તે રમ્ય પ્રકૃતિચિત્રો પણ આપે છે અને દૃશ્યશ્રાવ્ય કલ્પનો યથાસ્થાને એમની લેખિનીએ ઉતરે છે. વિચારપ્રાધાન્ય રચનાઓમાં અવતરણક્ષમ સૂત્રાત્મક પઙ્ક્તિઓ પણ ઊતરી આવે છે. કવિચિત્તનો ખળભળાટ પણ કૃતિઓમાં આવતા સંવાદોમાં દેખા દે જ છે.

ભાષા મરાઠી. તે વિવિધરૂપો ધારણ કરે છે. ક્યારેક માતુશ્રી સંસ્કૃતની આંગળી પકડી લે છે, ક્યારેક બોલચાલની ભાષાની છટાઓ પ્રગટ કરે છે, હિન્દી અને અઙ્ગ્રેજી શબ્દો પણ કાવ્યોમાં યથાસ્થાને આવતાં સઙ્કોચાતા નથી.

આ ગમ્ભીર વિચારશીલ સર્જકે સતત પોતાની આગવી પ્રતિભાને પડકારતા રહીને નિજી રીતિએ શબ્દસાધના કરી. એમણે કૃતિમાં વિચારને પ્રાધાન્ય આપ્યું. રઞ્જકતાને ક્યારેય વિચારની ઉપર ચડી બેસવા દીધી નહીં.

'નવી મળવાટ' ('નવી કેડી') અને 'યાન્ત્રિક' મુક્તિબોધના કાવ્યસઙ્ગ્રહો.

મુક્તિબોધે કવિતાને ક્રાન્તિકારી શક્તિરૂપે જોઈ– આરાધી–

*'હૈયે જન્મે છે નવી કવિતા*
*આજે હૃદયે ધગધગે નવો સવિતા'*

ઊછળતા હૈયાના ભાવ આલેખવા 'ઘસાયેલા નાણા જેવા ઘસાઈને વ્યર્થ થયેલા ઘરડાબુઢ્ઢા શબ્દો નહીં ચાલે.' એમને તો જોઈએ છે :

*'ગીત જાડા બરછટ પોલાદી હાથનાં*
*સુકાયેલા જર્જરશા થાકેલા હાથનાં*
*ઘણ મારનારા, ધાન્ય કાપનારા હાથનાં*
*પૃથ્વી ઊંચકી રાખનારા બે હાથનાં'*

*'ઘરેઘરે રસ્તેરસ્તે, હૉટેલોમાં પુલો ઉપર*
*ગામેગામે ફેલાવા દે ગીત ત્હારાં અદમ્ય*
*સળગી ઊઠે લોકો બધા એવાં જ્વાળાગીત ગા.'*

મુક્તિબોધને જોઈએ છે સત્યવક્તા કવિ. મૂંગા માનવબન્ધુઓની કથાવ્યથા કહેતો કવિ, જેના હૃદયમાં કરુણાનો ઝરો વહેતો હોય એવો તત્ત્વદર્શી કવિ :

*'હું જીવ્યો છું ઇતિહાસ, એવો પુરાતન સત્કવિ*
*વેદનાથી મર્યો, મરતો રહ્યો, રહ્યો જન્મતો ફરીફરી.'*

કવિ અને કવિતા, પ્રકૃતિ, પ્રણય, મનુષ્યપ્રેમ, કરુણા, વ્યથા અને નૈરાશ્ય, ઈશ્વર અને અધ્યાત્મ એમની કવિતામાં આલેખાતાં રહ્યાં છે. ''સારસ પક્ષીયુગલ/કલ્લોલમાં કાપતું અન્તર/નયનાકાશે/તે પરમ ક્ષણ / યાદ છે ત્હને? / x x x તે ક્ષણ /તેમાંથી ખીલી ઊઠ્યાં અમર વૈભવો / આ પુષ્પો, આ તારા, આ બધું? / આ અદ્ભુત બધું. / ત્યારથી / હું પ્રણયી.'' આમ ગાનાર કવિમન સામાજિક-ક્રાન્તિની ભાવનાથી હલી ઊઠે છે અને પ્રણય અને માનવપ્રેમજન્ય ક્રાન્તિની ભાવના સામસામે આવતાં એમની પ્રણયકવિતા નિરાળી છટા ધારણ કરે છે; દ્વિધા ઓગળી જાય છે :

*'મેળવીને ખભેખભો, હાથમાં હાથ અને ચરણેચરણ*
*જઈએ અન્ધાર સાથે લડતાં લડતાં.'*

મુક્તિબોધનાં 'કિતી મધુર જાદુ હી' (કેવો મધુર આ જાદુ), 'વર્ષાગમ', 'વિસ્મય', 'સાંજ યે હળુ હળુ' (સાંજ આવ હળવે હળવે) વગેરે આરમ્ભનાં કાવ્યોમાં પ્રકૃતિદર્શનનાં આનન્દની ઝલક છે, તો પછીનાં 'ત્રિશઙ્કુ' વગેરે કાવ્યોમાં સામાજિક સન્દર્ભે પ્રકૃતિનું પ્રતીકાત્મક નિરૂપણ થયું છે. કવિ કહે છે :

*'હે તૃણ! ત્હારી પાંદડીએ પાંદડીએ*
*ધરતીનો રસ સળસળ કરે છે.*
*ત્હારાં મૂળ ઊંડે ગયાં છે*
*તેથી ત્હારામાં આ તાજી ચમક છે!'*

પણ ભૂમિથી ઉખેડાઈ જવાથી મ્હારી સ્થિતિ ત્રિશઙ્કુ જેવી છે; પૂર્ણત્વ સમક્ષ હું અપૂર્ણ, મ્હારું માથું ઝૂકેલું છે. જીવન્ત નાગના ટુકડાની જેમ મન તરફડે છે. મ્હારી ગતિ એક જ વર્તુળમાં સીમિત છે. જીવનની ગતિ સાથેનો સમ્બન્ધ તૂટ્યો છે તે જાળવી શકાય, પગ નીચેની ભૂમિમાં, જનસાગરમાં, જીવન-ઉદધિમાં સૂક્ષ્મ મૂળ રોપી શકાય તો ત્રિશઙ્કુ અવસ્થા ટળે, જીવનને અર્થ સાંપડે.

શોષિત-શ્રામક સમાજ પ્રત્યે કરુણામય કવિ આ સમાજની દુર્દશા વર્ણવે છે અને તેને સઙ્ઘર્ષ અને ક્રાન્તિનું ઉદ્‌બોધન કરે છે. 'સશક્ત થાઓ. પણ

જમાવો.' નવું સર્જાય એટલે જૂનાનો અન્ત નિશ્ચિત છે એ વાત કવિએ સરસતાથી કહી છે :

*'કળી એક જન્મતાં જ*
*શિશિરના સર્વ દાવપેચ થાય નષ્ટ'*

ને તેથી જ નિરાશામાં પણ આશા અચળ રહે છે :

*'હજી તૂટી પડ્યું નથી વિરાટ અમ્બર*
*હજીયે પાષાણની તિરાડોમાંથી ફૂલ ગુલાબી હસતાં સુન્દર!'*

કવિની આ શ્રદ્ધા, આ આશા પછી ક્યાં લુપ્ત થઈ ગઈ? કવિચિત્તને નિરાશા ઘેરી વળે છે અને તેઓ 'અવસ્થાન્તર', 'એક સ્થિતિ' વગેરે જેવાં કાવ્યો લખે છે. નિરાશા–આશા વચ્ચે ઝૂલતું ચિત્ર 'આમ્હી' (આપણે) માં છેવટે તો કહે છે :

*'માટીમાં માનવતા મૃત્યુઞ્જય*
*માટીમાં સૃજનની ગતિ અક્ષય!'*

'ઉદ્ધાર' કાવ્યમાં મુક્તિબોધ કહે છે :

*'આકાશગઙ્ગાને કાંઠે*
*તારામાંથી ડાળની જેમ હું આવ્યો*
*તેથી તારા વગરનું જે જે કાંઈ હોય છે*
*ત્યાં ત્યાં હું નથી હોતો.'*

માર્ક્સ નિરીશ્વરવાદી, હિન્દુધર્મના સંસ્કાર, ઈશ્વરશ્રદ્ધા અને અધ્યાત્મ-પ્રેરક. મુક્તિબોધ પર માતા–પિતા દ્વારા પ્રાપ્ત પરિવારના સંસ્કાર જ છેવટે પ્રબળ નીવડ્યા.

જે સમયે વિચારપ્રધાન દીર્ઘકવિતા લખાતી નહોતી, કેવળ કથન-આધારિત દીર્ઘકાવ્યો રચાતાં હતાં, ત્યારે મુક્તિબોધની કવિપ્રતિભા 'અવસ્થાન્તરે', 'અન્ત આહે તસા આરમ્ભ આહે' ('અન્ત છે તેમ આરમ્ભ છે'), 'કવિ-મૃત્યુ-સંવાદ', 'જેવ્હા આત્મા ફોડાસમ દુ:ખતો' ('જ્યારે આત્મા ગુમડાની જેમ દુ:ખે છે'), 'ત્રિશઙ્કુચે સ્વપ્ન' ('ત્રિશઙ્કુનું સ્વપ્ન') વગેરે દીર્ઘકાવ્યો રચ્યાં અને તે કેવળ પઙ્ક્તિસઙ્ખ્યાની દૃષ્ટિએ દીર્ઘ નહીં; પણ અનેકવિધ અનુભવ-અનુભૂતિ-સંવેદના, ભાવ અને વિચારની સઙ્કુલ ગૂંથણીની આ રચનાઓ, – મરાઠી કવિતાસૃષ્ટિમાં મુક્તિબોધનો આ નવો સફળ પ્રયોગ છે.

કાવ્યવિષય અને આશયને અનુસરીને મુક્તિબોધની વિશિષ્ટ કાવ્યશૈલી ઘડાઈ છે. આ સજાગ-સભાન કવિની વિચારપ્રધાન કવિતા દુર્બોધ નથી, પણ સહૃદય ભાવક જ તેની સૂક્ષ્મતાને પામી શકે એવી અર્થસઘન છે. તે ક્યારેક આહ્વાન કરે છે, જુસ્સાદાર ઉદ્‌બોધન કરે છે, માર્મિક કટાક્ષ પણ કરે છે :

*'આપણે લક્ષ્યહીન, અશ્રદ્ધ,*
*પરસ્પર છેદતાં વીંધતાં જીવનારાં*
*આપણે સૌ વર્તુળો.'*

તો નાજુક કોમળ ભાવનેય એટલી જ નજાકતથી વ્યક્ત કરે છે. ક્યારેક સાદાંસીધાં વિધાનો હોય છે તો ક્યારેક પ્રતીકકલ્પનોનો વિનિયોગ હોય છે. ધ્વનિસૂચક શબ્દયોજના અને ચિત્રાત્મકતાથી ક્યાંક કર્ણનેત્રની કવિતા પણ બને છે. ગ્રામીણ અને નાગરી મરાઠી તથા સંસ્કૃત શબ્દોની સાથે હિન્દી અને ક્વચિત અઙ્ગ્રેજી શબ્દો પણ ઔચિત્યપૂર્વક પ્રયોજાયેલા હોઈ કઠતા નથી.

આ કવિને પામવા માટે એમના જ શબ્દોમાં જોઈએ :

*'મ્હને ઓળખવા માટે*
*જોઈએ મ્હારું સ્વપ્ન ત્હને*
*મ્હારા જેવો જીવ જોઈએ*
*મ્હારો તરફડાટ ત્હને'*



## અર્ચનમ્

### પુરુષ અને પ્રકૃતિના અદ્વૈતનું ગીત

અરુણ જે. કક્કડ

**કૃષ્ણ-રાધા**

*આ નભ ઝૂક્યું તે કાનજી*
*ને ચાંદની તે રાધા રે!*
*આ સરવર જલ તે કાનજી*
*ને પોયણી તે રાધા રે!*
*આ બાગ ખીલ્યો તે કાનજી*
*ને લ્હેરી જતી તે રાધા રે!*
*આ પરવત શિખર કાનજી*
*ને કેડી ચડે તે રાધા રે!*
*આ ચાલ્યાં ચરણ તે કાનજી*
*ને પગલી પડે તે રાધા રે!*
*આ કેશ ગૂંથ્યા તે કાનજી*
*ને સેંથી પૂરી તે રાધા રે!*
*આ દીપ જલે તે કાનજી*
*ને આરતી તે રાધા રે!*
*આ લોચન મારા કાનજી*
*ને નજરું જુએ તે રાધા રે!*

('પ્રતીક') —પ્રિયકાન્ત મણિયાર

પ્રિયકાન્ત મણિયારની પ્રણય કવિતામાં રાધા-કૃષ્ણને વિષય બનાવતી કવિતા સુન્દર બની આવી છે. આથી જ યશવન્ત ત્રિવેદીએ આ કવિને 'કૃષ્ણ વિહ્વળતાનો કવિ' કહ્યો છે. 'કૃષ્ણ-રાધા'ગીત એ પ્રિયકાન્તનું અને ગુજરાતી કવિતાનું પ્રસિદ્ધ ગીત છે. પ્રિયકાન્તને પુષ્કળ યશ અપાવનાર આ ગીત પ્રગટ થતાં જ લોકગીત જેવું બની ગયેલું. અર્વાચીન ગુજરાતી કવિતામાં વિરલ ગણી શકાય તેવું આ ગીત કવિપ્રતિભાનો તેજસ્વી અને સ્મરણીય ઉન્મેષ છે. રમેશ જાની આ ગીત સન્દર્ભે નોંધે છે : "કૃષ્ણ રાધાના આ સનાતન જુગલ સ્વરૂપને પ્રિયકાન્તે સદાને માટે આપણી આગળ શબ્દમાં આલેખીને આપણા લોચનને ય ધન્ય કરી દીધાં. કવિકીર્તિના કળશ સમા આ ગીતમાં ભાવસભર પ્રતીકો દ્વારા રાધાકૃષ્ણના પ્રણયની અદ્વૈતભાવના સિદ્ધ થઈ છે.

*આ નભ ઝૂક્યું તે કાનજી*
*ને ચાંદની તે રાધા રે.*

દરેક પઙ્ક્તિમાં બબ્બે ભાવપ્રતીકો પ્રયોજી, પ્રણયનું અદ્વૈત સૂક્ષ્મતર થતાં જતાં કલ્પનો દ્વારા રચી આપ્યું છે. કલ્પન બેલડીઓ દ્વારા સાયુજ્યનું કાવ્ય કવિએ રચ્યું છે. કૃષ્ણ આકાશ સમા અને ગૌરવર્ણા રાધા ચાંદની... આકાશ અને ચાંદની બન્ને સાથે જ હોય. બન્નેનું સખ્ય છે. નભ શ્યામ હોય અને ચાંદની ધવલ. કૃષ્ણ શ્યામ અને રાધા ગોરાં. આ રીતે આ પ્રથમ પઙ્ક્તિમાં નભ અને ચાંદનીનાં કલ્પનો સૂચક બને છે. ત્યાર બાદની પંક્તિ છે–

*આ સરવર જલ તે કાનજી*
*ને પોયણી તે રાધા રે.*

સરવરનાં જલમાં પોયણીનું હોવું એ સહજ છે. એ જ રીતે રાધાનું કૃષ્ણ સાથે હોવું તે પણ સહજ છે. સરોવર પોયણીને કારણે શોભે છે અને પોયણીઓ સરોવરમાં જ સોહે.

*આ બાગ ખીલ્યો તો કાનજી*
*ને લ્હેરી જતી તે રાધા રે*
*આ પરવત શિખર કાનજી*
*ને કેડી ચડે તે રાધા રે.*

આ બન્ને કલ્પનોમાં આરમ્ભનો જે ભાવ છે તે વધુ સૂક્ષ્મ થતો જાય છે. કાનજી સરવર જલ અને રાધા

પોયણી; કાનજી ઉપવન, રાધા મલયજની લહેરખી... કાનજી પર્વત શિખર, રાધા કેડી... કાનજી ગૂંથેલ કેશ, રાધા સેંથી...

*આ કેશ ગૂંથ્યા તે કાનજી*
*ને સેંથી પૂરી તે રાધા રે.*

એ પઙ્ક્તિ વાંચતા જ આપણને પેલી જાણીતી એક વાત તુરત જ યાદ આવે છે. 'સાહિત્ય પરિચિત કોષગત અર્થથી વિશેષ અર્થ પ્રગટાવે છે.' પુરુષ અને પ્રકૃતિના અદ્વૈતને ઉપરોક્ત પઙ્ક્તિમાં ઘરેળુ કલ્પન દ્વારા વ્યક્ત કરેલ છે. સૌન્દર્યની રટણા અને રમણા કેશ. કમનીય અને રમણીય કેશ, અને તે ય વળી ગૂંથેલા. કેશ સાથે સેંથી. અલગ કરી શકાય જ નહીં. મધુરા રુચિરા જીવનનું અદ્વૈત-આમ અહીં ઓછામાં ઓછા શબ્દોમાં ગહનમાં ગહન અભિવ્યક્તિ સાધવામાં આવી છે. અર્થચમત્કૃતિ અને અર્થરમણીયતા પ્રગટે છે. કૃષ્ણ દીપ અને રાધા આરતી, કૃષ્ણ લોચન અને રાધા નજરું – એ બે કલ્પન બેલડીઓ પણ પુરુષ અને પ્રકૃતિના અદ્વૈતને પ્રગટાવી આપે છે. આ રીતે સોળ પઙ્ક્તિનું આ ગીત સોળ ભાવપ્રતીકોથી સભર છે. ભાવપ્રતીકોનાં સંયોજનમાં ભાવ અને પદાર્થ વચ્ચે સાધર્મ્ય શોધતી કવિની કલ્પનાશક્તિનો ઉત્તમ પરિચય થાય છે. ઉપાડની કડીનું ભવ્યકલ્પન વ્યાપક સ્નેહનાં દિવ્યતમ સ્વરૂપનું સૂચન કરી રહે છે. મરાઠી કવિ પુ.શિ. રેગેની કવિતા વિશે લખતાં શ્રી ઉમાશઙ્કર જોશીએ નોંધ્યું છે : "સદ્‌ગત પ્રિયકાન્ત મણિયારે કવિતા લખવા માંડી ને 'આ નભ ઝૂક્યું તે કાનજી ને ચાંદની તે રાધા રે' ગાયું ત્યારે જાણકારોએ તરત શ્રી રેગેની 'ત્રિધા રાધા'ની 'આકાશ નિળે હરિ અન્ એક ચાંદની રાધા' – યાદ કર્યું."

પુ. શિ. રેગેના કાવ્ય 'ત્રિધા રાધા'નો સુરેશ દલાલે કરેલો ગુજરાતી અનુવાદ જોતાં આપણને સાનન્દાશ્ચર્ય થાય છે કે બે જુદી જુદી ભાષાના કવિઓ કોઈ એક ભૂમિકાએ કેવા સમાન હોય છે!

**રાધા**

*આ નીલ વ્યોમ તે હરિવર*
*ને આ એક તારલી રાધા–*
*બાવરી,*
*યુગયુગની મન-વળગાડ.*
*આ વિસ્તાર ધરાનો ગોવિન્દ*
*ને આ ડાંગરનું ખેતર રાધા–*
*સ્વચ્છન્દ*
*એ યુગયુગ પ્રિયંવદા!*
*નિશ્ચલ વહેતું જલ આ કૃષ્ણ*
*તટ પર વન ઝૂકે તે રાધા–*
*વિ પ્રશ્ન*
*યુગયુગની ચિર-તન્દ્રા*

–પુ. શિ. રેગે
અનુ. સુરેશ દલાલ



# મુક્તક-પ્રભા

## વિવાહવિધિની પૂર્વે કન્યાએ કરેલું બે પ્રકારનું સ્નાન

હરિવલ્લભ ભાયાણી

અનેક મુક્તકકવિઓએ મુગ્ધા નાયિકાના હૃદયભાવોને, નિત્યના જીવનના વિવિધ પ્રસઙ્ગોનો આધાર લઈને, સરસરીતે આલેખ્યા છે. એનાં સેંકડો ઉદાહરણોમાંથી એકનો નીચે પરિચય આપું છું. એ એક પ્રાકૃત મુક્તક છે. તેનો પાઠ છે :

*'હિઅઇચ્છિઅ-વર-તૂરે સુઅમ્મિ ઘણ-પુલઅ-ઝંપિઆ-બાલા,*
*સેઅ-ન્હવિઆ ન્હવિઆ પચ્છા સલિલેણ સહિઆહીંયા'*

ભોજના 'શૃઙ્ગારપ્રકાશ'માં એના એક ઉદાહરણ લેખે આપ્યું છે. પ્રસઙ્ગ એવો છે કે પોતાના મનગમતા યુવક સાથે વિવાહસમ્બન્ધ નક્કી થયા પછી, જ્યારે વિવાહ કરવા માટે વરની જાન આવી રહી છે ત્યારે તેમાં વાગતાં ઢોલશરણાઈનો સૂર સાંભળતા જ નાયિકાને રોમાઞ્ચ થઈ આવે છે, અને તેને આખે શરીરે પ્રસ્વેદ વળે છે. ગાથાનો અનુવાદ નીચે પ્રમાણે છે :

*'મનગમતા વરની આગમન-શરણાઈના સૂરે*
*રોમાઞ્ચિત બનેલી નવવધૂ*
*પ્રથમ પ્રસ્વેદે નહાઈ,*
*પછી તેને સખીઓએ જળે નવરાવી.'*

પ્રેમભાવના ઉદ્રેકને લીધે નાયિકા જાનનાં વાજાંના સૂર સાંભળીને જ પરસેવે રેબઝેબ બની જાય છે. પ્રસ્વેદ એ જાણીતો સાત્ત્વિક ભાવ છે. એટલે કન્યાને તૈયાર કરવા તેની સખીઓ તેને જળે નવરાવે, તે પહેલાં જ તે પરસેવે નહાઈ રહી! અહીં કવિએ બે સ્નાનની વાત દ્વારા ચમત્કાર સાધ્યો છે.

એક બીજી પ્રાકૃત ગાથામાં કવિએ આને મળતો જ ભાવ વ્યક્ત કર્યો છે. મૂળ ગાથા અને તેનો અનુવાદ નીચે પ્રમાણે છે :

*'વર-ગોતુગ્ગીઆઅલ્ણણ રોમંચ-સેઅ-મૂલિલેહિં,*
*વિઉડિજ્જઈ હોંત-વહૂએ ઉઅ વારેજ્જ-મંડણયં.'*

'ગવાતાં લગ્નગીતોમાં પોતાના વરનું નામ સાંભળીને જ કન્યાને જે રોમાઞ્ચ થયો અને પ્રસ્વેદ છૂટ્યો તેથી (સખીઓએ તેના મુખ, હાથ અને પગ પર જે પત્રભઙ્ગી — કસ્તૂરીની વિવિધ ભાતોની રચના કરી હતી તે) તેની બધી શોભા, બધો શણગાર ભૂંસાઈ ગયો.'

# આસ્વાદ

અરવિન્દ જોશી

લોકગીત :

*મેં ચૂંટી ચમ્પાની કળી તો દસ મહિના પેચૂટી ટળી !*
*મારા પિયુને પૂછ્યું એમ ખડ વાઢે ઈ એ જીવે કેમ?*
*મારી પડોશણ દાળ છડે, ને મારા હાથમાં ભમ્ભોલા પડે!*
*મારા પિયુને પૂછ્યું એમ – કામ કરે ઈ જીવે કેમ?*
*મારા માથે ફૂલનો દડો, મેં જાણ્યું પાણીનો ઘડો!*
*મારા પિયુને પૂછ્યું એમ – પાણી ભરે ઈ જીવે કેમ?*
*ખડી સાકરનો શીરો કર્યો, સાત ફેરા એ ઘીમાં તર્યો*
*તોય ન મારે ગળે ઉતર્યો !*
*મારા પિયુને પૂછ્યું એમ – ખીચડી ખાઈ ઈ જીવે કેમ?*
*મેં પહેર્યાં'તાં હીર ને ચીર, તોય મારાં છોલાણાં દિલ!*
*મારા પિયુને પૂછ્યું એમ – જાડાં પહેરે ઈ જીવે કેમ?*

"હોંકારો આપો તો કહું"માંથી — રમેશ પારેખ

જેના સર્જક અજ્ઞાત છે, એ એક પણ હોય, અથવા એકથી વધારે પણ હોય! – જે લોક જીભે ઊતરતું ઊતરતું કોઈક ધન્ય પળે શબ્દસ્થ થઈ આપણા મસ મોટા કવિ શ્રી રમેશ પારેખના ગદ્યના ઘરેણા – "હોંકારો આપો તો કહું" – માં સ્થાન પામ્યું છે, એની આજે મજા લેવી છે!

*મેં ચૂંટી ચમ્પાની કળી,*
*તો દસ મહિના પેચૂટી ટળી!*

મારા પિયુને પૂછ્યું એમ ખડ વાઢે ઈ જીવે કેમ ?

લોકગીતની નાયિકા ખૂબ જ સુકોમળ છે! એ કહે છે – આપણ સહુને કહે છે : ફૂલ નહિ, કળી, અને તેય ચમ્પાની કળી મેં એમ જ ચૂંટી – માથામાં નાખવા! આટલી નહાનીશી ક્રિયા કરતાં તો કરી, પણ એનું પરિણામ એ આવ્યું કે દસ મહિના સુધી મારી પેચૂટી ટળી – અમ્બોઈ ખસી ગઈ! અમ્બોઈ ખસી જવી એ ખૂબ જ પીડાકારક દર્દ છે અને સામાન્ય રીતે સ્ત્રીઓને, એમનાં અંગોની કુદરતી રચનાને લીધે વધારે થાય છે. આ ખસી ગયેલી અમ્બોઈને પાછી ઠેકાણે લાવવા માટે એનાં જાણતલ જન-સ્ત્રીઓ જ સ્ત્રી-ડૂંટી ઉપર દીવો પ્રગટાવી એને ઢાંકી દે છે! ઢાંકેલા વાસણમાંની હવા ધીમે ધીમે દીવો શોષી લે છે અને પછી એ ગાલો થઈ જાય છે – હોલવાઈ જાય છે! વાસણમાં શૂન્યાવકાશ સર્જાતા અને ઉપરથી હવાનું દબાણ વધતાં ખસી ગયેલી અમ્બોઈ ડૂંટીની નીચે – ઠેકાણે આવી જાય છે! કેટલાંક જણ પેટને ડૂંટીની આસપાસથી દિવેલથી ચોળીને પણ અમ્બોઈ ઠેકાણે લાવી દેતાં હોય છે.

ચમ્પાની કળી ચૂંટવામાં દસ મહિના સુધી જેની પેચૂટી ટળી છે – ખસી ગઈ છે – એ નાયિકા એના વહાલામાં વહાલા સ્વજનને – એના પિયુને – એના પતિને પ્રેમથી પૂછે છે કે એક આટલી અમથી ક્રિયામાં મ્હારી આ અવદશા થઈ, તો જેમને ઘાસ વાઢવાનું નસીબ છે એ બધાં કેમ કરીને જીવતાં હશે? પ્રશ્ન એનો સાવ સ્વાભાવિક છે, અને સાચો છે! એના પિયુનો શો જવાબ છે એ જાણવા મળતું નથી! અને એટલે સ્તો લોકગીતની નાયિકા એનો બીજો અનુભવ આપણને આનન્દથી નહિ, પણ વ્યથિત હૈયે કહે છે?

*મારી પડોશણ દાળ છડે, ને મારા હાથમાં ભમ્ભોલા પડે!*
*મારા પિયુને પૂછ્યું એમ – કામ કરે ઈ જીવે કેમ?*

આ કોમલાંગિનીને કાન દઈને સાંભળજો! દાળ એ નથી છડતી, એની પડોશણ છડે છે! પણ પડોશણના હાથમાંનું સાંબેલું નાયિકાના હાથમાં ફોલ્લા ઉઠાડી દે છે! પિયુને પૂછે છે – હું કશું નથી કરતી

# મુક્તક-પ્રભા

## વિવાહવિધિની પૂર્વે કન્યાએ કરેલું બે પ્રકારનું સ્નાન

હરિવલ્લભ ભાયાણી

અનેક મુક્તકકવિઓએ મુગ્ધા નાયિકાના હૃદયભાવોને, નિત્યના જીવનના વિવિધ પ્રસઙ્ગોનો આધાર લઈને, સરસરીતે આલેખ્યા છે. એનાં સેંકડો ઉદાહરણોમાંથી એકનો નીચે પરિચય આપું છું. એ એક પ્રાકૃત મુક્તક છે. તેનો પાઠ છે :

*'હિઅઇચ્છિઅ-વર-તૂરે સુઅમ્મિ ઘણ-પુલઅ-ઝંપિઆ-બાલા,*
*સેઅ-ન્હવિઆ ન્હવિઆ પચ્છા સલિલેણ સહિઆહીંયા'*

ભોજના 'શૃઙ્ગારપ્રકાશ'માં એના એક ઉદાહરણ લેખે આપ્યું છે. પ્રસઙ્ગ એવો છે કે પોતાના મનગમતા યુવક સાથે વિવાહસમ્બન્ધ નક્કી થયા પછી, જ્યારે વિવાહ કરવા માટે વરની જાન આવી રહી છે ત્યારે તેમાં વાગતાં ઢોલશરણાઈનો સૂર સાંભળતા જ નાયિકાને રોમાઞ્ચ થઈ આવે છે, અને તેને આખે શરીરે પ્રસ્વેદ વળે છે. ગાથાનો અનુવાદ નીચે પ્રમાણે છે :

*'મનગમતા વરની આગમન-શરણાઈના સૂરે*
*રોમાઞ્ચિત બનેલી નવવધૂ*
*પ્રથમ પ્રસ્વેદે નહાઈ,*
*પછી તેને સખીઓએ જળે નવરાવી.'*

પ્રેમભાવના ઉદ્રેકને લીધે નાયિકા જાનનાં વાજાંના સૂર સાંભળીને જ પરસેવે રેબઝેબ બની જાય છે. પ્રસ્વેદ એ જાણીતો સાત્ત્વિક ભાવ છે. એટલે કન્યાને તૈયાર કરવા તેની સખીઓ તેને જળે નવરાવે, તે પહેલાં જ તે પરસેવે નહાઈ રહી! અહીં કવિએ બે સ્નાનની વાત દ્વારા ચમત્કાર સાધ્યો છે.

એક બીજી પ્રાકૃત ગાથામાં કવિએ આને મળતો જ ભાવ વ્યક્ત કર્યો છે. મૂળ ગાથા અને તેનો અનુવાદ નીચે પ્રમાણે છે :

*'વર-ગોતુગ્ગીઆઅલ્ણણ રોમંચ-સેઅ-મૂલિલેહિં,*
*વિઉડિજ્જઈ હોંત-વહૂએ ઉઅ વારેજ્જ-મંડણયં.'*

'ગવાતાં લગ્નગીતોમાં પોતાના વરનું નામ સાંભળીને જ કન્યાને જે રોમાઞ્ચ થયો અને પ્રસ્વેદ છૂટ્યો તેથી (સખીઓએ તેના મુખ, હાથ અને પગ પર જે પત્રભઙ્ગી — કસ્તૂરીની વિવિધ ભાતોની રચના કરી હતી તે) તેની બધી શોભા, બધો શણગાર ભૂંસાઈ ગયો.'

# આસ્વાદ

અરવિન્દ જોશી

લોકગીત :

*મેં ચૂંટી ચમ્પાની કળી તો દસ મહિના પેચૂટી ટળી !*
*મારા પિયુને પૂછ્યું એમ ખડ વાઢ ઈ એ જીવે કેમ?*
*મારી પડોશણ દાળ છડે, ને મારા હાથમાં ભમ્ભોલા પડે!*
*મારા પિયુને પૂછ્યું એમ – કામ કરે ઈ જીવે કેમ?*
*મારા માથે ફૂલનો દડો, મેં જાણ્યું પાણીનો ઘડો!*
*મારા પિયુને પૂછ્યું એમ – પાણી ભરે ઈ જીવે કેમ?*
*ખડી સાકરનો શીરો કર્યો, સાત ફેરા એ ઘીમાં તર્યો*
*તોય ન મારે ગળે ઉતર્યો !*
*મારા પિયુને પૂછ્યું એમ – ખીચડી ખાઈ ઈ જીવે કેમ?*
*મેં પહેર્યાં'તાં હીર ને ચીર, તોય મારાં છોલાણાં ડિલ!*
*મારા પિયુને પૂછ્યું એમ – જાડાં પહેરે ઈ જીવે કેમ?*

**"હોંકારો આપો તો કહું"માંથી** **રમેશ પારેખ**

જેના સર્જક અજ્ઞાત છે, એ એક પણ હોય, અથવા એકથી વધારે પણ હોય! – જે લોક જીભે ઊતરતું ઊતરતું કોઈક ધન્ય પળે શબ્દસ્થ થઈ આપણા મસ મોટા કવિ શ્રી રમેશ પારેખના ગદ્યના ઘરેણા – "હોંકારો આપો તો કહું" – માં સ્થાન પામ્યું છે, એની આજે મજા લેવી છે!

*મેં ચૂંટી ચમ્પાની કળી,*
*તો દસ મહિના પેચૂટી ટળી!*

મારા પિયુને પૂછ્યું એમ ખડ વાઢે ઈ જીવે કેમ ?

લોકગીતની નાયિકા ખૂબ જ સુકોમળ છે! એ કહે છે – આપણ સહુને કહે છે : ફૂલ નહિ, કળી, અને તેય ચમ્પાની કળી મેં એમ જ ચૂંટી – માથામાં નાખવા! આટલી ન્હાનીશી ક્રિયા કરતાં તો કરી, પણ એનું પરિણામ એ આવ્યું કે દસ મહિના સુધી મારી પેચૂટી ટળી – અમ્બોઈ ખસી ગઈ! અમ્બોઈ ખસી જવી એ ખૂબ જ પીડાકારક દર્દ છે અને સામાન્ય રીતે સ્ત્રીઓને, એમનાં અઙ્ગોની કુદરતી રચનાને લીધે વધારે થાય છે. આ ખસી ગયેલી અમ્બોઈને પાછી ઠેકાણે લાવવા માટે એનાં જાણતલ જન-સ્ત્રીઓ જ સ્તો-ડૂંટી ઉપર દીવો પ્રગટાવી એને ઢાંકી દે છે! ઢાંકેલા વાસણમાંની હવા ધીમે ધીમે દીવો શોષી લે છે અને પછી એ રાણો થઈ જાય છે – હોલવાઈ જાય છે! વાસણમાં શૂન્યાવકાશ સર્જાતા અને ઉપરથી હવાનું દબાણ વધતાં ખસી ગયેલી અમ્બોઈ ડૂંટીની નીચે – ઠેકાણે આવી જાય છે! કેટલાંક જણ પેટને ડૂંટીની આસપાસથી દિવેલથી ચોળીને પણ અમ્બોઈ ઠેકાણે લાવી દેતાં હોય છે.

ચમ્પાની કળી ચૂંટવામાં દસ મહિના સુધી જેની પેચૂટી ટળી છે – ખસી ગઈ છે – એ નાયિકા એના વહાલામાં વહાલા સ્વજનને – એના પિયુને – એના પતિને પ્રેમથી પૂછે છે કે એક આટલી અમથી ક્રિયામાં મ્હારી આ અવદશા થઈ, તો જેમને ઘાસ વાઢવાનું નસીબ છે એ બધાં કેમ કરીને જીવતાં હશે? પ્રશ્ન એનો સાવ સ્વાભાવિક છે, અને સાચો છે! એના પિયુનો શો જવાબ છે એ જાણવા મળતું નથી! અને એટલે સ્તો લોકગીતની નાયિકા એનો બીજો અનુભવ આપણને આનન્દથી નહિ, પણ વ્યથિત હૈયે કહે છે?

*મારી પડોશણ દાળ છડે, ને મારા હાથમાં ભમ્ભોલા પડે!*
*મારા પિયુને પૂછ્યું એમ – કામ કરે ઈ જીવે કેમ?*

આ કોમલાઙ્ગિનીને કાન દઈને સાંભળશો! દાળ એ નથી છડતી, એની પડોશણ છડે છે! પણ પડોશણના હાથમાંનું સાંબેલું નાયિકાના હાથમાં ફોલ્લા ઉઠાડી દે છે! પિયુને પૂછે છે – હું કશું નથી કરતી

તોય આ મ્હારી દશા છે, તો જે બધાંને જીવવા માટે શ્રમ કરવો પડે છે એ બધાં કેમ કરીને જીવી રહ્યાં છે ?

*મારે માથે ફૂલનો દડો, મેં જાણ્યું પાણીનો ઘડો!*
*મારા પિયુને પૂછ્યું એમ – પાણી ભરે ઈ જીવે કેમ ?*

નાયિકા આપણને એક નવો અનુભવ વર્ણવે છે! માથે ફૂલનો દડો છે અને દડો તે પણ કેવડો? ક્રિકેટમાં બાળકો રમે છે એવડો દડો–રબ્બરનો દડો – હવાથી ભરેલો હોય છે એવડો. કાંઈ વોલીબોલ કે ફૂટબોલ જેવડો નહિ! અને આટલા ન્હાના ફૂલના દડાનું વજન કેટલું? ૫૦ ગ્રામ પણ નહિ! પણ આપણાં આ બહેનબાને એમ લાગે છે કે જાણે એને માથે પાણીથી ભરેલો ઘડો મૂકેલો છે! ન્હાવાની ડોલ ભરાય એટલું પાણી સામાન્ય રીતે ઘડામાં સમાય! અને પાછું ઘડાનું એ ધાતુનો હોય તોયે ને માટીનો હોય તોયે – વજન જુદું! એના પિયુને પ્રશ્ન કરે છે કે માથે એક ફૂલના દડાના વજનથી મ્હારી આ દશા છે, તો પછી જેમને પાણી ભરવું પડે છે – માથે આખું બેડું મૂકવું પડે – છે ગાગર અથવા દેગડી અને ઘડો બન્ને પાણી ભરેલાં માથે ઊંચકવા પડે છે – એ બધાં કેમ કેમ જીવતાં હશે?

પિયુ અનુત્તર છે! નાયિકા આપણને એના બીજા અનુભવમાંથી પસાર કરે છે!

*ખડી સાકરનો શીરો કર્યો, સાત ફેરા એ ઘીમાં તર્યો*
*તોય ન મ્હારે ગળે ઊતર્યો!*
મારા પિયુને પૂછ્યું એમ – ખીચડી ખાય ઈ જીવે કેમ?

શીરામાં ખાંડ નથી નાખી – ખડી સાકર નાખી છે, અને ચોક્ખા ઘીથી તરબતર છે, ને તોય વહાલા મૂઈને ગળે નથી ઉતરતો! પિયુને સહજ ભાવે પૂછે છે – જેમને ખીચડી ખાવી પડતી હશે, એ બધાં કેમ કેમ જીવતાં હશે!

પિયુ પ્રત્યુત્તર નથી વાળતો એટલે નાયિકા વળી એક અનુભવ આપણી આગળ છતો કરે છે–

*મેં પહેર્યાં'તાં હીર ને ચીર તોય મારાં છોલાણાં ડિલ!*
*મારા પિયુને પૂછ્યું એમ – જાડાં પહેરે ઈ જીવે કેમ?*

નાયિકાની વાતમાં ૧૦૦ નહિ ૧૦૧ ટકા તથ્ય છે! કારણ? આ એનો નિજી અનુભવ છે! રેશમી વસ્ત્રો પહેર્યાં'તાં ને તોય એનું શરીર છોલાતું હતું! પિયુને વ્હાલથી પૂછે છે – ફૂલથીય સુકોમળ, સુંવાળાં, હીરનાં ચીર પહેરવાથી પણ જો મ્હારું અઙ્ગ છોલાતું હોય તો, જેમને જાડાં વસ્ત્ર પહેરવા પડે છે, એ બધાં કેમ કેમ જીવતાં હશે?

દેશની આઝાદીને ૫૦ વર્ષ પૂરાં થયાં – એના માનમાં સરકારને સહુને જાડાં વસ્ત્રો પહેરાવવાની પ્રબળ ઇચ્છા છે! ખાદીમાં અત્યારે એટલેસ્તો ૩૦ ટકા વળતર ચાલે છે! આપણા લોકગીતની નાયિકાને એનો પિયુ એકાદ ખાદીભણ્ડારમાં ખરીદી કરવા લઈ જાય, તો બહેનબાને ખાદીભણ્ડાર જોઈને જ ચક્કર આવી જાય!

લોકગીતની પાંચ ટૂંકો અહીં પૂરી થાય છે. પણ નાયિકાનું અદ્‌ભુત વ્યક્તિત્વ જોઈને આ જણને એમાં ઉમેરવાનું મને થાય છે

*ચન્દનને હિંડોળે ઢળી, તળાઈ મારી મશરૂની ભરી*
*તોય ન નિંદર આવી જરા?*
*મારા પિયુને પૂછ્યું – એમ ભોંય સુએ ઈ જીવે કેમ?*

કોઈ કવિજન આ નાયિકાના પિયુમાં પરકાયાપ્રવેશ કરી એની મૂંઝવણ પ્રગટ કરતા પ્રશ્નોના આજ ઢાળમાં ઉત્તર આપશે? એમ થાય તો આપણને એક સુન્દર ગીત સાંપડે!

❑

# અવલોકન

## સન્તોષપ્રદ ગઝલ–ગુલઝાર

### કાસમ જખ્મી

['ઊર્મિનાં શિલ્પ' (ગઝલ-સઙ્ગ્રહ, બીજી આવૃત્તિ : ડિસેમ્બર, ૧૯૯૭) : 'રાઝ' નવસારવી. પ્ર. : નાઝ પબ્લિકેશન્સ, ૨/૨૬૨૬, ચાર પુલ રોડ, પો. નવસારી–૩૯૬૪૪૫, જિ. નવસારી. પૃ.સઙ્ખ્યા ૮૮, કિં. રૂ. ૫૦.]

ડિસેમ્બર, ૧૯૮૨માં પ્રકાશિત 'ઊર્મિનાં શિલ્પ' ગઝલ-સઙ્ગ્રહની આ બીજી આવૃત્તિ છે. તેમાં, ગઝલકારે જાન્યુઆરી, ૧૯૫૭થી ડિસેમ્બર, ૧૯૮૨ સુધીના સમયગાળા દરમ્યાન રચેલી ગઝલોમાંથી, પસન્દ કરેલી સાઠ (૬૦) ગઝલો છે. સુન્દર મુખપૃષ્ઠ તથા ક્ષતિમુક્ત મુદ્રણ ધરાવતા આ સઙ્ગ્રહની દરેક ગઝલને ક્રમાંક તથા શીર્ષક અપાયાં છે, ઉપરાન્ત ત્રીસમા ક્રમાઙ્કની ગઝલ સુધી જે તે ગઝલ હેઠળ, તે જે સામયિકમાં છપાઈ છે તેનું નામ પણ જોવા મળે છે.

૪થી ૭ સુધીની શેર-સઙ્ખ્યા ધરાવતી અહીંની ગઝલો આકાર, ભાવજગત તેમ જ ભાષાશૈલી બાબતે મોટે ભાગે આપણી રૂઢ ગઝલ-પરમ્પરાને અનુસરે છે. તેના ભાવજગતમાં મુખ્યત્વે પ્રણય, જગત, પ્રભુપ્રીતિ વ. સન્દર્ભિત વિવિધ ચિત્ર મળે છે. તેમાં શ્રદ્ધા અને શઙ્કા વચ્ચે સઙ્ઘર્ષ છે. એમાં શઙ્કાનું તત્ત્વ અધિક વાર વિશેષ પ્રબળ બની શ્રદ્ધાને વેરી, વિખેરી નિરર્થક સાબિત કરી જાય છે. પરિણામે આ ગઝલોમાં ઠેરઠેર વિફળ જીવનનો વિષાદ-વ્યથામય ઓછાયો પથરાયો દેખાય છે. જુઓ :

*'રાઝ' ચોગરદમ છવાઈ શૂન્યતા,*
*કોણ કે'શે ક્યાં જઈશું આપણે ? (પૃ. ૩૯)*

*કોઈની સહાનુભૂતિ નહીં 'રાઝ' સાંપડી,*
*ઊંચકીને સૌનો ભાર, અમે ચાલતા રહ્યા. (પૃ. ૬૬)*

પ્રાપ્ત પરિસ્થિતિ પ્રત્યેનો આવો સ્વીકાર-ભાવ ક્યાંક લાચારીપૂર્વકની પીછેહઠ પણ કરાવે છે, તો ક્યાંક નકારાત્મક દૃષ્ટિકોણ પણ આગળ ધરે છે :

*કોને ખબર કે કેવી છે દુનિયા બહારની,*
*વીતી ગયા છે કંઈક જમાના મકાનમાં. (પૃ. ૪૫)*

*લાખ રોશન હો જગત 'રાઝ', નિરર્થક છે પછી,*
*આથમી જાય છે જે વેળા સિતારો દિલનો. (પૃ. ૮૨)*

આવી સ્થિતિમાં ક્યાંક ક્યાંક અધ્યાત્મચિન્તનનો રઙ્ગ તથા પારદર્શી આત્મનિરીક્ષણ પણ મળી આવે છે. જેમ કે—

*મૃત્યુને 'રાઝ' અન્ત જીવનનો નહીં ગણું,*
*બદલે છે એ તો જીવ કલેવર નવાં નવાં. (પૃ. ૩૪)*

*યાતના, નિઃશ્વાસ, આંસુ ને વિષાદ,*
*કર્મનાં એ ફળ હતાં – ને હું હતો. (પૃ. ૪૨)*

*નિર્લેપતા જ મારા જીવનમાં રહી ગઈ,*
*એના તરફ હતો એ તિરસ્કાર પણ ગયો. (પૃ. ૪૯)*

અહીંના નાયકની છબી માનવ્યસભર છે (શિકાયત ભૂલથી પણ હું નથી કરતો સિતમગરથી, / નથી હું આપતો ઉત્તર કદી પત્થરનો પત્થરથી, પૃ. ૮૧), તો પણ નિયતિ, પ્રણય, જગત આદિ વિશેનાં એનાં પ્રતિભાવચિત્રો સુખદ નથી. જુઓ :

*જિન્દગીની કોઈ વ્યવસ્થા નથી,*
*મોતના તો સેંકડો પ્રબન્ધ છે. (પૃ. ૪૪)*

*મ્હને એ રાગ નથી યાદ, રઙ્ગ યાદ નથી,*
*પ્રણયજીવનનો કોઈ પણ પ્રસઙ્ગ યાદ નથી. (પૃ. ૬૪)*

*ઘણાયે દોષ નિજની જાતમાં છે તે છતાં લોકો*
*પરાઈ પીઠ નીરખે છે સદા ઘા મારવા માટે. (પૃ. ૭૩)*

આ રીતે અહીંની ગઝલોમાં એક આમઆદમીના જીવનરઙ્ગોનું નિરૂપણ છે, ને તેમાં જીવનોલ્લાસની

તુલનાએ પરિસ્થિતિજન્ય વિફલતાનો વિષાદ અધિક છે.

આ ગઝલોની ભાષા ગઝલને અનુકૂળ એવી વાતચીતના રૂપની, બોલચાલની ભાષાની નજીકની, સરળ, અવગમનક્ષમ ને સંવેદનને શક્ય તેટલું પ્રભાવક રીતે પ્રગટ કરવા મથતી પમાય છે. ગઝલકારની છન્દ-પસન્દગી વૈવિધ્યપૂર્ણ તથા નિભાવક્ષમ રહી છે, તો, કાફિયાયોજન પણ મહદંશે સુગમ તથા સહજ નીવડ્યું છે ને રદીફપસન્દગી પણ સરળ રહી છે. તેમાં 'રસ્તો' (પૃ. ૫૩), 'હોવું' (પૃ. ૬૩), 'છાંટા' (પૃ. ૭૭), 'આવરણ' (પૃ. ૮૫), 'શૂન્યતા' (પૃ. ૮૬), 'કદાચનું' (પૃ. ૮૭) વ. રદીફ નવતા, પસન્દગી તથા નિભાવે પણ ધ્યાનાર્હ રહ્યા છે. ઘણા રદીફ (ઉદા.ત; 'તો શું કરું ?' – પૃ. ૪૩, 'મને ખ્યાલ પણ નથી' – પૃ. ૫૦, 'મને કંઈ ખબર નથી' – પૃ. ૫૧ વ.) અહીંની ઘણી ગઝલ તર્હી મુશાયરાના પરિણામરૂપ હોવાનું સૂચવી જાય છે (એવી ગઝલોમાંથી પસાર થતાં, એવા રદીફવાળી અન્ય ગઝલકારની ગઝલો પણ અનાયાસ યાદ આવી જાય.)

ઘણાં સ્થાને સુન્દર, ચોટદાર શેરનો ભેટો કરાવતા આ સઙ્ગ્રહમાં સમગ્ર ગઝલ સન્દર્ભે 'હું હતો' (પૃ. ૪૨), 'રહ્યા કરે કોઈ' (પૃ. ૪૬), 'કોણ કરશે ?' (પૃ. ૪૭), 'મને કંઈ ખબર નથી' (પૃ. ૫૧), 'બેખબર મળે' (પૃ. ૫૪), 'મુકદરની વાત' છે (પૃ. ૮૪) તથા 'પરદાનું આવરણ' (પૃ. ૮૫) શીર્ષક ધરાવતી ગઝલો વિશેષ સફળ જણાય છે.

આ સઙ્ગ્રહની પ્રથમ આવૃત્તિને પાસે રાખીને જોતાં જણાય છે કે બીજી આવૃત્તિમાં ગઝલકારે ગઝલોની કુલ સઙ્ખ્યા સમાન રાખી છે, પણ ગઝલોનો મૂળ ક્રમ બદલ્યો છે. તો, ગઝલ-ક્રમાઙ્ક તથા ગઝલ-શીર્ષક પણ બીજી આવૃત્તિમાં જ અપાયાં છે. ઉપરાન્ત, કોઈ કોઈ (ઉદા.ત., ૩૪, ૪૮, ૭૧ વ. પરની) ગઝલમાં એક એક શેર અહીં રદ પણ કરાયો છે, તો, કેટલીક ગઝલમાં કોઈક શબ્દસ્થાને અન્ય શબ્દની કે સમાનાર્થીની પસન્દગી, પદક્રમમાં પરિવર્તન વ. થકી મઠારણકાર્ય પણ થયેલું છે, જે તે-તે શેર / ગઝલને વધુ ઉપકારક નીવડ્યું પમાય છે. ઉપરાન્ત અહીં બન્ને આવૃત્તિના પ્રાગટ્ય નિમિત્તે પ્રાપ્ત તથા પ્ર.આ. વિશેના શ્રી 'ઉશનસ્', હરીન્દ્ર દવે, 'અદમ' ટઙ્કારવી, ભગવતીકુમાર શર્મા આદિ ગઝલકાર, વિવેચક, ગઝલ-રસિક-ભાવક-મુરબ્બીઓ–મિત્રો વ.ના આવકાર – શુભેચ્છા-ભાવન સન્દર્ભિત પ્રતિભાવ પણ મુકાયા છે. તેમાંથી સાંપડતું તારણ 'રાઝ'ને ગઝલપરમ્પરાની અદબ તથા ગઝલિયત જાળવીને ગઝલ રચતા સાચા ગઝલકાર તરીકે ઓળખાવવાનું રહ્યું છે, જે યોગ્ય છે.

એકન્દરે ગઝલપ્રિયને સન્તોષપ્રદ નીવડતા 'રાઝ'ના આ ગઝલ-ગુલઝારમાં જોકે કોઈ કોઈ મિસરો, શેર વ. કણ્ડારણે કાચા રહી ગયા હોવાનું પણ પ્રતીત થાય છે, છતાં કહી શકાય કે 'ઊર્મિનાં શિલ્પ'માં 'રાઝ'ની ગઝલ-સાધના યોગ્ય માર્ગે વહી છે. ગુજરાતી ગઝલસાહિત્યનો ઇતિહાસ લખાશે તો આ સઙ્ગ્રહની એક ઉલ્લેખનીય ગઝલસઙ્ગ્રહ તરીકે અવશ્ય નોંધ લેવાશે.

❐



*હું તો ગયો'તો માત્ર ખરીદાર બની પણ*
*પોતે લીલામ થઈ ગયો, મીનાબજારમાં!*

**'પલાશ'**

જેનો અતીત સમૃદ્ધ તેની આજ ઉજમાળી અને આવતીકાલ આશાસ્પદ હોય જો એ અતીતની અણમોલ અમાનતને સઙ્કરી સાચવી અને સુપેરે યથાસમય પ્રયોજીને સાર્થક કરી શકાય તો.

ગુજરાતી સાહિત્યની ગઈકાલ કેટલી સમૃદ્ધ છે એનો ખ્યાલ તો સદીઓ ઊંડા સમયકૂપમાં કેટલાક 'અળવીતરા'ઓએ જે કેટલાક સુવર્ણકલશો ઉદ્ધારી આપ્યા છે તેનાથી આવ્યો જ છે. પરન્તુ એનાં કૈંક અજ્ઞાત ગોખગહ્વરોમાં હજીય કેટલા પેટીપટારા કોઈ 'ખણખોદિયો' એમને ઉઘાડી ઉદ્ધારી અજવાળે લઈ જાય તેની રાહ જોતા અન્ધારુ ઓઢીને અકબન્ધ પડ્યા છે તેનો સાનન્દશ્ચર્ય અણસાર સાંપડે છે જ્યારે વળી કોઈ માતબર કાવ્યકૃતિ આજના અજવાળામાં પ્રગટ થાય છે ત્યારે.

હમણાં જ એવો આનન્દાનુભવ થયો ડૉ. કે.બી. શાહ દ્વારા સમ્પાદિત થઈ પાંચસો જેટલાં વર્ષોનાં પટન્તરો ભેદીને બહાર આવેલી મુનિ સહજસુન્દરની દીર્ઘકાવ્ય કૃતિ 'ગુણરત્નાકરછન્દ' હાથમાં આવી ત્યારે!

*'ચલ્લંતિ મોર ચિત્તચોર હાવભાવ મંડએ*
*જૂવત્તિ મતિ રત્તચિત્ત હત્થિ નક્ખિ ખંડએ*
*અનંગરંગ અંગચંગ કોસિ વોશિ દકખએ*
*કડક્ખ ચક્ખ તીર તિક્ખ તિક્ખ મુક્કએ....'*

આવી તો અનેક સુન્દર રચનાઓ વિવિધ છન્દોમાં ઠેરઠેર મળે છે ઈ.સ. ૧૫૧૬માં સાધુ સહજસુન્દરને હાથે રચાયેલી બહુ પ્રચલિત છતાં અભિનવરસાત્મકતાથી રજૂ થયેલી આ સ્થૂલિભદ્ર કોશાની કથાપર આધારિત કાવ્યકૃતિમાં મુનિ-રચિત એટલે અન્તિમલક્ષ્ય તો ધાર્મિક હોય એ સ્વાભાવિક છે. મુનિનો એ જીવનધર્મ અને તદનુસારનું આપણ એક જીવનકર્મ પણ સંસારની વાત આવે ત્યાં તો બધા રસ આવે ઉપરની કડીમાં છે તેવો શૃઙ્ગાર પણ! અને રચનાર વ્યક્તિ ભલે જીવનધર્મે સાધુ હોય, પણ હૃદયમાં કવિતા હોય તો તે પ્રસઙ્ગ પ્રાપ્તથતાં કલમ દ્વારા વ્યક્ત થાય જ ને!

ક્યારેક શશિકરનિકર સમુજ્જવલ મરાલ તો ક્યારેક વળી 'નિર્દય કાગ મિલી અતિ કાલા' એમ યથાવસર હંસ અને કાગડાને બેઉને કવિતામાં ઉતારતા આ કવિ ભલે અન્યને માટે કહે.

'તવ વાણી મધુર નિસ્યઉ મેવઉ ખુરસાણી' પણ કવિની પોતાની વાણી પણ ખોરાસાની મેવા જેવી જ છે! વિવિધ છન્દ-લય-અલઙ્કારો વર્ણનોને વ્યવહારોથી સભર આ કૃતિ પોતેય 'ગુણરત્નાકર' લાગશે અલબત્ત ભાષા સાથે થોડોક મેળ કરવો પડશે!

એમ તો ભાષા સાથે આજની કવિતામાંય મેળ નથી કરવો પડતો! [હાસ્તો, અતીતનાં અવગાહન શ્રેયસ્કર પણ કેવળ વીતી વાતને જ વળગ્યા વાગોળ્યા કરવાનું વળગણ પણ કેમ ચાલે! તેથી તો રસવૃત્તિ વાસી અને વિપર્યાસિત થઈ જાય. નવનવોન્મેષ ઝઙ્ખતું રસિકહૃદય 'અચલાયતન' બની જાય! તો]

આ આજની કવિતા

*'ઝેણ વાગે ઝેણ ઝબુકલો મેઉલા વરહો રે'*
*વળે છાતીએ ડૂમાનો ડૂચો, મું ખાળું મેઉલા પૂર*
*વરહ્યા વીનાની વાદળી વાલમ રિયો તું જોજન દૂર*
*આભ ઊંચી ડોકલંબાણી મુની આપ્યું તરહે રે...*
*ઝેણ વાગે...*

સમજાય તો છે ને? અને પછી તલસતી આંખોનો આતુર ભાવ પણ અનુભવાય છે ને! છતાં ભાષા કૈંક

અપરિચિત નથી લાગતી? આજની જ છે છતાં! સ્પષ્ટ કરું. આ કોઈ આદિવાસીનું લોકગીત નથી. આદિવાસીઓની વાણી, એમના લ્હેકા અને ભાવને પોતાનાં થઈ જાય એટલી હદે અપનાવીને શ્રી સુશીલા ઝવેરી (આજનાં કવિ)એ કરેલી રચના છે! એમના 'વગડાઉ ફૂલો'માંથી ફૂટતી આદિમતાની આરણ્યક સુગન્ધ માણવા જેવી છે!

કવિ કેવી કેવી બાની અપનાવી શકે છે! 'વગડાઉ ફૂલો'ને પડખે હવે આ નગરકવિના ફલાવરવાઝને મૂકી જુવો:

'બન્ધ રેલવે – ફાટક પર મ્હારું સ્કૂટર થોભ્યું...'

શ્રી ભરત પડીઆના કાવ્યસઙ્ગ્રહ 'અનુભૂતિ'-માંના પ્રથમ કાવ્યની આ પ્રથમ પઙ્ક્તિ અને કાવ્યનું મથાળું જ છે 'ફૂલદાની'. કવિ કેવા શબ્દો પ્રયોજે છે! રેલવે-ફાટક, સ્કૂટર' પછી એમાં આવે છે 'સ્કૂલ રિક્ષા' આ કવિને 'કાલાઘેલો કલરવ' મ્હેકતો મળ્યો વગડાઉ ફૂલો તો શું પણ કોઈ નગર ઉપવનના ફૂલો પક્ષીઓ પાસેથી પણ નહીં. પણ બાજુમાંથી પસાર થતી 'સ્કૂલરિક્ષા'માંથી આવા તો કેટલાય શબ્દપ્રયોગો દ્વારા આ 'અનુભૂતિ' વ્યક્ત થઈ છે 'ડ્રોઇઙ્ગરૂમની બારી, 'કૉર્નરટેબલ' 'પેન્ટ શર્ટ બુટ' 'ટાઈટ ટાઈમટેબલ' 'પોસ્ટબૉક્સ', 'ટ્રાફિક સિગ્નલ'... નગરવચ્ચે જીવતા આ કવિને જે અનુભૂતિઓ થઈ તેને આ જ બાની વ્યક્ત કરી શકે છે!

પણ–

*'ચૈત્રે ચંપો મોરીઓ, સકલ ફલ્યા સહકાર.*
*કોયલ કરે રે ટહુકડા ભમર કરે હો ગુંજાર'*

કહેતા સોળમી સદીના સાધુ સહજસુન્દર હોય,

*'છાજે છાયું છાપરું ને રૂળિયા વચ્ચે આંબો'*

એમ આદિવાસીની બાનીને અપનાવીને ગાતાં આજનાં સન્નારી સુશીલાબેન ઝવેરી હોય કે કેમિકલ લેબોરેટરીમાં બેઠા બેઠા 'હું આજનો શાલીન નાગરિક છું' એમ કહીને 'કાયનેટિક ને હીરો હોન્ડા'ની વાત કરતાં કરતાં પણ

*વાસંતી વાયરે*
*મહોરતી*
*આમમંજરી કરે સંવનન'*

એવુંય ગુઞ્જી રહેતા વિજ્ઞાનવ્યવસાયી ભરત પડીઆ હોય–

આખરે તો હરીફરીને સૌ હૈયાભણી જ ફણટાય છે! કવિ ખરાને! જમાના જુદા, ભાષા જુદી પણ ભાવ તો એ જ માનવ હૃદયના સનાતન! અને ત્યાં જ છે ને કવિતાની ગઙ્ગોત્રી!

વિનોદ અધ્વર્યુ

## જન્મદિન અભિનંદન

**જુલાઈ**

| | |
|---|---|
| પ્રાણજીવન મહેતા | ૧૪-૭-૧૯૩૭ |
| કાનજી પટેલ | ૨-૭-૧૯૫૨ |
| ચન્દ્રકાન્ત શાહ | ૨૪-૭-૧૯૫૬ |

**ઑગસ્ટ**

| | |
|---|---|
| જયા મહેતા | ૧૬-૮-૧૯૩૨ |
| ચન્દ્રકાન્ત ટોપીવાળા | ૭-૮-૧૯૩૬ |
| લાલજી કાનપરિયા | ૧૩-૮-૧૯૪૩ |
| પ્રવીણ દરજી | ૨૪-૮-૧૯૪૪ |
| વિનોદ જોશી | ૧૩-૮-૧૯૫૫ |
| જગદીશ વ્યાસ | ૧૮-૮-૧૯૫૯ |

# સન્દર્ભ-પૂર્તિ

સંપાદક

આ અઙ્કમાં, **'ઈદં રમણીયમ્'**માં **'ગુણરત્નાકરછન્દ'**નો નિર્દેશ છે. તો, પ્રવર્તમાન વર્ષાઋતુને અનુલક્ષીને તે કાવ્યમાંથી વર્ષાવર્ણનના કેટલાક છન્દ અત્રે પ્રસ્તુત છે.

**છન્દ મડયલ**

***મહિલા વયણ સુણી મનિ માહાલઈ તવ નેપાળ ભણી તે ચાલઈ***
***ઝરિમરિ ઝરિમરિ મેહ ટબૂકઈ ઝલહલ ઝલહલ વીજ ઝબૂકઈ***
(મહિલા વેણ સુણી મન મ્હાલ્યા, પછી નેપાળ ભણી તે ચાલ્યા,
ઝરમર ઝરમર ટપકે વાદળી, ઝળહળઝળહળ ઝબકે વીજળી)

**છન્દ મુત્તાદામ**

***ઝબક્કઈ વીજ, ચબક્કઈ ચાલ, ટલક્કઈ ટોલ, ખલક્કઈ ખાલ,***
***ભડક્કઈ ઢોર, કડક્કઈ ઝાડ, ધડુક્કઈ મેહ, ફડક્કઈ તાડ,***
*(ઝબકે વીજ, કણસે ધરતી, કમ્પે ભવનો,ને નાળાં છલકાય,*
ભડકે ઢોર, કડકડે ઝાડ, ધડૂકે મેઘ તાડ ફડફડાય.)

***કિ વજ્જઈ વાઉલ, સીયલ વાઉં, સુગજ્જઈ અંબર મોર કિંગાય,***
***ધડુક્કઈ મેહ, ન ખંડઈ ધાર, કરી જઈ રાગ સુરંગ મલ્હાર.***
*(ગર્જતા વણ્ટોળ, શીતલ વાયુ, ગાજે ગગન, ટ્હૌકે મોર,*
ધડૂકે મેઘ, ન ખણ્ડિત ધાર, ગવાય સુન્દર રાગ મલ્હાર,)

***સવદ્દલ છાંહ ન દીસઈ દીહ, કિ બોલઈ બોલ રસાલ બપીહ,***
***કહુક્કઈ કોઈલિ પંચમનાદ, વિલાસ વિનોદ સુણી જઈ સાદ***
*(વાદળછાયા, ન દિસે દિવસ, બોલે પપૈયા રસમય બોલ,*
*કોયલ ટ્હૌકે પંચમ નાદે, વિલાસ વિનોદના સુણાય કિલ્લોલ)*

***મુનીશ્વર ચીકણ ચીખલ્લમાંહિ, નદી નયનાલ, સઉ તરિ જાઈ,***
***વલી વ્રત પંચ ગુણ્યા નહીં જેમ, પુહતઈ દેશ નેપાલઈ એમ.***
(મુનિવર ચીકણે કાદવ (વિચરતા), નદીનાળાં સૌ જાતા તરતા,
વળી, નવ ગણકારે પઞ્ચવ્રત નીમ, પહોંચ્યા દેશ નેપાળ તે એમ)

*('ગુણરત્નાકર છન્દ' અધિ. ૪-છન્દ-૭૦-૭૪)*

મુક્ત છાયા-અનુવાદ સમ્પાદકના અનુવાદને આધારે.

'વર્ણસગાઈ, રવાનુકારી અને સંયુક્તાક્ષરી શબ્દપ્રયોગો, આન્તરપ્રાસની જળવાતી ભાત અને એ બધામાંથી ઊભું થતું નાદ સઙ્ગીત આસ્વાદ્ય બને છે. વર્ષાના વાતાવરણને કવિએ શબ્દનાદના માધ્યમથી સુપેરે ચિત્ર બદ્ધ કર્યું છે.

ડૉ. કે.બી. શાહ ('ગુણરત્નાકર છન્દ પૃ. ૩૨૮')

# શુદ્ધ ઉચ્ચાર-શુદ્ધ લેખન

અત્યારે આપણી ભાષામાં ઉચ્ચાર અને લેખન વચ્ચે જે ભેદ પડ્યો – જે જે સ્થાને – તેને શુદ્ધ કરી લેવો નિતાન્ત આવશ્યક છે. ગુજરાતી પ્રજા મહદંશે ભાગ્યશાળી છે – એ ઉચ્ચાર શુદ્ધ કરી શકે એમ છે. પરન્તુ લેખનમાં મુદ્રણકળા આવી ત્યારથી મુદ્રણમાં રહી ગયેલા દોષો અને બોલીમાં રહેલા ભેદ – જે સરલતાને કારણે હોવાની શક્યતા-તે સહજ રીતે દૂર થઈ શકે એમ છે. જેમ ઉચ્ચાર પ્રમાણે લેખન તેમ લેખન પ્રમાણે ઉચ્ચારની શક્યતાને નિવારી ન શકાય. આથી દોષ રહી જવાની શક્યતા. આ કારણે બન્ને – ઉચ્ચાર અને લેખન શુદ્ધ-શિષ્ટ હોય એ જરુરી. સંક્ષેપમાં એની ત્રણ વિભાગમાં રજૂઆત કરી શકાય.

**આપણી વર્ણમાળા :**

**સ્વર :** અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઍ ઐ ઓ ઑ ઔ : (૧૬) + ૨ નવ પ્રાપ્ત બિન્દુ, વિસર્ગ

| **વ્યઞ્જન :** | **અઘોષ** | **ઘોષ** | **અનુનાસિક** |
|---|---|---|---|
| કણ્ઠય- | ક ખ | ગ ઘ | ઙ |
| મૂર્ધન્ય- | ચ છ | જ ઝ | ઞ |
| તાલવ્ય- | ટ ઠ | ડ ઢ | ણ |
| દન્ત્ય- | ત થ | દ ધ | ન |
| ઓષ્ઠ્ય- | પ ફ | બ ભ | મ |

**અર્ધસ્વર** ય ર લ વ

**ઉષ્માક્ષર** શ ષ સ

**મહાપ્રાણ** હ– ખ છ ઠ થ ફ / ઘ ઝ ઢ ધ મ.

**૧.** અનુસ્વાર – અર્ધસ્વર કે ઉષ્માક્ષરની પૂર્વે ઇષત્ અનુનાસિક બૈન્દવ ઉચ્ચાર આવે ત્યારે અનુસ્વાર બિન્દુ લખાય દા.ત. સંયમ, સંવાદ, સંહાર સંશય, કંસાર... ઈ.

અનુનાસિક વ્યઞ્જનની પૂર્વે જે અનુનાસિક ઉચ્ચાર આવે તે તે જ વર્ણના અનુનાસિકથી લખાય

દા.ત. અઙ્ક, પઙ્ક, રઙ્ગ, અઙ્ઘ

પઞ્ચ, છઞ્છેડવું, ગુઞ્જન, ઝઞ્ઝા.

કણ્ટક, કણ્ઠ, પ્રચણ્ડ, વણ્ઢી

અન્ત, પન્થ, મન્દ, અન્ધ

સમ્પ, ગુમ્ફન, અમ્બ, સ્તમ્ભ

જોડાક્ષર – બે મહાપ્રાણ વ્યઞ્જનોની સન્ધિ થતી નથી. ચોખ્ખું-ચોક્ખું√(ખ = ક + હ સંધિમાં હનો લોપ)

પથ્થર x – પત્થર √

શ ની સન્ધિ ચ વર્ગ સાથે, ષ ની સન્ધિ ટ વર્ગ સાથે અને લ ની સન્ધિ ત વર્ગ સાથે થાય છે. દા.ત. આશ્ચર્ય, કષ્ટ, પ્રસ્તુત

**૨.** વિવૃત અક્ષરો એમ નહિ પણ ઍમ; કેમ નહિ પણ કૅમ/ ઓફિસ નહિ ઑફિસ કોણ નહિ કૉણ...ઈ.

(૧૯૬૧માં સાહિત્ય પરિષદના અધિવેશનમાં સ્વ. વિષ્ણુભાઈએ વિવૃત્ત ઉચ્ચારો પ્રતિ ધ્યાન ખેંચેલું. પુન: એ પ્રતિ ધ્યાન ખેંચવું રહ્યું)

**૩.** હ શ્રુતિ : હ શ્રુતિ સ્પષ્ટ લખાય તે બાબતમાં આગળના પૂર્વસુરિઓએ ધ્યાન ખેંચ્યું જ છે. ફરીથી એ તરફ ધ્યાન ખેંચવું રહ્યું. હ શ્રુતિ માટે ' આવી સંજ્ઞા મુકાય.

* આવું (છું) ક્રિયાપદ, આ'વું (સરખામણી સૂચક)

* સર્વનામના પ્રયોગોમાં પ્રથમ પુરુષ હું અમે અ'મે મ્હને અમને વિકલ્પે અ'મને (મન = છઠ્ઠી ઇન્દ્રિય અમને, અ + મને = મન વગર)

એ પ્રમાણે મ્હારાથી મ્હને, મ્હારામાંથી, મ્હારા-રી-રું મ્હારામાં

દ્વિતીય પુરુષમાં તું ત્હમે (તમે-તમ = અન્ધાર)

ત્હને.. ઈ. (તારા-ગગનના તારા)

તૃતીય પુરુષમાં તે તેઓ

ત્હને ત્હેમને

અહીં ત્હેમને ને બદલે તેમને વિકૃત ચાલે.

આ ફેરફારથી ઉચ્ચાર – લેખન શુદ્ધ થશે. □

# She can't read this ad. But she's praying that you will.



The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement [illegible]. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within [illegible] hours of death. Your family has to inform the Eye Bank at once so they can rush a doctor to you.
- According to law, [illegible] can [illegible] the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

*The most precious gift in the world.*

Inserted for Public Information [illegible]

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: [illegible] Khatau Textile Compound
[illegible] Road, Bombay-400 [illegible]

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૫૪ : વર્ષ ૪૧ : અઙ્ક : ૫ : સળઙ્ગ અઙ્ક : ૨૪૫



આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ


તન્ત્રી

હેમન્ત દેસાઈ

સલાહકાર

ધીરુ પરીખ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૬૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૬૦૦, અમેરિકા : વાર્ષિક $ 7.50, આજીવન $ 75; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £ 5, આજીવન £ 50.

આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૨

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર, અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

કવિલોક ટ્રસ્ટ અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું: 'લાવણ્ય', વિજયપાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯.

'કવિલોક' દ્વિમાસિક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું: 'તિતિક્ષા' ૯, મિહિર સન્નિવાસ, નવરઙ્ગપુરા, અમદાવાદ-૯.

પ્રકાશક અને મુદ્રક : હેમન્ત દેસાઈ, ફોન : ૭૪૧૭૯૪૫

ટાઇપસેટિઙ્ગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા, પાલડી, અમદાવાદ-૭. ફોન : ૬૬૧ ૦૪૪૧

તે પૂરતું ન નીવડતાં, નવું રૂપ-નવી ભાષા નીપજાવવાં પડે ત્યારે તે નવાને, અને ભાષા બાબતે તો ક્યારેક સામાન્ય વ્યાકરણી નિયમોને પણ નકારતી અરૂઢતાને, કવિના એ પ્રયોગમાં રહેલી સર્જનાત્મક સિદ્ધિ જ સ્વીકાર્ય જ નહીં, આવકાર્ય બનાવે છે. નરસિંહરાવના 'ચિત્રવિલોપન'માં હરિગીતમાંની એક માત્ર ઊડી જતાં ખણ્ડ હરિગીત થયો હોય, કે 'કાન્ત'ના 'ઉદ્ગાર'માં ખણ્ડ (અથવા અભ્યાસ્ત) શિખરિણી થયો હોય તો તેની સાર્થકતા કેવળ વિશિષ્ટ છન્દરચનાને કારણે નથી, પણ તે અરૂઢ છન્દોબન્ધને કારણે કૃતિના કાવ્યત્વને ઉઠાવ મળે છે તે કારણે છે. તેમ, 'શહેરનો રાત્રિનો માર્ગ' જેવો પ્રિયકાન્ત મણિયારનો કે 'વસન્તેલું ફૂલ' જેવો હસમુખ પાઠકનો ભાષાપ્રયોગ, અથવા તો 'કાનથી ભાંખોડ ભરતાં' જેવો હસમુખ પાઠકનો જ અ-તાર્કિક પ્રયોગ માત્ર તેમની અરૂઢ નવીનતાને કારણે નહીં પણ તે પ્રયોગથી કાવ્યકૃતિને પ્રાપ્ત થતી વિશિષ્ટ કાવ્યાનુભવપ્રેરક અભિવ્યક્તિને કારણે છે.

ઉત્તમ કવિ પરમ્પરિત પ્રાણવન્ત બનાવી શકે છે તો પરમ્પરાના પરિઘને તોડી નવી દિશાઓમાં પણ વિચરી શકે છે.

પરન્તુ, જ્યારે કવિપ્રતિભા અનિવાર્ય સર્જનાત્મક આવશ્યકતાના પ્રબળ આવેગને વશવર્તીને નવું સાધે છે ત્યારે તે તેને માટે ઉપયોગી અને સમગ્ર કલાજગત માટે આવકાર્ય સિદ્ધિ બની રહે છે. પરન્તુ એજ નવી રીતિ–પ્રયુક્તિ, પછીથી પ્રતિભાવિહીન અનુગામીઓ માટે અવિચારી અનુકરણનો વિષય બની જાય છે. આવું થાય છે ત્યારે આવા અનુકરણીયા પ્રયોગો, માત્ર દેખાદેખીથી અપનાવાયા હોઈ નથી આવકાર્ય હોતા નથી સાર્થક હોતા. તેમાંય જ્યારે પ્રયોગ જ નહીં, પણ પ્રયોગવૃત્તિનું પણ આવું અનુકરણ થાય છે ત્યારે કલાક્ષેત્રે ભારે અતંત્રતા પ્રગટે છે. એક ઉત્તમ પ્રયોગ કે કૃતિ પાછળ સેંકડો આવી અનુકરણીયા કૃતિઓનો ઢગલો થઈ જાય છે. પેલો પ્રયોગ – પરમ્પરા થઈ જાય છે – નિષ્પ્રાણ અને નિરર્થક! દયારામ-ન્હાનાલાલની રીતિએ – અને પછી તેમાં જરાતરા કહેવાતી 'નિજી નવીનતા' સાથે આપણે સેંકડો (કદાચ હજારો!) કૃતિઓ નથી રચાઈ! એક સમે આપણે ત્યાં 'રાસયુગ' કહેવાતો કાવ્યચાળો પ્રસરેલો અને પછી વળી 'સૉનેટયુગ'! ખણ્ડકાવ્યોય ઓછાં નથી લખાયાં, અને મણિલાલ, બાલાશઙ્કર, કલાપીથી માંડીને આજની તારીખ સુધીમાં ગઝલો?... આ બધામાંથી નિરન્તર આસ્વાદ્ય કાવ્યકૃતિઓ કેટલી?

કવિતાક્ષેત્રે આવોજ પ્રયોગચાળો ઇન્દ્રિય વ્યત્યયનો, અ-તાર્કિક ભાષાબન્ધોનો, અવ્યાકરણી શબ્દપ્રયોગોનો નથી પ્રવર્ત્યો? વચગાળામાં અછાન્દ અને ગદ્યકાવ્યોનો વાવર હતો – હજીય છે, ને તેની સાથે ગીતોનું પણ એવું જ પૂર!

પ્રત્યેક સમયગાળામાં અમુક સ્વરૂપ-રીતિ પ્રયુક્તિનું પ્રચલન હોય છે – રાસ હોય, સૉનેટ હોય, અછાન્દસ હોય... આવે સમે વિશિષ્ટ વૈયક્તિક પ્રતિભા પ્રબળ ન હોય તેવા સર્જનાકાઙ્ક્ષીઓ સહેલાઈથી વાયરાની ગતિથી વણ્ટોળાઈ જતા હોય છે. નવા ઉદીયમાન સર્જકો માટે ખૂબ સાવચેત રહેવા જેવુ આ જ મોટું ભયસ્થાન છે. આરમ્ભમાં, અનેકવિધ સિદ્ધ રૂપો-રીતીઓને તે ભલે અનુસરે પણ તે તેમની લાક્ષણિકતાઓને જાણવા અને હસ્તગત કરવા માટે. અન્તે તો તેણે આ બધામાંથી પોતાને અનુકૂળ એવું જ પામી લેવાનું હોય છે અને તેને પોતાના રીતે વિકસાવવાનું હોય છે. ત્યારે જ તે પોતાને પામે છે. અને એમ પોતાપણાને પામ્યા વગર કોઈ સર્જન સિદ્ધ થઈ શકતું નથી. 'To thy own self be true' એ આ અર્થમાં મનનીય છે. ખુદવફાઈથી જ આખરી નિર્ણય.

અન્તે એક પ્રશ્ન વિચારવાનું મન થાય છે રચના કરનાર કશુંક નવીન શોધે છે – કશુંક નવું કરવા મથે છે તે શા માટે? ખરેખર તો આ પ્રશ્ન દરેક સર્જકે પોતાને પૂછવા જેવો છે.

સર્જન તરીકે પ્રત્યેક કલાકૃતિ અ-પૂર્વ છે. – નૂતન છે. પરન્તુ તેની એ અપૂર્વતા તેની સમગ્રતામાંથી નિષ્પન્ન થતા કલાનુભવમાં રહેલી છે. નવા પ્રયોગની શોધ અભિવ્યક્તિના ઘટકો પરત્વે હોય છે. સર્જક આ શોધ બે કારણે કરે છે. એક તો પ્રાપ્ત અને પરિચિત સાધનો તેની અભિવ્યક્તિ માટે અપર્યાપ્ત હોય. આમાંથી જે નવપ્રસ્થાન નીપજે છે તે કલામાં નવો ઉન્મેષ બની રહે છે. પરન્તુ આવી શોધનું બીજું કારણ હોય છે કવિના અન્ત:સત્ત્વની અપરિપક્વતા અને આંતરિક દરિદ્રતા. આવે પ્રસઙ્ગે સર્જકતત્વની ખોટ પ્રયોગશીલતા અથવા નવીનતાની તરકીબોથી કરવાનો પ્રયત્ન

૨) કવિલોક: સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૮

# વિમર્શ

## 'કાવ્યબાની'

### વિનોદ અધ્વર્યુ

કવિતા સૌ પ્રથમ કર્ણરસાયણ છે.

પણ તે કેવળ શ્રુતિવિષય નથી-નથી જ. કેવળ શ્રુતિવિષયક જ કલા તે સઙ્ગીત. 'શબ્દ'નો એક જ પ્રાથમિક અર્થ – ધ્વનિ – ત્યાં અભિપ્રેત છે. પણ પછીની ભૂમિકાએ ભાષા સન્દર્ભે શબ્દ સાર્થ બને છે. તે માત્ર ધ્વનિ ન રહેતાં સાર્થ ધ્વનિ બની રહે છે, એટલે શબ્દોચ્ચાર કે શબ્દવિન્યાસ માત્ર ધ્વનિપ્રયોગ ન રહેતાં ભાષાપ્રયોગ બની જાય છે. આ ભૂમિકાએ 'શબ્દ'માં ધ્વનિ અને અર્થનું સાહચર્ય પ્રસ્તુત હોય છે. શબ્દ માત્ર કર્ણાનુભવ ન રહેતાં અર્થદ્યોતકતા પ્રાપ્ત કરે છે. આમ થતાં એ શબ્દાર્થબોધ જે ભાષારૂપ પરમ્પરા, પૂર્વસંસ્કારદિ અને સાંસ્કૃતિક સામાજિક સન્દર્ભગત વ્યવહારાદને કારણે અવગત થાય છે તે બધું પ્રસ્તુત બની જાય છે. એટલે શઙ્ખનાદ-વેણુનાદ ને કોઈ સામાજિક-સાંસ્કૃતિક સીમાબન્ધન નથી. એના શ્રવણાનુભવ માટે કોઈ વિશેષ જાણકારીની જરૂર નથી. પણ શબ્દાર્થબોધ પામવા માટે ભાષા જાણવી પડે!

–અને માત્ર ભાષા જાણ્યે પણ ન ચાલે. ભાષાનાં પણ અનેક સ્તર હોય છે તેમાંનાં મુખ્ય ત્રણ – વ્યાવહારિક, વૈજ્ઞાનિક અને કલાત્મક. વ્યવહારિક ભાષા સપાટભૂમિકા પર લગભગ એકજ પરિમાણમાં પ્રવર્તે છે. થોડા જ અભ્યાસથી એ આવડી શકે. વૈજ્ઞાનિક તેમજ શાસ્ત્રની ભાષા જે તે ક્ષેત્રને લગતી – વિશિષ્ટ હોય છે. – ભાષા ત્યારે કેટલેક અંશે પરિભાષા બને છે. શાસ્ત્રો-વિજ્ઞાનગ્રન્થોમાં પહેલું પ્રકરણ જે તે સન્દર્ભમાં વપરાતી પરિભાષાનું હોય છે કારણકે સામાન્ય વ્યવહારમાં વપરાતા શબ્દો તે શાસ્ત્રીય-વૈજ્ઞાનિક સન્દર્ભમાં વિશિષ્ટ અર્થ પામે છે.

કવિતાનું કામ જે ભાષાની સાથે છે તે ભાષાના કલાત્મક સ્વરૂપની ભૂમિકા. આ ભૂમિકાએ ભાષાનું પ્રયોજન કેવળ અર્થબોધ કે વિશિષ્ટાર્થબોધ નહીં પણ સૌન્દર્યબોધનું હોવાને કારણે તેનું સ્વરૂપ અને તેની પ્રયોગરીતિ બદલાઈ જાય છે. ક્યારેક એ વિશિષ્ટ રૂપ દેખાઈતું હોય છે, ક્યારેક પ્રચ્છન્ન. આવા પ્રયોગોમાં કવિઓ ક્યારેક ભાષાના પ્રચલિત સ્વરૂપના માન્ય પ્રયોગોને ધરાર ઉવેખીને પણ ચાલે છે. માત્ર આ એક જ સઙ્ગ્રહના – એ તત્કાળ હાથવગો હોઈ – થોડાંક ઉદાહરણો જોઈએ – 'પક્ષીતીર્થ' (ચન્દ્રકાન્ત ટોપીવાળા). – આ એક કાવ્ય 'મહાબલિપુરમ્'માં જ 'તૂટેલું' એ વિશેષણ કેવા કેવા વિશેષ્યો સાથે આવે છે ! 'તૂટેલું વાદળ' કે 'તૂટેલું મોજું', 'તૂટેલું નગર' તો ઠીક પણ, 'તૂટેલો શ્વાસ' પણ કદાચ સમજાય, પરંતુ, 'તૂટેલો સૂરજ', 'તૂટેલો સમુદ્ર' – અરે 'તૂટેલો પવન', 'તૂટેલાં જલ', 'તૂટેલો સમય' – એટલું જ નહીં પણ 'તૂટેલી ભૂરાશ'! આ શબ્દસંયોજનો વ્યવહારભાષાથી જૂદી જ એવી કવિતાની આગવી ભાષા ભૂમિકા નથી સૂચવતાં? આ જ કવિ, 'મલબાર'માં 'ડાંગરનો રાગ', 'જેસલમેર'માં 'તડકાનાં ઝૂંડ આથડે', 'દીવા'માં વળી 'પાણી થઈને પ્રસર્યા દીવા' (આવા તો ઘણા પ્રયોગો મળે આ સંગ્રહમાં તેમજ અન્યત્ર) – એવી વાત કરે ત્યારે ભાષાની કેવી કેવી સ્થિતિ અને ગતિ પરખાય છે? એ એમ કહે કે 'બૂમ એવી મોટે ન પાડો કે ગળું ફાટી જાય' ત્યારે આપણને લાગે કે બરાબર છે. આપણી રોજની જ ભાષા એટલે સમજાઈ ગઈ. પણ એજ કાવ્યમાં ('સમ્રાટ') પછીથી–

*આ ગરભ ભરેલાં કલિઙ્ગ છે,*
*કલિઙ્ગ ન્હોય, કલિઙ્ગ ન્હોય,*
*સાડી સત્તરવાર કલિઙ્ગ ન્હોય'*

એવું બોલે ત્યારે ભાષા એમાં 'સાડી સત્તરવાર' જેવો પ્રયોગ આવે છતાં – રોજિન્દા વ્યવહારની લાગતી છતાં તેમાંથી નીપજતાં અર્થધ્વનિવલયો એ પ્રયોગને જુદીજ ભૂમિકાનો નથી બનાવતાં?

કવિતાની ભાષા રચના-વ્યાકરણ વગેરેની દૃષ્ટિએ વિશિષ્ટ ન લાગતી હોવા છતાં તેનો કાવ્યબોધ એવો વિશિષ્ટ હોય છે કે એ સાદી ભાષાનેય વિશિષ્ટ માનવી પડે. શેષનાં કાવ્યોની અર્પણ પઙ્ક્તિઓ–

*'વેણીમાં ગૂંથવાંતાં કુસુમ,*
*અવ રહ્યાં અર્પવાં અઞ્જલીએ'*

એ ભાષા રચનાની દૃષ્ટિએ તો સાદું વિધાન જ લાગે – એવું જ 'સુન્દરમ્‌ના 'તને મેં ઝન્ખીતી...' એ મુક્તકના વિષયમાં કહી શકાય. પરન્તુ એ વિધાનોનો કાવ્યાનુભવ વ્યવહારભાષા દ્વારા થતા અર્થબોધ કરતાં ઘણો નિરાળો છે એ આપણી પ્રતીતિ છે. ભાષાની સાદાઈ અહીં છેતરામણી છે.

'પક્ષીતીર્થ'માંથી ટાંક્યાં તેવાં કે તે પછી આપ્યાં તેવાં અનેક ઉદાહરણો શોધી શકાય. 'Tyger Tyger bruring bright' કહેનાર બ્લેઇક કે 'પીળી ત્રાડ' કહેનાર નલિન રાવળ, 'તૃણભમ્મરીઓ, તૃણકલ્લોલો, તૃણનાં ઘોડાપૂર!' વર્ણવતા 'ઉશનસ્' કે 'અડધેરી પાંદડીઓ વીણતામાં વેરી, ને આસવ ઢોળીઓ અમોલો' કહેતા ન્હાનાલાલ હોય, અથવા સાવ સાદી રીતે ક્ષણાર્ધની સ્થિતિને 'ન યયૌ ન તસ્થૌ' કહી વર્ણવતા કાલિદાસ – (ઉદાહરણો ઉમેરી શકાય) પણ આ બધાય કાવ્યભાષાના પ્રયોગોમાં, ભાષા અ-સાધારણ લાગે કે સાધારણ, પણ એ કલાના માધ્યમ તરીકે જુદી જ ભૂમિકાએ વિહરતી હોય છે.

ભાષાના આવા પ્રયોગને કારણે જ ત્યાં 'શબ્દ' માત્ર અર્થદ્યોતક નહીં પણ 'કાવ્યાર્થ'દ્યોતક, અને પરિણામે સૌન્દર્યબોધક-રસાત્મક નીવડે છે. અર્થસંકેત જુદું જ લક્ષ્ય સાધે છે.

આવા કાવ્યાબાનીગત શબ્દને જ કાલિદાસે 'વાગર્થ'ની સમ્પૃક્તિથી વર્ણવ્યો છે. સામાન્ય ભાષામાં એક જ વાત અન્ય શબ્દોમાં કહી શકાય, કાવ્યમાં નહીં! તેથીજ તેમાં આવી અવિયોજ્ય સમ્પૃક્તિ!

આનું એક કારણ તો શબ્દના શ્રુતિગુણનું મહત્ત્વ – અને કાવ્યરચનામાં તેની અવિયોજ્ય પ્રસ્તુતતા એતો ખરું જ પણ તે સાથે, કાવ્યમાં વપરાતો શબ્દ જે અર્થસન્દર્ભ અથવા અર્થદ્યુતિ લઈને આવે છે તે પણ કારણભૂત છે.

એઝરા પાઉન્ડે દર્શાવ્યું છે તેમ કાવ્યમાં શબ્દ સઙ્ગીત, ચિત્ર અને સંસ્કૃતિસન્દર્ભ સહિતનો અર્થ એ બધું લઈને આવે છે પરિણામે શ્રુતિરૂપશબ્દ અને સઙ્કેતિત અર્થદ્યુતિ અવિયોજ્ય બની જાય છે. પરન્તુ આ વિશેષ ચર્ચાનો વિષય છે. અત્યારે તો એટલું જ કે શ્રવણમનોહારિતા સાથે અર્થદ્યોતક બનતાં તેમાં ચિત્તસંસ્કારનો નવો પ્રદેશ ઉઘડે છે અને કાવ્યબાની તરીકે ભાષા જુદીજ ભૂમિકાએ વિલસે છે. ▢

## હાઈકુ

**રમેશ પટેલ**

*વર્તુળો રચે-*
*ખાબોચિયામાં: ફોરાં*
*વાદળાં જુએ!*

▢

*જુએ છે પંખી*
*કેદ પીંજરે છતાં-*
*ખુલ્લું આકાશ.*

▢

*વૃક્ષો જ ક્યાં છે?*
*માળો બાંધે છે પંખી-*
*ચાડિયા માથે!*

▢

**'આવતા જજો'–**
**કનુભાઈ જાની**

(અનુષ્ટુપ)
*ક્યારેક આવતા રે'જો!*
*ગોખે મૂકેલ કોડિયે*
*મોગરો જો વળ્યો લાગે*
*જરી ખેરવતા જજો!*
*અવકાશે આવતા જજો!*
*સ્નેહ તો પૂરીએ છૈયે*
*વાટેયે બદલી વળી,*
*તોયે બેધ્યાન રૈયે તે*
*તેને સક્રોરતા જજો!*
*અવકાશે આવતા જજો!*
*અન્ધારું ઘર ઢૂંઢે છે,*
*શગ આ માથું હલાવતી*
*જાકારો દે તહીં જોજો*
*વા ના ઝિંકાય દીવડે!*
*આટલી મ્હેર રાખજો!*
*અવકાશે આવતા જજો!*

**સાદર**
**જિગર ટણકારવી**

*જ્યાં સુધી કાગળ કલમ છે હાથમાં*
*આખી દુનિયાનું ઇલમ છે હાથમાં*

*ઘાવ એ હોતાં નથી કો' અન્યનાં*
*પોતપોતનો જુલમ છે હાથમાં*

*દષ્ટિનાં એકાદ પણ અચરજ નથી*
*રાબેતા મુજબ ચલમ છે હાથમાં*

*વેદના ઝૂંટાય તો ના પાલવે*
*ચેનનું મોંઘું નીલમ છે હાથમાં*

*જેને અડકે સોનું એ થઈ જાય છે*
*નાગમણી જેવું ઇલમ છે હાથમાં*

**સાંજ ટાણે–**
**દેવેન્દ્ર દવે**

*આ ભીડથી અલગ ક્યાંક જઉં નિરાંતે*
*પછી સ્વરે છલકતાં તરુ હેઠ ગાળું*
*ઘેઘૂર સાંજ... ઢળતા રવિની સુનેરી*
*જાહોજલાલી, પટમાં ઘણ – વાંસળીની*
*ભીનાશથી સભર ખેતરને નિહાળું;*
*જોઈ મ્હને પવન ધૂસર વાય ઘેલો!*
*ટ્રાફિક જામ – ઘર તો હજી ક્યાંય છેટું,*
*હું વાનમાં તરફડું અમળાય હૈયું–*
*શી ધૂમ્રસેર તતડે મુજ નાસિકામાં,*
*આંખો બળે, ઘડીકમાં બસ પ્રાણ કણ્ઠે*
*આવ્યો ગણો! કશક – ચીસ પડાય શેય?*
*ખાલીપણું ઘુમરતું, ઉર ચૂરચૂર...*
*–ને ગ્રીન-સિગ્નલ થતાં ગતિ બેવડાતી,*
*ખુલ્લી હવા... શ્વસન સૌમ્ય, ફુલાય છાતી!*

**પ્રેમની ચિઠ્ઠી**
**હરેશ તથાગત**

*પ્રેમની ચિઠ્ઠી મળી છે,*
*લાગણી કેવી ફળી છે!*

*બેયનાં રૂમાલ પૂછે:*
*"આંખ છે કે વાદળી છે?"*

*છેદથી ગીતે કબૂલ્યું:*
*'વાંસળી હૈયાબળી છે!'*

*ગીરવે કજ્જન મૂકીને,*
*જિન્દગી પાછી વળી છે!*

*હર તૃષાતુર પ્રકરણે મેં,*
*વાત તારી સાંકળી છે!*

## અપૂજ દેરું

યાકૂબ પરમાર

રસ્તો હતો વિજન ને વન ગાઢ ઝાઝું
એવી જગા પર અપૂજ તૂટેલ દેરું.
તૂટી પડેલ નત ગુમ્બજ એક બાજુ;
ને ચોતરાની ઈંટ વેરવિખેર મેરુ;
કોઠી ને ખેર પણ વ્હેંત નમી પડેલાં
કૂંવાડિયા પૂજન લીન ઢળી પડેલાં.

એવો હતો વખત કે સમુદાય આવે
પૂજા કરી હૃદયથી વિભુને વધાવે
લીલી કુન્નાર ધરતી કરડી બની છે;
આવે અહીં ન જન કો વસમી ઘડી છે.
એકાંતમાં વિભુનું મોઢું અને નિમાણું
એવા સામે પરિસરો ડગ મેં જ માંડયું.

આવ્યો સખા પરમ; એમ વિશ્વાસ ધારી,
દોડ્યા વિભુ; બથ ભરી; કર બે પસારી.

## સોડમે પમરું જરા!

હરિહર જોશી

ચરણ પડતાં ધીમે ધીમે વહું લઈ આશકા,
અનુનય કરી ઊભાં રસ્તે અબોલ દ્રુમો તણી
વિહગરવથી ભીંજાયેલી બપોરની છાંયડી;
લથપથ બની વૃક્ષે વૃક્ષે સરે લજવાયલી!

અવ ફ-ક-ત છે છેટું થોડું, કરું કર છાજલી
સમીપ સરકું કે છેટે હું? રહે ઘર સાંભરી
શ્રમિત તનને ઢંઢોળી લે અચાનક સીમથી,
ગગનસરમાં ફેંકાઈ ગોફણે લઘુ કાંકરી!

દિવસભરની થાકેલી, ચીતરી લિપિ ધૂળમાં
ત્વરિત સરકી કેડી જાતી લગોલગ વાડમાં
અરવ પગલે વેળા ગોધૂલિની ડચકારતું,
હરખભર જાતું ગાડું લૈ, પિણ્ડી મહીં થાકને!

ટમ, ટમ તતોદીવો છેટે વધે પગમાં ત્વરા
જનપદ મહીં વીંટાતી સોડમે પમરું જરા!

## વ્યર્થ કલહ

રાજેન્દ્ર શાહ

૧

તડૂકી તડૂકી કશે બોલવાનું?
તરફ઼ે તરફ઼ે ઉઠે તૂત-તુક્કા.

કહીં વેણ ભીનાં ગયાં? ને અગન આ!
ન લાલી રહી, હોઠ છે બેઉ સુક્કા.

અહીં તો કશુંયે નહીં; ખાલી ખાલી :
બધા વ્યર્થ જોને ઉગામેલ મુક્કા.

કશે પાડવી ગૂંચ હાથે કરીને?
ભલે મોકળા ઊડતા વાળ છુટ્ટા.

ચડે છે નભે જ્યાં હવા પાતળીમાં
ભર્યા તઙ ફૂટી જતા સર્વ ફુગ્ગા.

૨

હવે હોઠ ભીડેલ ને આંખ ભીની,
ન હો અન્તરે એમ કૈં સીઝવાનું.

કદી આપણી ભૂલ હો કે પરાયી,
અકસ્માત પન્થે થતું જે થવાનું.

જરા કળ વળે ત્યાં ખુમારીની સાથે
અડી ધૂળ ખંખેરીને ઊઠવાનું.

પળે મોત આવે, પળે જન્મ બીજો;
ગયું તે ગયું સાવ ભૂલી જવાનું.

ન સોણું રહે ઊઘડી આંખ સામે,
નવા પ્હોરની લ્હેરમાં રીઝવાનું.

### રોજ

ધૂની માંડલિયા

વાત મારી છે અલગ ને કારણો પણ છે
પણ, સૂર્ય કોની યાદમાં સળગી રહ્યો છે રોજ
ભીંત આખી જર્જરિત છે, છે પડું પડું જ
ને. અરીસો મોહવશ વળગી રહ્યો છે રોજ
જે રહ્યો કોરોજ, વરસાદી ઝાડી વચ્ચેય,
એજ તડકો તાપમાં પલળી રહ્યો છે રોજ
આ જ રસ્તે ગામ એનું આવશે એ આશથી
એક પડછાયો હજી રઝળી રહ્યો છે રોજ
હાંસિયાના ભાગ્યમાં કોરાપણાનો શાપ
એક અક્ષર કાજ એ ટટળી રહ્યો છે રોજ

### મરશે શી રીતે!

મૌન બલોલી

મેઘહીન આકાશ વરસે શી રીતે!
જળ નથી ત્યાં નાવ તરશે શી રીતે!
જે અજાણ્યાને ય લે છે વાંકમાં,
એ નજરથી ન્યાય ગરશે શી રીતે!
હર સ્થળે ભીંતે ભડાકા થાય છે,
ઘરની બારી બ્હાર ફરશે શી રીતે!
ખાનગીમાં જે સળી કરતું રહ્યું,
નામ એનું તેજ કરશે શી રીતે!
પારકી આંખે જ એ જોતું હતું,
દૃષ્ટિ સુન્દર દૃશ્ય ધરશે શી રીતે!
એ પરાઈ વાતનું પાલન કરે,
એ સુકાઈનેય ખરશે શી રીતે!
માત્ર એ વાસી પ્રસઙ્ગોમાં વસે
સૂર્ય સાથે એ વિહરશે શી રીતે!
પથ્થરો કાદવ વિષે ફેંક્યા કરે,
છે સુરક્ષિત તોય ઠરશે શી રીતે!
એની સમજણ ચોતરફ ચર્ચાય છે,
મોતથી 'ખામોશ' મરશે શી રીતે!

### ધ્યાનપણ રાખો

ધૂની માંડલિયા

તલવાર રાખો તો સમીપે મ્યાન પણ રાખો.
પાદર સાથે પાળિયાનું ધ્યાન પણ રાખો
જેને તમે ઘર ઘર ગણો છો તે તો સ્મશાનો છે,
એકાદ ખૂણે મોતનો સામાન પણ રાખો
સૂરજ સવારે આવશે ને માંગશે વિગત
હર રાતના અન્ધારનું સન્ધાન પણ રાખો
દાંડીની જેમ મધ્યમાં નિર્લેપ થઈ, આ તરફ
રાખો જનમ, ને તે તરફ અવસાન પણ રાખો
તારા સ્મરણના વ્હાણને હું મોકલું હવે
આંખો મહીં દરિયો અને તોફાન પણ રાખો
જેણે યુવાનીમાં સદાયે સાથ દીધો છે
ઘડપણ મહીં તે આયનાનું ધ્યાન પણ રાખો

### એ ખોટો ઠરશે શી રીતે!

મૌન બલોલી

સૂકી ડાળી ગર્ભ ધરશે શી રીતે!
પાંદડાં વિણ છાંય ગરસે શી રીતે!
વાતે વાતે ઝાડ જે કાપ્યા કરે,
ધૂપમાં એ ધામ ધરશે શી રીતે!
જે ઉઘાડેછોગ લજવે જાતને,
એ બીજાનાં ચીર ભરશે શી રીતે!
ભેદ ઘરનો પારકાને જે ધરે,
એ મુરખને માન વરશે શી રીતે!
પારકાનો ભેદ જાણી જે નડે,
સાચી સમજણ એને વરશે શી રીતે!
ચીજ ભળતી નિત નવી વેચ્યા કરે,
પંડનાં એ પાપ હરશે શી રીતે!
એક જૂઠો ચોર બનતો જાય છે,
તેજનો એ સઙ્ગ કરશે શી રીતે!
ના કરે કોઈ મદદ મતલબ વગર,
વાત એ હોઠથી ગરશે શી રીતે!
કેક જણ 'ખામોશી'થી પાવન થયા,
વિશ્વમાં એ મોટો ઠરશે શી રીતે !

## અતાગ આંખો

કાસમ [illegible]ની

બહુ કરી રહી છે તારી અતાગ આંખો,
મુજને ભરી રહી છે તારી અતાગ આંખો.

મારી સવાર-સાંજો, મારાં દિવસ'ને રાતો-
સઘળે તરી રહી છે તારી અતાગ આંખો.

પામી નથી હું શકતો, પણ કૈંક છે ખરું,
શું મર્જારી રહી છે તારી અતાગ આંખો!

ધબકે છે એમ હૈયું જાણે કે રક્ત બદલે,
ત્યાં સંચરી રહી છે તારી અતાગ આંખો.

ચાહું વસન્ત, કિન્તુ જો તો ખરી કે એનાં,
ચિત્રો ધરી રહી છે તારી અતાગ આંખો

તારી સુગન્ધી 'કાસમ' મ્હેકે હવે શું, કે જ્યાં,
લાગે, સરી રહી છે તારી અતાગ આંખો.

## ગઝલ

હનીફ સાહિલ

આંખ ખાલી છે નજર ખાલી છે
દશ્ય હોવાની અસર ખાલી છે

આમ ફૂરસદ મળે ન આઠ પ્રહર
તું મળે તો પ્રહર ખાલી છે

ખાલી ખાલી છે અર્થની વાતો
શબ્દ સાથેની સફર ખાલી છે

આંખમાં અશ્રુપાતની ઋત ને
દિલ આ આઘાત વગર ખાલી છે

આમ ભરપૂર છે જીવનમાં ઘણું
હાથમાં પાત્ર મગર ખાલી છે

કોઈના આગમનની આશામાં
આ ગલી, દ્વાર ને ઘર ખાલી છે

એ વિચારે ન આવે નીંદ હનીફ
મુજ વગર મારી કબર ખાલી છે

## મહાપ્રસ્થાન

દક્ષા વ્યાસ

આઠ બાય બારની ઓરડીનો
આ સળિયે બન્ધાયેલો સૂર્ય.
પેલે પાર
જમણે હાથે
પથરાયેલો ધૂળિયો મારગ.
વન્ધ્ય આકાશના રક્તલપેડામાં
કેટલી સાંજ ઓગળી ગઈ!
હતું કે એક દિવસ
ધૂળની ડમરી ઊઠશે
સન્ધ્યાની લાલિમા ઝગમગશે
એના અશ્વડાબલા
અણુ અણુને વ્યાપી વળશે.
મહીંથી નીખરી આવશે
રૂપાળા રાજકુમારનો
દૂધમલ ચહેરો.
આજે
આ મહાપ્રસ્થાનની પળે
હજુ એક સાંજ
ભિડાતી ભોગળની ભીંસમાં
ગાળી નાખવા ચહું છું.
હજુ એક સાંજ
આસમાનને આંબવા કરતા
જર્જર દીવાલને વળગી રહેલા
પારસ પીપળાની ટોચે
નજર ટેકવી રાખવા ચાહું છું.
એવું તો ન બને કે
કોઈ દિવસ નહીં ને
આજે જ-
આ સાંજે જ-
એણે
સાત સમુદ્ર ને નવ નદી પાર કરવા
અશ્વ પલાણ્યો હોય?!

---

કવિલોક: સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૯૮

### ગઝલ
**જિગર ટક્કારવી**

કાગળોમાં ફૂલ થઈને ખીલશું
ને સુગન્ધી સ્વાસ નિજનો રુંધશું

તત્ત્વ છે છઠ્ઠું હૃદય આ દોસ્તો
એ સહકારે જીવીએ તે જીવશું

જીતવાની પણ ખુશી જેને નથી
આજ એની વાત થોડી ચર્ચશું

ભૂલ શોધે મૌનમાં ઉચ્ચારણી
તોય એને આપણે સન્માનશું

આપનો જો હોત તો સમજત 'જિગર'
બોજ નિજનો ક્યાં સુધી ઉપાડશું

### શું કહો છો?
**જિતુ પુરોહિત**

વાતાવરણ સરસ છે ઉસ્તાદ, શું કહો છો?
કેવો ટપકતો રસ છે ઉસ્તાદ, શું કહો છો?

છોતું પડયું છે ફળિયે કીડી વડે ચુસાતું;
એમાં હજીયે કસ છે ઉસ્તાદ, શું કહો છો?

આંખોમાં આશ કેરાં ફૂલો લચી પડયાં છે,
એ સોળમું વરસ છે ઉસ્તાદ, શું કહો છો?

અસ્તિત્વને અહીં મેં ખોડી દીધું છે એવું;
થોડું ન ટસથી મસ છે. ઉસ્તાદ, શું કહો છો?

મિલ્કત અમારી અહીંયા બે-ચાર ઝઝ્રના ને
સપનાંઓ પાંચ-દસ છે ઉસ્તાદ, શું કહો છો!

હું ચૂકવું છું એને એ ચૂકવે છે મુજને;
દેવું અરસ-પરસ છે ઉસ્તાદ, શું કહો છો?

### છે
**હર્ષદ ચન્દ્રારાણા**

હું છું એ જ પુરાવો છે
હોવું મોટો લ્હાવો છે

મીણની માફક પીગળું છું
કાયાનો ગરમાવો છે

રગ્ગે ન્હાતો બારેમાસ
ફાગણનો ફુગાવો છે

રાગ પુરાણો નીકળે છે
હોઠે પાછો પાવો છે

બીજ પડેતો ઝીલીશું
મેઘ-મલ્હાર ગાવો છે

જ્યાં હું જાઉં, આવે છે
ઘરનો આ ઘેરાવો છે

વ્હાલનાં બીયાં વેર્યાં'તાં
ઘાટો-ઘન ઉગાવો છે

એથી તો આ ગઝલ કહી
"તું"થી પ્રેમનો દાવો છે

### હજી રેતમાં
**મનહર જાની**

સ્મરણો કાળા પડળ પર પડળ છે
તમારા સુધી પહોંચવું ક્યાં સરળ છે.

નશાની નહીં ચાંદનીની અસર છે
નયનમાં ખીલ્યાં છે તે રાતાં કમળ છે.

અહીં કોઈ પણ શક્યતા ક્યાં અચળ છે
સતત પગ તળે એક થીજેલું વમળ છે.

હું પગરવ નદીનો હજી સાંભળું છું
હજી રેતમાં ભેજ કેવો પ્રબળ છે!

## તું સમુદ્રમાં શાહીથી લખેલા પ્રકાશ જેમ જોયા કરે છે–

યશવન્ત ત્રિવેદી

તું સમુદ્રના એક એક મોજાને કવિતાના પાના જેમ ફેરવ્યે જાય છે–
કોઈ ઇતિહાસ નહીં, કોઈ સન્દર્ભ નહીં – એક નરી સંવેદનાનો સ્પર્શ છે
એક એક પાનાને તું સમુદ્રમાં શાહીથી લખેલા પ્રકાશ જેમ જોયા કરે છે–

સમુદ્રે બધ્ધું ખૂલ્લું રાખ્યું છે – પાણીનાં પારદર્શક ટીપાં, પાણી ભીતર ગૂંથેલો
ઝાંખો ભીનો પ્રકાશ; હૃદયમાં ઊઠતાં ગીતોની પ્રેમાળ મર્મર જેવાં મોજાંઓ;
મોજાંઓની વચ્ચે ખૂલતા પાણીના દરવાજા, દરવાજામાંથી પ્રવેશતાં શ્વેત સી-ગલ્સ...

ક્યારેક સી-ગલ્સનાં ઉડ્ડયનો અગાધ સમુદ્રનાં પાણીમાં, ક્વચિત્ અવકાશમાં–
ક્યારેક પાણીમાં પડછાયાનું બિઝન્ટાઈન-શિલ્પ ઘર ભણી ઊડતાં સી-ગલ્સનું
ક્યારેક પાણીની ભીનાશમાં નકશી સી-ગલ્સનાં કેં કેં હૈયાફાટ આક્રન્દની–

તું સમુદ્રનાં પાણીમાં ખૂબ ઊંડે સુધી તાકીતાકીને જોયા કરે છે લાગણીઓને–
જલકન્યાઓ જેમ તરતી આવતી પાણીની ભીતરથી મોતીસમા ઝાંખા પ્રકાશમાં;
તારાં આંસુનાં ટીપાંના ઝગમગતા હીરાના ટૉપ્સ, ચૂની અને કણ્ઠમાં હાર પહેરેલ–જલકન્યાઓ!

–ને તું પણ વિહ્‌વલ થઈને એમની સાથે ભૂસકા મારીમારીને સમુદ્રમાં ન્હાય છે
જાણે સમુદ્રનાં મોજાં પર છોળછોળ ઊઠી રહી છે વેદનાની શ્વેત કલગી...!

## હું ભૂલો પડ્યો છું

સુધીર દેસાઈ

હું તારામાં ભૂલો પડ્યો છું
ને તને ખબરે નથી પડતી.
હું બૂમ પાડું છું તને
તારા પ્રતિસાદની રાહ જોઉં છું
ને નિરાશા ઘેરી વળે છે મને.
ક્યારેક મારો જ પ્રતિધ્વનિ
ચમકાવી જાય છે મને,
ને હું લમ્બાઉં છું શ્રદ્ધાના તન્તુના સહારે.

તું છે
હું છું
અને છતાં આ એકલતા
ભીંસી રહી છે મને
તારામાં રઝળપાટ કરતાં.

વસ્ત્રહરણ વખતે
દ્રૌપદીનો છેડો છટકી ગયો બે દાંતની વચ્ચેથી
એમ મુઠ્ઠી છુટતી નથી મારી
બોટલમાં ફસાએલ મારા હાથની,
હું જાણું છું તોયે.
હું બૂમ પાડું છું
ને પ્રતિસાદની રાહ જોઉં છું
હું તારામાં કે મારામાં ભૂલો પડ્યો છું
ને મને ખબરે નથી પડતી.



## આશ્ચર્યના તરાપા ઉપર

સુધીર દેસાઈ

થાકી ગયેલી ગઈકાલ
ઝૂલી રહી છે તોરણ બનીને
આજના બારણા ઉપર.

જ્યારથી નિરાશાએ આશાનો ભજવવા માંડ્યો છે પાઠ
મુંઝાઈને કોરાણે ઊભા રહી ગયા છે પ્રસઙ્ગો
પ્રોમ્પ્ટરનો પાઠ ભજવતા.

પ્રોમ્પ્ટર બની ગયેલ પ્રસઙ્ગો
કરે છે ભૂલ પ્રોમ્પ્ટ કરવામાં

આશ્ચર્યના તરાપા ઉપર બેઠેલ
પ્રેક્ષકો ફઙ્ગોળાઈ રહ્યા છે તરાપા સાથે
વિચારોના વહેણમાં.

અન્તને ઓગળવું જ રહ્યું,
આવતી કાલના રઙ્ગોમાં.

લો,
આ ફરીથી આવીને ઝૂલી રહી છે તોરણ બનીને
થાકી ગયેલી ગઈકાલ
આજના બારણા ઉપર.

## પૂર ઊમટ્યાં!

કનુભાઈ જાની

પૂર ઊમટ્યાં પૂરવનાં, ભૈ!
ઝરમર ઝરમર વરસે પાણી;
નીક કરી લો ઠીક સહુ રે,
જાય છલકતાં વહેતાં પાણી!
પૂર ઊમટ્યાં ૦ ૧

મહેરામણ મહેમાન બન્યો, ભૈ!
કણકણ ઉચ્છલ જાગત પાણી;
ગગન ઊતર્યું આંગણ, જો રે!
કરો આગતાસ્વાગત રે ભૈ!
પૂર ઊમટ્યાં ૦ ૨

આ હવા વીંટળી તરુને!
તરુ ત્યાં ઝૂલે, નાચે, ડોલે!
આ દિશા દશેયે લયે તડાતડ
શબદ અનોખા બોલે!
આ હૈયાં સરવરજળ શાં છલક્યાં
મલક્યાં મહીં મરાલ, રે ભૈ!
પૂર ઊમટ્યાં ૦ ૩

## હજી રહે સાંભરતાં

ઉજમશી પરમાર

આજ લગી ડ્હોળાં દેખાતાં નીર થયાં આછરતાં,
વેચ્યાં સૌ ઘરબાર તો ય પણ હજી રહે સાંભરતાં.

અવળગતિના પવન ફૂંકાયા, ઊડ્યાં નેવાં અધ્ધર,
અઙ્ગળ ઘરને તાણી હાલ્યાં, વાંહે રોડાં-કઙ્કર,

લીંપણ ગૂંપણ ભીંતો ભેળાં થયાં ભોંયમાં ભળતાં.
જીવ ઠરે એવાં ફળિયાં ને ખડકી થાવાં ક્યાંથી?

ઊગ્યા રોપા વસવાના, ત્યાં ફરી વળે ભઈ, સાંતી,
શું વેચ્યું, શું પામ્યા, આંખે નીર રહ્યાં નીતરતાં.

## બે ગીત

### રશીદ મીર

(૧)

ઝાકળ ઝલ્લી પાંપણ ઉપર બેઠું'તું એક સપનું
આંખ ઉઘાડું ઉડી જાય ને બન્ધ કરું તો ખપનું

માઝમ રાતે ઉતરી આવે કોટ કાંગરા કૂદી
ખોલ-બન્ધ પાંખોની કરતું ફરફરતું કો' ફૂદી
રફરફની ઝાંય ઉઘાડે-વાસે છાનું છપનું

ભોર ભયે ત્યાં ઉતરી પડતું કોઈ અગોચર દેશે
આવનજાવન એની થાતી ફૂલપરીના વેશે
ફળ સાંપડતું સાત જન્મની ઇચ્છાઓના તપનું

લોહી નીંગળતા પડછાયાને લઈને સૂરજ ડૂબ્યો
હાલક ડોલક પર્વત અન્તે ફાળ ભરીને કૂદ્યો
રાખ્યાથી ઓસાણ રહ્યું ના મરજાદીના જપનું

અલકમલકનું રાજ કરીને પરોઢ પહેલાં જાગ્યા
ઠાગાઠૈયા એ જ આપણા આંખ ચોળતા ભાગ્યા
કોણ ભરોસો રાખે આવા સાવ ગપોડી ગપનું

(૨)

ટીકી ટીકીને મુંને જોઈ રહ્યો'તો મૂઓ હકડેઠઠ મેળાની હાટમાં
મુંને ખબર શું કે બેઠો 'તો પાપિયો એ મારા જ ગોઠેલા ઘાટમાં

આછી નદીનાં નીર ઊંડાં ગયાં ને પછી તેડી લીધી'તી મને કાંખમાં
રૂંવેરૂંવેથી હું તો ફરકી'તી એવું કેં પ્રગટ્યું શરીર નરી પાંખમાં
કાંઠે લાવીને મને મેલી દીધી ને પછી પગલાં પાડ્યાં રે સાત વાટમ

ઝૂલે છે ઝૂલે છે આંખોમાં મોરી રે લીલુડા પીલુડા વાંસ
ધસમધસતો આવે છે છાતી સોંસરવો તે વીંકળો કહુ ંકે કહું કાંસ
નિરખી રહ્યો છે મને અધરાતે મધરાતે વાસેલા બારણાંની ફાટમાં

## ગીત–

### ધીરુ મોદી

દરિયા તરીને પાર ઊતરવું
માછલડીને સહેલું ક્યાં છે!
અજવાળાનું વળતર લેવું
રાતલડીને સહેલું ક્યાં છે!

ઝાડોનાં ઝુણ્ડે સન્તાવું
જ્યાં લગભગ તો છે અન્ધારું,
ગાવું ગીતને પરગટ થાવું
કોયલડીને સહેલું ક્યાં છે!

આખું વાદળ જળથી ભરિયું,
શીતળ વાયુ, રજ્ઞ નવાબી,
પણ જાગીને ન્હાવા જાવું,
વીજલડીને સહેલું ક્યાં છે?

## ગલાલ-ઓચ્છવ

### શિલ્પિન થાનકી

ઊગમણી શેરીમાં ઊભી ગલાલ વહુ,
આથમણી શેરીમાં હાંફે ઓચ્છવજી.

અડધી જાગેલ, આધ-ઊંઘી ગલાલ વહુ,
નખથી તે શિખા લગી જાગે ઓચ્છવજી.

તડકામાં તરડાતી ટૂટે ગલાલ વહુ,
અધરાતે એક હાક મારે ઓચ્છવજી.

બુચકારે ચમકીને જાગે ગલાલ વહુ,
સપનામાં સાંઢિયા ચરાવે ઓચ્છવજી.

કોરીકટ પાટી લઈ બેઠી ગલાલ વહુ,
ભીંત્યું પર આણ-પાણ માંડે ઓચ્છવજી.

ખોલે ધૂપેલ-તેલ-શીશી ગલાલ વહુ,
જટિયાંમાં જબાકુસુમ નાખે ઓચ્છવજી.

હવા વિના પરસેવે ન્હાતી ગલાલ વહુ,
આલ્લેલે! પતઙ્ગ ચગાવે ઓચ્છવજી.

ઓળઘોળ ઓચ્છવમાં મ્હાલે ગલાલ વહુ,
રોમ-રોમ છવાયા ગલાલે ઓચ્છવજી.

## ચિત્રોક્તિ
**દિલીપ જોશી**

ક્યાં છે રે કેન્વાસ કોરો કોરો?
"અલ્લડ પવન એમાં દોર્યો છે"
એમ કહી ઝીણવટથી ઘટનાનો સાંધો રે દોરો...

ભીનપ મઢેલ એક ન્હાનેરી આંખ્યમાં
હોડી, હલેસાંઓ દરિયા તરે!

ક્યાંક કોઈ સ્વપ્નાંનાં તૂટેલાં વાદળે
ક્યાંક કોઈ શૈશવના ખોબા ભરે!

ધૂળનો મહેલ અને ધૂળનો પડાવ–
–ફૂંક મારી કે ગુમ, ગલી-ગામ ગુમ ચોરો...

ઉગમણે કેદ અને આથમણે મુક્તિ રે
બે વચ્ચે કોરુ કથાનક થયું!
પર્વતથી દદડેલાં મોતી ઝીલીને ક્યાંક
ખીણોમાં લીલ્લેરું થાનક થયું!

એમાં શું હોય જેને દેખી શકાય–
કર્યાં દીવાની વાટ શું સકોરો?...

## હંસાજી
**લાલજી કાનપરિયા**

હંસાજી! તમે કિયા રે મલકથી ઊડી આવિયા હો જી
આવી ઊતર્યા આ માટીની મોઝાર.

માન રે સરોવર મબલખ મોતીડાં રે નીપજે
ઈ રે મોતીનાં મોંઘાં મૂલ રે હો જી
સાચાં રે મોતીનો ચારો મેલીને હંસાજી! શીદ
આવડી કીધી છે તમેભૂલ રે હો જી?

હંસાજી! તમે ધૂળમાં રગદોળી કાયા ઊજળી હો જી
કેમ કીધો નહીં લગી રે વિચાર?

આ રે મલકમાં હંસા! અડાબીડ અન્ધારાં છે
ઈ રે મલકમાં ઝળહળ જ્યોતું રે હો જી
આ રે ભૂમિમાં હંસા! હાલતાં ને ચાલતાં
નિજની ઓળખ સહુ ખોતું રે હોજી

હંસાજી! તમે સાત રે સમદર વીંધી આવિયા હો જી
તોય લીધો નહીં આટલોયે સાર?

## મથુરા જતાં...
**દિનેશ ડોંગરે 'નાદાન'**

ભવભવની પ્રીત આમ છોડીને શ્યામ તમે મથુરાની વાટ કેમ ઝાલી?
ગોકુળિયું લોક તારી હારે થઈ જાશે પછી આખ્ખુંય ગામ જાણે ખાલી.

ઘેર-ઘેર ઝૂલતી માખણ-મટૂકડીને કોણ પછી આવીને ફોડશે?
વાંસળી વગાડતું ને ઘેલું લગાડતું કોણ પછી ગોકુળમાં દોડશે?
રથમાં અકુરજીના બેઠા છો આજ તમે લઈને અમારી ખુશાલી.... ॥૧॥
તમે મથુરાની વાટ કેમ ઝાલી?

આજલગ વેઠ્યું છે સઘળુંય તમારું તો લઈશું આઘાત આય વેઠી,
રાધાને જઈ કંઈક સમજાવો શ્યામ એ તો હીબકે છે ખૂણામાં બેઠી.
આંખોમાં આંજીને જીવશું પ્રતીક્ષા, લ્યો આંસુને આપો બહાલી ॥૨॥
...તમે મથુરાની વાટ કેમ ઝાલી?

## ગીત

મનસુખ લશ્કરી

થડમાં ડાળેડાળ ડાળખી પર્ણોની નસનસમાં
ઓતપ્રોત રસ્તો – સંચરતો
ફૂલફૂલથી ફોરમ થઈ ફેલાઈ રહું છું સૃષ્ટિના કણકણમાં.

હવા અડે ત્યાં થરકું
પાનેપાન મળે ત્યાં હું રવરવતું મરકું
કોક પાંદને ક્યાંક ડાળથી
પણ જ્યાં ખરતું ભાળું
પડે પેટમાં ફા...ળ. હૃદય તો સાવ જ આવું આળું
આમ ભલેને પોતાનું કહેવાય છતાં મન
ક્યાં છે મ્હારા વશમાં!

દરિયા દોડ્યા આવે
દોડ્યા જાય ચરણ જ્યાં સામે
ઓતપ્રોત
મોજામાં પગ-પગમાં મોજાં
થઈ હળે-મળે ને
વળી વિખૂટી જોતાં રહેશે એકબીજાને એકબીજામાં પાયે
જોતાં રહેશે એકબીજામાં એકબીજાને
લથબથ લાધી ક્ષણમાં!

## આંખ ખૂલે ને

દક્ષા વ્યાસ

આંખ ખૂલેને
કૂણી કૂણી પાંદડીઓની
આછી આછી ફૂલ ગુલાબી ગન્ધ
કરે ડોકિયાં.
કશુંક મુલાયમ – મસૃણ મસૃણ
ઊછળી ઊઠે.
–જલ બીચ મીન–
મઉ મઉ લાગણીઓ
– 'હરિ આવનકી' –
સળવળ સળવળ રોમરોમ ને
અટારીએ ઊગમણી ઝૂકું જરી અધીર.
હળુહળુ ઊડે
આલિંડે, લો, સમીર
સોનલવરણા તેજે લખલખ નભમણ્ડળ
છલછલ સ્નેહ સરોવર જલ
સ્મરણોનાં વમળ વમળ
વીંટાય કમલદલ.
શકે
ગુન ગુન ગુન ભ્રમર ભ્રમણ
બિડાય
ચિર આનન્દે અસ્ખલ–

## મુક્તકો

### જો આપે તો

પ્રભો, જો આપે તો
વિજનપથ અંધાર ભરતું
સુમન સ્મિત તું આપ મુજને.

પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

### તું

સૌન્દર્યના શાન્ત સાગરે
તું
વરસ્યું એક બિન્દુ–
સ્વાતિનું!

# અનુવાદ

## શરદ્-વર્ણન
અનુ. જયન્ત પાઠક

સન્તર્પી સલિલે પૃથ્વી સમર્પી નવધાન્યને
કરીને કાર્ય પોતાનું થયો નિવૃત્ત વાસવ.

મહામેઘો હતા વર્ષ્યા જ્યાં તે નિર્મલ શૃઙ્ગ આ
વિચિત્રગિરિનાં જાણે ભાસતાં ચાંદની લીપ્યાં

આકાશ છે સ્વચ્છ ઘસેલ શસ્ત્ર શું
તનુપ્રવાહો સહિતાજલોના
કલ્હારગન્ધી શીત વાયુ વાય
દિશા પ્રકાશી રહી ધ્વાન્ત મુક્ત.

ત્યજી પીછાં અઙ્ગ વિભૂષણોશાં
નદીતટે જે મયૂરો ઉપસ્થિત,
તે સારસોથી થઈને તિરસ્કૃત
સ:દુખ ધારી મુખ દીનતા જતા.

જે ત્રાસ કારણ્ડવ ચક્રવાકને
ઘેરા રવે આપી રહ્યા ગજેન્દ્રો
ઉત્ફુલ્લ તે પંકજથી સુશોભિત
સરે પીએ છે જળ ડ્હોળી ડ્હોળી

પુરા છૂપાયા નવમેઘદર્શને
ફણીધરો ઝેરી અનેકરંગી
વસી દરે તે તહીં દીર્ઘકાલથી
ક્ષુધાર્ત ને દુર્બલ બહાર નીકળે.

શશાઙ્કના આનન સૌમ્યવાળી
ઉત્ફુલ્લ તારાગણ ચારુનેત્રી
જ્યોત્સ્નાતણું રેશલવસ્ત્રી ધારિણી
સુશુભ્રવસ્ત્રા રમણીશી રાત્રિ.

સુપક્વ શાલિકણ ખાઈ હૃષ્ટ
ઓળઙ્ગતી આભ અતીવ વેગે
ઊડી રહી સારસપઙ્ક્તિ ચારુ
જાણે ગૂંથેલી સ્રગ વાયુવ્યસ્ત.

જેમાં સૂતો હંસ, ખીલ્યાં કુમુદ
તે આ ધરાનું જલ શાન્ત શોભે
પૂર્ણેન્દુ ને તારકથી ખચેલ
આકાશ જેવું ઘનમુક્ત રાતે.

જે મન્દ વાયુ લહરે સકમ્પ
જેનાં ખીલેલાં નવપુષ્પ તે આ
વિધૌત કો રેશમી વસ્ત્ર જેવાં
શોભાવતાં કાશદ્રુમો સરિત્તટ.

સન્તોષી સુવૃષ્ટિથી સર્વલોકને
નદી-તળાવો સલિલે ભરીને
વસુન્ધરા ધાન્યવતી કરીને
ચાલ્યા ગયા વ્યોમ ત્યજી પયોદ.

('રામાયણ'માંથી) અનુ. જયન્ત પાઠક

## Lake Segden

No one writes about this lake and it is spoken of only in whispers. As though to an enchanted castle, all roads to it are barred and over each one hangs a forbidding sign – a plain, blunt, straight line.

Man or beast, faced by that sign, must turn back, Some earthly power has put that sign there; past it none may ride, none may walk, crawl or even fly.

Guards with swords and pistols lurk beside the path in the nearby pine-grove.

You may circle and circle the silent wood searching for a way through to the lake, but you will find none and there will be no one to ask, for no one goes into this wood. They have all been, frightened away. Your only chance to venture through will be one afernoon in the rain along a cattle track, in the wake of the dull clink of a cowbell. And from your first glimpse of it, vast and shimmering between the tree-trunks, you know before you reach its banks that you will be in thrall to the place for the rest of your life.

Segden Lake is as round as though traced out with a pair of compasses. If you were to shout from one side (but you must not shout or you will be heard), only a fading echo would reach the other bank. It is a long way across. Woods immure the

## ગદ્યકાવ્ય: સેગ્ડન સરોવર સોલ્ઝેનિત્સિન

અનુ. હરીશ ભીલ

જાણે કોઈ સમ્મોહક મહેલ તરફ દોરી જતા સર્વ રસ્તા પરની દરેક થાંભલીએ પ્રતિબન્ધ જાહેર કરતી સીધી અને સ્પષ્ટ સૂચના લટકાવેલી હોય એમ આ સરોવર વિશે કોઈ કશું લખતું નથી. માત્ર એની આછી પાતળી વાતો સમ્ભળાય છે.

આ જગતની કોઈ સત્તાએ એ સૂચન મુકેલું હોવાથી ન તો કોઈ સવારી ત્યાંથી પસાર થઈ શકે કે ન તો કોઈ ચાલી શકે, ન તો ટહેલી શકે કે ન તો ઝડપથી સરકી જઈ શકે. પછી એ માનવ હોય કે પશુ એણે પાછું વળવું જ પડે.

સમીપ રહેલા દેવદાર જઙ્ગલની અન્દરના રસ્તે તલવાર અને પિસ્તોલધારી દરવાનો છુપાઈને ઊભા રહે છે.

નિરવ જઙ્ગલમાંથી સરોવર સુધી પહોંચવાનો રસ્તો શોધવા તહમે ચક્કર લગાવ્યા કરશો. તહમને કોઈ મળશે નહિ. અને વળી તહમે પૂછી શકો એવું પણ કોઈ નહિ હોય, કારણ કે આ જઙ્ગલમાં કોઈ જતું નથી. તેઓ બધા ડરીને નાસી ગયા છે. કોઈ વરસાદી બપોરે ગાયની ડોકીએ લટકાવેલ ઘાટડીના મધુર રણકારને બિલ્લીપગે અનુસરીને અન્દર પ્રવેશો એ જ એક માત્ર તક તહમને મળી શકે. અને તહમારી પહેલી જ નજરે સમજી શકાય કે વિશાળ અને ચમકી રહેલાં વૃક્ષો વચ્ચે સરોવર સુધી પહોંચવાનો માર્ગ જિન્દગીભર શોધતા રહેવું પડે.

પરિકરથી થઈ શકતા ચકરાવા જેવો આ સરોવરનો ફેલાવો છે. તહમારે એક તરફથી ચીસ પાડવી જ પડે એમ હોય (પણ તહમે ચીસ ન જ પાડો. કારણ – તહમે સમ્ભળાઈ જશો.) તો તહમારી ચીસમાત્રનો આછો પડઘો બીજી તરફ પહોંચશે. કઠિન છે સોંસરવું નીકળી જવું. સરોવરને પૂરેપૂરું ઘેરી રાખતું આ જઙ્ગલ વળી એક પછી એક અડીખમ વૃક્ષોની હારમાળાયુક્ત આ ગાઢ જઙ્ગલ. જઙ્ગલમાંથી પાણીની સપાટી સુધી આવી પહોંચો કે આખોય પ્રતિબન્ધિત

lakeside entirely, a dense forst of row upon unbroken row of trees. Comming out of the wood to the water's edge, the whole of the forbidden shore can be seen : here a strip of yellow sand, there a grey stubble of reeds, there a lush swathe of grass. The water is smooth, calm and unruffed, and apart from some patches of weed by the shore the white lake-bed gleams through the translucent water.

A secret lake in a secret forest. The water looks up and the sky gazes down upon it. If there is a world beyond the forest it is unknown invisible; if it exists it has no place here.

Here is somewhere to settle for ever, a place where a man could live in harmony with the elements and be inspired.

But it cannot be, An evil prince, a squint-eyed villain, has claimed the lake for his own : there is his house, there is his bathing-place. His evil brood goes fishing here, shoots duck from his boat. First a wisp of blue smoke above the lake, then a moment later-the shot.

Away beyond the woods the people sweat and heve, whilst all the roads leading here are closed lest they intrude. Fish and game are bred for the villain's pleasure, There are taces where someone lit a fire; but it was put out and he was driven away.

Beloved, deserted lake.

My native land ....

તટ નિહાળી શકાય: અહીં પીળચટ્ટી માટીનો પટ્ટો, ત્યાં વાંસના ભૂખરાં થડ, ત્યાં વીંટળાયેલી વેલીઓ. ક્યાંક ક્યાંક ઘાસના પટ્ટા સિવાય સમતલ, શાન્ત અને તરઙ્ગો-રહિત અર્ધપારદર્શક નીરની સપાટી ચમકી રહે છે.

અજ્ઞાત જઙ્ગલ વચ્ચે અજ્ઞાત સરોવર. નીર આકાશ પ્રતિ ઊઠે ને આકાશ સરોવર પ્રતિ ઢળે. જઙ્ગલની પેલે પાર જો જગત હોય તો તે છે અજ્ઞાત, અદૃશ્ય; એની હયાતિ હોય તો અહીં એ અનુચિત છે.

અહીં જ કોઈ સ્થળે માનવી રહી શકે કે જ્યાં એ પ્રકૃતિ સાથે સંવાદિતા સાધી શકે અને સ્ફુરણ પામી શકે.

પરન્તુ આમ નહિ થઈ શકે. કોઈ દુષ્ટ ફાંગી આંખાળા રાજકુમારે આ સરોવર પર પોતાનો દાવો કર્યો છે. ત્યાં એનું ઘર છે ને સ્નાનાગાર છે. એના દુષ્ટ વેતરો માછીમારી કરે છે. એની નૌકામાંથી બન્દૂક વડે બતકોનો શિકાર કરે છે. પહેલાં તો સરોવર પર ધૂમાડાથી રચાતો એક લિસોટો ને પછી થતો મોટો અવાજ.

જઙ્ગલની પેલે પાર લોકો પરિશ્રમ કર્યા કરે છે. હાંફ્યા કરે છે. લોકો ઘૂસણખોરી ન કરે ત્યાં સુધી જઙ્ગલ તરફ દોરી લાવતા તમામ રસ્તાઓ બન્ધ છે. માછીમારી અને શિકાર એ દુષ્ટના આનન્દ માટે થાય છે. ક્યાંક કોઈ જાગ્રત થાય છે તો એને દાબી દઈ ભગાડી મુકાય છે.

*એકદમ વ્હાલું ને સૂનું સરોવર...*
*મ્હારી જન્મસહજ એ ભૂમિ...*



## Morning Prayer

Nissim Ezekiel

*White wings of morning*
*Shelter men*
*Sleepless or drugged with dreams*
*Whose working hours*
*Drained of power*
*Flow fowards futility.*
*White wings of morning*
*Bring to city masks*
*A taste of spring*
*And clarity.*
*Wake them by your symbols,*
*Light, light, light,*
*Unveil, expose, expound*
*Your metaphors of meaning,*
*And let them know lucidity,*
*white wings of morning.*

## પ્રાતઃ પ્રાર્થના

અનુવાદ. રમણિક અગ્રાવત

*ધવલ પક્ષીણી સવાર*
*રક્ષણ કર માણસોનું*
*અનીદ્ર, સ્વપ્ન-ચકચૂર, શ્લથ*
*ચેતના જેમની હતવીર્ય*
*રેડ એમનામાં ફળદ્રુપતા...*
*શ્વેત પક્ષીણી સવાર*
*શહેરની મૂઢતાઓને આપ*
*વસંત રસ*
*અને શુભ્રતા*
*તારાં પ્રતીકોથી જગાડ એમને*
*પ્રકાશ પ્રકાશ પ્રકાશ*
*ઉઘાડો ઉજ્જ્વળ નિર્ભાર*
*તારા સાર્થ રૂપકો*
*જાણવા દે એમને સચ્ચાઈ*
*ઓ ધવલ પક્ષીણી સવાર...*

## આવજો

લોર્કા, અનુ. રાધેશ્યામ શર્મા

*જો હું મરું, જરૂખો ખુલ્લો રાખજો.*
*શિશુ આરોગતું સંતરું. (જરૂખેથી મારા*
*જોઉં હું)*
*લણણી કરતો ખેડુ ધાન્યની*
*(જરૂખેથી મારા સાંભળું હું)*
*જો હું મરું, જરૂખો ખુલ્લો રાખજો.*

# શિશુ-કવિતા

## બાગમાં

નન્દિતા ઠાકોર

હું તો વહેલી સવારે મારા બાગમાં જાઉં,
પેલાં ફૂલોનાં કાનમાં વાત કશી કહું.
દાદાએ રોપી છે જૂઈ તણી વેલ
અને દાદીએ વાવ્યાં છે ચમ્પોને કેળ.
મમ્મી-પપ્પાએ નીર સીંચ્યાં છે બહુ,
પેલા ફૂલોનાં કાનમાં વાત કશી કહું.
મારા તે બાગમાં ફોરમતાં ફૂલ,
દરવાજે ઝૂલે છે માલતીની ઝૂલ,
એમાં રમતાં ને ગાતાં, જો, પક્ષીડાં સહુ,
પેલા ફૂલોને કાનમાં વાત કશી કહું.
તમે આવો તો મળશે આ મોગરાની મ્હેક,
તમે આવો તો સાંભળશો મોરલાની ગ્હેંક,
*તમે આવો તો તમનેયે ગીત નવાં દઉં,*
*પેલા ફૂલોને કહી તે જ વાતોયે કહું...*

## હાલોને દાદા

ભાઈલાલભાઈ ગુર્જર

હાલોને દાદા આજ ઘરની બા'ર
અહીં પડે ના કૈં મજા લગાર
હાલોને દાદા આજ ઘરની બા'ર.
મમ્મી-પપ્પાનો અહીં લાગે છે ડર
બાગ-બગીચા તો લાગશે ઘર
હાલોને દાદા આજ ઘરની બા'ર.
રજાઓ મોજ માણશું કૈં ઓર
તમારી વાતોનો કાપશું નૈ દોર
હાલોને દાદા આજ ઘરની બા'ર.
હીંચકા ઝુલાવજો ખૂબ કરી જોર
સાથે રમશું પછી સિપાઈ ને ચોર
હાલોને દાદા આજ ઘરની બા'ર.

## મને આપ્યાં

ધીરેન્દ્રસિંહ રાઠોડ

પેલા ઉગમણા આભલે આપી છે બા! મને
રજ્ઞની કટોરી એક નાની,
મારા તે આંગણે ભાતીગળ સાથિયા
પૂરતી રહું હું મનમાની.
કલકલતા નાદે, વ્હેતાં ઝરણાંએ મને
દીધું છે રુમઝુમતું ઝાંઝરું,
વનરા તે વગડે પ્હેરી હું નાચતી
છોડીને ઘરનું આ પાંજરું.
આંબલિયા ડાળથી ગાતી કોયલડીએ
મીઠું તે એક ગીત દીધું,
મારા તે હોઠડે ગુઞ્જન ગુઞ્જાવી
ગટગટ કરતું મેં પીધું.
ગગગની ઓઢણીએ તેજના બા! આપ્યાં
ઝીણા તે તારલાંના મોતી,
મારા તે બાગમાં ઝગમગતાં વાવ્યો
ખીલી આ ફૂલની ગલગોટી.
'કાલું કાલું બોલતી આ મુન્ની મુંને વ્હાલી
એવું તું બા! મને કહેતી,
ખોળે બેસાડી મને પાલવડે ઢાંકતી
ગાલે ચુમ્બન એક દેતી.

## ચીં ચી કરતી

**મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'**

બાલગીતો

ચકલી બોલે માળે રાજ! ચીં ચીં કરતી;
ઘરમાં ગોખે દા'ડે રાજ! ચીં ચીં કરતી.
બારણા વચ્ચે દોડે રાજ! ચીં ચીં કરતી,
જાણે કોકને ખોળે રાજ! ચીં ચીં કરતી.
ઊંઘવા દેતી ના રે! રાજ! ચીં ચીં કરતી,
ટોળું લાવે હારે રાજ! ચીં ચીં કરતી.
ચકલો સાથે બોલે રાજ! ચીં ચીં કરતી.
રમતાં જાણે ઢોલે રાજ! ચીં ચીં કરતી.
ચકલી તો ભાઈ ભોળી રાજ! ચીં ચીં કરતી.
માથામાં છે બોળી રાજ! ચીં ચીં કરતી.
પૂછે ઘરમાં બકલી રાજ! ચીં ચીં કરતી.
કેમ બોલે છે ચકલી રાજ? ચીં ચીં કરતી
જાઓ રમવા દીકરી રાજ! ચીં ચીં કરતી
ચકલી દીકરી વકરી રાજ! ચીં ચીં કરતી.
રાત પડીને ઘૂંટી રાજ! ચીં ચીં કરતી,
ઘરને આખું લૂંટી રાજ! ચીં ચીં કરતી.

## વિસરે નહિ

**નટવર પટેલ**

કોઈ દિ' વિસરે નહિ,
મા મને કોઈ દિ' વિસરે નહિ.
નિત નિત સાંભરે ભઈ,
મા મને કોઈ દિ' વિસરે નહિ.

હાલરડાં ગાઈ રોજ મુજને ઊંઘાડતી,
ચૂમીઓની વર્ષાથી મુજને ઉઠાડતી.

કદી રડાવતી નહિ,
મા મને કોઈ દિ' વિસરે નહિ.

ભાવતાં ભોજન મુજને ખવરાવતી,
દૂધને શરબત રોજ પીવરાવતી.

ભૂખ્યો એ રાખતી નહિ,
મા મને કોઈ દિ' વિસરે નહિ.

સાંજ પડે વારતા મજને સમ્ભળાવતી,
નવાં નવાં ગીત રોજ મુજને ગવરાવતી.

કહેતાં એ થાકતી નહિ,
મા મને કોઈ દિ' વિસરેનહિ.



## હાઈકુ

**રમેશ પટેલ**

*મેઘ આવતાં*
*ખોબામાં ઝીલે પાણી,*
*પર્ણો તરુનાં!*



*ઈન્દ્રધનુની*
*સીડી ઊતરે મેઘ*
*સાંજ – સવારે!*



*કળા કરતાં*
*મોર જુએ નભમાં*
*ઈન્દ્રધનુષ્ય!*



## મા
**કિરીટ ગોસ્વામી**

મા મને ઝાઝેરું કરતી તું વ્હાલ.
મને થાય છે કે–
આખું યે આભ આ ઉતારી દઉં તારી
 કૂણી હથેળીઓમાં કાલ – મા૦

મને થાય છે કે–
હરખે લડાવતી તું લાખેણાં લાડ,
ત્યારે કેવાં ઘેઘૂર ઝૂમે હેત તણાં ઝાડ!
ઠેસ જરી વાગે મને,
પીડા, પણ, થાય તને!
ત્યારે, તારા પગની તે શાને ઉતરતી છાલ? – મા૦

મને થાય છે કે–
મીઠી નીંદરમાં હું ઝૂલન્તો ખોળે,
ત્યાં શમણાની પરીઓ પણ ઉતરતી ટોળે,
 હોય પરીઓ સાથ,
 તો'ય ગમે તા'રી બાથ!
 સુખ સઘળાં છલકાય જ્યારે ચૂમે મારા ગાલ!
 –મા મને અણમૂલું કરતી તું વ્હાલ!

## બીમાર બાળક
**કલાધર વૈષ્ણવ**

બા! ચકલીને તાવ આવે?
 ઘડી અહીં, ઘડી તહીં
 ઘડી બારીએ બેસી બોલાવે
બા! ચકલીને તાવ આવે?

બા! ચકલીની જેમ ગાવાનું
 મનેય બહુ મન થાય,
 ચકલી જેમ ઊડવાનું
 મનેય બહુ દિલ થાય,
 હું ક્યારે ટપટપ ચાલીશ?!
બા! હું ક્યારે આભે ઊડીશ!?
બા! મને વાયરો બહાર બોલાવે
 ચકલીને તાવ આવે?
બા! મને વાયરો બહાર બોલાવે
 ચકલીને તાવ આવે?
બા! ચકલીની જેમ ચણવું
 મને ચણવાનું કૈં દે ને!
 દૂર દૂર જાઉં છે,
 લે મારો હાથ, પકડી લેને
બા! હું દોડી બાગમાં જઈશ,
 રઙ્ગરઙ્ગી ફૂલ વીણીશ
બા! મને ફૂલડાં બહાર બોલાવે!
 ચકલીને તાવ આવે?

## હાઈકુ
**રમેશ પટેલ**

*કાગડો મોભે*
*કા...કા... કરતો રહ્યો*
*કોઈના આવ્યું!*



*હોડી તરે છે*
*આકાશ છે અર્ણવ–*
*બીજનો ચન્દ્ર!*



*પ્હાડની ટોચે*
*ઊભાં વૃક્ષો જુએ છે*
*વ્હેતું ઝરણું!*



# કવિવિશેષ

## હરીન્દ્ર દવે

અરૂણ કક્કડ

અર્વાચીન ગુજરાતી કવિતામાં રાજેન્દ્ર – નિરંજન યુગનાં અનેક કવિઅવાજોમાં પોતાની વિશિષ્ટ અને વિલક્ષણ સર્જક પ્રતિભાને કારણે હરીન્દ્ર દવેનો કવિસ્વર અલગ તરી આવે છે. અનુગાંધીયુગ અને અદ્યતનયુગના સન્ધિકાળે પ્રગટેલી એમની કવિતા ઉક્ત ઉભય યુગોની સંસ્કાર છાયાઓ ઝીલતી હોવાને કારણે મિશ્ર સ્વરૂપની છે. આ કવિનો જન્મ ઈ.સ. ૧૯૩૦ની ૧૯મી સપ્ટેમ્બરના રોજ કચ્છના ખંભારા મુકામે થયો હતો. બી.એ. સુધી ભાવનગરમાં અભ્યાસ કરીને પ્રાધ્યાપક થવાની ઇચ્છાથી ઉચ્ચ અભ્યાસાર્થે તેઓ મુમ્બઈ જાય છે. અને પત્રકારત્વ તરફ વળે છે. હરીન્દ્ર દવેમાં રહેલી સર્ગશક્તિને વિકસવા-વિસ્તરવાની ઉચિતભૂમિકા ભાવનગરમાં પૂરી પડે છે. તેઓએ નોંધ્યું છે : "૧૯૪૬માં હજી શાળામાં ભણતો હતો ત્યારે સ્વ. વિજયરાય વૈદ્યે 'માનસી' માટે મારી રચના સ્વીકારી અને પ્રગટ કરી ત્યારથી જ અનેક જાણ્યા-અજાણ્યા હૃદયોનો ભાવ મને કવિતા લખવા હમ્મેશાં પ્રેરતો રહ્યો છે. મારા શિક્ષણ અને ઘડતરમાં ભાવનગરના વાતાવરણનો, પ્રા. રવિશંકર જોષીનો અને ભૃગુરાય અંજારિયાનો સવિશેષ ફાળો છે." મુમ્બઈથી પ્રગટ થતાં 'સમર્પણ' સામયિકનાં સમ્પાદક તરીકે જોડાઈને તેઓએ વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ કર્યો. મુમ્બઈને કર્મભૂમિ અને પત્રકારત્વને કર્મક્ષેત્ર બનાવનાર હરીન્દ્ર દવે કવિ, નવલકથાકાર, એકાઙ્કીકાર, નિબન્ધકાર, વિવેચક અને અનુવાદક તરીકેની સર્વતોમુખી સર્જકપ્રતિભા ધરાવતા હતા. આ બધામાં તેઓ કવિ અને નવલકથાકાર તરીકે વધારે ખ્યાતિ પામ્યા હતા. તેઓનો પ્રથમ કાવ્યસંગ્રહ 'આસવ' ૧૯૬૧માં પ્રગટ થયો હતો. ત્યારબાદ 'સમય' ૧૯૭૨માં પ્રગટ થયો. આ બન્ને ગઝલ સંગ્રહો છે. ૧૯૬૬માં પ્રગટ થયેલ 'મૌન' સંગ્રહમાં બહુધા ગીતો છે. હરીન્દ્ર દવેનાં ચૂંટેલાં કાવ્યોનું 'હયાતી' નામે સમ્પાદન ૧૯૭૭માં સુરેશ દલાલે કર્યું હતું. 'અર્પણ' – (૧૯૭૨)માં મુક્તકો સંગ્રહાયાં છે. 'સૂર્યોપનિષદ્' (૧૯૭૫) દીર્ઘ રચનાઓનો સંગ્રહ છે. તેમના 'હયાતી' કાવ્યસંગ્રહને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યો છે. હરીન્દ્ર દવેની સર્ગશક્તિનો વિશેષ તેમની કવિતામાં પ્રગટતો જોવા મળે છે. લેખક હરીન્દ્રની તુલનામાં કવિ હરીન્દ્ર ચડિયાતા જણાય છે. આથી સુરેશ દલાલે નોંધ્યું છે: "હરીન્દ્ર જેટલો કવિ તરીકે વસે છે તેટલો નવલકથાકાર તરીકે વસતો નથી." હરીન્દ્ર દવેનું કવિ તરીકેનું પ્રદાન માતબર છે. કવિતા એ એમની સર્ગશક્તિનું પ્રમુખ વાહન હોવાની પ્રતીતિ તેમના કાવ્યો જોતા થાય છે. રાજેન્દ્ર-નિરંજન યુગના અન્ય સર્જકોથી જુદી જ સર્ગશક્તિ અને મૌલિક અભિવ્યક્તિના કારણે અલગ તરી આવતા હરીન્દ્ર દવેની કવિતા વિષય અને સ્વરૂપ બાબતે તપાસતા આગવો રણકાર સમ્ભળાય છે. તા. ૨૯ માર્ચ ૧૯૯૫નાં રોજ પાંસઠ વર્ષની વયે મુમ્બઈ ખાતે તેમનું અવસાન થતાં ગુજરાતી સાહિત્યને ન પુરાય તેવી ખોટ પડી છે.

આ કવિની કવિતાનો મુખ્ય વિષય પ્રણય છે. તેમની સમગ્ર કવિતાનો સૌથી મોટો ભાગ પ્રણયકાવ્યોનો છે. પ્રણયકાવ્યોમાં મિલન અને વિરહ – એમ બન્ને ભાવોને કવિએ આલેખ્યા છે. કવિ પ્રણયને જીવનનું ઐશ્વર્ય માને છે. 'હોઠ હસે તો', 'નજરું લાગી', 'જાણી બૂઝીને' જેવાં ગીતો તથા 'ખ્યાલ નથી', 'ચાલ્યા કરીએ' જેવી ગઝલો પ્રણય નિરૂપણને

કારણે યાદગાર બની છે. કૃષ્ણપ્રીતિનાં કાવ્યો પણ આ કવિની સર્જકતાને દીપાવે છે. મધ્યકાલીન કવિતામાં નરસિંહ, મીરા અને દયારામ જેવાં સર્જકોએ પ્રેમલક્ષણા ભક્તિ દ્વારા કૃષ્ણમહિમાનું જે ગાન કર્યું તેવું જ ગાન અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રિયકાન્ત, સુરેશ દલાલ અને હરીન્દ્ર દવે જેવા કવિઓએ પણ કર્યું છે. આ કવિનો 'કાનુડાને બાંધ્યો છે હીરના દોરે', 'રાત રૂપે મઢી', 'માધવ ક્યાંય નથી મધુવનમાં', 'હાથ હરી ઝાલશે' જેવાં ગીતો દયારામની ગરબીઓની યાદ તાજી કરાવી જાય છે. કૃષ્ણ, રાધા, વૃન્દાવન, કાલિન્દી, મોરલી, ગોપી આદિ ભાવપ્રતીકોનો સમુચિત વિનિયોગ પરિવેશ નિર્માણ કરી આપે છે. સુરેશ દલાલે આથી યોગ્ય જ કહ્યું છે કે "હરીન્દ્રનાં રાધાકૃષ્ણનાં ગીતોમાં યમુનાની આર્દ્રતા છે અને મોરપિચ્છની મુલાયમતા છે." પ્રણય હરીન્દ્ર દવેની કવિતાનું કેન્દ્ર છે છતાં પણ એવું નથી કે તેમણે માત્ર પ્રણયકાવ્યો જ લખ્યાં હોય. એ તો ત્યાં સુધી કહે છે કે–

*જીવન-પુસ્તક મહીં આ પ્રેમ પણ અન્તિમ વચન ક્યાં છે?*
*બધી દીવાનગીમાં મૂળમાં લૈલા નથી હોતી.*

સ્વરૂપદષ્ટિએ આ કવિનો વિશેષ ગીતમાં પ્રગટતો જોવા મળે છે. તેમની કવિપ્રતિભાનો વિશેષ રાધા-કૃષ્ણ વિષયક ગીતોમાં અને પ્રેમવિરહનાં ભાવ.' સંવેદનને સુચારુ અભિવ્યક્તિ અર્પતા ગીતોમાં પ્રગટે છે. પ્રતીક-કલ્પનાનો વિનિયોગ, સૌરાષ્ટ્રની લોકબોલી-નો કલાત્મક પ્રયોગ, વિષાદ-વેદનાનું યથાતથ નિરૂપણ વગેરે હરીન્દ્ર દવેનાં ગીતોને સફળ બનાવે છે. તેમાં ઢાળ, શબ્દલય તથા ભાવ અને ભાષાનું સામઞ્જસ્ય સધાયેલું જોવા મળે છે. કવિની પ્રણય-ઞ્જ્ઞનાને કલાત્મક રીતે અભિવ્યક્ત કરતી ગઝલો પણ લોકાદર પામી છે. ઘાયલ-મરીઝ-શૂન્યની પેઢી અને આદિલથી આરમ્ભાતી પેઢીની વચ્ચેની સન્ધિકાળની ગઝલો તે હરીન્દ્ર દવેની ગઝલો.

*આંસુને પી ગયો છું મને ખ્યાલ પણ નથી,*
*એક રણ તરી ગયો છું મને ખ્યાલ પણ નથી.*

લાંબા રદીફને નિભાવી અને ગઝલને પાર પાડવાનો પ્રયત્ન પ્રશસ્ય છે. આ કવિની ગઝલોના કેન્દ્રમાં ઉદાસી છે.

*(તારા મિલનમાં તારા વિરહની ગઝલ કરી,)*

ઉદાસીને ઘૂંટવાની કવિને ટેવ છે.

હરીન્દ્ર દવેની કવિ તરીકેની સિદ્ધિઓની સાથે કેટલીક મર્યાદાઓ પણ છે. તેઓનાં કેટલાંક ગીતોનો આરમ્ભ-ઉપાડ સરસ હોય પરન્તુ પછી કૃતિ લથડતી લાગે. પરમ્પરાગત ગઝલથી દૂર જઈને ગઝલ-સર્જનનો સભાન પ્રયાસ કરવા છતાં તેઓ પરમ્પરાથી સાવ મુક્ત રહી શક્યા નથી. અલબત્ત હરીન્દ્ર દવે ગીત અને ગઝલના સ્વરૂપમાં મહત્ત્વનું સર્જન કરનાર તેમજ કૃષ્ણ-રાધા વિષયક સુન્દર કાવ્યો સર્જનાર કવિ તરીકે હમ્મેશાં યાદ રહેશે. આપણા મોટાગજાના ગીતકવિ તરીકે તેઓ ગુજરાતી કવિતામાં ચિરઞ્જીવ બન્યા છે. શબ્દોની સુંવાળપ અને તે દ્વારા નિપજતું લયમાધુર્ય તેમનાં ગીતોનું આસ્વાદ્ય અઙ્ગ છે. ગઝલો સાદગીપૂર્ણ અને અભિવ્યક્તિની નાટ્યાત્મકતા પ્રગટ કરતી હોવાથી નોંધપાત્ર બની છે.

❐

---

શ્રી હરીન્દ્ર દવેની જન્મતારીખ ૧૯મી સપ્ટેમ્બર નિમિત્તે તેમનું સ્મરણ-અર્ચન.

**સમ્પાદક**

---

# અર્ચનમ્

## 'રમણીય સન્દિગ્ધતાનો રસાનન્દ'

### વિજોગ

*ઘન આષાઢી ગાજિયો, સળકી સોનલ વીજ,*
*દૂરે ડુઙ્ગરમાળ હોંકારા હોંશે દિયે.*

*મચવે ધૂન મલ્હાર કણ્ઠ ત્રિભઙ્ગે મોરલા,*
*સળકે અન્તરમાંહ્ય સાજણ ! લખલખ સોણલાં.*

*ખીલી ફૂલબિછાત, હરિયાળી હેલે ચડી,*
*વાદળની વણજાર પલ પલ પલટે છાંયડી.*

*ઘમકે ઘૂઘરમાળ સમદરની રણઝણ થતી,*
*તેમાં તારી યાદ અન્તર ભરી ભરી ગાજતી.*

*નહિ જોવાં દિનરાત નહિ આવું ઓરું કશું,*
*શું ભીતર કે બહાર, સાજણ તું હિ તુંહિ એક તું,*

*નેણ રડે ચોધાર તો'ય વિજોગે કેમ્ રે ?*
*આ જો હોય વિજોગ, જોગ વળી કેવા હશે ? !*

મનસુખલાલ ઝવેરી

પ્રા. મનસુખલાલ ઝવેરીનું ગુજરાતી સાહિત્યમાં વિવેચનાદિ વિવિધ સ્વરૂપોમાં નોંધપાત્ર પ્રદાન, પણ તેમનું સહજ સ્મરણતો કવિતરીકે તેમની કવિતામાં ગાંધીયુગની કવિતાનાં બધાં લક્ષણો જોવા મળે. પરન્તુ, સંસ્કૃતિ પ્રભાવિત પ્રશિષ્ટતા અને પ્રૌઢી, ભાષાગૌરવ અને છન્દ સૌષ્ઠવ તેમની કવિતાને વૈયક્તિક મુદ્રાથી અઙ્કિત કરે છે.

'વિજોગ' તેમની વિશિષ્ટ રચનાપ્રયોગ પ્રાપ્ત થાય છે. સોરઠામાં, અને 'સોરઠી' લોકકવિતાની શૈલીમાં રચાયલા આ કાવ્યમાં તે શૈલીનાં, બળકટ બાની, વર્ણપ્રાસ વગેરે લક્ષણો સ્પષ્ટ પણે ઓળખી શકાય છે. 'હોંકારા હોંશે દિયે', 'લખલખ સોણલાં', 'હરિયાળી હેલે ચડી' વગેરે જેવા પ્રયોગોમાં લાક્ષણિક પ્રાદેશિક બાની અછતી રહેતી નથી. તો, 'ઘન... ગાજિયો', 'હોંકારા... દિયે', 'ધૂન મલ્હાર', 'ઘમકે ઘૂઘરમાળ', 'રણઝણ થતી', 'અન્તર ભરી ભરી ગાજતી', જેવામાં સૂચિત ધ્વનિ-સંગીત, તેમજ 'સળકી સોનલ વીજ', 'કણ્ઠ ત્રિભંગે મોરલા', 'ફૂલબિછાત', 'હરિયાળી હેલે ચડી', 'વાદળની વણજાર', 'પલ પલ પલટે છાંયડી એ બધાંમાં વ્યક્ત ચિત્રાત્મકતા જાણવા-માણવા માટે વિવેચનની રાહ જોવી નથી પડતી.'

વિષય તરીકે, 'મેઘાલોકે', સાજણનાં લખલખ સોણલાં સળકી ઉઠે કે યાદ જાગી ઉઠે એ 'વાત કે નવી નથી' એ વાંચતાંની સાથે જ 'મેઘદૂત'થી માંડીને નરસિંહ મીરાં અરે ઠેઠ નિરઞ્જન ભગતના 'રે આજ આષાઢ આયો સુધીનાં અનેક કાવ્યોની સ્મૃતિઓ ઉભરાઈ આવે. પરન્તુ એમ થવાની પ્રસ્તુત કાવ્યના આસ્વાદમાં બાધા થતી નથી. કાવ્યસર્જનમાં અનેક વિષયોનો પુનરપિ પુનઃ વિનિયોગ થતોજ આવ્યો છે. પરન્તુ પ્રત્યેક પુનઃરચના પ્રસઙ્ગે કવિનો સર્જકસ્પર્શ પૂર્વપરિચિતને પરંપરિતને અપૂર્વતા અર્પે છે, એટલે એવા પ્રત્યેક પ્રયત્ને વસ્તુ પુરાતન પણ કૃતિ નૂતન બની રહે છે. આવી નૂતન કૃતિના આસ્વાદ વખતે જો પૂર્વપરિચિત અન્ય કૃતિઓની સ્મૃતિઓ જાગ્રત થાય તો તેથી ભાવન બાધિત નથી થતું પણ પુષ્ટ થાય છે.

'વિજોગ'ના ભાવનમાં પણ આવી પુષ્ટિનો અહેસાસ થાય છે કારણે આ પણ પરિચિત વિષયવસ્તુના વિનિયોગથી રચાયલી, કવિની આગવી અનુભૂતિને વ્યક્ત કરતી વિશિષ્ટ કાવ્યરચના છે.

અલબત્ત, છ સોરઠાના આ કાવ્યમાં પહેલા ચાર સોરઠા વાંચતાં રચનાની નવીનતા સિવાય કશી અપૂર્વતાનો આવિષ્કાર પ્રાપ્ત થતો જણાતો નથી.

'સાજણ', 'સ્મરણ' અને તજ્જન્ય લાગણીઓ વાસ્તવિક સ્તર પર જ રહે છે. પરન્તુ પાંચમી કડીમાં અચાનક અને અનાયાસ એ 'સાજણ'નું રૂપ અને અનુભવનું સ્વરૂપ બન્ને બદલાઈ જાય છે. પ્રકૃતિ પ્રેરિત ચિત્તના વ્યાપારની ભૂમિકા જ બદલાઈ જાય છે આ પરિવર્તન કોઈ કથન-નિવેદનથી નહીં પણ વ્યઞ્જનાથી પ્રાપ્ત થાય છે, અને એ વ્યઞ્જના નિષ્પન્ન થાય છે માત્ર કવિએ પ્રયોજેલી વિશિષ્ટ બાનીને પ્રતાપે કવિ આગળની ચાર કડીઓમાં વાપરેલી ભલે મધુર, અલઙ્કૃત અને કાવ્યોચિત, પણ વાસ્તવિક સ્તરની વાણીને બદલે ભજનોમાં અને ભક્તિના-આલૌકિક અનુભવનના ઉદ્‌ગારોમાં વપરાતી વાણીનાં શબ્દસંયોજનો પ્રયોજે છે. 'ના આઘું ઓરું કશું, 'શી ભીતર કે બહાર' અને 'તું હિ તું હિ એક તું' એ શબ્દપ્રયોગો જે સન્દર્ભસ્મૃતિઓ લઈને આવે છે તે ચિત્તમાંની ભૂમીકાને બદલી નાખે છે. 'સાજણ'નો અર્થ સઙ્કેત, ત્યારે બદલાઈ જાય છે. કાવ્ય જૂદા સ્તરે વિસ્તરે છે. અનુભૂતિનું સ્વરૂપ આલૌકિક થઈ જાય છે. 'તું હિ'નો બોધ્ય જે 'સાજણ' તે કેવળ વાસ્તવિક જગતનો પ્રેમી રહેતો નથી. ગઝલ સમ્બન્ધી પરિભાષામાં કહી તો આ ક્ષણે 'ઈશ્કે મિજાજી'નું 'ઈશ્કે હકીકી'માં પરિવર્તન થઈ જાય છે માત્ર વ્યઞ્જના રૂપે અને તેમણે કેવળ બાનીના પ્રયોગ દ્વારા !

આ પરિવર્તનના પરિણામે જ છેલ્લી કડી પ્રગટે છે. આ કડી તો કાવ્યનું અન્તિમ બિન્દુ છે. સમગ્ર કાવ્યની ગતિ અન્તે અહીં પહોંચે છે એટલે અહીં સમગ્ર અનુભવગતિનું શિરોબિન્દુ સૌથી તીવ્ર તમ અને વિલક્ષણતર્મ ક્ષણ પ્રાપ્ત થાય તે અપેક્ષિત છે. તો આ કાવ્યકૃતિની લાક્ષણિકતા એ છે કે અન્તિમ ક્ષણની વિરલ અને અવ્યાખ્યેય તથા અનિર્વચનીય અનુભૂતિને અર્થઘટનની દૃષ્ટિએ સન્દિગ્ધ રાખી છે. 'આ જો હોય...' એ અન્તિમ ઉદ્‌ગાર 'આ જ જો જોગ ન કહેવાય, વિજોગ કહેવાય, તો આનાથી વળી વિશેષયોગ શો હોઈ શકે ? એવો અર્થ વ્યક્ત કરતા, 'સાજણ'ના રૂપાન્તરે થયેલા સાક્ષાત્કારના પરમ વિસ્મયનો છે, કે 'હજી તો આ. વિજોગની પરોક્ષ મિલનની ભૂમિકા છે. તો આ ભૂમિકાએ પણ આવી અલૌકિક અનુભૂતિ થતી હોય તો પ્રત્યક્ષપ્રયોગની ભૂમિકાની ઉપલબ્ધિ તો કેવીય હશે ?' એવા મનોગત દ્વારા સૂચિત એ પરમ જોગની અવસ્થાએ પહોંચવાની અભિપ્સાનો હશે ? આ વૈકલ્પિક સ્થિતિઓમાંની જો સાક્ષાત્કારની અવસ્થાને સ્વીકારીએ તો તો એની આગળની પઙ્ક્તિમાના 'તો'ય ને વિશિષ્ટ અર્થમાં લઈને 'નેણ રડે ચોધાર'ને વિયોગની વેદનાની નહીં પણ પ્રકૃતિ રૂપે રૂપાન્તરે થતા સાક્ષાત્કારના અલૌકિક આનન્દની અશ્રુમયી અભિવ્યક્તિ લેખવી પડે !

કાવ્યકૃતિનું કાવ્યાર્થ ભાવન ભાવકે ભાવકે નિરાળું હોય છે એટલે કાવ્યગત અભિવ્યક્તિનાં અનેક અર્થાન્તરો છે, અને આ અર્થાનુભવો જો કાવ્યગત અભિવ્યક્તિથી સમર્થિત, તેના પર આધારિત કે તેનાથી પ્રેરિત વ્યઞ્જિત હોય તો તે સહુને યથાર્થ લેખવા પડે. જ્યારે કાવ્યબાની, પ્રસ્તુત કાવ્યમાં છે તેમ સન્દિગ્ધ હોય ત્યારે તો આ સમ્ભવની સવિશેષ શક્યતા. આવું અનેકાર્થત્વ પણ તેની રમણીય સન્દિગ્ધતાને કારણે, વિવિધ વૈકલ્પિક અર્થોની સહોપસ્થિતિથી, વૈકલ્પિકતાને બદલે સહુ વિવિધોનો એક સાથે અહેસાસ કરાવતી અસ્પષ્ટતાનું અર્થધુમ્મસ તે જ કાવ્યનો રમણીય રસાનુભવ બની રહે છે.

તો, સ્પષ્ટ અર્થઘટનના પૃથક્કરણાત્મક બૌદ્ધિક વ્યાયામને અસ્પષ્ટમધુર ભાવાનુભવને જ માણીએ એ જ આપણે માટે પર્યાપ્ત ઉપલબ્ધિ નથી ?

વિ.અ.

તા. ૩-ઑક્ટોબર એ કવિ શ્રી મનસુખલાલ ઝવેરીની (જન્મ વર્ષ ઈ.સ. ૧૯૦૭) જન્મતિથિ નિમિત્તે તેમનું સ્મરણ અર્ચન.

**સમ્પાદક**

## વિદ્યાસેવનની કરુણ પરિણતિ

હરિવલ્લભ ભાયાણી

સાહિત્યના ભાવક, સર્જક, વિવેચક, અધ્યાપક તરીકે કાર્ય કરતા એવા આપણો ઘણાનો અનુભવ છે કે તે સામાન્ય રીતે વ્યક્તિની રુચિ, આવડત કે શક્તિ માત્ર બની રહે છે – આપણું જીવન અને આચરણ સાહિત્યનાં મૂલ્યો અને ભાવનાથી જાણે કે અસ્પૃષ્ટ જેવાં રહી જાય છે. વિદ્યાક્ષેત્રે કાર્ય કરનારાને પણ આ લાગુ પડે છે. શાસ્ત્રજ્ઞાન 'પોથીમાનાં રીંગણાં' બની બેસે છે.

એ અનુભવને વાચા આપતું નીલકણ્ઠ દીક્ષિતનું નીચેનું મુક્તક ધારદાર છે.

*आ कौमाराद् गुरु-चरण-शुश्रूपया ब्रह्मविद्या-*
*स्वास्थायास्थामहह महतीमर्जितं कौशलं यत् ।*
*निद्रा-हेतोर् निशि निशि कथा: शृण्वतां पार्थिवानां*
*कालक्षेपौपयकमिदमप्या: कथ पर्यणंसीत् ॥*

**અનુવાદ:**

*બાળપણથી કરી ગુરુ-ચરણ-શુશ્રૂપા,*
*અચળ આસ્થા અને ઘોર શ્રમથી રળ્યો બ્રહ્મવિદ્યા*
*(બન્યો કો હું પણ્ડિત પ્રકાણ્ડ!)–*
*એ હવે રોજ રાતે કથા કહી કહીને*
*રૂડા રાજવીઓને પોઢાડવાની*
*મનોરઞ્જની જુક્તિમાં પરિણમી, હા!'*

બ્રહ્મવિદ્યાનો નિષ્ણાત પણ્ડિત આખરી વયમાં રાજવીઓને કથાવાર્તા કહીને ઊંઘાડવાની સેવા આપી દહાડા વિતાવે એથી મોટી કરુણતા કઈ? પણ અત્યારે તો નાની વયે પણ, આપણે ત્યાં કવિતા, નાટક વગેરેને શહેરી સુખી લોકોના મનોરઞ્જન માટે વાપરીને સાહિત્યિક 'ભેળ' કે 'પૂરીપકોડી' પીરસીને સિદ્ધિપ્રસિદ્ધિ રળવાની પ્રથા પડતી હોવાનો વહેમ જાય છે.



## આસ્વાદ

પ્રસાદ બ્રહ્મભટ્ટ

### શરદ એક પરિપૂર્ણતા

*ખગોલક નીચે શો ભૂગોલક લીલો છે :*
*ભર્યો લીલવો પાપડીમાં ખીલ્યો છે!*
*ગગન નીતર્યું છે, ઘડા ખાલીખમ છે*
*ધરાનાં ભરેલાં સ્તનો છે, પ્રશમ છે.*
*ઉપર નીલ રઙ્ગે ન કૈં ન્યૂનતા છે*
*લીલો રઙ્ગ નીચે, પરિપૂર્ણતા છે.*
*ભરી છે નદીઓ, નીકે વહેતી ન્હાની,*
*અજાણ્યા ઉઝરડે દૂઝે જિન્દગાની*
*ભરેલા જળોથી વહી જાય વહેળા,*
*ભરેલી પળોથી ફૂલેલી છે વેળા.*
*ન ક્યાંયે હતું તે વહી આવ્યું ઝરણું,*
*હજી જાણતુંયે નથી વન્ય હરણું*
*ભર્યાં ખેતરો છે, ભર્યાં છે નખેતર;*
*ભર્યુંભાદર્યું વિશ્વ છે આ તળે પર.*
*ધરાઈ ધરાની નજર તૃણતૃણ છે,*
*અહો, કેવું કૂણું લીલું હલકું ઋણ છે!*
*ભરાઈ છે રેખા, ભરાયેલ રૂપ છે,*
*પીળાં ભાતશા ખેત-પાકેલ ધૂપ છે.*
*હરેક શિઙ્ગ છે ગર્ભદાણે ભરાઈ*
*ધરા ગાય જેવી પડી છે વિયાઈ!*
*ભરાયેલ શિઙ્ગો સમા છન્દવાળી*
*ધરાયેલ પ્રાસોની આનન્દતાળી.*
*તરૂ તાડનાં તુઙ્ગ, લાજે નગાપો;*
*વણ્યો વેલનાં વલ્કલોએ મલાજો.*
*ઊભા ખેતરે સાંઢનું મન ઠરેલ*
*ઝીણું જન્તુયે ચુમાસુ ચરેલ!*
*પ્રસવના પછીના પ્રશમકેરી ક્ષણ છે,*
*ભર્યુંઆદર્યું ભાદ્રના જેવું મન છે.*

ઉશનસ્

ઉશનસ્‌ની સમસ્ત કવિતામાં પ્રકૃતિવિષયક કવિતા પ્રાધાન્ય ધરાવે છે. કવિને પ્રારમ્ભથી જ પ્રકૃતિ પ્રત્યે પ્રબળ આકર્ષણ રહ્યું છે. 'ઊભો હું પ્રકૃતિ કુલે' એમ કહેનાર કવિનો પ્રકૃતિ સાથેનો તાદાત્મ્યભાવ અનેક કાવ્યોમાં અનુભવાય છે. 'અશ્વત્થ' સઙ્ગ્રહના આરમ્ભે મુકાયેલ 'કવિનું જાહેરનામું' એમની પ્રકૃતિપ્લાવિત મનોવૃત્તિ પ્રગટ કરી રહે છે : "હવે હું માત્ર સર્જનના આદ્ય વિસ્મય સાથે તાલબદ્ધ થઈ જવા માગું છું... હું તારકો અને તૃણને તાક્યાં કરીશ. મારે હવે માત્ર વિસ્મયના રોમાઞ્ચોનો ફાલ ઉતાર્યા સિવાય એકે કામ કરવાનું નથી... મારે હવે વર્ષાઋતુમાં પલળ્યા કરવું છે અને ઓગળી-નીતરી જવું છે. હું મારા શરીર પર ઘાસનાં બીડ ઊગી નીકળે તેની રાહ જોતો બેસી રહીશ. મારે હવે પાનખર ઋતુમાં ખરી જવાપણું માણવું છે."

પ્રકૃતિ સાથે પૂરી સજગતાથી આવું સાયુજ્ય સ્થાપતા કવિ જ એક એકથી અદકાં અઢળક પ્રકૃતિકાવ્યો આપી શકે. ઉશનસ્‌ની પ્રકૃતિકવિતામાં ઋતુવિષયક રચનાઓ પણ મોટી સઙ્ખ્યામાં સાંપડે છે. તેમણે બધી જ ઋતુઓ વિશે એકાધિક કાવ્યો સર્જ્યાં છે. ઋતુઓની આગવી છટાઓ, લીલાઓ ફરી ફરી કવિના ચિત્તતંત્રનો કબજો લે છે. એને કારણે જ પ્રત્યેક ઋતુ પર તેઓ વારમ્વાર કલમ ચલાવે છે. કવિના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'પ્રસૂન'માં શરદ વિષયક જે બે રચનાઓ મળે છે તેમાં રચનાવર્ષની દૃષ્ટિએ 'શરદની સામે' પ્રથમ શરદવિષયક રચના છે. એમાં સંસ્કૃત ઋતુકવિતાનો – ખાસ તો કાલિદાસના 'ઋતુસંહાર'નો પ્રભાવ કોઈને વરતાશે. સંસ્કૃત પ્રણાલિ પ્રમાણે ઉશનસે એમાં શરદનું વર્ણન કર્યું છે. છેલ્લી કડી જોઈએ:

*વ્હેળાનાળા વિમલસભરાં ક્ષેત્રકાસાર પુષ્ટ,*
*પોઢી ભદ્રા પૃથુ નીરખી મેં ભાદ્રની મૂર્તિ હૃષ્ટ,*
*જોયું જોતાં અલસ ભમતાં તે દી મેં ગ્રામસીમે*
*ઓહો! કેવું?*

*ચૂમ્યા જેવું,*
*પ્યારું પ્યારું*
*શું રૂપાળું મધુમુખ ધર્યું ત્યાં અરૂપે અસીમે!*

છેક આરમ્ભિક તબક્કાથી જ ઉશનસ્‌માં રૂપમાંથી અરૂપમાં જવાનું વલણ છે એ અહીં જોઈ શકાશે. કવિના છેલ્લા ત્રણ સઙ્ગ્રહો પૈકીના એક સઙ્ગ્રહ 'રૂપ-અરૂપ વચ્ચે'ની ઉપર્યુક્ત શરદવિષયક રચના અવલોકતાં કવિની કલમે ધારણ કરેલી પ્રૌઢિ, કવિ કલ્પનાએ મેળવેલી રમ્યતા અને એમની સર્ગશક્તિને સમ્પ્રાપ્ત થયેલી સૌષ્ઠવપૂર્ણ મધુરતા ઊડીને આંખે વાગશે.

વર્ષની છ ઋતુઓમાં શરદ સૌથી છેલ્લે આવે છે અને તે વર્ષા પછી આવે છે તેથી તેની સાથે પરિપૂર્ણતાનો ભાવ સ્વાભાવિક રીતે જ વણાઈ જાય છે. આપણે ત્યાં 'શતં જીવ શરદ :' એવો અપાતો આશીર્વાદ પણ કંઈક એવું સૂચવે છે કે જેણે શરદ પૂરી કરી તેણે જાણે એક વર્ષ પૂરું કર્યું! શરદની પરિપૂર્ણતાની અહીં વાત નથી, શરદ સ્વયં એક પરિપૂર્ણતા છે. આ આખું કાવ્ય આ પરિપૂર્ણતાનો પ્રસન્ન ઉદ્‌ગાર છે.

કાવ્યની પ્રથમ પઙ્ક્તિમાં જ શરદની પરિપૂર્ણતા પ્રતિફલિત થાય છે. 'ખગોલક' પૂર્ણ છે તો તેમાં આવેલો 'ભૂગોલક' પણ પૂર્ણ છે. ઉપનિષદનો ઋષિ કહે છે તેમ પેલું પૂર્ણ છે, આ પણ પૂર્ણ છે કેમકે પૂર્ણમાંથી પૂર્ણ જ પેદા થાય છે. ખગોલક-આકાશ ઉપર છે અને તેની નીચે પૃથ્વી છે. આકાશ અને પૃથ્વી માટે કવિએ જે શબ્દો પ્રયોજ્યા છે એ એમની ઊંડી કવિસૂઝના પરિચાયક છે, કલાસૂઝના દ્યોતક છે. વર્ષા પછી આખી પૃથ્વી લીલીછમ થઈ જાય એ સ્વાભાવિક છે. પરન્તુ આ બાબત વ્યક્ત કરવા કવિ જે ઉત્પ્રેક્ષા કરે છે એ રમ્ય છે. પ્રથમ પઙ્ક્તિનું વિરાટ કલ્પન દ્વિતીય પઙ્ક્તિના યથાર્થ ઉપમાનથી સાભિપ્રાયતા ધારણ કરે છે. કૃષિ સાથે સઙ્કળાયેલા ઉપમાનો ઉશનસ્‌ની કાવ્યસૃષ્ટિમાં અવારનવાર જોવા મળે છે.

બીજી કડીમાં પૃથ્વીની પરિપૂર્ણતા કવિ શૃઙ્ગારપ્રવણ, કહો કે વાત્સલ્યસૂચક કલ્પનથી વ્યઞ્જિત કરે છે. વર્ષામાં વરસીને આકાશ તો ખાલીખમ થઈ ગયું છે. 'નીતર્યું' શબ્દ સમ્પૂર્ણ ખાલી થઈ ગયાનો ભાવ સૂચવે છે. વધુ સ્પષ્ટતા કરવા કવિ કહે છે કે ઘડા ખાલીખમ છે. આમ કહીને કવિ આપણી કલ્પનાને સતેજ કરે છે. પ્રત્યેક વાદળને કવિએ ઘડો કલ્પ્યો છે એવું નથી. ઉપર સ્વર્ગ હોય, એમાં દેવો-ગન્ધર્વો-અપ્સરાઓ રહેતાં હોય, તેઓ મનુષ્ય માટે પ્રેમ ધરાવતાં હોય તેથી અમીકુમ્ભ વર્ષાઋતુમાં ખાલી કરતાં હોય અને શરદ આવતાં તેમના બધા ઘડા ખાલીખમ થઈ ગયા છે એમ અનુમાન કરી શકાય. ગગન પાસે ઘડા-કુમ્ભ છે તો પૃથ્વી પાસે કુમ્ભ સદૃશ સ્તન છે. આપણે ત્યાં આકાશને પુરુષ અને અવનીને સ્ત્રી કલ્પવામાં આવ્યાં છે. બન્ને પતિપત્ની છે. પુરુષ આપે છે, સ્ત્રી પ્રાપ્ત કરે છે. પ્રકૃતિના નિયમ પ્રમાણે કોઈ તત્ત્વ-પદાર્થનો નાશ થતો નથી. તે કાં તો સ્થળાંતર કરે છે કાં રૂપાંતર પામે છે. 'રૂપ-અરૂપ વચ્ચે'ની જ એક ગઝલના શેરમાં કવિએ કહ્યું જ છે :

*તારો ખરે તો ઓછું, તૃણપત્તીમાં વત્તા તરત,*
*તાળો મળે તો છે જ અન્તે આ રીતે કે તે રીતે. (પૃ. ૭૯)*

ગગનના ઘડા ખાલી થયા તો ધરાનાં સ્તન સભર થયાં! સ્ત્રીનાં સ્તન ભરાય ત્યારે તે શાંત થાય છે તેમ ધરા પણ પ્રશમિત થઈ છે, પરિપૂર્ણ થઈ છે.

જો પેલું પૂર્ણ હોય અને આ પણ પૂર્ણ હોય તો પછી પૃથ્વીને આપ્યા પછી ગગનમાં કશી ન્યૂનતા ન આવવી ઘટે. પછીની કડીમાં આ બાબતની સ્પષ્ટતા કરતાં કવિ કહે છે કે ઉપર આકાશના નીલ રઙ્ગમાં કશી ન્યૂનતા નથી અને નીચે સર્વત્ર લીલો રઙ્ગ છે અર્થાત્ પરિપૂર્ણતા છે.

પ્રથમ ત્રણ કડીઓમાં પરિપૂર્ણતાની પ્રસ્થાપના કરી કવિ પછી તેને સદૃષ્ટાન્ત સ્પષ્ટ કરે છે, સમજાવે છે. પરન્તુ હવે કવિ સભાન થઈ ગયા છે, સક્ષમ થયા છે તેથી વિગતોના ખડકલામાં કાવ્યત્વને હાનિ ન થાય એ માટે પૂરતી કાળજી લે છે. ચોથી કડીની પ્રથમ પઙ્ક્તિમાં તો નદીઓ ભરેલી છે, નાની નીકો વહે છે એવી વિગત જ આપે છે પણ બીજી પઙ્ક્તિમાં અજાણ્યા ઉઝરડે જિન્દગાની દૂઝે છે એમ કહી ઉપર્યુક્ત વિગતને એક નવું પરિમાણ પણ બક્ષે છે. 'અજાણ્યો ઉઝરડો' એટલે

શું અને કોની 'જિન્દગાની દૂઝે' છે એ અર્ઝે ભાવકે વિચારવું પડે છે.

પાંચમી કડી પણ આ પ્રકારની છે. તેની પ્રથમ પઙ્ક્તિમાં તો કવિ માત્ર માહિતી આપે છે પણ પછીની પઙ્ક્તિમાં કાવ્યાત્મક સ્પર્શ અનુભવાય છે. ભરેલી પળોથી વેળા ફૂલેલી છે એમ કહી કવિ અમૂર્ત ભાવને મૂર્તતા બક્ષે છે. છઠ્ઠી કડીમાં ઝરણાની વાત કરતાં કવિ જ્યારે એમ કહે છે કે 'ન ક્યાંયે હતું તે વહી આવ્યું ઝરણું' ત્યારે તેનો વાચ્યાર્થ લેવાનો નથી. ઝરણું પહેલાં ક્યાં હતું અને કેવી રીતે આવ્યું તે આપણા જેવા પ્રબુદ્ધ મનુષ્યો તો જાણે છે પણ હરણાં જેવા મુગ્ધ જીવો તે જાણતા નથી એમ સમજવું રહ્યું.

ઝરણું પહાડોમાંથી વનમાં થઈ જનમાં આવે છે. કવિ પણ હવે ખેતરોની, ભર્યાભાદર્યા વિશ્વની વાત કરે છે. મનુષ્ય ધરાઈ જાય છે તયારે તૃપ્તિનો ઓડકાર ખાય છે. ધરા ધરાઈ છે એની ખબર એની નજર પરથી પડે છે. ધરાની નજર કોણ છે? તૃણ. બીજી પઙ્ક્તિમાં એ નજરનું અર્થાત્ તૃણનું કાવ્યાત્મક વર્ણન મળે છે. કવિ તેમના પ્રિય 'તૃણ'ને 'કૂણું લીલું હલકું ઋણ' કહે છે. અહીં 'ઋણ' શબ્દ કેવો ભાવવ્યઞ્જક છે!

પછીની કડીમાં કવિ 'ભરાઈ છે રેખા, ભરાયેલ રૂપ છે' એમ કહી પૃથ્વી પરની રૂપસૃષ્ટિનો નિર્દેશ કરે છે. ભર્યાં ખેતરોનો ઉલ્લેખ ઉપર આવી ગયો, અહીં કવિ તેને 'પીળાં ભાતશા' એમ કહી ઉપમા દ્વારા સ્પષ્ટ કરે છે. પ્રથમ કડીમાં કવિએ પાપડીનો ઉલ્લેખ કર્યો છે, દસમી કડીમાં શિઙ્ગનો નિર્દેશ કરે છે. બીજી કડીમાં કવિએ 'ધરાનાં ભરેલાં સ્તનો છે, પ્રશમ છે' એમ કહી જે વાત અધૂરી છોડી હતી તે આગળ વધારતા અહીં કવિ કહે છે 'ધરા ગાય જેવી પડી છે વિયાઈ!' ધરાની ગાય સાથેની સરખામણી પણ પૌરાણિક સન્દર્ભો સાથે સુસઙ્ગત છે.

આખી અવનીમાં શરદની પરિપૂર્ણતાથી પ્રસન્નતાનું પૂર રેલાય છે. અતિ સંવેદનપટુ કવિ એ પૂરમાં તણાયા વિના કેવી રીતે રહી શકે? એની પ્રસન્નતા પ્રાસ અને છન્દ દ્વારા પ્રગટ થાય છે છન્દોને ભરાયેલી શિઙ્ગોની ઉપમા આપીને તો કવિએ કમાલ જ કરી દીધી છે. 'ધરાયેલ પ્રાસોની આનન્દતાળી' આ આખી રચનામાં સમ્ભળાય છે. પછીની કડીમાં જ એનું ઉત્તમ નિદર્શન સાંપડે છે. એ કડીની બન્ને પઙ્ક્તિઓમાં કવિ પ્રાસની આનન્દતાળી સ્પષ્ટપણે સમ્ભળાવે છે. 'નગાપો' જેવો શબ્દ પણ ઉશનસ્ જ આપી શકે. આખી અવની લીલી સાડી ઓઢી રૂપને ઢાંકે છે ત્યારે તાડનાં તરૂની નગ્નતા લાજી મરે છે. પરન્તુ પ્રકૃતિમાં જે સંવાદિતા છે, સૌહાર્દતાં છે તેનો ખ્યાલ એના પરથી આવે છે કે તરૂ વૃક્ષની લજ્જા જોઈ વેલનાં વલ્કલો દ્વારા એનો મલાજો વણે છે.

કામના, વાસના ઉપભોગથી તૃપ્ત થતી નથી એ સાચું પણ પરિપૂર્ણતાના ભાવથી એ પણ શાન્ત થાય છે, ઠરે છે. સાંઢના પ્રતીક દ્વારા કવિ સમગ્ર સૃષ્ટિની કલ્પનાને વ્યક્ત કરે છે. પૃથ્વી પરિપૂર્ણતાથી એ પણ ઠરી છે, શાન્ત થઈ છે. 'ઝીણું જન્તુડુંયે' એમ કહી કવિ પૃથ્વી પરની સમગ્ર જીવસૃષ્ટિ ચોમાસામાં – ખાસ તો શરદમાં સન્તૃપ્ત થાય છે એમ સૂચવે છે.

બીજી કડીમાં કવિએ ધરાનાં સ્તનો ભરાયેલાં છે એમ કહ્યું, ૧૦મી કડીમાં ગાય જેવી ધરા વિયાઈ છે એમ કહ્યું. અન્તિમ કડીમાં 'પ્રસવતા પછીના પ્રશમકેરી ક્ષણ છે' 'એમ કહી કવિ શરદ ક્યા અર્થમાં કેવી રીતે પરિપૂર્ણ છે એ સૂચવી દે છે. અન્તિમ પઙ્ક્તિમાં ભાદ્રનો ઉલ્લેખ કરી કવિ શરદઋતુના એક મહિનાનો ખ્યાલ પણ આપી દે છે. અહીં તેમને વાત તો ભર્યાભાદર્યા મનની કરવી છે પણ એને માટે ભાદ્રપદનું ઉપમાન સમુચિત રીતે જ તેઓ પ્રયોજે છે.

આમ જોઈ શકાશે કે સમગ્ર કાવ્યમાં કવિની સર્ગશક્તિના રમ્ય ઉન્મેષો અનુભવાય છે. કવિની શબ્દપસન્દગી, ઉપકારક અલઙ્કારગૂંથણી, તાજગીસભર કલ્પનો અને કાવ્યની સૌષ્ઠવપૂર્ણ આકૃતિ (સૉનેટ સ્વરૂપથી અભ્યસ્ત કવિ અહીં પણ ચૌદ કડીમાં કાવ્ય સમેટે છે!) આ અનવદ્ય રચનાને આસ્વાદ્ય બનાવે છે. ઉશનસ્‌ની વિપુલ કાવ્યસૃષ્ટિમાં જે વિરલ કલાત્મક કાવ્યકૃતિઓ સાંપડી છે તેમાં આ રચનાને વિના સઙ્કોચે મૂકી શકાશે.



# અવલોકન

## ઘેનલ કાવ્યોનો આસવ

ડૉ. નલિન પણ્ડ્યા

('આસવ દ્વીપ', લે. પ્રવીણ ગઢવી, પ્રથમ આવૃત્તિ ૧૯૯૫, પૃ. ૭૨, કિં. રૂ. ૨૦ = ૦૦, પ્રકાશક, કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ, ગાંધીરોડ, અમદાવાદ-૧)

જોબ નામના ચિંતકે કહ્યું છે કે, "સૃષ્ટિ સાથે બોલવા માંડ અને એ તને બોધ આપશે." આવો બોધ લેવા માટે પ્રવીણ ગઢવી સૃષ્ટિસૌંદર્યનો આશરો લઈને પોતાનું ખેડાણ આદરે છે. સુવર્ણમય સૃષ્ટિનું સૌંદર્ય એ જ સુવર્ણા નામનું પાત્ર. સુવર્ણાને ઉદ્‌બોધન એ જ કોઈક પાત્રની શોધ. ઇચ્છા અને અસન્તોપ વચ્ચે 'સુવર્ણા'ના બધા જ ખણ્ડોનો રઙ્ગદર્શી ઘાટ આ કવિ આપે છે. બીજું આવું કમલા નામનું પાત્ર પણ રોમેન્ટિક અભિનિવેશથી આલેખાયું છે. હરમન હેસના 'સિદ્ધાર્થ'ને આધારે સર્જાયેલું કાવ્ય 'કમલા' આસક્તિ અને અનાસક્તિની ધરી પર ફરે છે. પૂર્ણતાના ગતિવન્ત ચક્રનું જ્ઞાન (Sense of Cyclical Fulness) આપણે ગુમાવતા જઈએ છીએ. પ્રવીણે એ શોધ આ રીતે આદરી છે. આવું રુદન એડમન્ડનું છે. તેણે કહ્યું છે કે, "The wheel is come full circle, I am here."

'શ્રાવણની એક સવાર' કાવ્યમાં પ્રગલ્ભ પ્રણય અને જાતીયતાના ભાવો કલ્પનોની સહાયથી પ્રગટે છે. આકાશ, પૃથ્વી, સૂર્ય અને સ્વાતિ નક્ષત્રો જેવાં પ્રતીકોથી કલ્પનાવરણ બન્ધાય છે. જો કાવ્યનો અન્ત :

*સૂર્ય રસ્તા પરના ખાબોચિયામાં પડ્યો છે*
*ઓઢણી ધોતાં ઊખડી ગયેલા આભલા જેવો*
*ચહેરો ધોતાં પડી ગયેલાં ચાંલ્લા જેવો."*

અહીં સૂર્યનાં બે રૂપો (ભાવો) શોક અને આનન્દ પ્રગટે છે. ચાંલ્લો રક્તિમ છે અને આભલું શ્વેત છે. શ્વેત શોક છે અને રક્તિમ આનન્દ છે. આ બાબત તાર્કિક બની જાય છે. આવી લોજીકલ રચનાઓ આ સંગ્રહનાં લઘુકાવ્યોમાં વિશેષપણે જોવા મળે છે. 'ગુફ્તેગો' શીર્ષકવાળું નમૂનેદાર કાવ્ય જુઓ:

*"ગામની તલાવડીમાં*
*પૃથ્વીનું લજ્જાળુ રૂપ*
*એના બાળવયના કિશોરપ્રેમી જેવા*
*ચન્દ્ર સાથે*
*જાણે કરે છે પ્રણયની ગુફ્તેગો*
*સ્વામી સૂર્યની છાનેમાને."*

ખરેખર તો ઐતિહાસિક સ્થળો અને પુરાકલ્પનોના મિશ્રણવાળાં કાવ્યોમાં તર્કબદ્ધતા સાથે કવિનો કલ્પનાવૈભવ વધારે નિખરી આવે છે. એમાં 'મારું પ્રાચીન ગામ : મોઢેરા', 'આબુ', 'સંવાદ: સિદ્ધરાજ', 'સંવાદ: રાણક', 'હિમાચલ', 'ગોવા', 'કોણાર્ક', 'તાજમહલ', 'હિમાલય', 'હરદ્વારે: ગઙ્ગા', 'ખજૂરાહો', 'અજન્તા ઈલોરા' જેવી કૃતિઓમાં માનવીની આદિમ ઇચ્છાઓ પ્રવીણે ચોક્કસ માધ્યમથી સુપેરે પ્રગટાવી છે. સિદ્ધરાજ અને રાણકના સંવાદની કૃતિઓ વધારે નોંધપાત્ર લાગે છે.

જે કૃતિ પરથી આ કાવ્યસઙ્ગ્રહનું નામકરણ થયું છે, તે 'આસવ દ્વીપ' કાવ્યના ૧, ૪, ૬, ૯, ૧૩, ૧૫, ૨૦, ૨૧ જેટલા ખણ્ડો બરાબર આસવપાન કરાવી શકે છે. બાકીના ખણ્ડો નબળા પડી જતા લાગે છે, તેમજ પોચટ જણાય છે. માદક પીણાનો ઘેનલ ટાપુ રચવામાં ઉણપ વર્તાય છે. છતાં એનાં કલ્પનો સ્પર્શ્યા વિના રહેતાં નથી. એક વિશાળ અર્થ આપતું કલ્પન જુઓ:

*"ઉગ્ર પ્રકૃતિય*
*સૂર્યપિતા ગયા પોઢવા*
*સમુદ્ર શયને*
*ત્યાં ચન્દ્રકુમ્ભને આસવથી ટબોટબ ભરી બેઠા*
*તારાઓ*
*પ્યાલીઓ લઈ ટોળે વળે."*

આમ તર્ક સાથે કલ્પનવ્યાપારની મથામણમાંથી ઉત્તમ પરિણામ લાવવાનો આશય આ કવિ સેવે છે.

'મારું ઘર' અને 'રખડુ પુત્ર'માં કલ્પના વ્યાપારમાંથી વાસ્તવિક રીતે અસ્તિત્વ ટકાવવાની નેમ સર કરવાનો રીતે અસ્તિત્ત્વ ટકાવવાની નેમ સર કરવાનો સુન્દર પ્રયત્ન છે. માટે તે કહે છે: "મને મુક્ત ધૂમકેતુની જેમ જીવવા દો." અહીં કલ્પનો સફળ બને છે. પરન્તુ 'કલ્પનો' શીર્ષકવાળા ખણ્ડોમાં ત્રીજો ખણ્ડો છોડીને બાકીના ખણ્ડો કૃતક, ફિસ્સા અને વધારે પડતા રોમેન્ટિક લાગતા હોવાથી કાવ્યકલાને ઇજા પહોંચતી હોય એવું લાગે છે. તિર્યક સ્વરે અને સ્તરે કશું બનતું નથી.

એકન્દરે 'આસવ દ્વીપ'નાં તમામ કાવ્યો ખરેખર સાચા અર્થમાં શૃઙ્ગારિક ભાવનો ઘેનલ આસવ કોઈ એવા આર્દ્ર ટાપુ પર લઈ જાય છે. સઙ્ગ્રહના બે ત્રણ ભાવ કે ઇપ્સાઓની ધરીની આસપાસ બધાં કાવ્યો ફર્યા કરે છે. વિવિધ ભાવ-વિભાવના મિશ્રણથી રસનિષ્પત્તિ થઈ હોત તો વધારે આનન્દપ્રદ બાબત બની હોત. અલબત્ત જે છે તે નક્કર જ છે. હવે પછી પ્રવીણ ગઢવીનાં કાવ્યોમાં વૈવિધ્ય સર્જાય એ જ અપેક્ષા આપણે સેવીએ. અસ્તુ.

❑

## કવિજન્મદિન અભિનંદન

| સપ્ટેમ્બર | | ઑક્ટોબર | |
|---|---|---|---|
| *શ્રી અમૃત ઘાયલ* | ૩૦-૯-૧૯૧૫ | *શ્રી જયન્ત પાઠક* | ૨૦-૧૦-૧૯૨૦ |
| *શ્રી ઉશનસ્* | ૨૮-૯-૧૯૨૦ | *શ્રી અહમદ મકરાણી* | ૫-૧૦-૧૯૪૧ |
| *શ્રી ચિનુમોદી* | ૩૦-૯-૧૯૩ | *શ્રી રાજેન્દ્ર શુક્લ* | ૧૨-૧૦-૧૯૪૨ |
| *શ્રી અદમટંકારવી* | ૨૭-૯-૧૯૪૦ | *શ્રી દલપત મઢિયાર* | ૧૧-૧૦-૧૯૫૦ |
| *શ્રી કૃષ્ણાદવે* | ૪-૯-૧૯૬૩ | *શ્રી સુરેશ દલાલ* | ૧૧-૧૦-૧૯૫૫ |
| | | *શ્રી રાજેન્દ્ર વ્યાસ (મિસ્કીન)* | ૧૬-૧૦-૧૯૫૫ |

## She can't read this ad. But she's praying that you will..

The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you.
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

*The most precious gift in the world.*

Inserted for Public Information by

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: [illegible] Khetani Textile Compound,
Bazarward, Kurla, Bomb[illegible]

# કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવે છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

## કવિલોક

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ-૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બેન્ક પરનો ચેક હોય તો બેન્ક કમિશનના રૂ. ૧૦ ઉમેરી રૂ. ૭૦ = ૦૦ મોકલવા.

પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડોલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી.

કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ટી.એસ. એલિયટ (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો સ્વજ - પ્રફુલ્લ દવે ( " ) | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - જ્યોતીન મહેતા ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસન્નસપ્તક - રાજેન્દ્ર શાહ ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસંગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૩. અક્ષપચીસી (છપ્પાસંગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઇન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૧૫. અજવાસનાં મત્સ્ય - પ્રવીણ પંડ્યા (કા.સં.) | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે (કાવ્યસંગ્રહ) | ૧૫-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મની ઑડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પર ચેક/ડ્રાફ્ટથી મોકલવી

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

---

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકા રૂપે પ્રકટ થાય છે :

**ગાથા: એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ.ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'નો**

શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**પુસ્તકની કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. કાઉન કદના સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મની ઑડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ-૩૮૦ ૦૦૧-એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મકોલવામાં આવશે.

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## निवेद्यते

આપણા અને અન્ય કવિઓની કવિતાને વર્ષોથી સતત માણતા રહ્યા હોઈને અમે સહૃદય તો હતા જ, વળી ઉદારમતવાદી હોઈને વિશાળ હૃદયના પણ હતા. પરંતુ ૧૯૯૮ના મે મહિનાની તા ૮મીથી અમે વિશિષ્ટ અર્થમાં સહૃદય અને વિશાળ હૃદયના બની ગયા! પહેલાં તા. ૭મીની અને પછી ૮મીની મધરાતે અમારા હૃદયે અચાનક કમાલ કરી દેખાડી! ડૉક્ટરોની પરિભાષામાં જેને એલ.વી.એફ. કહેવામાં આવે છે તેના દર્દી થઈને તા ૮મીએ અમે હૉસ્પિટલમાં દાખલ થયા; જ્યાં ચાર દિવસ આઈ.સી.સી.યુ.માં અને આઠ દિવસ સ્પેશિયલ રૂમમાં રહીને સાજા થઈ ઘરે આવ્યા. આ ઘટના અમારા વતન બીલીમોરામાં બની. બાદ ૯મી જૂનના રોજ અમદાવાદ અમારા ઘરે આવ્યા. પછી ડૉક્ટરોએ બધાં સંશોધનો કરીને કહ્યું કે અમારું હૃદય સભર (બ્લૉકેજવાળું) અને વિસ્તૃત (એન્લાર્જ્ડ) થયું છે. તે પછી અમારે બસ આરામ હિ આરામ છે. મન પર કોઈ પણ બોજો રાખ્યા વિના આરામ ફરમાવવાનો આદેશ ડૉક્ટરોએ આપ્યો. પરિણામે તા ૧લી જુલાઈ, ૧૯૯૮થી 'કવિલોક'નું કામ બંધ રહ્યું.

ઉક્ત ઘટના અને તે પછીની પરિસ્થિતિને લઈને 'કવિલોક'નું તંત્રીપદ છોડવું પડ્યું છે. તેની અહીં નોંધ લેતાં થોડીક દિલગીરી અનુભવીએ છીએ; કારણ 'કવિલોક'ને કારણે છેલ્લાં બે વર્ષથી વિશેષરૂપે અનેક સર્જકો અને સહૃદયો સાથે તેમ જ કાવ્યરસિક વાચકો સાથે પણ જે જીવંત સંવાદ થતો રહ્યો હતો તે હવે નહિ થઈ શકે. પરંતુ આનંદની વાત છે કે અમે હવે પ્રભુ સાથે અને અમારી જાત સાથે સતત સંવાદમાં રહીએ છીએ. જે નિયતિ છે તેને પ્રેમથી સ્વીકારી લીધી છે.

આપ વાંચી રહ્યા છો તે ૧૯૯૮ના આ છેલ્લા અંક (સળંગ અંક ૨૪૬) સુધી 'કવિલોક'ના મુખપૃષ્ઠ પર તંત્રી તરીકે અમારું નામ ચાલુ રહ્યું છે. અને મે-જૂનના અંકથી આરંભીને આ નવેમ્બર-ડિસેમ્બરના અંક સુધી એમાંની સામગ્રી પસંદ

અમારો હાથ રહ્યો છે. પરંતુ એ બધા અંકોનું સંપાદન શ્રી વિનોદ અધ્વર્યુએ કર્યું છે. એ કાર્ય એમણે અમારા પ્રત્યેના સદ્ભાવથી અને 'કવિલોક' પ્રત્યેની નિષ્ઠાથી પ્રેરાઈને કર્યું છે. તેથી આભારવચનો તેમને ગમશે નહિ તે જાણ્યા છતાં અમે આ તકે એમનો અમારા વતી તેમ જ 'કવિલોક' વતી હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. એ સાથે જ, અમારી બીમારીની જાણ થતાં રૂબરૂ મળીને, પત્રો લખીને કે ટેલિફોન કરીને અમારા ખબર-અંતર લેનારા 'કવિલોક'ના અનેક વાચકો, વિવેચકો અને સર્જકોનો પણ આભાર માનીએ છીએ.

અમે તંત્રીપદ સ્વીકાર્યું ત્યારે અને તે પછી પણ વારંવાર આનદં વ્યક્ત કરનારા અનેક મિત્રોએ અમે એ છોડીએ છીએ ત્યારે દુઃખ પણ વ્યક્ત કર્યું છે, એ તેમના અમારા પ્રત્યેના સદ્ભાવને કારણે છે એમ સમજીએ છીએ. બાકી અમે તો તંત્રીપદ નિમિત્તે કવિતા પ્રત્યેની અમારી નિસ્બત અને નિષ્ઠા જ પ્રકટ કરી છે. તેમાં જાણ્યે-અજાણ્યે ક્ષતિઓ પણ રહી ગઈ હશે તે નિભાવી લઈને 'કવિલોક'ને ઉદારતાપૂર્વક અને ઉષ્મા સહિત સહકાર આપનાર સહુ કોઈનો આભાર માનીએ છીએ. અને 'યથાશકિત રસપાન કરાવ્યું સેવા કીધી બનતી' એમ નર્મદના શબ્દોમાં કહીને નિવૃત્તિ લઈએ છીએ. તે સાથે એટલો સંતોષ પણ લઈએ છીએ કે 'કવિલોક'નું ધોરણ સચવાય અને વાચકમાત્રને વૈવિધ્યસભર સામગ્રી મળતી રહે તે માટે શક્ય તે કાંઈ અમે કરી શક્યા છીએ. અલબત્ત, તે આપણા સર્જકો અને વિવેચકોના સહકારને કારણે જ શક્ય બન્યું હોઈને તેમનો ફરી ફરી આભાર માનીએ છીએ., તેમ જ તંત્રીપદની જવાબદારીને કારણે અથવા અમારી પ્રકૃતિને કારણે કોઈ ને કોઈ કારણસર કાંઈ માઠું લાગવાપણું બન્યું હોય તો તે માટે ક્ષમા પ્રાર્થીને વિરમીએ છીએ.

કવિલોક ટ્રસ્ટ 'કવિલોક'ની નવી વ્યવસ્થા જાન્યુઆરી ૧૯૯૯થી કરશે. જેની જાહેરાત આ અંકમાં જ અન્યત્ર જોવા મળશે.

તંત્રી



# વિમર્શ

## શબ્દાર્થ પ્રભાવ

વિનોદ અધ્વર્યુ

**સામાન્ય** વ્યવહારભાષા અને કાવ્યબાની વચ્ચે મોટો તફાવત એ હોય છે કે સામાન્ય ભાષા અર્થના એક જ સ્તરે પ્રવર્તે છે. તે એક તત્ક્ષણનો અર્થ આપીને વિરમી જાય છે, જ્યારે કાવ્યબાનીનું આયોજન કવિની સર્જક પ્રતિભાની પ્રેરણાને વશવર્તીને તેમજ તેની કલાકુશળતાના પ્રયોગથી એવી રીતે થયું હોય છે કે તેમાંથી 'અર્થ'ના અનેક સ્તરો ભાવકના ચિત્તમાં સ્પન્દિત થાય છે. સ્પષ્ટ-અસ્પષ્ટ જેને અન્ય શબ્દોમાં રજૂ ન કરી શકાય એવું બહુરંગી અર્થધુમ્મસ ક્યારેક કાવ્યાર્થ તરીકે પ્રાપ્ત થાય છે. વિશેષત: રૉમેન્ટિક અને ઊર્મિપ્રધાન કવિતામાં.

માનવચિત્તની રમણાનું, માનવહૃદયની અનુભૂતિનું ક્ષેત્ર કોઈ પણ ભાષાબન્ધ પૂર્ણ અને સ્પષ્ટરૂપે પ્રકટ કરી શકે તેથી અનેકગણું વ્યાપક બલકે અસીમ હોય છે. મનુષ્યની બધી ચિત્તરમણાઓ, ઊર્મિઓ, અનુભૂતિઓને નામ પાડીને ઓળખાવી શકાતી નથી. આ ચેતોવિસ્તાર વ્યવહારજીવનના પરિઘની બહારના પ્રદેશમાં છે એટલે વ્યવહારના ઉપાદાનરૂપ ભાષા તેને વ્યક્ત કરવામાં કામયાબ નીવડતી નથી. કવિ ત્યારે, ભાષાનાં અન્તર્હિત તમામ તત્ત્વોને અવાજ વગેરેને અને તેના પ્રયોગોમાં રહેલી તમામ શક્તિઓ અને શક્યતાઓને અજમાવે છે. નવા પ્રયોગો કરે છે, શબ્દસાહચર્ય, અલઙ્કાર, રચનાશિલ્પ, સમગ્ર કૃતિનું સ્થાપત્ય વગેરે દ્વારા એવી અન-પૂર્વ અને અનુ-અન્ય કૃતિ સર્જે છે જે સ્વયમેવ એક સ્વયંપૂર્ણ ભાવાભિવ્યક્તિ બની રહે છે.

આવી કૃતિ શબ્દકોષોને જ નહીં, શાસ્ત્રોને પણ અતિક્રાન્ત કરી જાય છે. કવિ, ત્યારે, અવકાશમાં ત્રિશઙ્કુ નામે નવો જ ગ્રહ સર્જીને તરતો મૂકતા વિશ્વામિત્રની ભૂમિકાએ હોય છે. એવે સમે કવિનું સર્જકબળ વિશ્વામિત્રના તપોબળથી સહેજ પણ ઓછું નથી હોતું. શાસ્ત્રકારો, વિવેચકો, સુજ્ઞ ભાવકો કાવ્યાસ્વાદને વધુ સમૃદ્ધ અને પ્રગાઢ રૂપે પામવા માટે, પોતાના કાવ્યાનુભવને મનની બૌદ્ધિક પ્રક્રિયાથી સમજી વિશેષ આનન્દ પ્રાપ્ત કરવા માટે, કાવ્યકૃતિમાં પ્રયોજિત બાનીના સ્વરૂપને, ને કવિએ પ્રયોજેલા તરીકાઓને વિશ્લેષણાત્મક રીતે પામવાનો પ્રયત્ન કરે છે. કાવ્યવિષયક શાસ્ત્રસિદ્ધાન્તો નિરપેક્ષ રીતે ઘડાયલા નિયમો કે આદેશો નથી. પણ ઉત્તમ કૃતિઓના ભાવનને સમજવા માટે કૃતિગત લક્ષણો અને તેમાં પરખાતી સર્જનપ્રક્રિયા માટેના પૃથક્કરણાત્મક, સમીકરણાત્મક અને તુલનાત્મક પ્રયત્નોનાં તારણો રૂપ પરિણામો છે જે પછીથી સર્જક-ભાવક ઉભયને સહાયક નીવડે છે. ઉત્તમ પ્રતિભાશાળી સર્જક અગાઉનાં બધાં તારણો અને ધોરણોને અતિક્રાન્ત કરી જાય છે. સર્જકતા શાસ્ત્રના કે વિવેચનના કોઈ સિદ્ધાન્ત કે નિયમને વશવર્તતી નથી. એવો કોઈ અલગારી સર્જક પ્રકટે એટલે સિદ્ધાન્તે બદલાવું પડે છે!

આમ છતાં, શાસ્ત્રો, સિદ્ધાન્તો, વિવેચનો દ્વારા પ્રાપ્ત થતી ભાવનની તાલીમ અને પુષ્ટિથી પ્રાપ્ત થતા ચેતોવિસ્તાર ઉત્તમ કૃતિના ભાવનને અને ભાવનવિવેચકને વધુ ઊંચી ભૂમિકાએ પ્રાપ્ત કરવાની ક્ષમતા ધરાવે છે. કાવ્યનો 'અર્થ' આવી ભાવકચિત્તોમાં વિશેષ અને વિશિષ્ટ રૂપે પ્રકટે છે.

આમ થવા માટે કૃતિનો શબ્દબન્ધ એવા અંતિમ સ્વરૂપનો હોય કે તે અવિયોજ્ય અને નિર્વિકલ્પ બની જાય. શાસ્ત્રકારો તેને 'શબ્દપરિવૃત્તિઅસહ્ય' એક શબ્દનો પણ ફેરફાર ચલાવી ન લેવાય તેવો કહે છે, કારણકે શબ્દ અને શબ્દબન્ધ અહીં અનુ-અન્ય રૂપે પ્રકટ થાય છે.

આવા શબ્દાનુભવનો શબ્દદ્વારા પ્રાપ્ત થતા

આવા, કોષગત નહીં પણ કાવ્યગત અર્થની વાત કરતાં વિખ્યાત કવિ-વિવેચક 'શબ્દ'માંથી ચિત્તમાં પ્રગટતા ત્રણ પ્રકારના સંકેતોની વાત સરસ રીતે સમજાવે છે.

પાઉણ્ડ કહે છે કે કાવ્યશબ્દમાંથી ત્રણ પ્રકારના અર્થસંકેતો અર્થપ્રભાવો ચિત્તમાં પ્રકટે છે.

એક છે ચિત્રબિમ્બ. જ્યારે શબ્દ કે શબ્દગુચ્છ મનોભૂમિ પર પડે છે ત્યારે તે ચિત્રો ઊભાં કરે છે : પદાર્થોનાં સ્થિર અથવા ગતિશીલ સંચારોનાં, ક્યારેક સઙ્કુલ પરિસ્થિતિઓનાં. શ્રી હસમુખ પાઠકની પંક્તિ-

'કેવું પરોઢ ઊઘડે! શિશુનું બગાસું!... એમાં પૂર્વાર્ધમાં એક ચિત્ર નજર સમક્ષ પ્રકટે છે 'પરોઢ'નું, તો ઉત્તરાર્ધમાં 'શિશુનું બગાસું' બીજું જ ચિત્ર પ્રકટાવે છે. વ્યક્તિઓનાં, સમુદ્ર-પહાડો-જંગલોનાં, સવારસાંજનાં અને ગ્રામ-નગર-જનજીવનનાં વર્ણનનાં આવાં શબ્દનિરૂપણો આપણી નજર સમક્ષ ચિત્રો સર્જે છે! આપણે શબ્દ વડે તે 'જોઈએ' છીએ.

પણ 'નેત્રને તૃપ્તિ' થાય, કે અચંબો થાય, એવાં ભવ્ય કે ભયાનક, રમણીય કે વિરૂપ શબ્દચિત્રો આંકવામાં જ કવિની સર્જકતા સમાપ્ત થતી નથી. ટેનિસનની તરાપ મારતી સમડી હોય, શેક્સપિયરની હીરા જેવી આંખોમાંથી મોતી જેવાં આંસુ ટપકાવતી કોર્ડેલિયા હોય કે, વર્ડ્ઝવર્થનાં પીળાં ડેફોડિલ્સ હોય, તે માત્ર 'ચિત્રો' નથી. કવિતા એ માત્ર શબ્દ દ્વારા અઙ્કાયલાં એટલે 'બોલતાં' ચિત્રો નથી! એમાં માત્ર નેત્ર દ્વારા ન પમાવ એવું કશું ઉમેરાતું હોય છે. ચિત્રકાર હીરા જેવાં નેત્રો અને મોતી જેવાં આંસુ અવશ્ય આલેખી શકે પણ એ આંસુ વૉટર ને અને નેત્રોઆઇઝને શેક્સપિયરે આપેલાં વિશેષણો 'Holy water' અને 'Heavenly eyes'ને વ્યક્ત કરવાં એ તેના ચીતરનાર માટે પડકાર રૂપ બની જાય છે. એની સર્જકતા પણ એ વ્યક્ત કરવામાં જ સાર્થક થાય છે.

આગળ ટાંકી તે શ્રી. હસમુખ પાઠકની પઙ્ક્તિ વિચારીએ. એ બન્ને ચિત્રો અલગ અલગ રીતે પણ રમણીય છે પણ તે બે જોડાજોડ રજૂ થાય છે. બલકે પરોઢના આકાશની ભૂમિકા પર 'શિશુનું બગાસું' છપાય છે, માત્ર *juxtapose* જ નહીં પણ કાવ્યગત એક પછી એક' ચિત્તની ભૂમિકા પર એક પર એક બલકે એક સાથે એક એમ superimpose થતાં ભાવકચિત્તમાં જે અર્થદ્યુતિ અનુભવાય છે તે નિરાળી અને અવર્ણનીય એવી સુંદરતાની પ્રતીતિ કરાવે છે! તે 'શબ્દાતીત' છે, પણ વ્યક્ત તો થઈ છે શબ્દો શબ્દચિત્રો દ્વારા જ! આવાં તો અનેક શબ્દચિત્રો રજૂ કરી શકાય. મુદ્દો છે શબ્દ દ્વારા ચિત્તફલક પર પ્રગટતા 'inward lye'થી જોઈ શકાય તેવા ચિત્રસંકેતનો! તેમજ એવાં ચિત્રો દ્વારા, ચિત્રોનાં સંયોજનો દ્વારા ચિત્રાત્મક અનુભૂતિને કેવળ ચિત્રદર્શનના સાધારણ અનુભવથી પાર લઈ જવાનો! એવી પાર-દર્શી ચિત્રાત્મકતાનો ચાક્ષુષ અનુભવ એય કાવ્યના અર્થની પ્રતીતિ છે! મેઘદૂત હોય કે એલિયટની કવિતા, નિરંજન ભગતનું 'પ્રવાલદ્વીપ હોય, રાજેન્દ્ર શાહનું આયુષ્યના અવશેષે હોય, બળવંતરાયનું 'આરોહણ' હોય કે પ્રિયકાન્તના 'અશબ્દ રાત્રી'નાં કાવ્યો અને બીજાં અનેક... એમાંનાં ચિત્રોને અન્દરની આંખ આગળ બરાબર પ્રગટ થવા દઈ નીરખવાથી જ એ કાવ્યોનો આસ્વાદ લઈ શકાશે અને ચિત્રોની વિલક્ષણતા ચિત્ત સમક્ષ પ્રગટ થતાં વિશેષ આનન્દ નીવડશે!

એઝરા પાઉણ્ડે આ જે 'ચિત્ર'ની વાત કરી તેને આપણે આપણા લાભાર્થે વધુ વ્યાપક અર્થમાં લેવાનો પ્રયત્ન કરીએ તો? 'પ્રત્યક્ષ'તાનો આમેય ઘણીવાર આપણે વિસ્તૃત અર્થ કરીએ જ છીએ! 'પ્રત્યક્ષ'ને માત્ર ચક્ષુપ્રાપ્ત જ નહીં, પણ ઇન્દ્રયાનુભૂતના અર્થમાં લઈએ છીએ! આપણી તમામ ઇન્દ્રિયોના અનુભવને એમાં આવરી લઈએ છીએ!

તો પાઉણ્ડના ચિત્રાર્થને આપણે ઇન્દ્રિયપ્રત્યક્ષના વ્યાપક અર્થમાં લઈએ તો?

વિગતે વિચારવું રહ્યું, હવે પછી.



## છાન્દસી

(પયાર)

રાજેન્દ્ર શાહ

વનપ્રાન્તે છાયેલ છે નિતાન્ત અન્ધાર;
તન્દ્રિત છે વાયુ, તરુપર્ણ, દિશા, કાલ.
નીરવ સકલ સૃષ્ટિ....
    તથાપિ નિગૂઢ
સ્પર્શ આ અનનુભૂત
        કરન્ત વિમુગ્ધ!

વિમુગ્ધ નિહાળું
નીલ ઘન શ્યામ નભે માત્ર ઉડુગણ-
    શ્વેત દ્યુતિકણ–
ધ્યાનલીન દૃગ સમ તેજ વિકીરન્ત,
    સહજે લહાય નહીં એવી
        ગતિએ લસન્ત,

અચલ દ્યુતિ
    તરઙ્ગ ઝીલન્ત નયન;
ઝીલે એમ
    શાન્ત ગઙ્ગ-યમુના[1]-વહન.
હળુ હળુ હૃદય-દોલન...
નિનાદવિહીન જલ પર નાવ જેમ.

નહીંવત આલોકિત નહીંવત દૃશ્ય
    હવાની લહર હોય!–
    એ વિધ આભાસ
દિગ્વધૂ સમૂહનો સરલ વિલાસ!
મન્દ્ર ગભીર હલક
ગુઞ્જરિત કર્ણ-ભીતરને મ્હારે કાન.

રગે રગે વહે એનો લય,
    એની તાન;
પુલકિત લહું રોમાવલી
    ને હું...
    હવાની લહર
અલિપ્ત સહુનેય, સહુનેય પ્રાપ્ત.
સમ્મોહન મૂર્ચ્છાગત શાન્ત, હોય તેમ
    તિમિરે તિમિરવત
    દ્રુમ વનસ્પતિ
નિજ નીકસિત ગન્ધ થકીયે અજાણ.
વનાશ્રિતે
મૃદુ એનું આવરણ મલીર સમાન.

નીડે સૂતેલ વિહઙ્ગ
    ફરકન્ત પાંખ
    સ્થિતિફેર કરન્ત લગીર.
    નિમીલિત આંખ
–આછેરો જાગેલ રવ
    લયે લયમાન.

આ પાષાણ જે અચેષ્ટ પ્રાણાપાન હીન.
નહીં અચેતન.
    કાલાન્તરે
    કો અચિન્ત્ય સ્પર્શ થતાં
સમ્ભ્રમા કોમલ હશે ઊંચું એનું શિર,
મુખે મૃદુ સ્મિત, અને જલાર્દ્ર નયન.

નિમ્નગા આ નદી
ગભીર સલિલ અભિલષત ગગન
બે બાજુને નિયન્ત્રણ લાધે ત્રીજી દિશા.
    –પારાવાર પ્રતિ
    –ઉન્મના
અનન્ત આભને ઉર આવેગે ઉચ્છલ.

તન્દ્રામુક્ત હવા
પાછલે પ્રહર પૂર્વે ખણ્ડચન્દ્ર-કલા
    તેજ તિમિરનું સખ્ય,

સ્વપ્ન જાગૃતિ કે હો જાગરિત સ્વપ્ન,
કુઞ્જે પુઞ્જે વૈતાલિક સૂરનું સ્ફુરણ.
    અને પ્રશમન.

પ્રશમન મ્હારે ઉર,–
    એવું જ સ્ફુરણ.
શ્વેત ધ્યુતિકણ જે સકલ
સહુ એક રશ્મિવત દગે ઝળહળ
    આ તે ઉભયની મધ્ય
    સેતુ સમ.

કૃપયા અપાવૃણિત ત્વદીય રહસ્ય,
હે નમસ્ય! ભૂરિ ભૂરિ મદીય પ્રણતિ.
એક તું હિ
    રોદસીને[2] વ્યાપીને રહેલ,
એક તું હિ
    જ્યોતિર્મયી વાઙ્મયી છાન્દસી.

**કદીક** (કટાવ)

રોજ રોજ હું
કેટકેટલી વાર જોઉં છું,–
    જોઈ રહું છું
અપલક ત્હારી સામે!

અહીં વસે તું
    છબી મહીં આ
    મરક મરક મલકન્તી,
ને છો ગયેલ પેલા
દૂર દૂરના ધામે!

વચ્ચેનો અવકાશ...
શૂન્યતા વીંધી
સુકોમલ બોલ
ટમકતો ઝલમલ ત્હારી આંખે.

કદીક તો હું હૃષ્ટરોમ, ને
    કદીક ઉન્મન
    કદી સમયથી પરે
માંડું વિશ્રમ્ભકથા તે
શાન્ત રહી અભિલાખે.

કેશમહીં
એવે ત્યાં ત્હારો
કશો અઙ્ગુલિ સ્પર્શ
હવાની લહર સમો રમતીલો!

અને જોઉં હું ત્હને
    અહીં ત્યાં હરતીફરતી
    ભાવ-ભઙ્ગિથી નર્તન કરતી
વ્હાલ વ્હાલને ટીખળ
એવા મુખનો તોર છબીલો.

હું શું બોલું?
    નહીં મ્હનેયે જાણ
રહ્યું અવ્યક્ત ઉરે તે
પ્રગટત તવ સઙ્કેતે.

એવી એક તવ ચાલ
    લસરતે તાલ
મૃદુલતમ મીણ્ડ મહીં
સઙ્ગીતમાં હો જ્યમ
શ્રુતિસમૂહ તે રીતે.

પલક વિસ્મર્યાં નેત્રે
    નહીં આ સદન
    નહીં આ ભુવન
અગોચર મહીં પ્રાણ સહ પ્રાણ

મન્દ મન્દ સ્પન્દન
    નિષ્પન્દન જાણે
    સમરસ એવું
પ્રલય-પ્રસુપ્તિ સમાન
મહા કો ભાવ મહીં અવધાન.

## ખંડેરમાં આત્મા

**કનૈયાલાલ મ. પંડ્યા**

(સૉનેટમાળા)

### ૧. જર્જર શબ્દ

ત્યાં, દૂર ના, જર્જર શબ્દ આવે,
શતાબ્દીઓનાં સ્થળકાળ તોડી
ખડાં હજુ જે, ખરતાં, ખડેલાં,
જરીપુરાણાં, ખખડેલ, ભેદી
ખણ્ડેર કોઈ ફફડાટ જાગે
ન મંત્ર કો, જર્જર શબ્દ લાધે
મ્હેલો, દીવાલો, નગરો ભરીને
નવાં ધરે રૂપ બુલન્દ કિલ્લા
રઙ્ગી ફુવારા ભરી છોળ ઊડે
ખણ્ડેરનો તોય ભેંકાર ભાસે
દ્વારે મઢેલાં ઝળકે સુવર્ણ
ભૂતાવળોનો ભણકાર જાગે
આ સૃષ્ટિનું કોણ બને વિજેતા
પદે પદે કાળની ચોટ વાગે.

### ૨. વિજયઘોષ

નગર નજર ઢાળી વાટ જોયા કરે છે
ડગર ડગર મોંઘી જાજમો કૈં બિછાવી
મધુર મધુર વાદ્યો ગાજતાં રાજમાર્ગે
લહર લહર દોડે બ્હાવરી બ્હાવરી ને
મલય અનિલ મ્હેંકે સ્વાગતે બ્હેકતો કૈં;
જનમ, અવતરે છે રાજવી કો ધરા પે
શત શત શમણાંનું રાજ છે આંખ માહીં
સકળ પથ, થતું, સત્કારતા શા ઝૂકીને
પદ પદ મળી જાતાં માન સન્માન અન્તે
સકળ અરટવ ભાસે પોકળું, ભ્રાન્ત, શૂન્ય
અહમ્ સકળ ગાળી ભ્રાન્તિઓ ઓગળે છે
નગર વિજયઘોષે ગાજતું કૈ પછીથી.
સજધજ નગરોની ભ્રાન્ત સૌ ઇન્દ્રજાળ
નગર બસ ઝપે છે માત્ર જન્તુ બનાવી.

### ૩. યાત્રા

અમારી યાત્રાઓ નવ નવ પડાવે, પ્રતિ દિન,
ન થમ્ભે આરમ્ભે અચરજ ભરેલા અવનવા
મુકામો લાધે જ્યાં, ચહુ દિશ મહીં આણ વરતે
સલામો સામેથી મબલખ મળે, હાક બમણી
હજૂરીની તોયે, ધસમસ કશું પોકળ સમું
લહું પાસે, પાશે અકળ થઈ રહ્યો બદ્ધ વિવશ
અહીં અંગાંગોમાં પ્રતિદિન ચગે છોળ, ખુશીનાં
ગીતો વાજિન્ત્રોનો લય પ્રસરતો દિશ ભરીને
ઝૂમે, નાચે, ગાજે સકળ જગનાં કૈંક સ્વજનો,
પરાયાં જાણીતાં જન સહુ, ઝૂકીને ઝૂમી ઝૂમી
ભર્યાં ઉલ્લાસોમાં પદ પદ રચે રાસ, ભીડમાં
નિમન્ત્રી રૂહેતાં સૌ હરપળ, કશું તોય કનડે,
ભળું ના ખાલીપો, હૃદય ફરતે, બૌદ્ધિક કશું
મને ડઙ્ખે પીડે, અસહ વ્યવહારો ઇતરના.

### ૪. નજરકેદ

ઝગે કનક કાંગરા ઝળહળંત શ્હેરો ખડાં
કઠોર પથ કાપવા, ગહન પાશ અન્ધારનો
સૂઝ ન લગાર કો ગમ, અજમ્પ ઘેરી વળે
નિરર્થક જ તેજના જલત પુઞ્જ ખણ્ડેરમાં
અવાજ, કલશોર ને કલબલાટ, કોલાહલ
અતીવ સુનકારની ફરત આણ તોયે લહું.
મને નજરકેદ આ નગરની મળી જન્મથી
કઠોર બસ શાપ કે નવ કશું રહે કોમળું
થપાટ જ થપાટ ને કઠણ ઘાવ, પાષાણમાં
સહુ પલટતાં જતાં કુસુમ માત્ર સૌહાર્દનાં.
સજે નવલ મન્દિરો ગગનને રહે આંબતો
બને સડક સેન્ટરો, બહુલમાળ કાર્યાલયો
રચાય નવરઙ્ગની વિવિધ ભાત કૉંક્રિટમાં
ચુભે અસહ જે જડ્યા, ઉપર લોહ કેરા ખીલા.

## બે ગઝલ

મનોહર ત્રિવેદી

(૧)

ઉદાસ સાંજ હતી કે ગુલાબ? ભૂલી જા
બધા સવાલ, બધાયે જવાબ ભૂલી જા
મળી'તી રાત અને તેય વળી ઝળહળતી
દિવસ ખરાબ મળ્યા છે, ખરાબ ભૂલી જા

હતાં નજીક : મળાયું ન એકબીજાંને -
શું કામ યાર, હજી આ નકાબ? ભૂલી જા

સળંગ ક્યાંય મળે છે કદી ક્યાં કોઈને?
ક્ષણોની આ તલાશ, ભાઈસા'બ, ભૂલી જા

ગઝલ બ્હાર મળે તો હિસાબ પૂછે છે
ગઝલ કહી તો કહે કે હિસાબ ભૂલી જા

નમીશું, હાથ નમીશું, પરંતુ તે પ્હેલાં
જરાક 'ઈશ્વર છું' – એ રુઆબ ભૂલી જા

(૨)

તેં સમયની બ્હાર પગ મૂક્યો નથી
ઉફ઼, મારે દ્વાર પગ મૂક્યો નથી
જાણતો'તો આગની એ છે નદી
મિત્ર, બારોબાર પગ મૂક્યો નથી
તુંય ક્યાં આવેલ આ કાંઠા સુધી?
મેંય સામે પાર પગ મૂક્યો નથી
લ્હેરખી માફ઼ક મળ્યો છું હું તને
લઈ સ્વયંનો ભાર પગ મૂક્યો નથી
સાદગીનો જ્યાં કસબ છે, સંત હે,
ત્યાંય બીજી વાર પગ મૂક્યો નથી
મેં કહ્યું: તો કોણ ભીતરમાં ભમે?
તું કહે છે: યાર, પગ મૂક્યો નથી

એટલે દાઝ્યા વગર બેઠા હશે
આ ગઝલ-મોઝાર પગ મૂક્યો નથી.

## ગઝલ

મનસુખ વાઘેલા

ખર્યા કાંગરા કોના?
કિલ્લે નહોતા એના!
ખંજર એને એ જ ભોંકશે,
માણસ થાતા જેના!
ચન્દ્ર અમાસે કાજળ થાતો,
સૂરજ ચાંદી-સોના!
પઙ્છાયા આકાશે પહોંચે,
દેહ જેમના બૌના? (બૌના અર્થાત અતિ ઠીંગુ)
જન્મારા ચોરસ છે 'મનસુખ'
જેમાં મોત તણા છે કૌના! (કૌના અર્થાત્ ખૂણો)

અન્તરમનને સદાય ગમ છે,
તમને ભૂલ્યો એવો ભ્રમ છે!
ભલે હિમાલય ઠણ્ડો ઠણ્ડો
ગર્મ જામ ને જૂનો રમ છે!
ડોસીમાએ મરતાં કીધું,
હવે આંગણે આવ્યો જમ છે!
શ્વાસે શ્વાસે અટકે છે એ,
સતત આપણો જૂનો દમ છે!
ગઝલ રચે છે એથી 'મન સુખ'
બધી વેદના થાતી દમ છે!

## ઊભો છું

હરીશ જસદણવાળા

પર્વતોની સમીપ ઊભો છું,
પથ્થરોની સમીપ ઊભો છું.

કાફિયા કે રદીફ જેવો હું,
અક્ષરોની સમીપ ઊભો છું.

એકમાંથી અનેક લાગું છું,
દર્પણોની સમીપ ઊભો છું.

હું સમયનો કદાચ વંશજ છું,
હું ક્ષણોની સમીપ ઊભો છું.

શોધ કરતો હું એક ઝરણાની,
પથ્થરોની સમીપ ઊભો છું!

## હું એકલો...

હરીશ જસદણવાળા

હું એકલો ઉદાસ ગગનની નજીક છું,
બળતા સૂરજ સમાન અગનની નજીક છું.

પંખી નથી હું તોય પવનની નજીક છું,
તું ધાર કે હું બેય નયનની નજીક છું!

ફૂલો નજીક મારું હવે ઘર બની ગયું,
હું આજથી સદાય ચમનની નજીક છું.

કે મન ફરી ફરીને ઘરે પહોંચવા મથે,
આંખો કહે, હવે હું સદનની નજીક છું.

મ્હારી સમીપ હોય સઘન અંધકાર તો,
તું ધાર કે કદાચ સપનની નજીક છું!

## માની બેસવું

શૈલેશ ટેવાણી

લખી શકે છે આ કલમ એવુંય માની બેસવું,
કહી શકે છે આ કલમ એવુંય માની બેસવું.

બંધ કમરાઓ બધા ઝટ ખોલવાનું શક્ય છે,
આ કલમની પ્હોંચ સઘળે હોય માની બેસવું.

રાતનું ઝળહળ થવું ને સૂર્યનું નાસી જવું,
તારકો લઈ પાંખ ઊડી જાય માની બેસવું.

દુ:ખ સઘળાં ડાળ પર ફળ-ફૂલ થઈ ઝૂલી શકે
અશ્રુની ઝાકળ થકી ભીંજાય માની બેસવું.

'શૈલ' કોઈ વાતનું ના દુ:ખ છે અહીંયાં તને,
આ કલમને જાદુઈ ચક્રાધ માની બેસવું.

## ગઝલ

ફિલિપ કલાર્ક

વેદના આવી ચડી પૂછ્યા વગર;
આંસુ સુકાતાં ગયાં લૂછ્યા વગર.

એમનાયે કંઠનાં કામણ હતાં;
મ્હેફિલો માણી અમે ઊઠ્યા વગર.

એમની છાતી ધડકતી જોઈને;
રાત કૈં કાઢી અમે ઊંઘ્યા વગર.

ભીતરે એ નિત્ય કોરાતો રહે;
આયનો અકબંધ છે તૂટ્યા વગર.

વાયરા એ રીતના વાયા હશે;
તાપણાં સળગી ગયાં ફૂંક્યા વગર.

પાસમાં મારી કશુંયે ના હતું;
ને વહેંચાતું ગયું ખૂટ્યા વગર.

## કેવી કેવી

**પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'**

ઝુરાપો, સ્મરણ, મૂંઝવણ કેવી કેવી;
મળી છે મને હાંઝવણ કેવી કેવી!
ફૂલો, ચાંદ, તારા, ઝરણ, પ્હાડ, દરિયા;
મને સોંપી છે જાળવણ કેવી કેવી!
પણે આંસુ-ટોળાં, આ હસતી કટારો;
વીંધાવું સતત ઓગમણ કેવી કેવી!
તૂટી-નાવ તોફાની દરિયાનો નાવિક;
કિનારે ઝૂરે રાજવણ કેવી કેવી!
ઉછાળી યુગોથી ઊભો વાટ જોઉં;
ગઈ મોઈ ક્યાં? મૂંઝવણ કેવી કેવી!

## કદાચ

**ફારૂક શાહ**

હો પથરો એમ અડે, જ્યારે અડું
આ આભલુંય તે ઉસ્તાદ બડું

જોણે જોણામાં પડી જાતો ફેર
અહીં ખોવાઉં, ત્યાં કોઈને જડું

ઉખેળવાના ફરક ક્યાંય સુધી
ને રોજેરોજ તને ખોઈ રડું

શિખર સીનામાં ઉતાર્યાં હરદમ
ઉપરથી કષ્ટ ભૂલી જાઉં, ચડું

કદાચ હશે ત્યાં નિબિડ વનરાઈ
કાં હોય ત્યાં જ મથક કોઈ વડું

પલટ શકે ન પવન દખણાદા
હું ઊડી જાઉં કાં દરિયામાં પડું

## ક્યારેક તો

**રજનીકાન્ત સથવારા**

આંગળીને વળ હશે ક્યારેક તો
ને હથેળી જળ હશે ક્યારેક તો

કર્ણ નામે છળ હશે ક્યારેક તો
ને કવચ-કુંડળ હશે ક્યારેક તો

માછલીનું નામ બીજું રણ હશે
ને બધું ખળખળ હશે ક્યારેક તો

હું મને પહેરીને પરવારી ગયો
શ્વાસ પણ વ્યંઢળ હશે ક્યારેક તો

મેં તને સિંચીને ઉછેર્યો મને
પાંપણે કૂંપળ હશે ક્યારેક તો

આટલે આવી જ છે તો આવ તું
બારણે સાંકળ હશે ક્યારેક તો

તર્જની પર ઊંચકી લઉં વિશ્વને
એક એવી પળ હશે ક્યારેક તો

## તૈયાર થા

**નિર્મિશ ઠાકર**

ચોતરફ જો લોહીપ્યાસાં બાણ છે, તૈયાર થા
મૌનમાં ડૂબી ગયેલો ભાણ છે, તૈયાર થા
તું જ ગીતા, પાર્થ તું ને તું જ તારો સારથિ
એ જ આંસુની તને લે આણ છે, તૈયાર થા
ક્યાંક સત્તાની સભામાં છે 'સુધા' લાચાર ને-
આવતા પોકાર લોહીઝાણ છે, તૈયાર થા
'કોણ તું? કેવો ઋણાનુબંધ?' પૂછે તે સ્વજન
અશ્રુઓ સારી રહ્યા તે પહાણ છે, તૈયાર થા
છો ઉપેક્ષાઓ હસે બેફામ તારા મૌન પર
અંત કેવો છે, તને તો જાણ છે, તૈ...

## જીવું છું હું

**'રાઝ' નવસારવી**

*ઇચ્છાઓના ઉછાળની વચ્ચે જીવું છું હું*
*આશાની માયાજાળની વચ્ચે જીવું છું હું.*

*બીજી બધી જ રીતે આ જીવન છે લીલુંછમ*
*પણ પ્રેમના દુકાળની વચ્ચે જીવું છું હું*

*માની નહીં શકે કોઈ કિંતુ એ સત્ય છે,*
*દુશ્મનની દેખભાળની વચ્ચે જીવું છું હું*

*છુટકારોય નથી ને મઝા આવતી નથી*
*ભરદરિયે રક્ષા જાળની વચ્ચે જીવું છું હું*

*સદ્‌ભાગી છું હું 'રાઝ' કે માસુમ બાળની*
*મીઠી મધુરી ગાળની વચ્ચે જીવું છું હું*

## નસીબમાં જ નથી

**ગુલામ અબ્બાસ 'અબ્બાસ'**

*નિરાંતનો કોઈ અવસર નસીબમાં જ નથી.*
*નિવાસ તો મળ્યું, બસ ઘર નસીબમાં જ નથી.*

*ગલી ગલી હું ફર્યો છું, નગર નગર ભટક્યો,*
*મિલાપ તોય સમયસર નસીબમાં જ નથી.*

*નિકટ રહ્યા છતાં અંતર રહ્યું ધરા-નભનું,*
*તને વિચારું છું અકસર નસીબમાં જ નથી.*

*સફળ થવાના પ્રયાસો વિફળ રહ્યા શાને?*
*સવાલનો કોઈ ઉત્તર નસીબમાં જ નથી.*

*ગણતરી હોય છે કંઈ સ્થાન આપવા પાછળ,*
*ફકીરને વળી ચાદર, નસીબમાં જ નથી.*

*જીવન સર્યું છે સદા પારકી અપેક્ષામાં,*
*બની શકુ કદી પગભર નસીબમાં જ નથી*

*સદાય ઝંખી છે 'અબ્બાસ' સ્થિરતા થોડી,*

## ચાલો હવે

**કીર્તિ વાઘેલા**

*લો ઉઠાવો પાલખી, ચાલો હવે,*
*જર્જરિત થઈ ડાળખી, ચાલો હવે.*

*લાશ પર લીલાશ તો આવે નહીં,*
*જિંદગી છે દોઝખી, ચાલો હવે.*

*થૈ ઉપા, મધ્યાહ્‌ન ને સંધ્યા ઢળી,*
*આપણે સૂરજમુખી, ચાલો હવે.*

*આશ મુજ અંતિમ ગણી આપી તમે*
*એક ભીની લ્હેરખી, ચાલો હવે.*

*ખુદ બળીને બાળવાનું અન્યને*
*હું ચિતા થઈ ધખધખી, ચાલો હવે.*

## સૂમસામ છે

**મુકબિલ કુરેશી**

*માર્ગદર્શક છે છતાં પણ રોશની સૂમસામ છે,*
*રાત અજવાળી છે તોયે ચાંદની સૂમસામ છે.*
*પ્રિયજનથી કંઈ મુલાકાતો થતી રહે છે છતાં*
*કોણ જાણે કેમ મારી લાગણી સૂમસામ છે !*
*એક ચિંતા રાતદી જાણે કે કોરી ખાય છે*
*કોઈ ખંડેર સમ આ જિંદગી સૂમસામ છે*
*લાખ યત્નો છે છતાંય ના જી બ્હેલાવી શકે*
*કે ભરી મહેફિલમાં આજે રાગણી સૂમસામ છે.*
*સૂર્યનાં કિરણો બધે પહોંચી વળે છે તે છતાં*
*કંઈ નિરાશાઓથી મારા રાતદી સૂમસામ છે.*
*રાતભર રડતી શમાને પણ સહારો આપવા,*
*આ પતંગાતી શહાદત પણ બની સૂમસામ છે.*
*એક તારા વાયદા પર જિંદગી વીતી રહી*
*વાટમાં પથરાયેલી આ આંખડી સૂમસામ છે.*
*આ અસર છે આજના વાતાવરણની મન ઉપર*
*એટલે તો આ ગઝલ મુકબિલ લખી સૂમસામ છે.*

## શબ્દની પરછાઈ

**બેન્યાઝ ધ્રોલવી**

*શબ્દની પરછાઈ જોઈ લીધી મેં.*
*દોસ્ત ગઝલ તનહાઈ જોઈ લીધી મેં.*

*પર્ણ માફક ઉમ્રભર ઠોકર મળી,*
*દિલની ઊંડી ખાઈ જોઈ લીધી મેં.*

*વસ્ત્ર વડલો, સાંજ, પાદર ફિલ્સુફી,*
*ભીતરે કબીરાઈ જોઈ લીધી મેં.*

*વિશ્વના દરિયે ખજાનો મૂકીને*
*નાવની ગરીબાઈ જોઈ લીધી મેં.*

*એ કલમ 'બેન્યાઝ' દીધો ગોઠવી*
*પત્રમાં અરીસાઈ જોઈ લીધી મેં.'*

## તને આપી દઉં

**બેન્યાઝ ધ્રોલવી**

*હું કલમ લખતો અંગૂઠો કાપી તને આપી દઉં*
*શબ્દ કલાસતો ત્રાજવામાં રાખી તને આપી દઉં.*

*ભરબપોરે સૂર્ય કેવો ગમગીન લાગે વ્યોમમાં.*
*ગુલમહોરોનો દિલાસો વાંચી તને આપી દઉં*

*પ્રેમનો ઇતિહાસ ધરબી દિલના પટારે સાચવું.*
*એક મજનું પ્રેમ ચરખો કાંતી તને આપી દઉં.*

*ચન્દ્રદરિયે જામમાં ડૂબી ચાંદની હું પી ગયો*
*એ પૂનમરાતે મજાઓ માણી તને આપી દઉં.*

*હું ગઝલનાં દ્વાર ખોલી જોઉં સતત 'બેન્યાઝ' ને*
*પળ મિલનમાં કલ્પનાઓ ઢાળી તને આપી દઉં.*

## તને શી ખાત્રી કે

**દેવેન્દ્ર દવે**

(શિખરિણી સૉનેટ)

*ખરું કે વીતેલા દિન કદીય પાછા નવ મળે*
*–સ્મરું ભીનાં ભીનાં તૃણ સમ કશી યૌવન છટા!*
*મળે જો એ પાછાં વરસ મુજ–તો તો ઉમળકે*
*સખી સંગે બેસી હૃદય ઠલવી ગોઠડી કરું!*
*અસૂયા-તૃષ્ણાનાં ગરલ નહિ હોઠે કદી ધરું*
*પણે બીડે વ્હેતા પવન સરખો પાગલ ફરું!*

*કરી જે મેં ભૂલો ફરી નવ બને એ સજગતા*
*ધરી ગાંઠે બાંધું, સ્મિત છલકતાં રમ્ય જગતે*
*મળું સૌને! પ્રીતે પ્રથમ બરખા શી મહક લૈ!*
*ક્ષમા દેવા કાજે ઉદધિ સમ ખારાશ ઝરવી*
*ઉછાળું ઉલ્લાસો... પ્રતિપળ સુગન્ધી સમયને*
*ચગાવું મસ્તીમાં અડગ ડગ માંડું શિખર પે!*

*જરા ઝીણું દીઠી શિશુ સહજ પૂછે ઉર મહને :*
*તહને શી ખાત્રી કે ફરી નવીન ભૂલો નહિ બને?*

## માણસની ગઝલ

**મનહરલાલ ચોકસી**

*ખૂબ લાંબી નજરનો માણસ છે.*
*એ ગણતરી વગરનો માણસ છે.*

*સ્થાન જેનું કોઈ નથી ઘરમાં,*
*એ તમારા જ ઘરનો માણસ છે.*

*હાથ મેળવતાં મોત પણ ડરશે,*
*આસમાની જિગરનો માણસ છે.*

*એ સમંદરને ઓળખે છે ક્યાં?*
*જે કિનારા ઉપરનો માણસ છે.*

*સાવ સામાન્ય વાત કરનારો,*
*[illegible] ઊંડા જ સ્તરનો માણસ છે.*

## મૃત્યુઘંટ

નલિન પંડ્યા

*શાંત ચિત્તે દેવળમાં*
*ઈસુની પ્રાર્થના ચાલે છે.*
*મૂકબધિર આત્મમય થઈ ગયેલી કાયા*
*મૃત્યુઘંટના ઘંટારવો ક્યાં સાંભળે છે?*
*ક્રૉસનું વજન ઊંચકતો*
*પ્રસ્વેદથી લથબથ થતો*
*દોડ્યા કરે છે:*
*ઈસુની છાતીમાં કળતા ખીલાઓ*
*યાદ કર્યા કરે છે.*
*પોતાના અપરાધભાવથી ઠેકઠેકાણે*
*ઈસુનાં પ્રદર્શનો કરી*
*દીવાલોને જીવતી કરવાનો પ્રયત્ન;*
*પણ*
*દીવાલો મરતી જાય છે.*
*દીવાલની પાળી પર એક એક ડગલું*
*ખસતું છોકરું*
*ઘંટનાદનો આનંદ મેળવવામાં તલ્લીન.*
*તેનાથી દીવાલની પાળીને*
*ચૂકી જવાતાં મૃત્યુઘંટ*
*વિરાટ પ્રાર્થના બની જાય છે.*
*હજી મૂક-બધિરો શાંત ચિત્તે*
*પ્રાર્થનાયોગમાંથી બહાર નથી આવ્યા.*
*ઈસુ તો ક્રૉસ પરથી ઊતરી*
*દેવળ બહાર જોજનોના જોજનો*
*કાપી ગયા છે.*

## ઝાળ જરા સંકોરો

ઊજમશી પરમાર

*આંસુથી આળેખ્યો દસ્તાવેજ અમે કે' કોરો.*
*હવે અજંપો બધી દિશાથી આવે ઓરો ઓરો.*

*જે ઘરની માટીમાં જન્મી ભાંખોડિયા ભરતા'તા,*
*નદી-કૂવેથી હડી કાઢતાં ખડકીમાં ગરતા'તા;*

*ઈ ઘર વેચી, અમે વેચવા કાઢ્યો ભવનો પોરો*

*કોઈ વસે ના વસે હવે ત્યાં, કડબ ભરે કે છાણાં,*
*નહીં ન્હાવું કે નિચોવવું કે નહીં માંડવાં ભાણાં;*

*હવે કળપતા હૈયે જગની ઝાળ જરા સંકોરો.*

## અંતરિક્ષમાં લટકતી સીડીઓ

રમણીક અગ્રાવત

*પહેલે પગથિયે પગ મૂકીને*
*આરંભતા હતા*
*તે જ છીએ*
*સળંગ સીડીને આ કાંઠે?*
*ક્યાં લઈ આવી*
*આ અંતરિક્ષમાં લટકતી સીડી...*

*પગલે પગલે ચઢાણ*
*પગલે પગલે ઉતરાણ*
*સ્તર ભેદીને સ્તરમાંહ્યથી*
*વળતે પગલે ક્યાં નીસરવું*
*અન્તર સોંસરવા આ આમ...*

*આ છેડો છે કે*
*વચલું છે*
*આ કેડો છે કે*
*...બચવું છે આ સવાલ સવાલ સવાલ*

## ખોલી

રતુભાઈ દેસાઈ

હું મારી ખોલીમાં છું,
 ને ખોલી છે મારામાં :
અરસપરસ બન્ને જણ,
 જાણે રહિયે અંધારામાં.

પણ જ્યાં ચૂલો સળગે રે!
 ને પ્રકાશ કંઈ પથરાય :
ત્યારે કોને ખબર? કેમ આ–
 હૈયું ઝલમલ થાય?

ઝલમલ ખોલી, ઝલમલ ખૂણા,
 ખાંચા ઝલમલ થાય :
અને પછી ત્યાં ક્યાંથી, શાને
 અંતર અનહદમાં ફેલાય!

પ્રકાશનો પડછાયો તે પણ,
 ઝમઝમ સમસમ થાય;
ના હાલે, ના ડોલે, ના કંઈ
 નાનોમોટો થાય:

ખોલી કેરો ખેલ આ કેવો?
 સમજ્યો ના સમજાય :
ને લહિયે તો સહજ મહીં,
 રે! પ્રાણે ઊતરી જાય!

અજબગજબ આ ખોલી કેરી
 નમ જાયે જો વાત :
દિવસો, સાંઝો ને મધરાતો
 બને અલખના ઘાટ!
 ખોલી થઈ જાયે રળિયાત!

## યુગલગીત

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

ઘર લેવું છે, ઘરની ઉપર એક અગાસી લેવી છે,
એમ અમારે એક જગ્યા માણસની પ્યાસી લેવી છે

રોજ અગાસી પર બેસી
 યુગના યુગ યાદ કરવા છે,
ઘરમાં ઉમેરી ઘરપણું
 પથ્થરને બાદ કરવા છે!
નહીં પ્રસંગોપાત, લિજ્જત બારમાસી લેવી છે...
 રજનીગંધાની સોડમમાં
 શ્વાસે શ્વાસ ઝબોળવા છે;
ચાંદનીનાં તરલ ત્રાજવે
 સંબંધોને તોળવા છે
ચાર દીવાલો વચ્ચે દશે દિશાઓ ઢાંસી લેવી છે...
 ઘર જેવું ઘર ધરે બિલોરી ખોબો
 એ જ અગાસી છે;
ખાલીપામાં ધોરણસરનો ગોબો
 એ જ અગાસી છે!
ખુશીનેય શરમાવે એવી મસ્ત ઉદાસી લેવી છે...
 ભીંત ભૂલાવી ભીંતોને,
 ખડખડાટ ઘરને હસાવશું;
રાચરચીલાં જેમ છત ઉપર
 આકાશ વસાવશું!
ઘરની વિસાત નાનીસુની નહિ, આકાશી લેવી છે...
એમ અમારે એક જગ્યા માણસની પ્યાસી લેવી છે...

## ઓરો કંઈ આવ

**કનુ સુથાર**

*ઓરો કંઈ આવ, પાતળિયા હો, ઓરો કંઈ આવ!*
*મંગાવ્યું લાવ, પાતળિયા હો મંગાવ્યું લાવ!*
*બોલે બાંધીને મને બોલાવી જેવી,*
*જાત મારી ભૂલીને આવી ગઈ એવી!*
*અડધે ના મેલ, પાતળિયા હો, અડધે ના મેલ!*
*વસમું ના ખેલ, પાતળિયા હો, વસમું ના ખેલ!*
*પગલાની હારે મેં તો પગલું સૌ માંડ્યું,*
*મહિયર છોડ્યું ને મેં તો સઘળુંયે છાંડ્યું!*
*તારું તું છોડ, પાતળિયા હો, તારું તું છોડ!*
*છોડીને જોડ, પાતળિયા હો. છોડીને જોડ!*
*એટલા છે કોડ, પાતળિયા હો, એટલા છે કોડ!*

## બોલ હરિનું નામ

**લાલજી કાનપરિયા**

*પગ વાળી નિરાંતે બેસ, બોલ હરિનું નામ હવે*
*નાખ ઉતારી સઘળા વેશ, બોલ હરિનું નામ હવે.*

*ડગલે-પગલે જીદ કરીશ તો કપાઈ જાશે તારું પત્તું*
*અવસરના કાગળ ઉપર તું રાજીખુશી માર મતું!*

*અંદરથી મળશે આદેશ, બોલ હરિનું નામ હવે*
*પગ વાળી નિરાંતે બેસ, બોલ હરિનું નામ હવે.*

*એવુંય બને વાદળ ઝંખો ને સળગી ઊઠે ઘોર ઉનાળો*
*અવળીસવળી લાગણીઓનો જીવતર છે એક સરવાળો.*

*મૂકીને મનનો આવેશ, બોલ હરિનું નામ હવે*
*પગ વાળી નિરાંતે બેસ, બોલ હરિનું નામ હવે.*

*કેડી ખૂટી, મારગ ખૂટ્યો, ચરણ ઊભાં આવી સમાટે*
*કર હવે તું ખાલી જગ્યા મળી હતી જે કેવળ ભાડે!*

*અંતરિયાળ પગલાં અવશેષ, બોલ હરિનું નામ હવે*
*પગ વાળી નિરાંતે બેસ, બોલ હરિનું નામ હવે.*

## કેસૂડાં

**નલિની બ્રહ્મભટ્ટ**

*આ વર્ષે દુષ્કાળ પડ્યો છે*
*ખેતરમાં પાક્યું નથી ધાન*
*ને સુકાઈ ગયા છે ઘાસ*
*મંદિરના ઘંટારવ શમી ગયા,*
*આગિયા ઓલવાઈ ગયા,*
*નદીઓ – ક્ષીણસ્રોતા*
*સાત સાત સાગરનો શંખધ્વનિ વિલાઈ ગયો છે*
*ને તોય–*
*કન્યાની કુંવારી આંખમાં*
*ખીલ્યાં છે કેસૂડાં રાતાંચોળ!*

## લાગી શરત?

**વિનાયક રાવળ**

*આ ગલીમાં તું મળે, લાગી શરત?*
*આશ રાખેલી ફળે, લાગી શરત?*

*તાસના આ દાવને હાર્યા પછી*
*સુખ ફરીથી સાંપડે, લાગી શરત?*

*લાગણીનું ફૂલ છે સૂંઘો જરા*
*પણ સુગંધી ટળવળે, લાગી શરત?*

*ધ્યાન રાખીને ફરીથી ચાલનાં*
*કંટકો પાછા ફરે, લાગી શરત?*

*જો અભરખા કેડમાં રાખી ફરો*
*જિંદગી ભડભડ બળે, લાગી શરત?*

## વસંતનું ગીત

મનહર જાની

આંબાની મંજરીએ બેઠી વસંત
  અને કોયલનો કંઠ ક્યાંક કોળ્યો
ડુંગરની ગાળીઓમાં ગહેક્યાં પલાશ
  રંગ વગડાએ કેસૂડિયો ઘોળ્યો!

ફોરમના વહેણમાં ઊઘડતાં ફૂલની
  લહેરખીઓ ગૂંથે રંગોળી
ઝાકળનાં ટીપાંમાં મોરપીંછ મૂકીને
  વહી જાતી ટહુકાની ટોળી
ફૂલેરી કૂંપળનાં કાંગરેથી કોડીલી
  ડાળખીએ વીંઝણો ઢોળ્યો!

લીલાછમ સૂરની છેડી શરણાઈ
  થોર બાવળીએ લીધો વળાંક
કેરડામાં કલબલનો ઊડે ગુલાલ
  એની આભ લગી ઊછળતી ઝાંય
વગડે દાડમડીનું રેલાતું રૂપ જોઈ
  તડકાએ તોરને ઝબોળ્યો!

## મારે મન

મનસુખ ગોસ્વામી

સમય ઘોંઘાટ ઓગાળી બને છે શાંત, મારે મન
તમે સામેલ હો એ ભીડ પણ એકાંત મારે મન.

લખી નાખું અને ભૂંસીય નાખું હું કવન મારાં
સહીવાળી તમારી ચબરખી, વેદાંત મારે મન.

મળ્યાં પણ હોય ના પૂરું અને છુટ્ટાં પડે પાત્રો
કથા હો, જિંદગાની હો, બધું દુ:ખાંત મારે મન.

રહું છું એટલે હું દૂર શંકાશીલ લોકોથી
કહેવા કઠિન છે હર વાત પર દષ્ટાંત મારે મન.

ખરે ટાણે રહો લાચાર, એ પણ મોત છે આંશિક
ફક્ત આ દેહનું મરવું નથી દેહાંત મારે મન.

## બે ગઝલ

મનીષ પરમાર

૧

હું બરફની જેમ વ્યાપી જાઉં છું,
સૂર્ય જેવો સૂર્ય તાપી જાઉં છું
હોય છે ઇતિહાસ જૂનો પ્રેમનો,
કાળજે નકશો ઉથાપી જાઉં છું
શબ્દની લાંબી મજલની ખેપ છે,
અક્ષરોની વાટ કાપી જાઉં છું
ખૂબ તોફાની નદી જેવાં મળ્યાં,
પૂરનું તોફાન માપી જાઉં છું
એટલે વાતાવરણ મઘમઘ થતું,
પુષ્પને સુગંધ આપી જાઉં છું.

૨

તું'નથીના ગામનું વાતાવરણ ધુમ્મસ ભર્યું.
આંખમાં છે એક ઊંડું આવરણ ધુમ્મસ ભર્યું.

રાત કોતરવી ઘણી અઘરી થઈ છે આ વખત,
વેરતું અંધારમાં તારું કિરણ ધુમ્મસ ભર્યું.

ગાળવાના કેમ છાતીમાં સમયના છાંયડા
વિસ્તરે છે ઘર સુધી ક્યારેક રણ ધુમ્મસ ભર્યું.

કાયમી વનવાસનું બીડું તમે ફેક્યું અને
દોડવા લાગ્યું સમય કેરું હરણ, ધુમ્મસ ભર્યું.

થરથરાટોને ધ્રુજારી સોંસરી છાતી મહીં,
કયાં કશું દેખાય, સામે છે સ્મરણ ધુમ્મસ ભર્યું.

## ક્યાંથી ખૂટે મારી સફર

મૌન બલોલી

જે તરફ છે મારું ઘર બસ એ તરફ મારી ડગર,
વચ્ચે મધુશાળા મળી ક્યાંથી ખૂટે મારી સફર,!
હાથમાં એનો અજાણે હાથ આવેલો હતો,
કોઈ માંગે હાથ તો હું કહું કે 'જામ ધર'
શી રીતે સહવાસ એનો છોડીને આગળ વધુ
હર વિસામે ટેકરા ખાડા કરે એ તર-બ-તર!
માનવીથી થાકે જે કોનો ભરોસો રાખે એ?
જામ ભર તું જામ ભર, બસ જામ ભર તું જામ ભર.
પ્યાસ છે. પીનાર છે, ને મદ્ય-મન સળવળ થતું,
સાકી આવે તો કહું, 'ઢોળાઈ ગયેલો જામ ભર!
મદ્ય સાથે કંઈ ક્ષણોનું મેળવણ તેં મેળવ્યું,
અસ્તની વેળા હતી કે ફાટતા પ્હોની નજર!
હું નશાની ટોચ પર ટેકા વગર પ્હોંચ્યો નથી.
કોઈએ પણ ના કહ્યું, 'આહિસ્તા આહિસ્તા ઊતર',
હર નજર પાંપણ તળે પૂરાયાસ છુપાવી ફરે
કોણ કોઈની તરસ છીપાવશે એ દોર પર?
અબ ઘડી તૌબા કરું, સાકી! સુરા સોગંદથી,
કોઈ આવી જો કહે, કે 'લાવ, તારી પ્યાસ ભર,
તું ફરી પાછો ફરે ત્યારે શિખામણ આપજે
હાલ હોઠે જામ માંડી વારનો તહેવાર કર.
શી રીતે 'ખામોશ' કોઈને કહે 'રોકાઈ જા!'
એક તરફ 'ખામોશ' છે બીજી તરફ આખું નગર.

## બે ગઝલ

મૌન બલોલી

(૧) અજવાળું તો પગલાનું તાજું હોય છે,
પણ બારણે ભીડેલું બહાનું હોય છે.
રસ્તે મળ્યા ને ચા પીધી છૂટા પડ્યા.
પણ મિત્રતાનું મન કસાતું હોય છે.
એ મિત્રતા કેવી રીતે ટકતી હશે?
પાણીની માફક વહી જવાનું હોય છે.
પણ વૃક્ષના ખોડી દીધા છે તે. છતાં
કો' લ્હેરખું લ્હેરાવનારું હોય છે.
'ખામોશ' આકસ્મિક મળ્યા વર્ષો પછી
પણ વાતચીતમાં કોક આડું હોય છે.
જે જે અડે એ પારખે એનો ભરમ,
મારું ભવન કાયમ ઉઘાડું હોય છે.
ચાહું હવે સામે તટે વસનારને,
જે જે મળ્યું તે ત્યાં જનારું હોય છે.
કેવી રીતે 'ખામોશ'થી છૂટે ગઝલ!
કોઈ ને કોઈ કોરું પાનું હોય છે.

(૨) મહીં ફેરવ્યેથી ના છુટાતું હોય છે.
વરસ્યા પછી પાણી તણાતું હોય છે.
જેને ખટકતું એ જ મોઢું ફેરવે..
નહિતર સડક સરખા સરાતું હોય છે.
મળતું પડે એવી ફરજ હોતી નથી,
સૂરજ બની અડકી શકાતું હોય છે.
કિલ્લોલ લૂંટવાથી કદી વધતો નથી,
પણ પંખીથી અળગા થવાતું હોય છે.
'ખામોશ'ને દર્પણ ગણો કે ના ગણો,
સૂરદાસ થઈને પણ જિવાતું હોય છે.
'ખામોશ' તૃષ્ણા સાચવી ચાલ્યો ગયો,
નિર્મલ નદીનું જલ પીવાતું હોય છે.
'ખામોશ' જળ ઝીલ્યા કરો વરસાદનું
વેરાનમાંથી વૃક્ષ થવાતું હોય છે.
વિસરેલ પડછાયો મળ્યે જાણી શક્યો,
એકાંતમાં તાજું જિવાતું હોય છે.
'ખામોશ' રહેતો બંધ ઘરમાં એકલો,
તો પણ સતત પ્રકટી જવાનું હોય છે.

# કહીં તવ જવું ?

રાજેન્દ્ર શાહ

૧

કહીં તવ જવું? પ્રિયે, થઈ વિદેહ આ ગેહથી?
હજી હળુ હું ત્હારી પીઠ પર ફેરવું છું કર,
હજી અધર પે સકમ્પ ઋજુ બોલની મર્મર,
હજી નયનમાં થતું સ્ફુરિત સોણલું સુન્દર
અનાગત ભવિષ્યનું ત્યહીં કંઈક તું મન્થર
થતી, શયનમાં ઢળી નયન મીંચતી નેહથી!

પ્રશાન્ત તવ પ્રાણ, – ની ચિર સમાધિમાં લીન તું,
ઉપાય કરું કૈંક (ભઙ્ગ યદિ થાય જો) સત્વર,
ઉપાય તવ લાડ-નામ ભણી ભિન્ન સમ્બોધને,
ઉપાય રગ-મર્મ-સ્પર્શ થકી, શક્ય જો એ બને.
નહીં સહુય વ્યર્થ, એક ક્ષણમાં જ એથી પર!
કહીં તું? દગ ખોલ, બોલ; ઉર ઠાર આ સીઝતું.

'અહીં.' નજર મ્હારી ભીંત પરની છબીને લહે;
મુખે સ્મિત, દગે કટાક્ષદ્યુતિ તે થકી એ કહે.

૨

અહીં? પરમ અન્તિકે? યુગ-અતીતની સંસ્મૃતિ
સહસ્રદલનો કરી અરવ નાદ ઘેરી વળે.
ત્હને વિવિધ રઙ્ગ રૂપમહીં નેત્ર મ્હારાં કળે,
કંઈક ગતિરોધ પ્રાણમહીં, કૈંક ડૂમો ગળે;
કંઈક મુજ પ્રૌઢ-આયુ-મતિ તેય જાણે ચળે.
તથાપિ દઢ હોઠની અચલ ધારવાની ધૃતિ!

અહીં ઉભયની નિહાળું પરિવારની વિસ્તૃતિ–
ક્રમે સહજ વેલ પાંગરતી, ચાર પેઢી મહીં.
રહેલ ઝરતી સુગન્ધ, ત્યમ વેળ-વેળા તણી
વિભિન્ન લય-સૂર લેતી અનુરાગની રાગિણી
સુણી પ્રિય સુખી થતાં; અવ અકેલને તે... અહીં
કઠી રહી કશી અપાર અનિવાર્યની સ્વીકૃતિ!

મુખે સ્મિત, દગે કટાક્ષદ્યુતિ કેમ જાણે કથી
રહી, 'વિકળતા કશી? સકળને વિશે હું નથી?'

૩

કહી ક્યમ શકું અહીં સકળને વિશે તું નથી?
અગોચર તું ગોચરા મિષ કંઈક લેતી થતી.
તું આપ મુજ દષ્ટિ ભીતરની દષ્ટિ સંકોરતી.
પૃથક્ પૃથક અંશને તવ ધરન્ત આ સન્તતિ
લહું સરળ ને વિનોદ-વચ હૂંફને આપતી;
નિરન્તર પ્ર-ભાવ હ્યાં પ્રગટન્ત જે રીતથી.

ધરાઙ્ગણની વાટિકા : હરિત વૃક્ષ વેલી અને
વિહઙ્ગમ મયૂરવૃન્દ સહ નિત્ય હેતાળ શી
ક્રિયા, સલિલસિઞ્ચને, ચણ-નિવેદને સોહતી!
ઘરે ત્યમ બહાર, વિસ્તૃત વિલાસની સઙ્ગતિ
થકી તું સહુનીય લાડમય નામ ધારન્ત, 'જી'
છવિ-સ્તિમિત ના: તું ક્રીડનશીલા રહી છો મને.

અહીં તું વિલસન્ત સર્વ મહીં, તો કશે રિક્ત હું?
ઘડીક ભ્રમ! વ્યોમ-વર્પણ-વહાલથી સિક્ત છું.



## કોઈ કે'જો...?

મહેશ કે. મકવાણા

સાત સાત દરિયાની ઓલી કોર ઊભીને
 કોણ કરે રેશમિયાં સાદ?
 કોઈ કે'જો.

ખોળિયાને આવે જ્યાં ભીની વસંત
 તેં ફૂટે છે મળવાની વેળા,
રોમ રોમ ફરતું રે ભમ્મરિયું મન
 કૈંક લીલ્લુછમ વ્હાલ કરી લેવા
થોકબંધ ભ્રમણાની આરપાર જીવીને
 કોણ કરે છપ્પનિયા શ્વાસ?
 કોઈ કે'જો.

લીધા'તા કેટલાય ગુલમ્હોરી કૉલ
 તોય મનમાં ખાલિપાના ઓળા,
મુરઝાતી ઇચ્છાને પકડી બેઠાં
 કૈં કેટલીયે ઝંખનાનાં ટોળાં.

ઓચિંતા આવેલા શમણામાં ઝબકીને
 કોણ ધરે કેશરિયા હાથ?
 કોઈ કે'જો.

## રે! સાયબા...

મહેશ કે. મકવાણા

એક ઉત્સવ આપજો રે સાયબા
રંગ-છાલક છાંટજો, રે સાયબા.

શક્ય છે કે આંખ પણ બોલી પડે
વાત મોઘમ રાખજો, રે સાયબા.

એમ પાછા નહીં વળે આ પગ હવે
સ્હેજ મારગ વાળજો રે સાયબા.

ફૂલ-ફોરમ, રંગ-રસથી તરબતર
એક મોસમ લાવજો, રે સાયબા.

જો રખેને મન લગીર વરસી પડે
બસ! જરા સંભાળજો, રે સાયબા.

## સપ્તરંગી ઝૂલણા

મીરા આસીફ

નામનો કાગળ લખું આવો તમે વરસાદ લઈ
એ રીતે વાદળ લખું આવો તમે વરસાદ લઈ.
વીજળી ચમકી છતાં વરસાદ કાં વરસ્યા નહીં
ભાગ્યમાં ઝાકળ લખું આવો તમે વરસાદ લઈ.
સંગ વરસાદી હતો પણ આપણે પલળ્યાં નહીં
જાતને વિહ્વળ લખું આવો તમે વરસાદ લઈ.
સપ્તરંગી ઝૂલણા, ઝૂલે ગઝલ આકાશમાં
મોસમી ઝળહળ લખું આવો તમે વરસાદ લઈ.
આભને પૂછો જરા કારણ મજાનું આપશે
એટલી અટકળ લખું આવો તમે વરસાદ લઈ.
ભેટમાં અમને મળ્યું જે બોલ મીરા શું હશે
રણ લખું મૃગજળ લખું આવો તમે વરસાદ લઈ.

## અર્થ વિહીન હો

મીરા આસીફ

હળવું હળવું ઝાકળ જેવું
જીવન સહુનું વાદળ જેવું.

તારી મારી શંકા વચ્ચે
આલિંગન છે સાંકળ જેવું.

દોડ દિવસભર ચાલ્યા કરતી
ભીતર મળતું ખળખળ જેવું.

અંધારે ઊછરતાં સપનાં
આંખ વચાળે ઝળહળ જેવું.

ચુંબન દર્શન અર્થવિહીન હો
મૃગ-તૃષ્ણા-મય અટકળ જેવું.

મીરા તડકો છાંયો જોતા
ચાલી નિકળે અંજળ જેવું.

## ફરિયાદ

રાજેન્દ્ર શાહ

આ... ચેતન પાડે ચીસ;
બા, જોને એની રીસ!
ઊભો પકડીને ના છોડે
ચારપાઈની ઈસ.

તું કંઈ આઘી હોય
અને જો એને લાગે ભૂખ;
તો એની ફરિયાદ-
કેટલો ગુસ્સો. કેવું દુ:ખ!

દૂધ પિવાડી, આલ રમકડાં,
એને પન્દર-વીસ;
નાચત ડોલત આગળપાછળ
હું એને રાખીશ.

## તમિસ્ત્રે

રાજેન્દ્ર શાહ

સૂર્યતેજમાં
લુપ્ત વ્યોમ-સૌન્દર્ય
તમિસ્ત્રે સોહ્યું.

## મણિયો તે મણિલાલ

રાજેન્દ્ર શાહ

મણિયો ભરબપ્પોરે સૂતો
નસકોરાંના તાલે,
રમવા આવેલી ટોળીને
સાથ કરશે એ આલે?
પીંછી ને કાળી સહી લઈને
એની ચીતરી મૂછો;
દીધ દબાવી હસવું,
લાગે કેવો તે ના પૂછો.
રૂની ન્હાની દિવેટ જેવું કરી
જરા કંઈ નાકે,
સળવળતું કરીએ ત્યાં એનો
પડતો હાથ ઉચાટે.
ફરી ફરી બે વાર અને એ
સફાળ ઊઠે જાગી;
ચકરાતી બે આંખે એની
અમને જોવા લાગી
'નસકોરાંનો તાલ નહિ,
નહિ મણિયો, છે મણિલાલ.'
બાળ બધા ટોળીના ગાતા
ખૂબ ફુલાવી ગાલ.
એની સામે ધર્યો અરીસો....
ખસિયાણો ચિડાયો;
કશુંય તે શું કરે અમોને?
સહુનો લાડકવાયો.

## સપનું

કનુભાઈ જાની

માનશો?
ના માનો તો કૈં નૈં!
પણ
મેં એક જોયું'તું ઝાડ,
મસમોટું થૈ ગ્યું પહાડ.
પહાડ આખો ચૉકલેટ!
ચૉકલેટે એક વેલ,
વેલે લટકે
 મીઠાં કાળાં
 મોટાં જાંબુ અને 'જેલ'!'
('જેલી'ને હું કઉં છું 'જેલ'!)
 જેલ ઉપર એક ખેલ!
ખેલે બેઠો એક બન્દર
બન્દર? પૂંછડી પૂરી પન્દર!
 પૂંછડીએ પૂંછડીએ તો દીવા!
 એમાં માંડ્યાં એણે વિવા'!
ઢિંગલ-ઢિંગો જોડાજોડ
એકકેમાં ના કશ્શીય ખોડ!
 વિવા 'કરતા ગોરબાપા
 પોતે જાતે મારે થાપા!
 અગડંબગડં કાંક ભણે
 મણકા પિપરમીંટના ગણે!
ગણતાં ગણતાં મોંમાં જાય
વિવા 'ધૂમધડાકે થાય.
 ધડાકે ઊઘડી ગૈ'તી આંખ
 સપને ફેલાવી'તી પાંખ.
ફટાક દેતું રે ક્યાં છટક્યું!
બધુંય લઈને સપનું બટક્યું!

## દેડકડું!

કનુભાઈ જાની

દેડકડું તૈ અજબગજબનું!
ચારપગાળું પ્રાણી લાગે!
પૂંછડી સાવ કપાણી લાગે!
બેસે ત્યારે ઊભું લાગે.
કૂદે તો ઊછળતું લાગે.
પાંખ વિનાયે ઊડતું લાગે.
અક્કલ વિના જ પડતું લાગે.
જ્યાં ને ત્યાં એ જડતું લાગે.

ભીનામાં રડવડતું લાગે.
પગ વાળે ત્યાં દડતું લાગે.
ચાલે તો દડવડતું લાગે.
બોલે તો બડબડતું લાગે.
ડરાઉં 'ડરાઉં' કરતું લાગે;
પણ સૌથી એ ડરતું લાગે.
દડતું દડતું જાતું લાગે.
લાંબી જીભે ખાતું લાગે.
ભરચોમાસે ગાતું લાગે
બાકી ક્યાં? સંતાતું લાગે!

## મારું ઢોલકું

કનુભાઈ જાની

પેલું નાનકુક્ક છેને મારું ઢોલકું?–
એ તો બાપ રે! ભારે છે બોલકું!
એ તો જેમ માર ખાય
 એમ વધુ ફાળે થાય!
અને ગજવી મૂકે છ
 આખું ધોળકું!
 એ ત બાપ રે.

ઢમમ્ ઢમમ્ ઢમમ્ થાય,
 પોઢી બેન જાગી જાય,
બાની રાડ સમ્ભળાય :
'જમ્પ જમ્પ રે ઓ રે
 મારું ખોલકું!'
 એ તો...
પપ્પા તર્ત ધસી આવે,
 પટ્ટ બહુંયે પડાવે,
અને ટપ્પલે ટિચાય
 મારું તોલકું!
કહે, 'ભારે તોફાની
 મારું છોલકું!'
 એ તો.
પછી એં...એં...એં...
 આંખ ચોળે હાથ બે
 બા દોડતી આવે.
'હવે છાનો રેને
 મારું રોલકું!
તું તો ભારે રડમસ રે,
 મારું ભોલકું!'
 એ તો....

## એક સંવાદકથા

કનુભાઈ જાની

૧. કા-કા કા-કા, ક્યાં ગ્યા'તા? (બાળ)
૨. પાણી પીવા. (કાગડો)
૧. નદીએ ગ્યા'તા?
૨. ના રે ના. છેટી રૈ!
૧. સરવર ગ્યા'તા?
૨. ના રે ના. બૌવ જ દૂર!
૧. કૂવે પીવા?
૨. ઊંડો ર્યો!
 નદીનાળાં બૌવ જ દૂર;
તરસ લાગી'તી ભરપૂર
સામે છે ને અગ્ગાશી?
અગ્ગાશીમાં કૂજો!
કૂજો મોંએ સાંકડો,
પણ પાણીએ ફાંકડો.

૧. પછી?
૨. પાણી એમાં ઊંડું!
 ચાંચ કેમ બૂડું?
૧. પછી?
૨. બેબીબેનનો બાગ છે ને?
૧. હા હા બાગ છે ને.
૨. બાગે પેલા કૂકા છે ને?
૧. લીસા લીસા પા'ણા છે ને!
૨. નાના નાના પા'ણા છે ને?
૧. સફેદ સફેદ કૂકા છે ને!
૨. ચોખ્ખા ચદ,
ચાંચે ફટ્ટ
કૂજે નાખ્યા!
ડબાક્ ડબાક્ ડબ્!
ડબાક્ ડબાક્ ડબ્!
પાણી આવ્યું ધસી
તરસ ગઈ ખસી!
કાકા કાકા! તમે ખરા પાકા!

## ખોળો

નંદિતા ઠાકોર

*એક નાનકડું હોડકું લઈને*
*હું તો નીકળ્યો ખલાસી થઈને*

*ચાલી નીકળ્યો તો ખોળવાને ઠામ*
*જ્યાં હૈયાને સાંપડે મુકામ*

*કૈંક નદીઓનાં નીરમાં વહાવ્યું*
*ઘાટઘાટે આ હોડકું ઝુકાવ્યું.*

*એ જ હોડકાનો લઈને આધાર*
*કર્યા સાતે સમંદરને પાર.*

*આખી આલમનાં દીઠાં ભવન*
*ક્યાંય કિન્તુ માન્યું જ નહીં મન*

*પાછો આવ્યો હું પોતાને ઘાટ*
*દીઠી માડી ત્યાં જોતી રહી વાટ*
*ભેટ્યો મોકળી હું મેલીને દોટ,*
*ત્યારે સમજાયું, આ જ હતી ખોટ!*

*હવે, સાતે સાગર આ હિલોળે,*
*માડી! અહીંયાં બસ એક તારે ખોળે!*

## નટખટ ચકલી

કલાધર વૈષ્ણવ

*બા!*
*ચકલી કેવી નટખટ છે!*
*–કેમ શું થયું?*
*એ માળો સમજી*
*માથે બેસી ગઈ.*

*અરે!*
*વાંચતાં વાંચતાં દૂધપૌંઆનો*
*નાસ્તો કરું તો*
*છાનીમાની આવી નાસ્તો કરી ગઈ!*

*બા!*
*ચકલી કેવી તરકટ છે!*
*પાણી ભરેલો પ્યાલો મૂકી*
*ચોપડી વાંચવા જાઉં*
*તો પાણી પી ગઈ!*
*બા!*
*આ ચકલી તો હવે હરકત છે.*

## ચકી

નટવર પટેલ

*આ ચકલી ઘરમાં આવી,*
*ચાંચે તરણું લાવી,*
*માળો કરતી કરતી બોલી : ચીં ચીં ચીં*
*ઊડાઊડ એ કર્યા જ કરતી,*
*આખા ઘરમાં ફર્યા જ કરતી.*
*દર્પણ સામે જોતી બોલી : ચીં ચીં ચીં*

*ચોખા દાણા ખાયા કરતી,*
*મનમાં બૌ હરખાયા કરતી*
*ફોટા ઉપર બેસી બોલી : ચીં ચીં ચીં*
*પપ્પાથી શરમાયા કરતી*
*મમ્મી સાથે માયા કરતી*
*પિંકીને કંઈ કહેતી બોલી : ચીં ચીં ચીં*

# હેમન્ત-વર્ણન

અનુ. જયન્ત પાઠક

*नवप्रवालोगदम सस्य रम्यः*
*प्रफुल्ललोध्रः परिपक्व शालिः ।*
*विलीनपद्मः प्रपतत्तुपारो*
*हेमन्तकालः समुपागतोऽयम् ॥*

ધાન્યે ફૂટ્યાં પર્ણથી નવ્ય રમ્ય
ખીલેલ લોધ્રે પરિપક્વ શાલિથી
ને મ્લાન પદ્મોથી તુષાર પાને
હેમન્ત જો આવી પહોંચી આજે.

*

*प्रभूत शालि प्रसवैश्चितानि*
*मृगाङ्गना यूथविभूषितानि ।*
*मनोहर क्रौञ्चनिनादितानि*
*सीमान्तराण्युत्सुकयन्ति चेतः ॥*

શાલિ તણાં ક્ષેત્રથી વ્યાપ્ત વિસ્તૃત
મૃગી તણાં યૂથથી શોભતો બહુ
ક્રૌંચો તણાં કૂજનથી મનોહર
ઔત્સુક્ય ચિત્તે જગવે સીમાડો.

*

*प्रफुल्लनीलोत्पलशोभितानि*
*सोन्मादकादम्बविभूषितानि ।*
*प्रसन्नतोयानि सुशीतलानि*
*सरांसि चेतांसि हरन्ति पुंसाम् ॥*

નીલોત્પલોથી ઊઘડેલ શોભતાં
ઉન્માદી હંસો થકી જે વિભૂષિત
જલો થકી શીતલ ને પ્રસન્ન
મનુષ્યનાં ચિત્ત હરંત શાં સર!

*

*पाकं व्रजन्ति हिमजातशीतै*
*राधूयमाना सततं मरुद्‍भ : ।*
*प्रिये प्रियङ्गु प्रियविप्रयुक्ताः*
*विपाण्डुतां याति विलासिनीव ॥*

હિમપ્રપાતે શીત પીતવર્ણ
કાંપી રહી જે પવને પલેપલ
પ્રિયંગુ ને પીળી પડી અધિક
પિયુ વિખૂટી વનિતા વિલાસી-શી

*

*बहुगुणरमणीयोयोपितां चित्तहारी*
*परिणत बहुशालिव्याकुलग्रामसीमा ।*
*सततमति मनोज्ञः क्रौंचमालापरीतः*
*प्रदिशतु हिमयुक्त : काल एपः सुखं वः ॥*
*('ઋતુસંહાર'માંથી)*

બહુગુણરમણીયા નારીથી ચિત્તહારી
પરિણત બહુ શાળે ગ્રામસીમા સમૃદ્ધ
નિતરમણીય એવી ક્રૌંચપંક્તિથી રમ્ય
સુખમય અમને હો કાલ એ હિમયુક્ત.

## એકલતા

ફૈઝ અહમદ "ફૈઝ"

ફરી વાર કોઈ દુ:ખી આવ્યો નહીં, કોઈ નહીં
મુસાફર હશે તો ક્યાંક બીજે ચાલ્યો જશે
ઢળી ગઈ રાત ને વિખરાઈ જવા માંડ્યા સિતારા
મહેલમાં રહેનારા એ લડખડાયા ચિરાગ
રસ્તો જોઈ જોઈને ઊંઘી ગઈ દરેક સડક
અજાણી ધૂપથી ભૂંસાઈ જવા લાગ્યા રસ્તાનાં નિશાન
ઓલવી નાખો શમ્આઓ ફેંકી દો શરાબની પ્યાલી
તૂટેલાં સ્વપ્નાંના દરવાજાને મારી દો તાળાં,
અહીં હવે કોઈ નહીં આવે, કોઈ નહીં.

## દરિદ્ર બાળકો

ફૈઝ અહમદ 'ફૈઝ'

એ ગલીઓના આવારા બેકાર કૂતરા
જેમને ભીખ માગવાનો ચસ્કો લગાડેલ છે!
જમાનાની ફિટકાર જેમની ધનદૌલત છે.
દુનિયાનો ધુત્કાર જેમની કમાણી છે!
ન આરામ રાત્રે, ન છે રાહત દિવસે.
ગંદકી જ એમનું ઘર, ગટરથી ના એ ખસે!
જો ઊભા થાય તો એકબીજાથી લડાવી દો..
જરા એક રોટીનો ટુકડો બતાવી દો!
એ તો છે હરેકની ઠોકરો ખાનારા,
દરિદ્રતાના આકાશ નીચે જ મરી જનારા'

(બન્નેનો ભાવાનુવાદ: ચંદુ મહેસાનવી)

## વાર્ધક્યે

અનુ. રાજેન્દ્ર શાહ

તહમે જ્યારે થાઓ ધવલ શિરના, નીંદર ભર્યાં
અને ઝોકાં ખાતા, અગનિ નિકટે ગ્રન્થ લઈ આ
તદા, ધીરે વાંચી, સ્વપન મહીં ન્યાળો દગ મૃદુ,
હતાં જે ક્યારે તો, પણ અવ ઊંડાં તેજ-વણસ્યાં.

હતા કૈં કૈં કેવા તવ મુદ-કૃપા ચાહક જનો?
ખરી ખોટી ઝંખ્ના તવ લલિત લાવણ્યની કરી!
પરન્તુ એ સૌમાં, તવ ઉર વસેલા પથિકનો
હતો કોઈ પ્રેમી, – તવ દુ:ખ અને જીર્ણ મુખનો.

અને નીચે ઝૂકી, ભડભડ થતા કાષ્ઠની કને
દબાયેલા કણ્ઠે વદવું રતિ શી રીત સરકી
અને ધીરે ચાલી ગઈ ગિરિશિરે અમ્બર મહીં.
અને તારાવૃન્દે વદન નિજંશે દીધ છુપવી.

(ડબલ્યુ. બી. યેટ્સના કાવ્ય 'વ્હેન યૂ આર ઓલ્ડ'નો અનુવાદ)

રાધા પુનાતુ જગદચ્યુત-દત્ત ચિત્તા
મન્થાનમાકલયતી દધિ રિક્ત-પાત્રે
તસ્યા : સ્તનસ્તબક ચઞ્ચલલોલ દૃષ્ટિ
દેંવોડપિ દોહન-ધિયા વૃપભં નિરુન્ધન્ ॥

(બિલ્વમઙ્ગલકૃત બાળગોપાળસ્તુતિ ૨૫૨)

રાધાનું ચિત્ત હતું અચ્યુતમાં પ્રસક્ત,
ખાલી ઘડે રહી હતી દધિને વલોવી.
તહેની વિચઞ્ચલ દગે સ્તનજોડ જોતા
બાંધી રહે બળદ દોહન કાજ કૃષ્ણ.

અનુ. રાજેન્દ્ર શાહ

## બીજની અનન્ય રમણીયતા

હરિવલ્લભ ભાયાણી

શરદઋતુના નિર્મળ આકાશમાં સાંજે પશ્ચિમ ક્ષિતિજના ઉપરને ભાગે દેખાતી બીજ ઘણી દર્શનીય હોય છે. લોકપરંપરામાં એ બીજમાવડીનાં દર્શન પુણ્યશાળી મનાય છે. કવિઓ, પ્રાચીન અને અર્વાચીન, એની રમણીયતા વિશે વિવિધ ભંગિથી પોતાનો ભાવ વ્યક્ત કરતા રહ્યા છે.

એક પ્રાકૃત કવિએ બીજ 'દ્વિતીયા' કહેવાય છે તે હકીકતનો લાભ લઈને શ્લેષનો પ્રયોગ કરી, બીજનો મહિમા કર્યો છે. કવિ કહે છે, 'હે ચંદ્ર, જે શુદ્ધ પક્ષની (સુદિ)ને લીધે તું વંદનીય બની રહ્યો છે, તે જો તારી 'દ્વિતીયા' હોય (એટલે કે બીજા સ્થાનની, અણમાનીતી પત્ની) તો પછી તારી 'પ્રથમા' કોણ છે?

મૂળ પ્રાકૃત મુક્તક અને તેનો અનુવાદ નીચે પ્રમાણે છે:

*જાઓસિ વંદણિજ્જો, જિસ્સા સંગેણ સુદ્ધ- વકખાએ ।*
*જઈ સા વિ હોઈ બીયા, પઢમા ઉણ ચંદ કા તુજઝ ॥*

*'જે શુદ્ધ પક્ષવાળીના સંગે*
*વંદનીય તું બની રહેતો ચંદ્ર !*
*હોય તારી જો એ પણ 'દ્વિતીયા'*
*કોણ પછી તારી તો પ્રથમા?'*



# આસ્વાદ

રાધેશ્યામ શર્મા

## પડછાયાનું કલ્પનાપૂર્ણ પ્રસરણ

### પડછાયા

*દાદરની ડાળી ફેલાતી*
*પાનપાનમાં લીલાં ઝરણાં*
*ઝમકારે પર્વતના પડઘા*
*દાદરના પડછાયા પર્વત*
*રસ્તાની છાતીએ હલતી હવા*
*મહીં સાગરનાં મોજાં*
*વહાણ તરતા તડકાનાં*
*ને રસ્તાના પડછાયા વહાણ*
*આંખોની તડ ખૂલી*
*ખડકની તિરાડમાંથી*
*નજર સમાં તૃણ ડોક્યાં*
*જેમાં આગ સૂર્યની*
*આંખોના પડછાયા સૂર્ય*

**['પાંડુ કાવ્યો અને ઇતર', પૃ. ૮] દિલીપ ઝવેરી**

ક્યારેક કાવ્યકૃતિના શીર્ષકનો, માત્ર મથાળા લેખે ઉપ-યોગ લઈ લીધો પછી એ રચનામાં ના પણ ડોકાય. અહીં એથી ઊલટું છે. કવિએ 'પડછાયા'ની અર્થછાયા અને નાદછટાઓને પ્રલંબિત કરી દેખાડવાનો પ્રયોગ અહીં સર્જનાત્મક રીતિએ કર્યો છે. રસાનુભવ સંપૂર્ણ કરવા–કવિ કહે છે તેમ – કાવ્ય પ્રથમ તો 'પડછાયા' શીર્ષક બાદ, પ્રથમ શ્લોકની ચોથી પંક્તિમાં 'દાદરના પડછાયા પર્વત', બીજા શ્લોકની ચોથી પંક્તિમાં 'ને (આ 'ને' જરી નડે છે મને) રસ્તાના પડછાયા વહાણ' ત્રીજા અંતિમ શ્લોકની ચોથી છેલ્લી પંક્તિમાં 'આંખોના પડછાયા સૂર્ય' આવે છે ત્યાં 'પડછાયા' પુનઃ પુનઃ પ્રસ્તુત થયા છે.

ત્રણે શ્લોકમાં ક્રમશઃ કોના કોના પડછાયા ઇન્દ્રિય પ્રત્યક્ષ કરાયા છે? દાદરના, રસ્તાના અને આંખોના પડછાયા. દાદર પદાર્થ છે એના પડછાયા અવગત કરી શકાય. રસ્તા સીધાસપાટ કે વાંકાચૂકા યા ઊબડખાબડ હોય તોયે રસ્તાના પડછાયા પેખ્યાનું યાદ નથી નહીં આવે. એથીયે આગળ આંખોના પડછાયા તો કોઈની કલ્પનામાંયે ના આવે. આપણી આંખોને પણ પાણીમાં કે દર્પણમાં પ્રતિ-બિમ્બ રૂપે જ પેખી શકીએ છીએ ત્યાં આંખોના પડછાયાની વાત જ ક્યાંની? અહીં ભાવકને ઝબકારો થવાની પૂરી શક્યતા છે કે વાત અહીં કર્તાના કલ્પનાવિશ્વની છે જે અહીં ત્રણ ભાવકલ્પન રૂપે પદાવલિબદ્ધ થઈ છે.

દાદર પદાર્થ છે, રસ્તા સ્થાનસંજ્ઞા છે, આંખ ઇન્દ્રિયવિશેષ છે – એ ત્રણેની પ્રતિચ્છાયાઓના દશ્યને સંકલિત કરી આપવા ઉપરાંત કર્તાએ એક દુઃસાહસ પણ આદર્યું. એમાં નિષ્ફલ જાય તો કૃતિભોગ લેવા જેવું થાય.

દુઃસાહસ કેવું? વાસ્તવને, પોતાના પર્સેપ્શનને કર્તાએ લગભગ સમીકરણની રીતે રમતું મેલી જોવા જેવું કીધું છે. સામર્થ્ય ના હોય તો આવું ટકોરાબંધ કોઈ કલ્પી શકે? કવી શકે? દાદરના પડછાયા પર્વત ને રસ્તાના પડછાયા વહાણ, આંખોના પડછાયા સૂર્ય !

સુજ્ઞ ભાવક તુરત જોઈ શકશે કે દાદર-રસ્તા-આંખ સાથોસાથ પર્વત-વહાણ-સૂર્ય સંલગ્ન કલ્પન લેખે પ્રગટી રહે છે.

વ્યાવહારિક અશક્યને અમૂર્ત શક્યતામાં પલટી પ્રદર્શિત કરવાનો ચમત્કાર કલ્પનાનેત્રનો છે, રચનાકારના અંગતતમ દર્શનનો છે એ વિના દાદરના પડછાયા પર્વત હોઈ શકે? ને રસ્તાના પડછાયા વહાણ

ત હોય? એથીયે વ્યાપક કૉઝમિક કલ્પન, આંખોના પડછાયા સૂર્ય ક્યાંયે ધાર્યા હશે?

દાદરના પડછાયા પર્વતની ઘનતાની સામે, રસ્તાના પડછાયા વહાણની જલસંસિક્ત પ્રવાહિતા મૂકી આંખોના પડછાયા સૂર્યના ભર્ગરૂપ આગળ કૃતિની પરાકોટિ છે.

હવે પ્રથમ શ્લોક. ત્યાં દાદરની ફેલાતી ડાળી અને પાનપાનમાં લીલાં ઝરણાંના વર્ણનમાં ઊર્મિપ્રચુર ભાવ-આભાસનો વિનિયોગ કરી અનુવર્તી બે શ્લોકોમાં પણ એ જ રીતિને લંબાવી કામ કાઢી લીધું છે. જેમ કે, રસ્તાની છાતીએ હલતી હવા, નજર સમાં તૃણ ડોકાયાં...

પ્રથમ શ્લોક ખાતે, 'ઝમકારે પર્વતના પડઘા'માં ક્રિયાપદ 'ઝમકારે' અને બીજા શ્લોક 'રસ્તાની છાતીએ હલતી હવા'માં 'હલતી'નો પ્રયોગ તાજપરસ્યો છે.

દાદરને વૃક્ષરૂપે કલ્પવામાં એનું મૂલ કાષ્ઠરૂપ અને એમાંયે 'પાનપાનમાં લીલાં ઝરણાં'ની જેમ જ બીજા શ્લોકમાં 'મહીં સાગરનાં મોજાં'નું કલ્પનારોપણ વસ્તુઘટનાનો વિલોપ સાધી પાર્થિવતાની નક્કરતામાં જલતત્ત્વની પ્રવાહિતા પરોવી આપતું ભાષાકર્મ નોંધપાત્ર છે મારી પ્રિય પંક્તિઓ માલાર્મેસદૃશ ગતિશીલ પ્રોજ્જ્વલ કલ્પનમાં મઢાઈને આવી છે તે તો આ:

*વહાણ તરતા તડકાનાં*
*ને રસ્તાના પડછાયા વહાણ*

વેનિસ ગયો નથી, ફિલ્મોમાં પેખ્યું છે પણ આ બે પંક્તિઓના કલપનાપૂર્ણ પેનારમાં આગળ ઝબકીને અંતર્ધાન થઈ જાય.

અંતમ ચતુર્થ શ્લોકમાં, પ્રથમ શ્લોકના પર્વતની સઘન પાર્થિવતા તો ઊતરી પણ ત્યાં સાથે લગો ચૈતન્યસંચાર આસ્વાદ્ય છે.

અહીં કવિનો 'કેમેરા 'ડીપ 'ક્લોઝ-અપ'ની ટેકનિકથી ભૂષિત છે. આંખોની તડ ખૂલી (જાણે આંખ કોઈ બરડ ખડક ના હોય!), ખડકની તિરાડમાંથી નજર સમાં તૃણ ડોકાયાં... એક જ ઉપમા છે આખી કૃતિમાં – 'નજર સમાં તૃણ' છતાં કવિની ઝીણી દૃષ્ટિની ચાડી ખાધા વગર જંપતી નથી. જે તૃણ નજર સમાં 'ડોક્યાં' એમાં પાછું શું સંભર્યું છે?

*જેમાં આગ સૂર્યની*
*આંખોના પડછાયા સૂર્ય*

તડ-તિરાડ ખૂલવાથી કેવડો મોટો વિસ્ફોટ થયો: આંખોના પડછાયા સૂર્ય!

આમ અમૂર્ત સંભાવનાનો સંકુલ આવિષ્કાર પદાવલિની સંરચના વડે કેવી રીતે થાય એનો 'પડછાયા' એક અત્યંત રસાવહ ઉદાહરણ છે. શબ્દો વડે આટલું કહી શકાય. બાકીનું અકથ્યનાં પ્રદેશનું સ્વીસ કળાકાર વિલી મ્યુએલરબ્રીટનાવનું વિધાન સુજ્ઞ જિજ્ઞાસુ માટે પ્રસ્તુત:

'What can be explained with words is only the waves, the foam on the surface, but art has its place undermeath the waves, in the silent defth of the unspeakablee.



# કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવે છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

## કવિલોક

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા<br>
અમદાવાદ-૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરનો ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૦ ઉમેરી રૂ. ૭૦ = ૦૦ મોકલવા.

પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી.

કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.



## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ટી.એસ. એલિયટ (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે ( ") | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૧૫-૦૦ |
| ૧૩. અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | ૨૫૦-૦૦ |
| ૧૫. અજ્વાસનાં મત્સ્ય - પ્રવીણ પંડ્યા (કા.સં.) | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે (કાવ્યસંગ્રહ) | ૧૫-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મની ઑડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પર ચેક/ડ્રાફ્ટથી મોકલવી

**કવિલોક ટ્રસ્ટ**
C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકા રૂપે પ્રકટ થાય છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ.ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો

શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**પુસ્તકની કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદના સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મની ઑડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ-૩૮૦ ૦૦૧-એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મકોલવામાં આવશે.

શિશિર વિ.સં. ૨૦૫૫

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૯

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ગઝલ વિશે

...ગઝલની આભાસી સરળતા કવિપદ-વાંચ્છુઓને આકર્ષે તેની નવાઈ નથી. વળી ગઝલ દ્વારા શીઘ્ર લોકપ્રિયતા મળી જવાની લાલચ પણ ખરી! કાફિયા-રદીફના સંવિધાનનો ખ્યાલ આવી ગયો અને બે-ચાર છંદો આવડ્યા એટલે ગઝલ કાંતી કઢાય એવી માન્યતા પ્રવર્તે છે. પરંતુ ગઝલ બડી છટકણી ચીજ છે. ઉત્તમ ગઝલ અને ઉત્તમ શેર, બીજા કોઈ પણ કાવ્યપ્રકારના શ્રેષ્ઠત્વની જેમ, સહજસાધ્ય ન જ હોય. ઘણી વસ્તુઓ ઉપરાંત કશાક 'વરદાન'નો સુમેળ સધાય ત્યારે ઉત્તમ કાવ્ય-રચના સંભવે. ગઝલનું પણ તેવું જ. તેનું શાસ્ત્ર સમજવું, તેના પર પ્રભુત્વ કેળવવું અનિવાર્ય. અછાંદસ ગઝલો હજી સુધી લખાતી નથી. છંદોલય ગઝલનાં અપરિહાર્ય અંગો છે. પરંતુ નરી શાસ્ત્રીયતા એ ગઝલસિદ્ધિની બાંહેધરી નથી. શાસ્ત્રીયતા ઉપરાંત, તેની જોડાજોડ ત્યાં કાવ્યગુણ ઉમેરાવો જોઈએ. તે જ શેરિઅત અને તે જ ગઝલિયત. ગઝલની જેમ કેટલીક સ્વરૂપગત વિશેષતાઓ છે તેમ મર્યાદાઓ પણ છે. ગઝલ પાસે તમે મહાકાવ્યનાં બહુપરિમાણી, વિશાળ ફલક પર વિહરતા રસાસ્વાદની અપેક્ષા રાખો તો તેમાં ઔચિત્ય નથી. પરંતુ ક્યારેક એક ઉત્તમોત્તમ શેર સમગ્ર મહાકાવ્યનું હાર્દ કહી દે તે શક્ય છે. તે માટે ગઝલને સાધનાથી ઓછું કશું ખપે નહિ. અતિલેખન તો સમયે સમયે બધાં સાહિત્યસ્વરૂપોમાં થાય છે. જ્યારે જે ચલણી તેમાં ઘણા અનધિકારીઓ પણ ઝંપલાવે છે. તેવાઓને પારખવા અને હાંસિયામાં મૂકવાનું મુશ્કેલ નથી ઉત્તમ રચના તો ઓછી જ હોય. 'શૈલે શૈલે ન માણિક્યમ્'. આજે ઢગલાબંધ લખાતી ગઝલોમાંથી પોતાના સત્ત્વબળે અલગ તરી આવતી ગઝલોને પારખવાનું મુશ્કેલ નથી.

ભગવતીકુમાર શર્મા

[ગઝલવિમર્શ : પૃ. ૯-૧૦]

## આહ્વાન

રાજેન્દ્ર શાહ

*હે અગ્નિ, હે જાતવેદ,*
*સંસૃતિને આ આહવ*
*આવ...*
*આવ...*
*આવ ત્હારી ત્રિવિધ શક્તિને સામર્થ્ય.*

*ચાહું છું ત્હારો પ્રકાશ*
*અરુણ, શ્વેત, સોનલ*
*દમકે ટમકે ઝલમલ..*
*સર્વને*
*એના સાચા સ્વરૂપે દાખવતો.*

*ચાહું છું ત્હારો પ્રતાપ*
*ભૂમિગત બીજને ઉછેરતો*
*પાંગરતો–*
*સુગન્ધે પરિપક્વ કરતો.*

*ને ત્હારો પ્રદાહ...*
*ત્હારી પરિધિની ભીતર આવનારને*
*ત્હારે સ્વરૂપ*
*નિઃશેષ સમાવી લેતો,*
*ને સમિદ્ધ થતો–*
*આવ હે અગ્નિ, હે જાતવેદ.*

## નીપતરુ-ખોળે

રાજેન્દ્ર શાહ

*અહીં નીલ નીપતરુ-ખોળે*
*કોણ અકેલી આહીર છોરી*
*શ્યામ કેશ નિજ હોળે!*

*અહીં નિર્મલ નીર બિલોરી,*
*મહીં લહે રૂપ-છવિ ગોરી,*
*પણ તરત નહીંવત્ કરત છકેલી*
*કર-લીધ જળની છોળે.*

*વનકુસુમની ગૂંથત માળા,*
*મલકન્ત દગે લખ ચાળા;*
*લહું ઉન્મદ નાદ ઝીલન્ત હલેતી*
*ભાવ મધુર વાગોળે.*

# વિમર્શ

## 'ધ્વનિ'નાં કાવ્યોમાં પ્રણયનિરૂપણ

અરુણ જે. કક્કડ

**સૌન્દર્યલક્ષી** કવિતાધારાનું એક મહત્ત્વનું લક્ષણ તે ભાવાત્મક વસ્તુ. બહિરંગનો મહિમા આ કવિતામાં થતો હોવા ઉપરાંત અંતરંગને પણ મહત્ત્વ અપાય છે. એ દૃષ્ટિએ 'ધ્વનિ'નાં કાવ્યોમાં સૂક્ષ્મ-ભાવાલેખન થયેલું જોવા મળે છે. આ સંગ્રહનાં કાવ્યોમાં પ્રણય, પ્રકૃતિ તેમ જ ચિંતનવિષયક કાવ્યો આપણને મળે છે. પ્રણય એ રાજેન્દ્ર શાહની કવિતાનો પ્રધાન વિષય છે. પ્રણયવિષયક કાવ્યોમાં ભાવનું સારું એવું વૈવિધ્ય જોવા મળે છે. જેમ કે મિલનની મુગ્ધતા, ઇન્દ્રિયરાગ, મસ્તી, અલૌકિક પ્રણય, કૃષ્ણ-રાધાનો પ્રણય, વિરહ વગેરે પ્રણયના આ સૂક્ષ્મભાવો વિવિધ સ્વરૂપે નિરૂપાયેલાં જોવા મળે છે. ક્યારેક કવિ નાયક-નાયિકાની ચિત્તદશાનું નિરૂપણ કરે છે તો ક્યારેક નાયક-નાયિકાની ઉક્તિરૂપે પ્રણય નિરૂપે છે. ક્યારેક વળી પ્રકૃતિનાં તત્ત્વોને મુખે પ્રતીકાત્મક રીતે નાયક-નાયિકાના મનોભાવો વ્યંજિત કરે છે. તો વળી ક્યારેક કૃષ્ણ-રાધાના અનુષંગે નિરૂપણ કરે છે.

'ધ્વનિ'નાં પ્રણયકાવ્યોમાં મિલનની મુગ્ધતા અને પ્રસન્નતાનું ગાન વધુ પ્રમાણમાં છે. આથી સુરેશ દલાલ નોંધે છે કે " 'ધ્વનિ'નાં મોટાભાગનાં કાવ્યો એ જીવનની પ્રસન્નતાનાં કાવ્યો છે. એટલે જ રાજેન્દ્રનાં પ્રણયકાવ્યોમાં પણ આપણને પ્રણયની વિષમતાનો ન જેવો જ ઉલ્લેખ મળે છે." બે પ્રેમીઓ વચ્ચે, સ્વરૂપભેદ ઓગળી જાય એવી, હૃદયની એકતા સર્જાયા પછીના મિલનનું ચિત્ર 'સુધામય રાગિણી' સૉનેટયુગ્મમાં કવિએ ચિત્રાત્મકતાથી આલેખ્યું છે. અહીં મિલનનું ઇન્દ્રિયરાગથી ભરપૂર ચિત્ર રજૂ થાય છે. એકાંત સ્થળે એકબીજાના કરમાં કર ગૂંથીને બેઠેલાં પ્રેમીઓના સુખના અનુભવનું નિરૂપણ કવિ કરે છે. સ્પર્શનાં રોમાંચિત અનુભવને નીચેની પંક્તિઓમાં આલેખ્યો છે :

*અધિક સરક્યાં પાસે, ને જ્યાં પ્રિયે' મુજ બાહુથી*
*તવ કટિ ગ્રહીને તું મારે ઉછંગ જરા ઢળી:*
*સ્પરશમહિં તે જાદૂ એવું નિગૂઢ હતું કશું?-*
*ડયન કરતાં બન્ને શ્વેતાંગ હંસ રહ્યાં બની.* (પૃ. ૫૨)

આ કાવ્યમાં આવતાં 'અચર તરુ' પ્રેમીજનોનાં ભાવપ્રતીકો બની રહે છે. 'વ્રજભોમ' શબ્દ દ્વારા નાયક-નાયિકાનું કૃષ્ણ-રાધામાં રૂપાંતર કર્યું છે. આવો જ ઇન્દ્રિયરાગ 'એય સ-રસ' અને 'હે પ્રેમ પાગલ' કાવ્યોમાં પણ જોવા મળે છે. ઇન્દ્રિયરાગથી ભરપૂર આવું પ્રણયનિરૂપણ ગાંધીયુગની કવિતાથી એક ડગલું આગળ વધતું હોવા છતાં હજુ સંયમની પાળ તૂટતી નથી. કેમ કે જે કંઈ વ્યક્ત થયું છે તે વ્યંજના દ્વારા થયું છે.

ઇન્દ્રિયરાગ પછી પ્રણયની મસ્તીનો ભાવ જોવા મળે છે. 'ઈંધણાં વીણવા ગૈતી મોરી સયર' એ સમગ્ર ગીતમાં મસ્તીનો ભાવ છે. લૌકિક પ્રણયની સુંદર અભિવ્યક્તિ અહીં છે. બોલચાલના શબ્દોનો વિનિયોગ કરીને કવિએ પ્રણયમસ્તીનો છાક સુપેરે દર્શાવ્યો છે. સૈયરને પોતાની પ્રણયકથા કહેતી નાયિકા બપોરની વેળાએ વનવગડામાં એકલી ઈંધણાં વીણવા ગઈ હતી. ત્યાં દખ્ખણને વાયરે વનની બધી વનરાઈ ડોલી ઊઠે છે. અને 'દખ્ખણના વાયરા'ને કારણે નાયિકાનું હૈયું પણ ડોલી ઊઠે છે. ત્યાં તો-

*જેની તે વાટ જોઈ રે'તી મોરી સૈયર,*
*જેની તે વાટ જોઈ રહી'તી રે લોલ,*
*તેની સંગાથ વેળ વહે'તી મોરી સૈયર,*
*તેની સંગાથ વેળ વહી'તી રે લોલ.* (પૃ. ૧૧૪)

---

શ્રી રાજેન્દ્ર શાહની જન્મતારીખ ૨૮ જાન્યુઆરી નિમિત્તે.

પ્રણયમસ્તીનું આવું જ નિરૂપણ 'પીળી છે પાંદડી ને કાળવો છે બાજરો' તથા 'કેવડાને ક્યારે' જેવાં કાવ્યોમાં પણ થયું છે. પીળી પાંદડીમાં રાધાનું અને કાળી બાજરીમાં કૃષ્ણનું ચિત્ર અંકાયેલું જોતી નાયિકા એ નિમિત્તે પોતાના હૃદયના રાગને પ્રગટ કરી દે છે.

'પોયણીએ ઊંચું જોયું રે આકાશમાં' કાવ્યમાં પોયણીને નિમિત્તે અન્યોક્તિ દ્વારા મુગ્ધ નાયિકાની મૂંઝવણ વ્યક્ત થઈ છે. પોયણી મિલન માટે ઉત્સુક નાયિકાનું પ્રતીક બની જાય છે. પોયણી ઊંચે આકાશમાં ઊગેલા ચન્દ્રને પામવા ઝંખતી હોય તેવી કલ્પના અહીં કરવામાં આવી છે. પોયણી આત્માનું પ્રતીક અને એ આત્મા ઊંચે આકાશમાં ઊગેલા ચન્દ્રરૂપી પરમાત્માને પામવા મથે છે એવો અર્થ લઈ શકાય. એટલે કે આ ગીતમાં લૌકિક અને અલૌકિક બન્ને પ્રકારના પ્રણયની અભિવ્યક્તિ થઈ છે. 'રહઃ મિલન અભિલાપ' કાવ્યમાં તો અલૌકિક પ્રેમની અભિવ્યક્તિ ઉત્કટતાથી કરી છે. પરમતત્ત્વ સાથેના મિલનની ઝંખના કવિએ વિશિષ્ટ સંદર્ભો દ્વારા નિરૂપી છે.

*મૃજ તૃષિત પ્રાણની એક બિંદુએ*
*એક બિંદુએ શતગુણ વધે પિયાસ. (પૃ. ૪૨)*

કાવ્યનાયક ચિરસુંદરતાની તીવ્ર પ્યાસ અનુભવે છે. 'કોઈ સૂરનો અસવાર'માં અવાજ પર અસવાર થઈને આવતાં પરમતત્ત્વ સાથેના મિલનસુખની ક્ષણનું નિરૂપણ કવિ આ રીતે કરે છે :

*શમણાંના સુખથીયે આજની*
*માઝમ રાત છે રળિયાત. (પૃ. ૧૦૮)*

'તને જોઈ જોઈ તોય તું અજાણી' રચનામાં પણ આધ્યાત્મિક પ્રેમનો અણસારો મળે છે. આ ગીત સ્પષ્ટપણે પાર્થિવ પ્રેમનું ગીત નથી. અહીં અધ્યાત્મિક અંશ ભરેલો અનુભવી શકાય છે. આ કવિની પ્રણયકવિતા પાર્થિવ પ્રેમમાં જ પરિસીમિત રહેતી નથી તે આ પ્રકારનાં કાવ્યો જોતાં સમજાય છે.

'હોં સાંવર થોરી અંખિયનમૈં' એ ગીત નાયિકા રાધાની ઉક્તિરૂપે રજૂ થયું છે. શબ્દ તથા ભાવમાધુર્યને લઈને આખું કાવ્ય સુંદર બન્યું છે. કેટલીક પંક્તિઓમાં શૃંગારિક ભાવની મસ્તી છલકાતી અનુભવાય છે :

*તું નંદલાલરો છકેલ છોરો,*
*મૈં હૂઁ આહીર બેટી રી;*
*ફૂલનહાર ગલે મૈં, દૂજી*
*હાર રહેગી છેટી રી;*
*હો સાંવર લીની કેસર ઝારી, મૈંને લીનો ગુલાલ;*
*નાગર સાંવરિયો. (પૃ. ૧૩૮)*

આખુંય ગીત એના લય અને વાતાવરણથી ભીજવી રહે છે. કૃષ્ણરાધાના પ્રણયને રજૂ કરતું આવું જ બીજું કાવ્ય 'વ્રજભૂમિને મારગે રાધા આવતી તળાવ-તીરે' છે. તેમાં પ્રણયનાં ભાવચિત્રો આકર્ષક છે.

આ કવિ મિલનને હંમેશાં બિરદાવતા હોવા છતાં વિરહની વ્યથા પણ ક્યારેક આલેખી દે છે. 'આજ અષાઢની માઝમ રાત', 'સમયની ગતિ' વગેરે કાવ્યમાં વિરહનું દર્દ છતું થયું છે. 'યોગહીણો વિયોગ' સૉનેટ પણ વિપ્રલંભ શૃંગારનું છે. જેનું દૂર રહીને જ દર્શન કર્યું છે અને જેની સાથે કદી મુલાકાત થયેલ નથી તેવી પ્રેયસી માટે હૃદયમાં જાગેલી તીવ્ર પ્રેમભાવનાનું અને તેના વિરહનું નિરૂપણ અહીં છે. જે રમણી પ્રત્યે તેને પ્રેમ હતો તેનો બે ડગનો સહચાર પણ ન મળ્યો તેનું દુઃખ છે. વિરહની વેદનાનો ભાવ આ સૉનેટમાં સ્વસ્થતાથી નિરૂપાયો છે.

પ્રણયનું મુગ્ધ આલેખન પણ આ કવિ સહજતાથી કરે છે. 'એક ફૂલ એવું', 'પ્રેમના મંત્રનું કૈંક ગુંજન', 'માયાવિની' જેવાં કાવ્યોમાં મુગ્ધ પ્રણયનું નિરૂપણ છે.

'કોણ અણદીઠ', 'અલી ઓ ફૂલની કલિ!' જેવાં

કાવ્યોમાં પ્રણયનાં ભાવચિત્રો આકર્ષકતા ધારણ કરે છે. પ્રણયની મૂંઝવણ 'વાયરે ઊડી ઊડી જાય રે પટોળું' ગીતમાં રજૂ થઈ છે.

'હે મુગ્ધ લજ્જામયિ', 'શિરીષ ફૂલ શી'માં સહજીવનની રસભરતા જોવા મળે છે. આ જ પ્રકારનાં 'આનંદ શો અમિત', 'આપણા ખેતરિયે મંગલ', 'આપણી બારમાસી', 'સંગમાં રાજી રાજી'માં પ્રસન્ન દામ્પત્ય જીવન આલેખાયું છે. 'આનંદ શો અમિત'માં દામ્પત્ય પ્રણયની સૌરભ મહેકી ઊઠતી અનુભવાય છે. પતિ-પત્ની પોતાના કૃષિજીવનમાં આનંદનો અનુભવ કરે છે. કુટિરમાં સાદાઈથી રહીને પ્રસન્ન જીવન ગાળતા દંપતીનું જીવનચિત્ર કવિએ ઉપસાવ્યું છે. 'સંગમાં રાજી રાજી' કાવ્યની આ પંક્તિઓમાં પ્રસન્ન દામ્પત્યનું નિરૂપણ થયું છે :

*બોલવા ટાણે હોઠ ખૂલે નહીં,*
*નેણ તો રહે લાજી,*
*આપણ એકબીજાના સંગમાં રાજી રાજી. (પૃ. ૧૧૨)*

'પ્રાસાનુપ્રાસ' જેવી રચનામાં નાયક-નાયિકાની બુદ્ધિચપળતા અને હાજરજવાબીનું નિરૂપણ થયું છે. કાવ્યમાં પ્રણયની રસિકતા પ્રગટ થાય છે.

આમ, 'ધ્વનિ'નાં પ્રણયકાવ્યો પર નજર નાખતાં ખ્યાલ આવે છે કે કવિ પ્રણયના અનુભવને વિશાળ પરિપ્રેક્ષ્યમાં નિરૂપે છે. કવિનું નિરૂપણ એકાંગી નથી તેની પ્રતીતિ અહીં થાય છે. અહીં મિલન, ઇન્દ્રિયરાગ, મસ્તી, અલૌકિકતા, કૃષ્ણ-રાધા, વિરહ, મુગ્ધતા, ભાવચિત્રાત્મકતા, મૂંઝવણ, સહજીવન, પ્રસન્ન-દામ્પત્ય, રસિકતા વગેરે સૂક્ષ્મ ભાવાલેખન દ્વારા ઝીણું નકશીકામ થયેલું જોવા મળે છે. આ કવિ યૌવનના ઉન્મત્ત વિલાસોને આલેખતા હોવા છતાં કલાસંયમ જાળવી શકે છે. તેમનું પ્રણયનિરૂપણ મૃદુ, માર્મિક અને સુરેખ છે.

## પ્રોષિતપત્નીની વાત
**રમેશ પારેખ**

ભીંતો સાથે વાતો કરવાના દિવસો આવ્યા છે
આમ જ ટૂંકી રાતો કરવાના દિવસો આવ્યા છે.

ભાલાં, તેગ, કટારી, છૂરી, બરછી ને કિરપાણ
ઝીંકી મારા પર કરતું ઘર મારો કચ્ચરઘાણ

ખીંટીએ ખીંટીએ ટીંગાતી ઉદાસીના ફફડાટા
ખૂણેખૂણામાં લાલ-પીળી નિર્જનતા મારે આંટા

શયનખંડનો અંધકાર થઈ લોહીતરસ્યું પશુ
ભચડે મોંમાં મારો વ્યાકુળ જીવ તસુએ તસુ

ફૂંવેફૂંવાને ભરડા લેતા એકલતાના નાગ
કાચાં સપનાં થૈ ઝળઝળિયાં આંખે ચાંપે આગ

શય્યામાં હું સાવ એકલો આળોટું છું, સજની!
બાવળ સાથે બાથ બીડી હું ઊજવું છું મધુરજની....

૨૪-૧૦-૯૮/શનિ

## લખું તો લખું...
**લાલજી કાનપરિયા**

લખું તો લખું કોને વાતું રે હો મનવા!
હવે લેખણથી ઝરે છે લોહી રાતું રે હો જી.

રણની વચાળે ઝીંકી નાવ રે હો મનવા!
હવે મૃગજળ મારે છે તાતા ઘાવ રે હો જી.

ઝાંખો રે ઝાંખો એક દેશ રે હો મનવા!
હવે સજીને ઊભો છે બાળાવેશ રે હો જી.

સાત રે દરિયાઓ વીંધી જાવું રે હો મનવા!
હવે મોતી રે અમૂલખ ક્યાંથી લાવું રે હો જી?

આઘેરા બોલે છે મીઠા મોર રે હો મનવા!
હવે ઓરાં રે ગાજે નભ ઘનઘોર રે હો જી.

સૂની છે આ મનની મોલાતું રે હો મનવા!
હવે લખું તો લખું કોને વાતું રે હો જી.

## ચાહવું....
**રમેશ પારેખ**

પતંગિયાએ ફૂલને કહ્યું: હું તને ચાહું? હું સ્પર્શું? હું ચૂમું?
તો ફૂલ કહે: ચૂમ મને! હું તને લઈ મારી માતેલી મ્હેકના મેળાવડામાં ઝૂમું!

મહેક કહે વાયરાને: હું તને ચાહું? હું સ્પર્શું? હું ચૂમું?
તો એમ કીધું વાયરાએ: વાહ, મને ચાહ! તને હું મારી બાથમાં ભીડીને બધે ઘૂમું!

કે રાત કહે લોકને: અજવાસને ઉશેટું? લપેટું? હું ભેટું?
તો લોક કહે રાતને કે, ઊંઘવાની ગોળી લૈ કહેશું સવાર નથી છેટું!

પ્રભાત કહે લોકને: હું અંધારાં કાપું? હેં બાપુ! હું વ્યાપું?
તો લોક કહે: વ્યાપ! અમે ખોલીશું બારી, કાઢીશું સંજવારી ને વાંચીશું છાપું!

૨૧-૧૦-૯૮/બુધ

# કિલ્લા સામે

## પ્રવીણ પંડ્યા

એ કિલ્લો
પોતાના સામૂહિક હુંકાર સાથે
ગોળ ગોળ ફરતો
વધી રહ્યો છે ચોતરફ વિસ્તરતો,
જેને
અમાસની અંધકારભરી રાતે
તારાઓના પ્રકાશમાં
મારી આંખોના અંગારથી તાકતો
બેઠો છું હું.
મારી આસપાસ ઘણુંબધું છે.
ખળખળ વહી જતી નદી,
વૃક્ષોમાંથી માર્ગ કરી પ્રસરતો પવન,
જળચરો અને વનચરોના ધ્વનિ,
અંધકારમાં ભીની માદકતા ફેલાવતી
વૃક્ષવેલા અને ફૂલોની સુવાસ,
સહવાસીઓના શ્વાસ,
ઘણુંબધું છે મારી આસપાસ,
પરંતુ
એ કિલ્લામાંથી સંભળાતા હુંકાર
મને
અને
મારા ચોપાસને નગણ્ય બનાવી દે છે
સિદ્ધ કરવા
પોતાના સમર્થ અસ્તિત્વને
મેં મને ક્યારેય એમની સામે નથી ગણ્યો
જેમના હિંસક હુંકાર
ફેંકાય છે કિલ્લામાંથી
ધમાકેદાર અગ્નિપ્રક્ષેપાસ્ત્રોની જેમ
કૂણાં હૃદયો પર.

હું એકલો ન હોવા છતાં પણ
કાયમ રહ્યો છું એકલો
કેમ કે
કિલ્લાના સામર્થ્યનું આકર્ષણ
અને ભય
તાણી જાય છે
મારાં સગાં-સ્નેહી તથા સહચરોને,
અને
ત્યારે
મને એવી પીડા થાય છે
જાણે
ઊતરડી લેવાઈ હોય મારી ત્વચા
હૃદય ખોદીને
મૂળ સહિત ઉખેડી લેવાયાં હોય
મારાં સ્વપ્ન.
સ્નેહીજનો નથી જતાં જીવનમાંથી
જાય છે સમયનો એટલો ભાગ આયુષ્યમાંથી
અને
પછી
મનમાં અવાવરુ પડી રહે છે
એટલી જગ્યા ઉમ્રભર.
કિલ્લો
પોતાના સામર્થ્યના પ્રમાણસ્વરૂપ
જાહેર કરે છે મને
જ્યારે
હું તો અવિરત લડી રહ્યો છું
એક ન હારી શકાય એવું યુદ્ધ.
ફરી ફરી
હું

વેરવિખેર થયેલા મને જોઉં છું
અને
ત્યાં જ
કિલ્લાની દીવાલો ઉપર
હોકારા-પડકારા કરતા
અસંખ્ય મશાલધારીઓ પ્રગટ થાય છે.
ચહેરે-મહોરે અદલોઅદલ મારા જેવા
પણ
વાણી-વર્તન-આચાર-વિચારથી તદ્દન ભિન્ન.
એમને કરી દીધા છે એમના શ્વાસ
કિલ્લાને નામે
જેના બદલામાં મળ્યું છે એમને
કિલ્લાના ઇતિહાસમાં એક લીટી જેવડું જીવન
અને
કિલ્લાની સ્વર્ણિમ નીરવતામાં
મંથરગતિએ ખરતું
સલામત-આરામપ્રદ મૃત્યુ.
કિલ્લામાં
ઉપલબ્ધિઓનો અહમ્ જ માણસનો આધાર છે,
જ્યાં સંતનો સ્વાંગ
અને વેશ્યાની વૃત્તિ જ વહેવાર છે.
કદાચ
એટલે જ
કિલ્લાની અવગણના કરતો બેઠો છું
તમારી સામે.
અને
તમે
જે કિલ્લાથી યોજનો દૂર બેઠાં છો
કિલ્લાની આણમાં
એક કાનથી સાંભળતા એના આદેશ,
તમે
જે
મારાથી યોજનો દૂર બેઠાં છો
મારી ધડકનોમાં
તમારી ઉમ્મીદોને ગૂંથતાં,
તમે
જે
બેઠાં છો
કોઈ પણ ક્ષણે ઊભા થઈ શકવાની
સંભાવનામાં સદીઓથી
અને
જોઈ રહ્યાં છો.
કે
મારા-તમારા જેવા કેટલાય કિલ્લા સામે
લડી રહ્યાં છે લડાઈ.
કયારેક તો અમે શિયાળાની રાતે
કિલ્લાને ભૂલીને
તાપણાની આસપાસ વીંટળાઈને
બેઠા હોઈએ છીએ
એકબીજાની આંખોમાં.
તાપણાની ઝાંયુંને તાકતા,
નાનાં નાનાં ભૂલકાં જેવાં સફેદ વાદળોને લઈને
જાણે
આકાશ પણ ઊતરી આવે છે અમારી વચ્ચે,
વાયુના તારમાં વાગતી હોય છે શાંતિની તરજ,
ચેતના પર
પથરાતા રહે છે
મીઠી નિંદરના થર ઉપર થર ઉપર થર...
ઘર...
ધરતીના છેડા જેવું
ઘર...
જે ક્યારેક પૂઠાનું બનાવેલું બાળપણમાં.
રેતના કૂબામાં મૂકેલી છીપ
જળમાંની માછલીની જેમ
તરફડે છે મારી છાતીમાં,
દિશાઓ જિંદગીની

રહી ગઈ
નોટબુકમાં ચિતરેલાં
પંખીની પાંખોમાં,
અંધકારને વીંધતા
શાંતિને ચીરતા
વરસે છે અગ્નિપ્રક્ષેપાસ્ત્રો.
અમે
સપનાંઓ ખંખેરીને
આંખો ચોળતા
ઊભા રહીએ છીએ કિલ્લાની સામે
અમને રક્ષતા,
ચિચિયારીઓ
અને હુંકારોથી પડઘાતું આકાશ
ઊંચે ઊંચે ચાલ્યું જાય છે.
નાનાં નાનાં ભૂલકાં જેવાં
ભાગતાં સફેદ વાદળોને
ભરખી જાય છે
પ્રક્ષેપાસ્ત્રોની અગનઝાળ.
ઝળહળી ઊઠે છે
મશાલધારીઓના
પ્રકાશમાં
કિલ્લાના કાંગરા,
ગોળ ગોળ ફરતો
ચોતરફ વિસ્તરતો
કિલ્લો
ફરી ફરી પોતાની સમગ્ર તાકાત
અજમાવે છે
અમને પોતાની આણમાં લેવા.
કિલ્લો જ્યારે જ્યારે
અમારા પર ત્રાટકે છે
ત્યારે
અમે
માત્ર બુલંદ સ્વરે
કરીએ છીએ
કિલ્લાની પાપાણપરંપરાનો અસ્વીકાર.
અને
એવા સમયે
ક્યારેક
કિલ્લાની દીવાલોમાંથી કોઈક બારી ખૂલે છે
જેમાંથી
લંબાય છે પીળો પ્રકાશિત માર્ગ.
અમારામાંથી
કોઈકના પગ તળે
એ માર્ગ ગોઠવાય છે.
કિલ્લાની અંદરથી ખેંચાય છે એ માર્ગ
ઉપર ઊભેલા માણસ સમેત.
અમે આર્ત્તનાદો કરીએ છીએ
કિલ્લામાંથી સંભળાય છે વિજયઘોષ
અમારી નજર સામે
'સ્વર્ણિમ' માર્ગ સાથે સરકતો સરકતો
અમારો નિસ્તેજ સાથી
પહોંચી જાય છે કિલ્લાના મુખ સમી એ બારીમાં.
બીજે દીવસે
કિલ્લાની દીવાલ પર
અમારો એ જ સાથી પ્રગટ થાય છે
અમારા પર પ્રક્ષેપાસ્ત્રો ફેંકતો.
અમે
એને
હજુ પણ
એટલો તો ઓળખી જ શકીએ છીએ
કે
એના માટે
અમારા દિલમાંથી ઊઠતી નથી બદદુઆ.
અમારા કંઠ સુકાય છે
ગાત્ર કંપે છે
ક્યારેક બંધ મુઠ્ઠી ખૂલી જાય છે

અને
સરી પડે છે
હાથમાંથી કિલ્લા સામે લડવાના નિર્ધારરૂપી શસ્ત્ર.
ઇચ્છા-અનિચ્છાના વિકલ્પો વિનાનું
એક યુદ્ધ ઊભું છે અમારી સામે
અને કોઈ કૃષ્ણ નથી.
તમે
જે કિલ્લાથી યોજનો દૂર બેઠા છો
કિલ્લાની આણમાં
જેમને ખબર નથી
કે આ કિલ્લો કેમ ટકે છે.
પણ હું જાણું છું
કે
અમારામાંના કેટલાય
કિલ્લાની ભીતર ચાલ્યા ગયેલાઓને ચાહે છે
એમના માટે પ્રેમાદર ધરાવે છે
જોકે
આમાંનું કશું જ પહોંચતું નથી એમના સુધી
એમને
કિલ્લાની ભીતરના આરામપ્રદ મૃત્યુ
અને
કિલ્લાના ઇતિહાસની એક લીટીભરના જીવન ખાતર
છોડી દીધું છે બધું નિર્મમ રીતે.

મેં
પહાડ જેવા પહાડને પણ જોયા છે
કિલ્લાની નાગચૂડમાં સપડાતા
અને
મેળવ્યો છે એ બોધ
કે
આપણી ઠીંગણાઈ જ
કિલ્લાની ઊંચાઈ બને છે
બાકી
આકાશ અને માણસના ઊંચા ઊઠેલા મસ્તકથી
વધીને
કાંઈ જ
ઊંચું નથી આ પૃથ્વી ઉપર.
હું
મારા
એ મૃત્યુને જોઈ જાણી ચૂક્યો છું
જ્યારે
પળભર માટે
મારા દેહ પર ઝૂકશે આકાશ
અને
એક પંખી આરંભશે
વિસ્તરતા આકાશમાં
અનંત ઉડ્ડયન.



# ચાર ગઝલ
લલિત ત્રિવેદી

## પાર કર

તારું હોવું ભલે તું ન સાકાર કર
મારા આકારનો તું ન ઇન્કાર કર.

ક્યાં કહું છું તને કે મને પાર કર
મારી એકાદ ક્ષણને તદાકાર કર.

સર્વ આધારથી મુક્ત કર તું મને
આભ જેવો મને તું નિરાધર કર.

તો પછી કેમ હું એક પડછાયો છું ?
તારા તેજોતમસનો તું ઇકરાર કર.

એનાં મંજીરાં પણ થૈ ગયા છે ભજન
તારી મૂરતમાં તું પણ ચમત્કાર કર !

## તાપમાન ઠંડું છે

કેમ આ આસમાન ઠંડું છે?
કોનું હોવું વિરાન ઠંડું છે?

રોમ ઠંડા છે ને ત્વચા છે બધિર.
રક્તનું ખાનદાન ઠંડું છે.

પાન ધ્રૂજે છે ને ધ્રૂજે છે હવા.
તિમિર પથ્થર સમાન ઠંડું છે.

ને તિરાડોય ઢાંકી દીધી છે,
આંગળીનું જહાન ઠંડું છે.

આ ત્વચા જેવી કામળીમાં, કબીર!
સાન થથરે છે, જ્ઞાન ઠંડું છે.

ચોતરફ લાલ લાલ કીડિયારું.
દેહનું તાપમાન ઠંડું છે.

## ક્ષણભંગુર થૈ બેઠા છીએ

જાતથી પણ દૂર થૈ બેઠા છીએ.
ક્યારના મંજૂર થૈ બેઠા છીએ.

પાત્રતા ને પાત્ર ઓગળતાં ગયાં
એટલા ભરપૂર થૈ બેઠા છીએ!

આંખ સામે સાંજ પણ થૈ ગૈ પસાર
ને અમે મજબૂર થૈ બેઠા છીએ.

મોરના રંગોય ક્યાં દેખાય છે?
કેટલા ઘેઘૂર થૈ બેઠા છીએ'

કોઈ આવે ને સમેટી લે હવે
સાવ ચકનાચૂર થૈ બેઠા છીએ.

શું ફરક, ઝાકળ છીએ કે જળ છીએ ?
આમ, ક્ષણભંગુર થૈ બેઠા છીએ.

## ...અંધારામાં પડછાયો

ડાળીની શેરીમાં લથબથ ગંધ પીધેલો વાયુ લથડે.
અંધારામાં પડછાયો આ પર્ણોની સાથે ખખડે.

બિલ્લાડીની આંખો જેવું કૈંક ચળકતું દીવા જેવું,
અંધારામાં પડછાયો આ પારેવા જેવું ફફડે.

એક દિવસ સૂરજની પાછળ અલ્લીબાબા ગુમ થયેલા.
અંધારામાં પડછાયો આ ચાલીસ ચોર સમો રખડે.

સ્હેજ ચરણની ગંધ આવતાં ઊંચાનીચા કાન કરે છે.
અંધારામાં પડછાયો આ શેરીના ખૂણે સળગે.

## માધવપ્રિયા
### લાલજી કાનપરિયા

*(શિખરિણી-સૉનેટ)*

*પછી ધીમે ધીમે નયન-પથથી ઓઝલ થયો*
*હરી લૈને હૈયું રથ અક્રૂરનો ગોકુલ થકી*
*ઉડેલા ધૂળાભ્રે ઘડીક ફરક્યું મોરપીંછ ને*
*વહી આવ્યો મીઠો રવ મુરલીનો ચિત્ત હરતો;*
*છતાં નિહાળે છે તૃષિત નયનો રિક્ત પથને*
*હજી વારે વારે સુદૂર મથુરા-મારગ ભણી.*

*સરી જાયે દ્યુતિ સકલ ક્ષણમાં ગોકુલ તણી*
*અને મધ્યાકાશે સૂરજ ઢળતો સદ્ય ક્ષણમાં*
*ઝૂલે દૃષ્ટિ સામે દૂર-સુદૂર અંધાર-પડદો*
*ચલે ચીલે ચીલે નજર મથુરા પુરની પ્રતિ*
*અને શોકાવેગે ચરણ લથડી મારગ ઢળે*
*ચૂમી લે છે માટી શકર ગણી બે હોઠ તરસ્યા*

*વીત્યા છે કૈં યુગો તદપિ હજી આતુર નયને*
*ખડી છે જાણે કે પથ નીરખતી માધવપ્રિયા!*

## જીવવું
### 'લક્ષ્ય' ઠક્કર

હર કદમ પર જાનનું જોખમ ઉઠાવી જીવવું,
આઇનાએ પથ્થરો સાથે નિભાવી જીવવું.

પ્રાણ પણ પૂરા નથી, ને લાશ પણ ના કહી શકું,
આટલી અવઢવ છતાં મ્હોરાં ચડાવી જીવવું.

જીવવું અને તું કહે છે તો મુબારક હો તને
જીવવા ખાતર અગર મોઢું છુપાવી જીવવું.

હીર જેવી કોઈ હસ્તી જિંદગીમાં છે જ નહિ?
જાત વેચે એમને ઈશ્વર બનાવી જીવવું?

'લક્ષ્ય' જોને આજ સંબંધોય શું નજરાઈ ગ્યા;
માણસે માણસથી પણ આંખો બચાવી જીવવું!

## વાત કરવી નથી
### મધુમતી મહેતા

*શબ્દ કે સારની વાત કરવી નથી,*
*આજ ભણકારની વાત કરવી નથી.*

*તેં કરી યાદ ને લે હું પહોંચી ગઈ*
*જીત કે હારની વાત કરવી નથી.*

*જીવ લાગી ગયો છે કિનારા ઉપર,*
*છોડ, મઝધારની વાત કરવી નથી.*

*શ્વાસના આ ઘણો મોત હાંકી ગયું,*
*આજ ધબકારની વાત કરવી નથી.*

*છે રિસાઈ વ્યથા નામની નર્તકી,*
*આજ દરબારની વાત કરવી નથી.*

*ને અણીના ચૂક્યા લો શતાયુ થયા,*
*ધાર કે વારની વાત કરવી નથી.*

*મળ મને તું નકાબો હટાવી જરા,*
*સાજ શણગારની વાત કરવી નથી.*

*મેં સમંદરને સ્પર્શ્યો છે પાણી બની,*
*આજ તરનારની વાત કરવી નથી.*

## ભ્રમણ
### જગદીશ ત્રિવેદી

[વસંતતિલકા]

*લાલિત્યથી છલકતા તવ દેહ કાજે*
*મારું નથી ભ્રમણ વિશ્વ-ગલીગલીમાં,*
*તારા પરંતુ ઉરના ઘટથી ઝમેલું*
*ચાખ્યું હતું અમૃત એક જ ચાંગળુંક*
*મેં ત્યારથી ભ્રમણ આદરિયું અથોભ*
*આ વિશ્વના હૃદય કેરી ગલીગલીમાં !*

## ગઝલ

### અશરફ ડબાવાલા

હતું ક્યાં તને આંબવાનું પ્રયોજન?
હતું મન ભરી ચાલવાનું પ્રયોજન.

ફક્ત માપદંડોને વળગી રહ્યો છું;
નથી કાંઈ પણ તાગવાનું પ્રયોજન.

અજાણ્યા આ રસ્તે ભટકતાં ભટકતાં,
તને દેશમાં પામવાનું પ્રયોજન.

અમારે ને ટહુકાને શું લાગેવળગે?
છતાં મોરને પાળવાનું પ્રયોજન.

વિજય કે પરાજયને નક્કી કરીને;
રમતમાં તને રાખવાનું પ્રયોજન.

પડું હર કદમ પર હું ખોટો છતાંયે,
સતત માન્યતા બાંધવાનું પ્રયોજન.

જગત આખું મુઠ્ઠીમાં રાખી ફરું છું;
હવે જાતને શોધવાનું પ્રયોજન.

## ગઝલ

### અશરફ ડબાવાલા

આ શમણામાં થૈ ગૈ નજર સનસનાટી.
અને નેજવામાં ડગર સનસનાટી.

હવે ચાલવું એક ઉન્માદ જાણે;
છે ચરણો કુતૂહલ, સફર સનસનાટી.

ઉદાસીએ જોયું છે શું આંગણામાં?
અચંબામાં ભીંતો ને ઘર સનસનાટી.

પછી હેબતાઈ ગયા સર્વ તર્કો;
હતી કોઈ ઘટના વગર સનસનાટી.

મરણ જિંદગીની પછી એમ આવ્યું;
થઈ એક સન્નાટા પર સનસનાટી.

## 'મને માણસ દેખાડો'

### વિષ્ણુ પટેલ

વહી ગયો કે કાળ, મને માણસ દેખાડો.
મળી નથી કે ભાળ, મને માણસ દેખાડો.

ભડકે બળતું ગામ અને 'સ્યા જામ ભરીને બેઠા.
'માણસ' જેવું મોંઘુંમૂલું નામ ધરીને બેઠા.

'માણસ' થઈ ગઈ ગાળ, મને માણસ દેખાડો.
વહી ગયો કે કાળ, મને માણસ દેખાડો.

શિંગ, પૂંછ, કે હોય ખરી તો તરત ઓળખી લઈએ.
આ તો એક જ વલ્કલ એમાં 'માણસ' કોને કહીએ

માનવતાનું બાળ – મને માણસ દેખાડો.
વહી ગયો કે કાળ, મને માણસ દેખાડો.

હિંસ્ર પશુતા આજ ગુફાઓ છોડી આવી દોડી.
શેરી વચ્ચે શોર મચાવે બંધન સઘળાં તોડી.

પ્રજળ્યું છે પેટાળ, મને માણસ દેખાડો.
વહી ગયો કે કાળ, મને માણસ દેખાડો.

નજરો થઈ ગઈ ઘરડી ચોગમ ચીર ખેંચાતાં ભાળી'
ભીષ્મ થકીયે ભૂંડા મારા હાલ થયા વનમાળી'

ભટક્યું અંતરિયાળ, મને માણસ દેખાડો.
વહી ગયો કે કાળ, મને માણસ દેખાડો.

## બે ગઝલ

### સુરેન્દ્ર કડિયા

(૧)

કરી છે ગગનથી મહોબ્બત કરી છે
અમે એક પીંછાથી સોબત કરી છે

તમોને ખબર શું આ સંધ્યાના રંગો?
કદી કોઈ ઇચ્છા મનોગત કરી છે?

ન મત્લા કે મકતામાં અણસાર એનો
ગઝલની વચોવચ કયામત કરી છે

અમે ફૂલ હોઠે અડાડી લીધાની
આ કળીઓએ નાજુક શિકાયત કરી છે

ખુદાની તો ખિદમત કરી જ્યાં જરૂરી
તમારી નિરંતર ઇબાદત કરી છે

(૨)

*ચોધાર થઈ જવામાં બાકી કશુંક રાખો*
*ધિક્કાર થઈ જવામાં બાકી કશુંક રાખો*

*રંગોમાં રંગ રાખો, પીંછીમાં પ્રાણ રાખો*
*સાકાર થઈ જવામાં બાકી કશુંક રાખો*

*શત્રુ મથે અવિરત તોપણ કળી શકે ના*
*પડકાર થઈ જવામાં બાકી કશુંક રાખો*

*ઝલમલતી જ્યોત ઝીણી જલતી રહે એ રીતે*
*અંધાર થઈ જવામાં બાકી કશુંક રાખો*

*અસ્તિત્વની અગોચર સત્તા કબૂલી લૈને*
*ખૂંખાર થઈ જવામાં બાકી કશુંક રાખો*

## એક (સ્વકેન્દ્રી) કાવ્ય

### જ્યોતિષ જાની

*આજથી બોંતેર વર્ષ પહેલાં,*
*કુમળા-ભીના કાનમાં કોઈ જ્યોતિષીએ*
*ફૂંક લગાવી,*
*'જા! આજથી તારું નામ જ્યોતિષ!'*
*જીવનમાં એ પછી વળાંકે, વળાંકે,*
*અનેક ઉસ્તાદ જ્યોતિષીઓએ આ 'જ્યોતિષ'નું*
*ભવિષ્ય ભાખ્યું.*
*થાય છે. એકાદ જ્યોતિષી સાચો પડ્યો હોત–!!*
*તો જીવનમાં હારવા જેવી બાજી,*
*જીતી ના શકત*
*અને*
*જીતવા જેવી બાજી*
*કદી હાર્યો ન હોત!*
*હાર-જીતનાં લેખાં-જોખાં એમ તો*
*આ 'જ્યોતિષ'ને પણ*
*ક્યાં કદી આવડ્યાં છે?*

## ગઝલ

### મહેન્દ્ર જોશી

શબ્દને પામ્યા અને આ અર્થને પામ્યા નહીં,
કોણ છે એ લોક જેઓ દર્દને પામ્યા નહીં?

સંગ તો થોડુંક ચાલ્યા ને તરત પાછા વળ્યા,
એ પછીથી ઘર જવાના માર્ગને પામ્યા નહીં!

જીભ પર ભગવી ધજા ફરકે ભલેને શબ્દની,
લાખ એના ધર્મ હો પણ મર્મને પામ્યા નહીં.

આપણે વધતા રહ્યા ખાલી ઉમરના કારણે,
કોઈ બાળકમાં વીતેલાં વર્ષને પામ્યા નહીં.

રંગ એ નો એ જ ને ચળકાટ પણ એવો રહ્યો,
ગેરુ ને કાંચન વિષેના ફર્કને પામ્યા નહીં.

ઓટ-ભરતીનો સમંદર પાંપણો પર ઊંચક્યો,
શોકને પામ્યા નહીં કે હર્ષને પામ્યા નહીં.

# અભિનેત્રીને

### યશવંત ત્રિવેદી

તું સૌંદર્યના ટાપુ પર કલ્પ-વૃક્ષોથી આચ્છાદિત હરિયાળી વચ્ચે
પીઆનો પર આંગળીઓ રમાડતી વસંત જેમ બેઠી છે...!
સમુદ્રનાં પાણીમાંથી કંડારેલા તારા ચહેરા પર મોજાં ઉપર મોજાં ઊઠે છે...
ગુલમહોર અને વાંસનાં લાલ ફૂલોની પાંદડીઓ ઝરમર્યાં કરે છે તારા ગાલ ઉપર...

જૂહુની પર્પલ સાંજની ફ્લોરેસન્ટ લાઈટમાં તું વીનસ જેવી શોભે છે!
પીઆનોના સૂરો સાથે રેઇનટ્રીઝનાં પર્ણો પતંગિયાંની જેમ ખર્યા કરે છે
હવે તું જાણે દોડીદોડીને એ પતંગિયાંને પકડવા નીચે વળતી હો-
ત્યારે સિલ્કની જાંબુડી સાડીમાંથી જરાક બહાર સરકી આવેલાં તારાં સ્તનો
ઇન્ગ્રેસનાં ચિત્રોની સ્ત્રીઓનાં સ્તનો જેમ અધ્ધર શાશ્વતીમાં હલ્યાં કરે છે....!

પછી તારા કેશરાશિને મેઘમં' ની જેમ ઉછાળતી વિલાની બાલ્કનીમાં ઊભી ઊભી
સમુદ્ર પર વરસાતા વરસાદને અતીતની સ્મૃતિ જેમ જોયા કરે છે
ને બારીના કાચ ઉપર વરસતાં ટીપાં પર આંગળી ફેરવીને ઝાંખું ઝાંખું કંઈક લખે છે-

જાણે સામેના ઘાસના મેદાનમાં ઓરોરા બોરિએલિસનો પીકોક-પ્રકાશ પથરાઈ રહ્યો છે!
ઉપર શ્વેત-ગ્રે મોતી જેવો ચંદ્ર વાદળાંમાં ક્વચિત્ છુપાતો ઝાંખો ઝાંખો ચમકે છે
લીલા ઘાસ વચ્ચે તું ચત્તી પડી પડી પ્રકાશને પકડવા હથેળી ઉછાળી રહી છે!
તારા સાથળ પર જોશથી વાતો પવન સાડીને મોજાંની જેમ ઉરાડી નાખે છે...
ને એ જ સમયે ત્રાડ પાડતો ચિત્તો તારા પર તૂટી પડે છે ઝાડીમાંથી...!

તને સ્વપ્નમાં ઊંડે ઊંડે થાય છે કે તારા હૃદય પર કોઈ વેદનાની એમ્બ્રોઇડરી કોતરે છે!
તારા શાશ્વત નારી-શરીર ભીતર તને ક્યાંક કળે છે શતાબ્દીઓથી ટપકતી ધૂસર વેદના!

છાપાંમાં છપાતી તારી તસવીરોમાં, ટી.વી.ના તારા ઇન્ટરવ્યૂઝમાં, ફિલ્મ્સના શૉટ્સમાં
માસ-મીડિયાની રંગીન ગ્લૅમરમાં આસમાનથી ખરતાં સુવર્ણ પીંછાંની બોછારમાં
ઇન્ટિમેટના ઊડતા ફુવારા અને શૅમ્પેનની લીલી ધાર જેવી ઢોળાતી રાત્રિઓમાં
ક્યારેક તારો હાથ થંભી જાય છે એમ્બ્રોઇડરીવાળા બ્લાઉઝ ભીતર વસંતની વેદના ઉપર....!

# એક પરીકથા

## યશવંત ત્રિવેદી

રાજકુંવરીની સમુદ્ર જેવી આંખોને જોતાં જોતાં રાજકુમાર બોલ્યો: "તું અહીં સરુવનમાં પ્રતીક્ષા કર. હું હમણાં તારા માટે જલપરીની આંખનું મોતી લઈને આવું છું." ને એ સમુદ્રમાં કૂદી પડ્યો.

રાજકુમાર બિલોરી પાણીમાં સેલારા મારતો હર્ષથી કિનારે પાછો આવ્યો ત્યારે રાજકુંવરી એને દોડીને ભેટી પડી. |સમુદ્રના ઊંડાણ અને આકાશના તેજથી મોતી ઝળાંઝળાં થતું હતું! એ પૃથ્વી પરનું એક અણમોલ ગીત હતું! રાજકુંવરીએ ક્યાંય સુધી મોતીને ધારી ધારીને જોયા કર્યું. પછી પોતાના સોનાના કાંટામાં ફીટ કરીને પહેર્યું અને દર્પણમાં જોઈને નાચી ઊઠી!

પણ પહેરતાંની સાથે જ રાજકુંવરીને મૂર્ચ્છા આવી ગઈ. થોડી વારમાં એના પગ પર ફિન્સ આવી ગઈ. એની આંખોમાં પાણીનાં મોજાં ઊછળવા માંડ્યાં.

રાજકુમાર ફાટી આંખે જોઈ રહ્યો: "તું પણ જલપરી છે?"

પૃથ્વી આળસ મરડીને બેઠી થતી હોય એમ પરી મૂર્ચ્છામાંથી બેઠી થઈ. રાજકુમાર સામે વેદનાથી જોઈ રહી. બોલી: "મને શાપ હતો. તું મને મોતીની ચૂની પહેરાવે ત્યારે જ મારી મુક્તિ થવાની હતી."

"તું આને મુક્તિ કહે છે? આટલાં ફૂલો અને પંખીઓ સમા દિવસો ગાળ્યા એ ભૂલી ગઈ? પ્રેમ તો શાશ્વત બંધન છે! એને તોડી નાખીશ?" રાજકુમાર ઉદાસઅવાજે બોલતો હતો. વંટોળનો પવન એના ધ્રૂજતા અવાજને ઉરાડી મૂકતો હતો.

"એક શ્વેત પ્રકાશની જેમ સી-ગલ ઊડતું ઊડતું આવીને બેસે એમ તું મારા હૃદયમાં આવીને બેઠી છે! આસોપાલવ પરદાની જેમ ચંદ્રને ઢાંકીને ડોલ્યા કરે તેમ તું મારા અસ્તિત્વ પર ડોલ્યા કર્યો છે! સ્ટ્રીટ-લૅમ્પ હાથ લંબાવીને રાત્રિના જાંબળી વસ્ત્રને સ્પર્શ્યા કરે એમ તું મારા વસ્ત્રને સ્પર્શ્યા કર્યો છે. ને શેષપ્રહરો લગી તેં મને સુવર્ણ બીડના ચહેરા વિષે કે સાવરણો વાગતાં છાપરા પરથી નીચે ઊતરીઆવેલા આકાશ વિષે કેટકેટલી દંતકથાઓ કહી છે! તેં મને ફૂલોની ઠીબોમાં નીતરતા રંગો દેખાડ્યા છે! દર્પણમાં કવિતા જેમ શૃંગાર કરતાં શિખવાડ્યું છે! નક્ષત્રો જેમ પ્રજ્વલતા પ્રેમના દ્વીપો દેખાડ્યા છે! હિરણ્ગર્ભ ભાષા શિખવાડી છે! એટલે હે પ્રિય હે પ્રેમના શાશ્વત બંધનને તોડીને ક્યાં જવાની છું? મેં તારી પૃથ્વીની ભાષા શીખી લીધી છે. હવે તું સમદ્રની ભાષા શીખી લેજે." ને જલપરીની આંખોમાં વેદનામાં ટીપાં જેવાં મોતી ચમકી રહ્યાં.

"તું વિરહનો અર્થ સમજે છે? હમણાં પુષ્પોમાં ફૂટનારી જ્વાલાને જાણે છે? જંગલમાં બે ડાળીઓના ઘર્ષણથી અગ્નિ પ્રજ્વલે છે એમ હૃદયમાં ફૂટનારા અગ્નિને ઓળખે છે? મારું રક્ત સહન નહીં કરી શકે તારા વગરની પરોઢને! આંગળીઓ પકડી નહીં શકે બે હાથના આલિંગન સમાં પંખીનાં ઉડ્ડયનોને; આતુરતાની જેમ ધસી આવતા તારા બે હોઠની શાશ્વતી-ક્ષણની રાજમુદ્રાને! તને યાદ છે કે તું દક્ષિણાયનના કેસરી ઢોળાવો પરથી ફૂલોની નદી જેમ તારામાં પાછી ફરતી હતી... ને હું ઝબ્ દઈને પકડતો હતો સમુદ્રનાં મોજાંને, સી-ગલ્સની પાંખોને, ખુલ્લા આકાશને...! ને વૃક્ષથી ધીરે ધીરે છૂટી પડતી છાયાની જેમ તું તારા શરીરથી છૂટી પડીને મારા કર્ણમૂલમાં પૃથ્વીની જેમ મર્મરતી રહેતી વેલ્લી પરોઢની કાગાનિંદરમાં? મેં તને આકાશ જેટલા અનર્ગળ ઉત્સાહથી શિખવાડી હતી પૃથ્વીની બારાખડી! 'પ' પ્રકાશનો 'પ'. 'પ' પ્રેમનો 'પ'. હવે તું ભાષાના વસ્ત્રને ફાડીને ચાલતી થઈશ! હવે શેષ જીવન હું કોની સાથે ફૂલોના એરીઅલ અને તારાઓના એન્ટેના સમા સંવાદ બોલ્યા કરીશ?" ને રાજકુમાર

જાણે ખરેખર ભાષાનું વસ્ત્ર કપાઈ ગયેલો નિર્વસ્ત્ર ઊભો હોય એમ ચૂપ થઈ ગયો.

"આ શાલ્મલિ વૃક્ષો સામેના સમુદ્રમાં તું વહેલી પરોઢે આવજે. હું હમેશાં તારી પ્રતીક્ષા કરીશ. હું તને સમુદ્રની ભાષા શિખવાડીશ. અમારા જેવી નિર્દોષ ભાષા વિશ્વમાં બીજે ક્યાંય નથી! નરી જલ સમી લાગણીની ભાષા! પરમાત્માએ પાણી અને પ્રકાશ સર્જ્યાં ત્યારની પ્રાંજલ ભાષા અમે સાચવી રાખી છે. પાણીનાં હરિકેન અને પાણીનો પ્રકાશ! જલકન્યાઓ રમતી હોય તેના ઊર્મિચંચલ છબછબ અવાજની મધુર જલલિપિ! મોજાંઓ અમારા ભોજપત્રો છે! અને દરિયાઈ પંખીની ચાંચ જાણે બરુની કલમ! તું વિશ્વની અમર જલગીતિકાઓ લખજે. હું શંખલામાં બેસીને તારા મંદ્રમંથર સમુદ્ર-અવાજને સાંભળ્યા કરીશ. ધીરે ધીરે પાણીની ઘૂઘરીઓનો બ્રેસ્લેટ જેવો અવાજ તારા કાનમાં ગુંજવા માંડશે. અમારી પાસે રત્નોના ભંડાર છે. હું નવા નવા અલંકારો પહેરી તને આશ્ચર્યચકિત કરી દઈશ. પૃથ્વીની સામ્રાજ્ઞીઓના શણગારો અમારી નાનકડી જલકન્યાના શણગાર પાસે તુચ્છ છે! પાણી એ સમુદ્રની વનસ્પતિથી વણેલાં અમારાં પારદર્શક વસ્ત્રોની પાર, તું મારી સખીઓને જોઈશ ત્યારે દિંગ થઈ જઈશ. તને નાના નિશાળિયાની જેમ સમુદ્ર-ભાષાના પાઠ ગોખતો જોઈને મારી સખીઓ એટલી તો ખિલખિલાટ હસી પડશે કે પાણીમાં પંખીઓનાં ઉડ્ડયનો જેવા પડઘા પડશે." ને જલપરી વર્ષા સમા મંદ્ર મંદ્ર સ્પર્શથી રાજકુમારને ભીંજવી રહી.

"આ ટાપુઓ જેવા ધસી આવતાં આંસુનાં ટીપાંને ક્યાં રોકી રાખું? વેદનાની આ મોતિયન માળા કોના કંઠમાં પહેરાવું? મારા પગમાં તું પૃથ્વીને પથ્થર જેમ બાંધીને ચાલી જાય છે તે હું હવે કેમ કરીને ચાલીશ? શું પુષ્પ જેમ ખીલવું એ જ વેદનાપથ છે? નક્ષત્રોથી નક્ષત્રો સુધી કોણે બાંધ્યો છે આ પીડાનો માર્ગ? ફૂલોથી તારાઓ સુધી! શબ્દોથી શબ્દો સુધી! જાણે તું પ્રકાશને માટી ભીતર દાટીને જઈ રહી છે કોઈ અનામ દ્વીપો ભણી! ને હું ક્યાં ક્યાં સફર કરતો રહીશ સી-ગલ્સના એક ક્રંદનથી બીજા ક્રંદન લગી!?" ને રાજકુમારનાં નેત્રોમાં પૃથ્વી સમાં આંસુનાં ટીપાં ઝળૂંબી રહ્યાં!

"રાજકુમાર, વીજળીના ઝગકારમાં નદી વધુ ચમકે છે. બળતા વનની જેમ, પ્રેમ પણ અગ્નિની જ્વાલાઓમાં વધુ સુંદર લાગે છે. સૌંદર્યને સર્વદા અભિશાપ છે વિરહનો અને વેદનાનો. વરસાદ અવિશ્રાંત વરસ્યા કરે છે તે પણ એકાકી છે. આપણો પ્રેમ ખરેખર તો છાયાઓ સાથેનો હોય છે. હું કોણ છું એ તું ક્યાં જાણે છે? તારી ખરી જાતને હું પણ ક્યાં જાણું છું? ખરેખર તો વિરહ જ આપણો સ્વર્ગલોક છે! પૃથ્વી અને સમુદ્ર – એ બન્નેની વેદનાને એકઠી કરતાં જઈશું તો કેવાં અનુપમ રત્નોની માળા ગૂંથી શકીશું? પાણી ભીતર રમવા આવતા સૂર્યને હું સાથળમાં સંતાડી દઈશ. હું એક નવા સૌંદર્યને જન્મ આપીશ. બસ તું રોજ મને આ શાલ્મલિ વૃક્ષોની છાયામાં, પ્રકાશ પછીના પ્રકાશની છાયામાં, મળતો રહેજે. લે, તો હું તારી અને વસુંધરાની વિદાય લઉં! તારા શરીરની પુષ્પગંધ અન તારા વિહ્વલ હૃદયની ઝંખના સાથે લઈને જાઉં છું. વસુંધરાની છાયા અને પાણીના મિશ્ર વિષાદનું હું એક નવું વસ્ત્ર વણીશ – પ્રેમની સમાંતરે વિષાદની ભાષાનું ભીનાશથી ઝળહળતું રેશમી વસ્ત્ર. ને જતાં જતાં તને વચન આપું છું. પ્રભાતના વાલુકાતટે હું કૃષ્ણની મૂર્તિ બનાવતી રહીશ અને અનાગત જન્મમાં તને વર તરીકે માગી લઈશ!"

રાજકુમાર બંધ થયેલી ગિટાર જેમ ચૂપ થઈ ગયો. વાદળોથી ઘેરાયેલાં નેત્રે જલપરીને સમુદ્રમાં અદૃશ્ય થતી જોઈ રહ્યો.

એ સમયે ખિલખિલાટ હસતી કન્યાઓનું એક ટોળું ત્યાંથી પસાર થયું. જલપરી પર દૃષ્ટિ પડતાં કવિતા લખતી એક છોકરીએ વિસ્મયથી બૂમ પાડી : "જલદી જુઓ! સમુદ્રની કલગી સમી એ કેટલી સુંદર લાગે છે! ને એના કંઠ પર ક્ષિતિજનો જાંબળી હાર કેવો ચળકે છે – જાણે વેદનાના પર્પલ-સ્ટોનનો નેક્લેસ '

□

### કૈં કહી શકતો નથી

**સુધીર પટેલ**

હો મૌન ચડિયાતું કે તડફડ, કૈં કહી શકતો નથી.
છે જાત સાથેની જ ચડભડ, કૈં કહી શકતો નથી.

એક વાતનાં હો કેટલાં પડ, કૈં કહી શકતો નથી.
અર્થો વિશે છું સાવ અણઘડ, કૈં કહી શકતો નથી.

પીંછી-લસરકે ચીતરાયલ વૃક્ષ છું, મારી ભીતર
લીલું હશે કે સાવ ઉજ્જડ, કૈં કહી શકતો નથી.

દેખાય નહિ પણ શ્વાસમાં ઘોળાય છે ખુશ્બૂ થઈ,
એ દૂર છે કે છે અડોઅડ, કૈં કહી શકતો નથી.

આ જિન્દગી પણ સાપ-સીડીની રમત લાગે 'સુધીર',
ક્યારે થશે કોની ઊતર-ચડ, કૈં કહી શકતો નથી.

### ધ્યાનથી

**શિવજી રૂખડા**

શબ્દના ઘરને સજાવો ધ્યાનથી
ને પલાંઠી ત્યાં લગાવો ધ્યાનથી

ગડગડાટી વાદળાંઓ છો કરે
એકતારાને બજાવો ધ્યાનથી.

ચરચરાટીની મઝા કંઈ ઑર છે
એક કાંડી જો જલાવો ધ્યાનથી.

હણહણાટી અશ્વની બાંધો, અને
પગ લગી તાળું લગાવો ધ્યાનથી.

ફડફડાટી ઓગળે પરદા તણી
ફક્ત પરદો ઊંચકાવો ધ્યાનથી.

થઈ જશે આ કુંભ અમૃતનો પછી
'દર્દ' પ્યાલો ગટગટાવો ધ્યાનથી.

### થોભો જરી

**ઈશ્વર સુથાર 'શિલ્પી'**

થોભો જરી ઢાળો કરી આવું,
આ ઘર સજાવીને જરી આવું.

રાતો મળી દિવસ સમી કાલે,
સૂરજ મળે આજે ફરી આવું,

તાજાં ગુલો આંખો મહીં ઘૂંટ્યાં,
નયનો મહીં હું ઊભરી આવું.

આઘાતમાં આધાર તું તો છે,
પડખે રહે ચંદા ઠરી આવું,

મ્હેકે મુખે આકાશનાં ફૂલો,
તારા ખરે તો ઊતરી આવું.

'શિલ્પી' કહે ઝાકળ ખરાં દર્પણ,
સંધ્યા મળે દીવો ધરી આવું.

### રણ થવા ઇચ્છે બધાં

**કરસનદાસ લુહાર**

રણ મહીં નદીઓ ભળે તો રણ થવા ઇચ્છે બધાં;
જળ અને મૃગજળ મળે તો રણ થવા ઇચ્છે બધાં!

રણ તજી ચાલ્યાં ગયેલાં, પણ રણે વસવા ફરી
ઝાડવાં પાછાં વળે તો રણ થવા ઇચ્છે બધાં!

શુષ્ક અન્ધારે હરિત હોલાયા ટહૌકાના દીવા;
એ ફરીથી ઝળહળે તો રણ થવા ઇચ્છે બધાં!

રેતના ઢૂંવે વસંતી નિર્ઝરો ગૂંગળાઈ ગયાં;
જો હવે એ ખળખળે તો રણ થવા ઇચ્છે બધાં!

બાગથી તું નીકળે ને આ તરફ બસ જો વળે;
એમ તું રણમાં મળે તો રણ થવા ઇચ્છે બધાં!

## એક વેદના

ફિલિપ કલાર્ક

કેવું કેવું થાય?
જોવા જેવું થાય.
કે આંસુ આવે એવું થાય.
ઝંખના જેની હૈયે એના સરતા દૂર ઉતારા.
હાલકડોલક નાવ અમારી સરતા દૂર કિનારા,
દર્દ એનાં એ ઘૂંટાતાં
અટકળો બદલાય;
તાણાવાણા વિચારોના
વેદનાઓ વળ ખાય;

કેવું કેવું થાય!
જોવા જેવું થાય.
કે આંસુ આવે એવું થાય.
ઘાટઘાટની ઘટતી ઘટનાઓ બદલાતા કેવા ઘાટ?
ઉપર હસવું ભીતર રડવું કરવી કોને વાત?
થઈ જઈએ સોટી
કસોટી એવી થાય;
લીલાં લીલાં પાન પછી
ટપ્ ટપ્ ટપકી જાય;

કેવું કેવું થાય?
જોવા જેવું થાય.
કે આંસુ આવે એવું થાય.

## પાણી

યાકૂબ પરમાર

પરપોટે પરપોટે ફૂટે છે તોય
પાછું પાણી તો પાણીનું પાણી
તૂટ્યા ને ફૂટ્યાના સાંધા કે રેણ વિના
અક્ષત વહે છે સરવાણી

ધોધ બની પથ્થરની છાતી ચીરે
અને ધુબાકા મારી લે ખીણમાં
ધીરગંભીર એ તો બની જાય પાછાં
મસ્તી વિખેરીને ફીણમાં

કદી પથ્થરને બનાવી દે પાણી.

જળની રાશિથી જરા છૂટું પડીને
આજ ટીપું ચડ્યું છે એક ચાળે
કિનારે કિનારે સૂરજ સજાવીને
સૂરજને પાછો ઉછાળે
એને એકલા પડ્યાની ઉજાણી.

## તનાવ જૂઠો છે

કિરીટ ગોસ્વામી

આયનાનો લગાવ જૂઠો છે
બિમ્બનો રંગ સાવ જૂઠો છે

સ્વપ્ન એકાદ જાય તૂટી પણ;
દોસ્ત! તારો તનાવ જૂઠો છે.

તેં જ આંખે મને વસાવ્યો'તો,
તું જ કહે છે – બનાવ જૂઠો છે

આપણે સ્થિર ક્યાં થશું આખર
આપણો હર પડાવ જૂઠો છે

આંસુના રાઝ જાણી એ બોલ્યાં-
મામલો ઝટ પતાવ, જૂઠો છે

# એક રચના

## પરિમલ દેસાઈ

હવામાં તરતી શીતળ લહેરો
અને ઝાકળના હળવા આવરણ વચ્ચે
કૂંપળની જેમ ફૂટતાં
સૂરજના પહેલા કિરણોથી
હું મીણની જેમ પીગળવા લાગ્યો હતો

આવી જ એક શિયાળાની સવારે
ઉદ્યાનની હરિયાળી પર ઊઘડતા
આછા અજવાસમાં
તારા હોઠ વચ્ચેથી
ટહુકાની જેમ સરેલું મારું નામ-
અને તારી હથળેમાં પ્રગટેલી ઉષ્માએ
મને આમ જ પીગળાવી દીધેલો

અત્યારે કદાચ તું
તારા ઝરૂખામાં ઊભી રહીને
તૃણો પર ઝમેલા તુષારને
કે એ તુષારને ચમકાવતાં
આ હૂંફાળાં કિરણોને
મુગ્ધતાથી જોતી હોઈશ
કે ઊડતાં વિહંગોના કલરવને ઝીલતી હોઈશ
ત્યારે
તારી ત્વચા અને તારાં વસ્ત્રો વચ્ચે
જળવાયેલી હૂંફને
મારી ભીતર ઉતારી દેવા ઝંખતાં
મારાં ટેરવાંઓથી મેં
બારીના કાચ પર પથરાયેલા ભેજની સપાટી ઉપર
તારા નામને હળવેથી ચીતર્યું
અને તારા નામના ખૂલેલા વિસ્તારની
પારદર્શકતામાં મેં તને શોધી જોઈ

પરંતુ,
છેલ્લે જ્યારે તું છૂટી પડી હતી
ત્યારે તારી ન વરસેલી આંખોમાં
છવાયેલા ભેજ જેવી જ
એક ભીની ભારેખમ શીતળતા
મારાં ટેરવાં પર બાઝી ગઈ...!

શિયાળાની સાંજથી
ચારે બાજુથી બંધ કરેલા તારા આવાસમાં
તેં રાતભર ઉછેરેલા હૂંફાળા વાતાવરણને
અને તારી એકલતામાં ખરેલા
તારા નિશ્વાસોને તેં
વહેલી પરોઢે બારીઓ ખોલીને
પારેવાની જેમ ઉડાડી દીધા હશે
મોડી રાત સુધી
ભટકી ભટકીને ભેગી કરેલી
હિમ જેવી શીતળતાને લઈને
હું ઓરડે પાછો ફર્યો હતો
ત્યારે તારી તસવીરમાં થીજી ગયેલા
સ્મિતે મને આવકાર્યો હતો.

વહેલી પરોઢે
એકલતાથી ખચોખચ ભરેલા
મારા ઓરડાની ખુલ્લી બારીઓને
ઠંડા સમીરનાં ઝોકાંઓએ ખટખટાવી હતી
તારા પગરવના ભણકારાઓએ
મારા ઓઢેલા વસ્ત્રને ખેંચી લીધું હતું.

અને ફરીથી મેં
એ જ રસ્તેથી એ જ સ્થળે
અને એ જ વૃક્ષ તળે જઈને
વૃક્ષની છાલને ખોતરતાં ખોતરતાં
તારી ઉષ્માને શોધી જોઈ હતી
અને છતાં
મારી ત્વચા પર ફરી વળેલી શીતળતા

અકબંધ હતી.
તેં આ નગરમાં રહીને જ
મારા નગરને છોડી દીધું
પરંતુ
આ નગરને છોડીને પણ હું
તારા નગરને છોડી શક્યો નહીં

આ નગરના ઉદ્યાનમાં
હિંચકે ઝૂલતાં ઝૂલતાં
અને એ વૃક્ષ તળે
ખરતાં પાંદડાંઓના મૌન વચ્ચે
મેં તને જેટલી નજીક અનુભવી છે
તેટલી નજીક તને મેં
મારા શયનકક્ષમાં પણ જોઈ નથી

ચોપાસ થીજતી હવાઓની વચ્ચે હવે
ફરી એક વાર પીગળી શકું તે માટે
હું ગ્રીષ્મની રાહ જોઈશ
તેના આખા મધ્યાહ્નને ઓઢી જોઈશ
તારી સ્મૃતિની હિમશિલાઓને પણ સેવી જોઈશ
અને તારી આંખોમાં છવાયેલો ભેજ પીગળવા લાગે
તેવા એક સપનાને હું
મારી ખુલ્લી હથેળીમાં ઉછેરતો રહીશ
ફરી કદાચ
શિયાળાની કોઈક સવારે
નગર પર પથરાતા અજવાસમાં
તારા કંઠેથી
એકાદ ટહુકો ખરે...!



## ચલ, બુઝાવી તો જો

**'ઉશનસ્'**

આગ પાણી વિશે તું લગાવી તો જો,
આ સળગતી તરસને બુઝાવી તો જો.

અંધને તો પિછાણે છે રસ્તા બધા,
રાહ પર દેખતાને ચડાવી તો જો.

ઊંઘતા છો ને જાગ્યા કહે ઊંઘમાં,
ઊંઘથી જાગતાને જગાવી તો જો.

વાગશે દોસ્ત, ક્યારેક તો લક્ષ્ય પર,
બાણ તારું પણછ પર ચડાવી તો જો.

ઘાવ હૈયું ઝાલે, આંખ હસતી રહે;
કોક દી આંખને પણ રડાવી તો જો.

આમ ક્યાં જીતવું સ્હેલ છે યુદ્ધમાં?
આંખને આંખ સાથે લડાવી તો જો.

ફૂંક મારીને ઝંઝાને છંછેડ મા,
દીવડી શબ્દની ચલ, બુઝાવી તો જો.

## છેલ્લું તીર

**રજનીકાન્ત સથવારા**

વાડ ઉપર સૂકવેલું ચીર છે,
કોઈની નક્કી અહીં જાગીર છે.

જિન્દગીનો છે લબાચો હાથમાં,
બેય પગમાં શ્વાસની જંજીર છે.

હું કદી ફરક્યો નથી દરિયે છતાં
માછલીની આંખમાં તસવીર છે.

તોરણો બંધાય છે ગઈકાલનાં,
ચાલ, પાછો વળ, કશું ગંભીર છે.

તોય મારે આંગણે આવી ગયાં,
આમ તો તારી નદીનાં નીર છે!

એક ટીપું રણ મળે તો લાવવું,
આંજવા માટે દવા અકસીર છે.

ભેદવાનાં છે અરણ્યો કેટલાં!
હાથમાં બસ એક છેલ્લું તીર છે.

## બે ગઝલ

### કિશોર મોદી

*ગૂઢતાનો ભેદ ચીતરવો પછી,*
*ને સનાતન વેદ ચીતરવો પછી.*

*એપણાનો રોજ સરવાળો કરી*
*જિંદગીનો છેદ ચીતરવો પછી.*

*અહીં પળેપળ મૌનની લીલાશ લઈ,*
*પૂર્ણતાનો વેદ ચીતરવો પછી.*

*યુગયુગોથી કોઈ શાપિત અહલ્યા છું,*
*કઈ રીતે નિર્વેદ ચીતરવો પછી ?*

*નિત સમસ્યા છે સમસ્યા છે કિશોર,*
*આ જગતનો ખેદ ચીતરવો પછી.*

મોનના સ્તૂપમાં કૈંક છુપાયું છે,
દરઅસલ ચૂપમાં કૈંક છુપાયું છે.

એટલી અહીં કદાપિ ખબર થઈ નથી,
વિશ્વના કૂપમાં કૈંક છુપાયું છે.

એ જ રીતે ક્ષણેક્ષણ સદા માણી છે,
સ્મિતના રૂપમાં કૈંક છુપાયું છે.

એજ છે એજ છે એજ છે એવું કહી
એક સમરૂપમાં કૈંક છુપાયું છે

એટલે શિશ નમાવું છું કિશોર
સૂર્યના ધૂપમાં કૈંક છુપાયું છે.

## બે ગઝલ

### દિનેશ ડોંગરે 'નાદાન'

દર્દનું અસ્તિત્વપૂછી જાય છે,
કો'ક મારા અશ્રુ લૂછી જાય છે.

સ્હેજ અમથી એ બતાવે લાગણી
(ને) આખે-આખું અંગ ધ્રૂજી જાય છે.

મૌન રહું તો મારો આતમ ડંખે ને
બોલું તો વિશ્વાસ ઊઠી જાય છે.

સુપ્ત ઇચ્છા સપનું થઈને જાગે છે,
મારું હું પદ જ્યારે ઊંઘી જાય છે.

હું લખું છું રોજ મારું ભાગ્ય ને
રોજ આવી કોઈ ભૂંસી જાય છે.

જ્યાં જઉં છું ત્યાં ઉદાસી હોય છે,
કોણ મારું પગલું સૂંઘી જાય છે ?

સમજણનો છે અભાવ તને પીડશે સતત,
એકાદ અણબનાવ તને પીડશે સતત.

સંબંધમાં તનાવ તને પીડશે સતત,
એકલપણાનો ભાવ તને પીડશે સતત.

નાહકનું ઝૂરવાનું હવે છોડજે ઓ દિલ !
એનો છે એ સ્વભાવ તને પીડશે સતત.

હો હારવાનો રંજ, કે ખુશીનો કેફ હો,
તારા રમેલ દાવ તને પીડશે સતત.

ઘનઘોર અંધકારને દરિયાની આ સફર,
નાવિક-હલેસું નાવ તને પીડશે સતત.

એને સમયનું વ્હેણ મિટાવી નહીં શકે,
આ લાગણીના ઘાવ તને પીડશે સતત.

## કાલ તો ભેરુ

**મંગળ રાવળ 'સ્નેહાતુર'**

કાલ તો ભેરુ ફરવા જઈએ ઘરથી દૂર દૂર વન,
આવશું મોડા સાંજને ટાણે વળતાં વળે જન!
    નદીએ નાળે ના'શું અને
        ગીતો ગાશું ઢગ;
    ખાશું બોરાં મીઠડાં અને
        જોશું સારસબગ.
ફૂલડે ફોરમ સૂંઘતાં આપણાં મ્હેંકી ઊઠશે મન...
કાલ તો ભેરુ ફરવા જઈએ ઘરથી દૂર દૂર વન.
    ઝાડની ઉપર ચઢશું અને
        રમશું લીલી ડાળ;
કૂદશું હૂપાહૂપ કરીને
    ભરશું હરણફાળ!
મોરની પીંછી માથે ખોસી બનીએ જુદા જન...
કાલ તો ભેરુ ફરવા જઈએ ઘરથી દૂર દૂર વન.
કાંટા કાંગરા ખૂંદી પછી
    ચઢશું મોટા ઘાટ,
મોતને માથે માંચડા બાંધી
    કરશું રઝળપાટ
કોઈને કીધા વગર જઈએ ઊગે પહેલા દન...
કાલ તો ભેરુ ફરવા જઈએ ઘરથી દૂર દૂર વન.

## બાળ અને બોગનવેલ

**રાજેન્દ્ર શાહ**

(બોગનવેલ = વહુરાણી) (હિન્દીમાં)

બાળ:
    હે વહુરાણી,
    અમ ઉપવનની તો તું શોભા
        રઝ રઝ ફૂલવાળી.
    અહીં લાલ ને
        અહીં પીળો ને
            અહીં કેસરી લટકો;
    પણ એક વાતનો ખટકો.
        –તું કેમ હશે કાંટાળી?
વહુરાણી:
        હે બાળક વનમાળી!
    રઝરઝને હિલ્લોળે છે
        વિસ્તરતી મુજ ડાળી.
શોભા છે પણ
    નહીં ગન્ધ ને
        નહીં ભ્રમરનું ગાન :
    પણ સીમની રાખું શાન.
હાણ કરન્તા આવે ત્હેને સદાય રહું છું ખાળી.

# આસ્વાદ

## માય ડિયર જયુ

### પોતપોતાનું

*પોતાને પામવા માટે છે દર્પણ પોતપોતાનું,*
*તથાપિ બિમ્બમાં ફેલાય છે રણ પોતપોતાનું.*

*અહીં પ્રત્યેક જણને પોતપોતાની જિજીવિષા,*
*પોતાને ઝૂરવા પર્યાપ્ત કારણ પોતપોતાનું.*

*આ મ્હારાં ટેરવાંઓ જડભરત, મૂંગાં અને અનપઢ,*
*કરે છે કેશરાશિમાં એ ઘર્ષણ પોતપોતાનું.*

*દિશા નહોતી, અરથ નહોતા, કશીયે ઝંખના નહોતી,*
*ત્હમે ક્યારેય સૂંઘી જોયું છે બચપણ પોતપોતાનું?*

*ફરીથી એ જ આદિમ અક્ષરો ઊકલી નથી શકતા,*
*નહીંતર શબ્દ સાથે હોય સગપણ પોતપોતાનું.*

**[પ્રકાશ્ય 'મીણના માર્ગ પર'માંથી]** **ભરત ભટ્ટ 'તરલ'**

એક એક કદમ ઊંચે ચડતાં ક્ષિતિજો વિસ્તરતી રહે તેમ, વખતોવખત પરમ્પરા અને પ્રયોગશીલતા સાથેની નિસબતથી કાવ્યરૂપોના સમ્પ્રત્યયો પણ વિકસતાં રહે છે. એનો પુરાવો તાજેતરમાં પ્રકાશિત 'ગુજરાતી પ્રતિનિધિ ગઝલો'ના દીબાચામાં ચીનુ મોદીએ કરેલાં કેટલાંક નિરીક્ષણો છે. ગઝલ પ્રથમ પહેલાં તો કાવ્ય છે. અન્તસ્તત્ત્વ પરત્વે એ કવિનાં સંવેદનો-સઞ્ચલનોનો આલેખ છે. એટલે, ગઝલની ગઝલિયત ઇશ્કે મિજાજી કે ઇશ્કે હકીકી પૂરતી સીમિત નથી, હતી પણ નહીં; હોય પણ નહીં. આ મોકળાશ ગઝલના સર્જન-ભાવન-વિવેચનને નવી દિશા સઙ્કેતે છે. એ સન્દર્ભે, છેલ્લા દશકોમાં આદમજાતની હાલાતને અનુલક્ષીને થતા ઉદ્ગારો તારસ્વરે સંભળાય છે તેમાં ભરત ભટ્ટનો ચિત્કાર અનોખો છે.

*

આધુનિક સઞ્ચેતનાનો પ્રાણપ્રશ્ન 'હું કોણ છું?' જ નથી, 'હું ક્યાં છું?' એ પણ છે. કારણ કે, બચપણ ઓળઙ્ગીને, સાહજિકતા છોડીને, મીણના માર્ગ પર ડગલી માંડતો જીવ ક્રમે ક્રમે એવી સમ્પ્રજ્ઞતા સમક્ષ આવી-ઊભે છે કે એને દિશા દેખાતી નથી, અરથ મળતા નથી. આ કવિના બીજા શે'ર પણ ધ્યાનાર્હ છે :

*'મ્હારી અન્દર માઈલોના માઈલો કેવળ પ્રવેશે છે,*
*હું મ્હારામાં પૂરી થતી સફરની જેમ ઊભો છું.'*

*ગણતરી બેઉ બાજુથી કરી અને થાક્યો,*
*અજમ્પો મેરનો મણકો ગણાઈને આવ્યો.'*

કારણ કે, મીણના માર્ગ પર મળતી-ભળતી આદમજાત કેવી છે?

*'આદમી, આદમી છે એક વખત,*
*આદમી લાખ વાર અફવા છે.'*

*

*'તોપ મૂકી છે આપણી સામે,*
*કોઈના હાથમાં પલીતો છે.'*

આ એક એક અફવા પણ 'ખરી' છે! મન એને ખરી માનીને જ ચાલે છે:

*'તલવાર એ જ મન છે ને ઢાલ એય મન છે,*
*ફૂલોની મહેક મન છે ને મન મશીનગન છે.'*

આ મનઃસ્થિતિ અને પરિસ્થિતિ વચ્ચેનાં અન્તર અને અન્તરાય પણ ખરેખર ખરાં હોય છે.

*'આપણે સમ્મપ્રત છીએ બિમ્બો વિષે, દર્પણ વિષે પત્થર વિષે;*
*એટલે આઘાત-પ્રત્યાઘાત વિષે આપણે સમ્મત છીએ.'*

પરિણામે,

*'પોતાના સુધી ફક્ત જાવું હતું,*

*બિચારો, છતાં જીવ અટવાય છે.'*

અને છતાં ય,

*'આપણું કણ્ટાળવું એ કોઈનું કારણ બની શકતું નથી,*
*આપણે પોતે જ પોતાનાથી કણ્ટાળી અને બેઠા છીએ.'*

આમ, મનઃસ્થિતિ એ જ પરિસ્થિતિ હોય ત્યાં સુધી સહજ સ્વાભાવિકતાથી જીવન સુન્દર ને સરસ બની રહે છે. પણ મનઃસ્થિતિ પરિસ્થિતિની વચ્ચે પરિસ્થિતિની સામે મુકાય છે ને અસઙ્ગતિ-વિરોધાભાસ અજમ્પો ખાલીપો – અન્તરાય – અકળામણ – કણ્ટાળો ઊભરાઈ ઊઠે છે. પોતાના 'પોત'ની પિછાણ ઝાંખીપાંખી થઈ જાય છે. પછી, પોતાને પિછાણવા પોતપોતાનું દર્પણ તો હોય છે, પણ તેમાં સહજ-શુદ્ધ-સ્પષ્ટ પ્રતિબિમ્બ દેખાતું નથી. પરિસ્થિતિથી ઘેરાયેલા જીવને પોતાના ચહેરા સાથે ચહેરામાં રણ પણ ફેલાતું દેખાય છે. એ મૂંઝારો, એ વિમાસણ આગળ ચાલતાં અટકાવે છે; કયા માર્ગે જવું, એવી મૂંઝવણમાં મૂકે છે. પણ્ડિતજીઓ બહુધા માર્ગો ચીંધે છે. પણ ત્યાં પેલી સહજતાનો એહસાસ થતો નથી.

*'પણ્ડિતજીએ પોથી ઉપર વૃક્ષ ચીતર્યું,*
*કિન્તુ, વિહગ એ વૃક્ષ ઉપર બેસતું નથી.'*

કારણ કે, પણ્ડિતજીઓએ દર્શાવેલા માર્ગો મીણના છે; લપસણા છે, કૃતક છે, છટકિયાળ છે, કદાચ ઓગળી-પીગળી જાય એવા છે; એમાં પ્રતિબિમ્બ પડે છે પણ એ સ્પષ્ટ હોતું નથી. માર્ગો ચીંધનારા પણ્ડિતજીઓ પોતપોતાને સૂઝ્યા તેવા માર્ગો બતાવ્યે જાય છે. કવિ એમને પૂછે છે ;

*'તમારી જેમ બેઉ હાથ, બેઉ આંખ ને બેઉ ચરણ શું છે?*
*હે પણ્ડિતજી! તમારી પોથી ઊંચકતો અભણ શું છે?'*

લાગે છે કે, આ મીણના માર્ગો નકામા છે. પણ એ ચીલો ચાતરીને પોતપોતાના માર્ગે ડગ ભરવાની સૂઝ નથી, સમજણ નથી, કદાચ હિમ્મત નથી. એટલે મૂંગાં અને જડભરત ટેરવાં માથું ખઞ્જવાળે છે. અસમ્પ્રજ્ઞાતપણે એ અનુભવે છે કે,

*'આ બધી મહેક ક્યાંથી આવે છે?*
*આપણી કઈ તરફ બગીચો છે?'*

કવિ યાદ આપે છે: 'તમે ક્યારેય સૂંઘી જોયું છે બચપણ પોતપોતાનું?' જીવ સ્મૃતિની કન્દરાઓમાં ઊંડે ઊંડે આથડે છે, એ વખતની આનન્દસ્થિતિનાં ઉપનિષદોને યાદ કરવા મથે છે; પણ હવે એ એટલો બધો આગળ નીકળી ગયો છે કે એને એ આદિમ અક્ષરો ઉકલતા નથી. એની મનઃસ્થિતિ એક વખત એ આનન્દલોકમાં મહાલી આવી છે. એ આનન્દને ઓળખે છે. પણ હવે એને પામવાનો એક પણ માર્ગ નથી. આ એની કરુણતા છે. એની નિઃસહાયતા છે; અને એથી નિરર્થકતા છે.

*'પોતાને પામવા માટે છે દર્પણ પોતપોતાનું,*
*તથાપિ બિમ્બમાં ફેલાય છે રણ પોતપોતાનું.'*

આ રચના જ નહિ, ભરત ભટ્ટના ઘણા શે'ર આવી આવી અસઙ્ગતિમાંથી જન્મતી કરુણતા, રિક્તતા, એકલતાને ઘૂંટે છે. એ એ દૃષ્ટિએ એમનો આ અવાજ જુદો તરી આવે છે.

પરન્તુ, મને કવિની આવી સંવેદના કરતાં એમના કાવ્યની સંરચના વધુ પ્રભાવક લાગે છે. કવિસંવેદન ઊર્મિ-લાગણી-ભાવ-વિચાર રૂપે વ્યક્ત થાય એ આકર્ષક તો બને જ; પણ ચિન્તન રૂપે વ્યક્ત થાય ત્યારે અભિવ્યક્તિના ઘણા પડકારો સામે આવી ઊભે છે. ભરત ભટ્ટની કવિમુદ્રા ચિન્તનલક્ષી છે. તે સાથે સામ્પ્રત કવિતાસુન્દરી કલ્પન-પ્રતીકના અલઙ્કારો ઓછા ધારણ કરતી ચાલી છે તે પણ એમની રચનાઓમાં જોઈ શકાય છે. ત્યારે ચિન્તનને શબ્દબદ્ધ કહો કે, પઙ્ક્તિબદ્ધ શે'રબદ્ધ કરવાનું કઠિન થઈ પડે. કવિ ભરત ભટ્ટનું આ ગજું છે. એમની ગઝલ શબ્દમાં, કહો કે, કલ્પનપ્રભાવી ઠાઠમાઠમાં કે રદીફ-કાફિયાની ચકાચૌંધમાં રાચવાને બદલે સોંસરવાં વિધાનોમાં રાચે

છે. એ વિધાનો એવાં ચોટદાર હોય છે કે ભાવકનું શિર તરત જ ધૂણી ઊઠે છે. એક શે'રની પ્રભાવકતા આનાથી વિશેષ કઈ હોઈ શકે એ તો તદ્વિદો જાણે !

*'બહુ વાચાળ છે, કિન્તુ અભણ અરીસાઓ-*
*પ્રતિબિમ્બોનો તરજૂમો કરી નથી શકતા.*

*'આંસુ વિષે નહીં કે દરિયા વિષે નહીં,*
*થોડુંઘણું કહું તો મૃગજળ વિષે કહું.'*

*'વમળોએ ચારેકોરથી ઘેરી લીધો મ્હને,*
*મ્હેં તો નદીમાં નાવ ફક્ત ચીતરી હતી.'*

*'બધા રંગોનો એક જ રંગ સમજીને, મૂકી ઝંઝટ;*
*ચીતારો રંગમાં પીંછી નહીં, કાગળ ઝબોળે છે.'*

*'સુગન્ધ દઉં નહિ તો બીજું શું કરી શકું?*
*ફૂલોને કેમ એવા સનેપાત થાય છે?'*

જેવાં અનેક ધારદાર વિધાનો કવિ ભરત ભટ્ટના ચિન્તનને તઝ પણછથી છોડવાને સક્ષમ બને છે. એનાથી ભાવક મન્ત્રમુગ્ધ બને છે; એનાથી ભાવક દિગ્મૂઢ બનીને આ ગઝલો સામે ઊભો રહી જાય એમ પણ બને! ❐

# અવલોકન

## ચિત્રગુણનો હૃદ્ય અનુભવ

**અરુણ જે. કક્કડ**

('લૅન્ડસ્કેપ' – એસ.એસ. રાહી. પ્રકાશક: પૂર્વી પુસ્તક ભંડાર, ૩૦, અપર સમુદ્ર, ગોલ્ડ ક્લાસિક હૉટલ પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૬, પ્રથમ આવૃત્તિ ૧૯૯૭, મૂલ્ય રૂ. ૨૦:: પૃ. ૪૦)

મધુ કોઠારીનાં સંપાદકપણામાં 'મોનો ઇમેજ' સામયિકે માત્ર મોનોઇમેજ કાવ્યકૃતિઓ પ્રગટ કરવાની નેમ રાખીને કેટલીક સમર્થ કલમો આ કાવ્યસ્વરૂપ તરફ વાળી અને તેની ફલશ્રુતિ રૂપે પ્રા. જયા મહેતા કહે છે તેમ, "એક જ ઇમેજ દ્વારા, અનેક-વિધ ભાવલીલાની ચમત્કૃતિ પૂર્ણ અભિવ્યક્તિ સિદ્ધ કરતી સરસ કાવ્યકૃતિઓ" મળવા લાગી. અને હવે સંગ્રહો પણ મળવા લાગ્યા છે. તેમાં 'લૅન્ડસ્કેપ' પણ એક મહત્ત્વનો સંગ્રહ બની રહે છે.

ગઝલકાર તરીકે ગુજરાતી કવિતામાં જાણીતા ડૉ. એસ.એસ. રાહી આરંભથી જ મોનોઇમેજ નામના નવ્યકાવ્યસ્વરૂપ વિશેની ઊંડી સૂઝ ધરાવનાર સર્જક રહ્યા છે. આ સ્વરૂપનાં કાવ્યમાં એક જ કલ્પન લઈ તેના ઉપર સઘનતાથી કામ કરી, કાવ્યખંડો લઈને સંવેદનોનું ઊંડાણ પ્રગટાવીને, નાનાવિધ અર્થચ્છાયાઓ દ્વારા સેન્દ્રિયતાથી ભાવકને વૈશ્વિકતાનો અનુભવ કરાવવામાં આવે છે. શ્રી રાધેશ્યામ શર્માનાં શબ્દોમાં "મોનો-ઇમેજ એટલે એકમેવ ભાવકલ્પન. એક જ કલ્પનને ભિન્નવિભિન્ન ભાવ અને દૃષ્ટિક્ષેત્રનાં ઍંગલથી ફ્રેમ કરવાનો અખતરો."

કલ્પનલક્ષી મોનોઇમેજ કાવ્યપ્રકારની શક્યતાઓ તપાસતાં ફૂલ, નદી, ઝરૂખો, મૃગજળ, ધુમ્મસ, ચશ્માં, પથ્થર, ટેકરીઓ વગેરે જેવાં અનેક વિષયનાં કાવ્યોનાં કલ્પનોનું વૈવિધ્ય 'લૅન્ડસ્કેપ' સંગ્રહને રમણીય બનાવે છે. કવિએ વિષયનાવીન્ય અને પુરાકલ્પનના વિનિયોગ દ્વારા કવિતાનું વાતાવરણ ઊભું કર્યું છે. નારદે પૂછેલ દેવકીના આઠમા સંતાન વિશેનો પ્રશ્ન પૌરાણિકસંદર્ભ સાથે હરીન્દ્ર દવેની 'માધવ ક્યાંય નથી' નવલકથાની યાદ આપી જાય છે-

*પછી નારદે કંસને પૂછ્યું:*
*આ ફૂલને આઠ પાંખડીઓ છે,*
*એમાં પહેલી અને*
*આઠમી પાંખડી કઈ*
*તે*
*મને કહી શકશો?*
*જવાબમાં*
*ચોતરફ*
*છવાઈ ગયો*
*સન્નાટો.*

મૃગજળનાં સંદર્ભે અહલ્યાનું પુરાકલ્પન આવે છે અને લાગણીઓની શિલા જેવી કઠોરતામાં કોમળતાનું સિંચન કરવા કવિ ચાહે છે-

*અહલ્યા બની ગઈ છે*
*મારી સઘળી લાગણીઓ!*
*હવે તો તેના પર*
*થોડુંક મૃગજળ રેડો!*

હૃદયની કોમળતાને સાચવી રાખવી એ માનવ માટે જ નહીં, ઈશ્વર માટે પણ અઘરી બાબત છે. તેથી જ કવિ કહે છે-

*પથ્થરની મૂર્તિમાં*
*ગોઠવ્યું છે*
*માણસનું હૃદય*
*અને*
*માણસના શબમાં*
*મૂક્યું છે પથ્થરનું હૃદય.*

*જોઈએ*

*હવે*

*ઈશ્વરની શી વલે થાય છે!*

પ્રકૃતિનાં તત્ત્વો-પતંગિયાં, ફૂલો, નદીઓ, ઘાસ, ધુમ્મસ વગેરે વિશેનું કવિનું દર્શન સચોટતાપૂર્વક અને આગવી રીતે અભિવ્યક્તિ પામે છે અને તેથી ભાવકના મનમાં આ તત્ત્વો વિશે નવી રેખાઓ ઊપસી આવે છે. ફૂલ અહીં માનવીકરણ પામ્યાં છે. ફૂલના સ્પર્શે પથ્થર ભગવાન થઈ જાય છે.

*જમીન પર પડેલા*

*એક મોટા પથ્થર પર*

*ફૂલ ઊડીને આવ્યું,*

*પથ્થર ભગવાન થઈ ગયો.*

માણસોની ભીડ ગુલમહોરને ગમતી નથી. તેથી તેઓ ટેકરીઓ તરફ હિજરત કરી ગયા છે. થોર કવિની વેદનાઓનું રૂપ ધારણ કરે છે-

*મેં*

*ભોગવેલી*

*વેદનાનો*

*ચોખ્ખો*

*હિસાબ*

*છે*

*આ થોર.*

તો વળી આકાશના તારાઓ છીપલા બની જાય છે-

*આકાશમાંથી તારા*

*ખરે છે તે*

*બની જાય છે છીપલા.*

આ સંગ્રહમાં આવતા સજીવારોપણ અને ઉત્પ્રેક્ષા અલંકાર ધ્યાનપાત્ર બની રહે છે. જેમ કે-

*જિદ્દી તડકો*

*ચરે છે*

*લીલું લીલું ઘાસ*

*આ*

*તમારા*

*ગાલ*

*છે*

*કે*

*ગુલમોર!*

'મૃગજળ'માં આવતું દશ્યકલ્પન પણ ધ્યાન ખેંચે છે-

*મગજળ થાકી ગયું*

*ત્યારે એણે*

*વિસામો લીધો*

*ખજૂરીના પડછાયામાં.*

મોનોઇમેજ કાવ્યોની ભાષા વિશે વિચારતાં કહી શકાય કે તેમાં રોજબરોજના વ્યવહારમાં વપરાતી ભાષા છે. અને તેથી તેમાં અંગ્રેજી શબ્દો પણ આવે છે. આ સંગ્રહનું નામકરણ જ એનું સૂચક છે. સાદી ભાષા જ કેટલી કવાર જીવનનાં ગૂઢ સત્યોને પ્રગટ કરી આપે છે. જોકે, આ મુદ્દે કેટલીક ચર્ચા-વિચારણા થવી જોઈએ. આ સંગ્રહની કેટલીક લાંબી પંક્તિઓની કવિતામાં 'કલ્પન'નું મનભાવન સ્વરૂપ બંધાતું નથી. જેમ કે 'નદી'વિષયક અગીયારમું કાવ્ય-

*આજથી કરોડો વર્ષ પહેલાં કોઈ એક*

*ગાઢ અને ભયાનક રાત્રિએ*

*સ્વર્ગલોકમાં રહેતી એક ખૂબસુરત પરી*

માર્ગ ભૂલી ગઈ. તેથી તે મૃત્યુલોકના... મોનો ઇમેજ કાવ્યમાં પંક્તિમર્યાદા ન હોવાથી ક્યારેક સઘનતા ઓછી થતી લાગે છે. જોકે, સમગ્ર સંગ્રહનાં કાવ્યોને જોતાં આપણે ડૉ. ભાનુપ્રસાદ પંડ્યાના એ અભિપ્રાય સાથે સહમત થઈએ છીએ કે ''લેન્ડસ્કેપ'નાં કાવ્યોમાં સર્વત્ર ચિત્રગુણનો હૃદ્ય અનુભવ થાય છે. કવિએ પસંદ કરેલાં કલ્પનો સ્વયં ચિત્રાત્મક અંશ ધરાવે છે.''

❐

# અનુવાદ

## સિન્ધી કાવ્યો

**નામદેવ તારાચંદાણી**

**અનુ. જયકર છો. જોશી**

### મારો માણસ

*મારો માણસ*
*શિખ્યો છે રડવાનું*
*ઇતિહાસ પાસે.*
*કારણ*
*યુદ્ધના દરેક ખાલી મેદાન પર*
*તે લડ્યો છે પોતાની સાથે*
*ક્ષણે-ક્ષણે*

*મારો માણસ*
*શિખ્યો છે ચૂપ રહેવાનું*
*ધર્મ પાસે,*
*કારણ*
*શાંતિ-શાંતિ-શાંતિસિવાય*
*એના હાથમાં કશું જ બચ્યું નહીં.*

*મારો માણસ શિખ્યો છે, સ્મિત કરવાનું*
*અભ્યતા પાસે.*
*અને માત્ર આ એક જ નાટકમા ંતે*
*સફળ ગયો છે.*
*હવે તે દરેક પરિચિત ચહેરાને*
*'વિશ' કરે છે,*
*પ્રત્યુત્તરની દરકાર વિના*

### એક બીજું મહાભારત

*કૌરવો અને પાંડવો નહીં*
*કૃષ્ણ અને અર્જુન લડી રહ્યા છે.*
*કૃષ્ણને સારથિ થવું કબૂલ નથી*
*અર્જુન યુદ્ધ છોડતો નથી,*
*મનથી ઘાયલ આખી પ્રજા*
*રેડક્રોસને હવાલે છે.*
*શાંતિ-વાતમાંથી કંટાળીને*
*દુર્યોધન કેબ્રે જોઈ રહ્યો છે,*
*દ્રૌપદીનાં બધાં વસ્ત્રો કેચ કરી*
*દુઃશાસન ગોઠણ ઉપર રાખીને બેઠો છે*
*(દ્રૌપદીએ ફક્ત એક રંગીન ચશ્મા પહેરેલ છે)*
*યુદ્ધબંદીની કોઈ શક્યતા ન જોતાં*
*કુંતી અને ગાંધારી યુદ્ધ કરવા અને*
*જીતવાનીતૈયારીમાં છે.*
*એક બીજું મહાભારત થઈ રહ્યું છે*
*યુધિષ્ઠરના મનમાં*
*અસત્યના અસત્યસાથેના આ યુદ્ધમાં*
*પોતાને ગુનેગાર સમજી*
*આત્મહત્યાનો કોઈ નવો*
*યુયુત્સુથી સારો ઉપાય*
*વિચારી રહ્યો છે.*

## હું એક ભાગ્યશાળી

હું એવા ભાગ્યશાળીઓમાં ગણાઈશ
જેમને કોઈક વાતે
આજ સુધી
આપઘાત કરતા રોક્યો છે

હું એવા ભાગ્યશાળીઓમાં ગણાઈશ
જીવનને જેમણે
સહેવા લાયક
તપાવેલો લોખંડી સળિયો
ગણ્યો છે.
રાહ જુએ છે તેઓ તેના તૂટવાની
જિંદગી જેઓ કહી રહ્યો છે જેને;
જીવી રહ્યા છે તેને હજી.

હું એવા ભાગ્યશાળીઓમાં ગણાઈશ
આપઘાત નથી કરી શક્યા જેઓ
દરેક ક્ષણે ઇચ્છવા છતાં પણ
દરેક ચાહનાની પૂર્તિ
કૉફીના એક પ્યાલામાં સમાવી
સુખી સમજ્યા છે જેઓ પોતાને.

હું એવા ભાગ્યશાળીઓમાં ગણાઈશ
જેમને ખબર નથી
શું શું જોઈએ તેમને
અને એટલે ખુશ છે તેઓ
કારણ કે નથી જાણતા
શું શું છે તેઓ.

હું એવા ભાગ્યશાળીઓમાં ગણાઈશ
પોતાનાથી બે-ખબર છે જેઓ
તોય બા-ખબર છે કે
જીવી તો રહ્યા છે કમસેકમ
શ્વાસ લઈ
ચેનનો બે-ચેનનો !



# She can't read this ad. But she's praying that you will.



The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you.
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

***The most precious gift in the world.***

Inserted for Public Information by

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: 107/0 Khetani Textile Compound
Bazarward, Kurla, Bombay-400 070








# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર


વસંત : ૨૦૫૫

માર્ચ-એપ્રિલ ૧૯૯૯ : વર્ષ ૪૨ : અંક : ૨ : સળંગ અંક : ૨૪૮

# કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવે છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક-મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

## કવિલોક

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ - ૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરનો ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૫ ઉમેરીને રૂ. ૭૫ = ૦૦ મોકલવા.

પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી.

કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નમ્બર અવશ્ય જણાવવો.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. ટી.એસ. એલિયટ | (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય | (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો | (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે | ( " ) | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ | ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી | ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા | ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૧૫-૦૦ |
| ૧૩. અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | | ૨૫૦-૦૦ |
| ૧૫. અઞ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા (કા.સં.) | | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે (કાવ્યસઙ્ગ્રહ) | | ૧૫-૦૦ |
| ૧૭. અક્ષરો નિત્ય તાજા (કા.સં) જસુભાઈ શાહ | | ૩૦-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મનિ ઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકારૂપે પ્રકટ થાય છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ. ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો

શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**પુસ્તકની કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદનાં સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મનિ ઑર્ડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧ - એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મોકલવામાં આવશે.

વસન્ત વિ.સં. ૨૦૫૫ માર્ચ-એપ્રિલ ૧૯૯૯

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## છન્દ અને કવિતા

**काव्यं रसात्मकं वाक्यम् :** રસ જેનો આત્મા છે એવું વાક્ય તે કાવ્ય – આપણા પ્રાચીન આલંકારિકોનું એ સૂત્ર કાવ્યકલાના ઉપાસકોમાં સામાન્ય રીતે માન્ય છે. તો પછી 'રસ', 'આત્મા' કે 'વાક્ય'નો અર્થ ગેયતા કે છન્દોબદ્ધતા સિદ્ધ થાય નહીં ત્યહાં સુધી તે બન્નેમાંથી એકકે કવિતાનું આવશ્યક અંગ ઠરે નહીં. અન્તર્વાસી રસનાં સંચલન કંઈ ગેય કે છન્દોબદ્ધ નથી, એટલે ગેયત્વ એ કવિતાનું લક્ષણ બની શકે નહીં; અને તે કારણથી જ છન્દ – એટલે અમુક પ્રકારની અક્ષરરચના, માત્રાગણના કે તાલનિયમિતતાવાળી ગેયપરંપરા કવિતાનો અત્યાજ્ય પોશાક કહી શકાય નહીં. જો કે ગેય તેમ જ છન્દોબદ્ધ મનમોહન કાવ્યો લખાયાં છે, લખાય છે, ને લખાશે; ત્હો પણ અમુક પ્રકારનાં વસ્ત્રાભૂષણોમાં માનવી મોહક લાગે તે ઉપરથી તે વસ્ત્રાભૂષણ મનુષ્યની વ્યાખ્યામાં લક્ષણ તરીકે મુકાતાં નથી; તે જ પ્રમાણે છન્દઅલંકાર પણ કવિતાની વ્યાખ્યામાં મૂકવા સયુક્તિક નથી. અને છન્દશાસ્ત્રનો આપણો પુરાણ-ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે. કારણ કે કોઈ પણ સુપ્રસિદ્ધ સંસ્કૃત આલંકારિકે કવિતાની વ્યાખ્યા બાંધતાં છન્દને લક્ષણ કહ્યું જાણમાં નથી... કારણ એમ લાગે છે કે કવિતા લખી લેતાં આત્મા ગાતો નથી, પણ ગુંજારવ કરે છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ

# વિમર્શ

## ટેડ હ્યૂજ

### ધીરુ પરીખ

ઇંગ્લંડમાં સત્તરમી સદીથી આરમ્ભાયેલી રાજકવિપદની પરમ્પરામાં ટેડ હ્યૂજ પણ એક. સૌપ્રથમ બેન જૉનસનને રાજ્ય તરફથી માનદ્ વેતન બાંધી આપવામાં આવ્યું હતું એ ખરું, પરન્તુ સૌપ્રથમ રાજકવિપદ તો જૉન ડ્રાઈડનને ઈ.સ. ૧૬૭૦માં એનાયત કરવામાં આવ્યું. આ પરમ્પરામાં ટેડ હ્યૂજ છેલ્લાં ૧૪ વર્ષથી આ પદ પર નિમાયા હતા. આરમ્ભે આ વર્ષાસન ૨૦૦ પાઉણ્ડનું હતું, જે સમય જતાં ઘટાડીને ૭૦ પાઉણ્ડનું કરવામાં આવ્યું. આવા રાજકવિ ટેડ હ્યૂજનું અવસાન લગભગ છએક માસ પૂર્વે થયું ત્યારે ત્યાંનાં વૃત્તપત્રોએ તેમને અઞ્જલિ અર્પતા જણાવ્યું કે ટેડ આ સદીના મહત્ત્વના કવિઓમાંના એક હતા.

ટેડનો જન્મ ૧૯૩૦માં યૉર્કશાયરમાં. આરમ્ભથી જ એમને પ્રકૃતિનું અદમ્ય આકર્ષણ અને યન્ત્રસંસ્કૃતિનું અનાકર્ષણ. આથી એમની કવિતામાં પ્રાકૃતિક નિરીક્ષણોની સૂક્ષ્મતા અને પ્રાકૃતિક તત્ત્વોની વિવિધતા જોવા મળે છે. એમણે કાવ્યલેખનનો આરમ્ભ કર્યો હતો એડવર્ડ જેમ્સ હ્યૂજના નામે. પરન્તુ કવયિત્રી સિલ્વિયા પ્લાથ સાથે લગ્ન કર્યા પછી સિલ્વિયાએ ટેડની એક કાવ્યકૃતિ ડેટ હ્યૂજના નામથી છપાવી ત્યારે તે ટેડ હ્યૂજ તરીકે અમેરિકા અને બ્રિટનમાં સ્વીકારાયા અને સન્માનાયા. અલબત્ત, એ અન્તર્મુખી કવિએ બહુ પ્રજાસમ્પર્ક રાખ્યો નહિ. એ ભાગ્યે જ જાહેર વાર્તાલાપો કે મુલાકાતો આપતા. એઓ દઢપણે માનતા કે કવિનો સાચો પરિચય એની કવિતા છે અને એની સાચી મુલાકાત પણ એની કવિતાના ભાવનમાં સિદ્ધ થાય છે.

મૃત્યુ પહેલાં તેમણે દોઢ-બે વર્ષ સુધી કેન્સરની યાતના ભોગવી; પરન્તુ એ વિશે એમણે કોઈને ભાગ્યે જ ખબર પડવા દીધી. સિલ્વિયા સાથેનું એમનું દામ્પત્ય જીવન પણ કરુણ રહ્યું. માનસિક તાણની બીમારીને કારણે સિલ્વિયા પ્લાથે લગ્નપૂર્વે (૧૯૫૩) આપઘાત કરવાનો પ્રયાસ કરેલો, પણ બચી ગયેલાં. પરન્તુ ૧૯૬૩માં ફરી એવા હુમલાનો ભોગ બનતાં સિલ્વિયાએ આત્મહત્યાનો પ્રયાસ કર્યો અને બચી ના શક્યાં. સમાજમાં ભારે ઊહાપોહ મચ્યો. પત્ની સિલ્વિયાના આત્મહત્યાના પગલા માટે અનેકોએ ટેડને દોષિત ગણ્યા. જો કે ટેડ હ્યૂજે એ મતલબે પોતાની સામેના આક્ષેપોનો રદિયો આપ્યો નહિ, અને કેવળ મૌન સેવ્યું. ક્યારેય જાહેરમાં કે ન્હાના જૂથમાં એમણે એ વિષે એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ. એમના અકળ મૌને જ કદાચ સિલ્વિયાના અપમૃત્યુ માટે લોકનજરમાં એમને ગુનેગાર ઠેરવી હલકા પાડ્યા હતા પરન્તુ ત્યારેય આ અન્તર્મુખી અને ઓછાબોલા કવિએ સિલ્વિયાના મૃત્યુનો આઘાત અને લોકસમાજનો પ્રતિકૂળ પ્રત્યાઘાત મૂગે મોઢે સહન કર્યો અને સિલ્વિયાને મનોમન સ્મર્યા કરી, ચાહ્યા કરી. એમના આ અગાધ સ્નેહની પ્રતીતિ લોકોને સિલ્વિયાના મૃત્યુ બાદ લગભગ પાંત્રીસ વર્ષે થઈ ! આ સાડા ત્રણ દાયકાના ગાળા દરમિયાન ટેડ હ્યૂજે ભાગ્યે જ કાવ્યો પ્રકાશિત કર્યાં. પણ ૧૯૯૭માં એમણે 'બર્થ ડે લેટર્સ' નામનો જે કાવ્યસઙ્ગ્રહ પ્રકટ કર્યો તેણે લોકમાનસમાંની ટેડની ખણ્ડિત પ્રતિમાને પુનઃ સંમાર્જિત કરી આપી. પત્ની સાથેના નાજુક સંવેદનશીલ સમ્બન્ધને આ સઙ્ગ્રહમાં કાવ્યાત્મક અર્ઘ્ય અપાયો છે. એમાંની ભાવસમ્પદાની સચ્ચાઈ અને કલાત્મકતાની ઊંચાઈને કારણે 'લણ્ડન ટાઇમ્સે' આ સઙ્ગ્રહનો સત્કાર કરતાં

તેને આ સદીની ઘટના રૂપ પ્રકાશન તરીકે વર્ણવ્યો. ભલે એમાં અત્યુક્તિનો અંશ હશે, પરન્તુ આ સઙ્ગ્રહની રચનાઓએ ટેડને લોકોનાં મનમાં પુન: સ્થાપી આપ્યો. મૃત્યુના બે સપ્તાહ પહેલાં ઇંગ્લંડની રાણીએ ટેડને 'ઑર્ડર ઑવ્ મેરિટ'નો ઈલકાબ આપ્યો હતો. પોતાના અઙ્ગત જીવનને જાહેર જીવનની સામગ્રી બનાવવાના સદા વિરોધી આ કવિ અતિ ઓછું, પણ ગુણવત્તાવાળું લખીને, આ સદીના બ્રિટિશ-અમેરિકી કવિતાસાહિત્યમાં ચિરસ્મરણીય પદચહ્ન મૂકતા ગયા છે.

ટેડ હ્યૂજે પોતાની સાહિત્યિક કારકિર્દીનો આરમ્ભ બાળકથાઓના લેખનથી કરેલો. 'ઑબ્ઝર્વર' તો લખ્યું પણ ખરું કે ટેડ હ્યૂજ આધુનિક પરિકથાઓનો કવિ છે. મધ્યકાલીન લોકમાન્યતાઓ અને લોકસાહિત્યની કેટલીક સામગ્રીનો ટેડે આધુનિકતાના સન્દર્ભમાં સમુચિત ઉપયોગ કરી જાણ્યો છે. એમની 'આયર્ન મૅન' નામની રચના બાળસાહિત્યની માતબર કૃતિ છે.

એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'ધ હૉક ઇન ધ રેન' ૧૯૫૭માં પ્રકાશિત થયો હતો. ત્યાર પછી પ્રકટ થયો 'લૂપરકૅલ' આ બન્ને સઙ્ગ્રહો બ્રિટન અને અમેરિકામાં પુરસ્કૃત થયા. ત્યારબાદ એમનો ખૂબ પ્રસિદ્ધિ પામેલો કાવ્યસઙ્ગ્રહ 'ક્રો' પ્રકટ થયો. સિલ્વિયાના અવસાન બાદ ટેડે કાવ્યલેખન ઓછું કર્યું અને બાલસાહિત્ય સર્જન વધુ કર્યું.

ટેડ એ આત્મબળનો કવિ છે. એમની આરમ્ભની રચનાઓમાં આ આત્મશક્તિનો પ્રબળ પ્રભાવ વર્તાય છે: તેમને મન આ શક્તિ એ માનવચેતનાનું સનાતન સઞ્ચાલક બળ છે. જબરદસ્ત જોસ્સો એમની કવિતામાં અસ્તિત્વના અંશરૂપે રજૂ થાય છે. કોઈ પણ પ્રકારની વિપરીત પરિસ્થિતિમાં પ્રાણીમાત્ર તેની સામે અદમ્ય આત્મશક્તિનો આવિર્ભાવ અનુભવે ત્યારે તે પરિસ્થિતિ તેને માટે ગૌણ બની જાય છે આવું આત્મચિન્તન, આવી જીવન ફિલસૂફી એ એમનો અભિગમ છે. આ વાતની પ્રતીતિ એમના પ્રસિદ્ધ કાવ્ય 'ધ જૅગ્વર' ('The Jaguar')માં થાય છે. પિઞ્જરાસ્થ જૅગ્વર, જે ખરેખર તો વનમાં મુક્ત વિહાર કરનારું વન્ય પ્રાણી છે તે, પોતાની પરિબદ્ધ પરિસ્થિતિમાં જ્યારે આત્મલીન બની ઊંડું ઊતરે છે ત્યારે કવિ ટેડ તેની તે આત્મમુક્ત સ્થિતિને કોઈ ઋષિ-દ્રષ્ટાની મુક્તિ સાથે મૂકી આપે છે.

*'...there's no cage to him*
*More than to the visionary his cell:*
*His stride is wildernesses of freedom :*
*The world rolls under the long thrust of his heel.*
*Over the cage floor the horizons come*

*'...એને માટે પિઞ્જર છે જ નહિ*
*કોઈ દ્રષ્ટા માટે તેની ગુફા હોય તેથી સહેજ પણ વધારે*
*એની ફલાંગ તો છે મુક્તિની વેરાનતા*
*એના વિશાળ પઞ્જાની પછડાટ નીચે આખી દુનિયા*
*ચકરાવો લે છે.*
*પિઞ્જરની એ ફરસ પર તો ક્ષિતિજો દેખા દે છે.'*

આમ, એક જઙ્ગલી પ્રાણીની પરિબદ્ધ લાચાર સ્થિતિ એ તો કેવળ એની શારીરિક સ્થિતિ છે. પણ એના મુક્ત સ્વૈરવિહારી આત્માને કોણ બાંધી શકે તેમ છે ? આવું જીવનવલણ કે જીવનદૃષ્ટિ કોઈ ઋષિ કે દ્રષ્ટાની યાદ અપાવે છે. એમના, આ રીતે, પશુપક્ષી-વિષયક કાવ્યોમાં ઊંડું જીવનચિન્તન વ્યક્ત થયેલું હોય છે. એમનાં આવા ચિન્તનથી એમના એ પ્રકારનાં કાવ્યો સામાન્ય વર્ણનકાવ્યોમાંથી ઊગરી ગયાં છે. 'ધ થૉટ-ફૉક્સ' ('The Thought-fox' કાવ્યમાં પણ શીર્ષકમાં રૂપક પ્રયોજ્યું છે અને પછી જઙ્ગલી શિયાળની લુચ્ચાઈભરી પ્રવૃત્તિનો જાણે કે આશ્રય લઈ એક સર્જકની સર્જન પ્રક્રિયાનો – સ્વસર્જન પ્રક્રિયાનો – ખ્યાલ રજૂ કરવા પ્રયાસ કર્યો છે. કાવ્યનો ઉપાડ છે–

*'Imagine this midnight moment's forest*

*Something else is alive*
*Beside the clock's loneliness*
*And this blank page where my fingers move.*

શીર્ષકમાંનો 'Thought' શબ્દ ઉપાડના પહેલા શબ્દ 'Imagine' સાથે સુમેળમાં છે. પોતાના વિચાર રૂપી શૃગાલને જાણે કે કહે છે કે, આ મધ્યરાત્રિની ક્ષણોના વનની કલ્પના કર. આ ઘડિયાળની એકલતા અને જે કોરા કાગળ પર મ્હારી આંગળીઓ ફરી રહી છે તે ઉપરાન્ત કંઈક અન્ય પણ સચેત છે, કવિ ટેડનાં બારીક પ્રાકૃતિ-નિરીક્ષણો અને તેને ઉપાદાનસામગ્રી બનાવી રજૂ થયેલા તેમના વિચારો આ પ્રકારની તેમની કવનસૃષ્ટિમાં નોખાં તરી આવે છે. 'હૉક રૂસ્ટિંગ' ('Hawk Roosting') જેવા કાવ્યનો ઉપાડ પણ આ વાતની પરખ કરાવશે.

*'I sit in the top of the wood, my eyes closed.*
*Inaction, no falsifying dream*
*Between my hooked head and hooked feet :*
*Or in sleep rehearse perfect kills and eat.'*

'હું વનમધ્યે ઊંચે બેઠો છું, મ્હારી આંખો બન્ધ છે. અકર્મણ્ય, મારા ઢળેલા મસ્તિષ્ક અને વળેલા ચરણો વચ્ચે કોઈ જૂઠું સ્વપ્ન નથી.

અથવા નિદ્રામાં શિકારને હણી તેનું ભક્ષણ કરવાનો કોઈ પૂર્વપ્રયોગ નથી.'

સરળતાથી અને સહજતાથી પોતાની કાવ્યશૈલી નિપજાવી લેનાર આ કવિએ આ સદીના કેટલાક મહત્ત્વના કવિઓની હરોળમાં પોતાનું સ્થાન મેળવી લીધું છે.



## અભિનિવેશ

**રાજેન્દ્ર શાહ**

(વનવેલી)

૧

*સખિ!*
*આપણા સાહચર્યની*
*અનુરાગ રાગિણીનો સુમધુર મઙ્ગલ નિનાદ*
*જાણે તન્ત્રી તણો તાર તૂટી જતાં*
*તાલ-તાલી હીન એકાએક શાન્ત.*
*સદનમાં સોપો:*
*હૈયે લાગે છે આ શાન્ત નિસ્તબ્ધતાનો યે ભાર.*
*પ્રિયે, વાણી અને લય સમાં, આપણે યુગલ*
*એમાં ત્હારું તિરોધાન થવું,-*
*અને લય? હૃદયે અવાક.*
*તાલ માત્રા સહ થતો વ્યતીત તે કાલ*
*ગતિહીન અચઞ્ચલ જાણે શબવત રહું છું નિહાળી*
*ગોચર જણાય નહિ કાંઈ*
*નિ:સીમ નિહાળી રહું કેવળ આકાશ.*

૨

*જલતી રહે છે ધૂપસળી*
*એની સુગન્ધ સભર ધૂમ્ર રેખ*
*લહરતી લહરતી છવાઈને*
*સદને સર્વત્ર થાય છે વિલીન.*
*લહું છું એમ જ હાવાં*
*ઘર મહીં નજર વળે છે તહીં તહીં*
*આપણા સંશ્લિષ્ટ જીવનભરની સ્મૃતિ*
*અપાર્થિવ પ્રેતાભાસ સમાં સહુ દશ્ય*
*તું અને હું*
*ઉભય કેવળ તેજ વર્ણ છાયા:*
*અપલક પરસ્પર નિહાળતી આંખ*
*ખાલી ખાલી*
*આ તે કેવું વ્યવધાન!*
*ઊભરાતા ઉરની જ્યાં મૂક હોય વાક'*

૩

*અર્ધાઙ્ગિની હે સહધર્મચારિણી*
*આ જન્મનું સમગ્ર અને ગત જન્મનું આંશિક*
*અતીત*
*જોઈ રહું છું હું યુગપત્.*
*અવિનાભાવ આપણા સાહચર્ય મહીં*
*ન જણાય પુરુષ પ્રકૃતિનું કોઈ વૈષમ્ય.*
*નિરન્તર આનન્દની અવસ્થિતિ.*
*જાગતિક સૃષ્ટિની સીમાની પાર છે ત્હારું પ્રયાણ*
*અરૂપ સ્વકીય સત્ત્વે*
*જીર્ણ કલેવર ત્યજી નૂતનને કાજ.*
*મન મહીં મ્હને થાય*
*અતીતની જેમ અનાગત પણ કંઈક લહાય. કિન્તુ*
*શેષ રાત્રિના અન્ધકારને ઓઢીને ઠરેલી આ પળ*
*'જાણે કાલચ્યુત, કહીં બ્રાહ્મવેળ ?*
*અનાગત, ઉંબર આગળ તોયે રહે અનાગત.*

૪

*કાલચ્યુત ક્ષણની શાશ્વતીમાં નિમગ્ન*
*ત્યહીં*
*'तद्दूरे तद्वन्तिके'*
*માના! ત્હારો આ અવાજ! નભમય!*
*કર્ણની ભીતરને કરણ!*
*ગાઢ નિદ્રા-ભઙ્ગ કર*

અનાગત આગતનો
બ્રાહ્મ આગમની સૂર!
સહસા તરઙ્ગ એક વહી
રમી
અઙ્ગેઅઙ્ગ મહીં જાય શમી
જોઉં છું આલોકમય ધ્વનિ.
ધ્વનિ નહીં, કેવળ આલોક,
'यद्दूरे तद्वन्तिके'.
૫
તું દૂર,
હા, નયનથી ન શકું નિહાળી.

તું અન્તિકે
હૃદયના મુજ બિન્દુ કેન્દ્રે
ભીતર તેમ હો મુખોમુખ.
તે નહીંની ઊંડી વ્યથા
અનુરાગદાહ –
રતિપ્રણયની લીલા, વિચિત્ર વિલાસ!
હોવું, વિલસવું, તિરોહિત થવું – પણ
પછી અનુગ્રહ પુનઃ પ્રકાશ.
મધ્ય અવસ્થામાં यद्दूरे તે
અનુસન્ધિત રહે છે પ્રાણમય મનોમય ભાવસૂત્રે
अन्तिके હે પ્રિય
અહરહ લહું છું હું વિરહમાધુરી.

---

## એક પ્રવાસીનું કાવ્ય

**અશરફ ડબાવાલા**

એમેઝોનનાં જઙ્ગલોમાં
ખોવાઈ જવા તો હું ય નીકળી પડું
પણ
હજી હું
હથેળીના અડાબીડ વિસ્મયોમાંથી જ
બહાર નથી આવી શક્યો.
અડગતા અને પતનની વચ્ચે
ક્યાંક
પિઝાના મિનારાની જેમ
પડું પડું થતી મ્હારી માન્યતાઓને
વળગીને ઊભો છું
એમ ધારીને કે
કદાચ
ત્હારી અને મ્હારી વચ્ચે જે ચીનની દીવાલ
રાતોરાત ચણાઈ ગઈ છે
તેને ભેદીને તું
ગમે ત્યારે આવી ચડીશ.
મ્હારા મનના એફિલ ટાવરમાં
મેં થોડી ક્ષણો સાચવી રાખી છે
ક્યારેક એને
મ્હારી બુલંદીથી છુટ્ટી મૂકી
નાયગ્રાની જેમ વહાવીને
દુનિયાને મ્હારાં સંવેદનોનો
એહસાસ કરાવવાની ઇચ્છા થાય છે
પણ
જમના કિનારે ચાંદનીમાં
પ્રવાસીઓની અવરજવર તળે
દટાઈ ગયેલી
મુમતાજ મ્હને રોકે છે
હવે
વિકલ્પોની પીંજણમાં પડવું નથી
એટલે
હું
સમયે ચણેલા પિરામિડમાં
આપણા સમ્બન્ધના મમી પાસે
બેસી રહીશ
છેલ્લા શ્વાસ સુધી
એ સળવળશે
એની આશા સાથે.

# નિમેષોન્મેષ

લાભશઙ્કર ઠાકર

૧

છે છે છે - ની કુસુમિત
કલ્પલતાઓ
પરથી
ઝાકળજળનાં
ગાન
દડે છે
બિલ્લોરી,
નિમેષમાં.

૨

ને ઉન્મેષમાં ઊબડખાબડ
ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં.
મનજી મુસાફર, નિજ દેશ હશે અન્ય, નિમેષમાં.
પણ ઉન્મેષમાં ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં.
હરિને કરવું હોય તે કરે એવા
હરિ હશે નિમેષમાં,
પણ ઉન્મેષમાં ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં.
કક્કા કોટિ કારજ છાંડીને રે
ભજી લો શ્રી-કૃષ્ણ ગોપાળ, નિમેષમાં,
પણ ઉન્મેષમાં ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં.
ભૂતળ ભક્તિ પદારથ મોટું હશે, નિમેષમાં
ને નિમેષમાં ભક્તવત્સલ ભૂધરજી હશે.
કોઈએ ગોવિંદ લીનો મોલ હશે, નિમેષમાં.
હશે નિમેષમાં લીનો તરાજુ તોલ,
પણ ઉન્મેષમાં ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં.
પૂર્ણમાંથી પૂર્ણ કાઢી લેવામાં આવતાં
પૂર્ણ જ બાકી હશે, નિમેષમાં
પણ ઉન્મેષમાં ખાબોચિયાં છે સમજણનાં, ભાષામાં,
ઊબડખાબડ.

૩

કાવ્યપુરુષના પલકારામાં
કિચુડ
કટ.
કિચુડ
કટ.
હા હા હા - ના હલકારામાં
કિચુડ
કટ.
કિચુડ
કટ.
અગણિત આંખે અગણિત શ્વાસે
અગણિત પાંખે
ઉડનખટોલે ઊડનારા
ને
બ્રહ્મબોધમાં બૂડનારા
એ
બોધપુરુષના કશુંક એવા
ઝલમલ ઝલમલ ઝલકારામાં
કિચુડ
કટ.
કિચુડ
કટ.
કાવ્યપુરુષના પલકારામાં, મલકારામાં
કિચુડ
કટ.
કિચુડ
કટ.

## ચાલમાં
### મધુમતી મહેતા

મન તમારી સાથ બે ક્ષણ ગાળવાની ચાલમાં,
આપણા સમ્બન્ધને અંદાજવાની ચાલમાં.

જિન્દગીના રજ્જથી રજ્જાઈ શકતા જે નથી,
સ્મિત પાછળ શૂન્યતા સન્તાડવાની ચાલમાં.

જ્યાં યુવાની હાર ખાઈને ધરાશાયી બને
ત્યાં બુઢાપો શ્વાસ બે-ત્રણ સાંધવાની ચાલમાં.

પાનખરના વાયરા સામે ઝૂકીને ઝાડ પણ
શુષ્ક પીળાં પર્ણને સંભાળવાની ચાલમાં.

બન્ધ આંખોથી પ્રતીતિ આજ એવી થૈ મ્હને,
દશ્યના છે કાફલા ભટકાવવાની ચાલમાં.

એ બધાનો સાથ ને રસ્તો અમે છોડી દીધો,
જે ધરા પર છે ગગનને આંબવાની ચાલમાં.

દીપમાંથી જ્યોત જેવું ક્યારનું ચાલી ગયું,
આપણે સૌ કોડિયાં શણગારવાની ચાલમાં.

## એક અનુભૂતિ
### ભરત ભટ્ટ

કોઈ સણક્ત સમા સુખમાં કંઈ કંઈ થતું'તું,
તીર નીકળી જતું'તું ને ખૂંપી જતું'તું.

સોય નો'તી, નહોતો ય દોરો છતાંયે
એ મ્હને આખેઆખું સીવી નાખતું'તું.

છેવટે પીજ્જરું ડાળ આખી બની ગઈ–
પક્ષી જે ડાળ પર આવીને બેસતું'તું.

મ્હારું આ બોલવું ચૂપકીદી થયું ક્યાં,
કોઈનું ચૂપ હોવું બધું બોલતું'તું.

આ બધા ગ્રન્થનો અર્થ છે મૂર્ખ બનવું,
તોય પણ્ડિતપણું પોથીઓ ફેંદતું'તું.

## સ્વયં
### અશરફ ડબાવાલા

છો ને બધાં સમજે કે એ સાકાર છે સ્વયં,
હું છું એ એના ભાસનો આધાર છે સ્વયં.

આ શૂન્યતાને શબ્દમાં ઢાળ્યા કરો છો શું?
એને ઘડી રહ્યા છો જે આકાર છે સ્વયં.

વચમાં છું દ્વિધામાં કે હું કોના તરફ વળું,
એ પાર ત્હારો સાદ ને આ પાર છે સ્વયં.

મનમાંથી મન તો અમને ફજ્જોળે મનન સુધી;
એને કહો યે શું કે જે સરકાર છે સ્વયં.

અશરફ તમારા હાથમાં શોભે છે એ કમળ;
જે આખા ય સરોવરનો પણ શણગાર છે સ્વયં.

## આ વ્યાકરણને –
### યૉસેફ મેકવાન

આ રૂઢ વાણી તો હવે જીભનો લિબાસ છે,
દોસ્તો, જમાનાને નવી ભાષાની પ્યાસ છે.

વ્હેવારનું જે ગદ્ય છે, જડબેસલાક છે,
–ને પ્રેમનાયે ગીતમાં ફિક્કી મીઠાશ છે.

છે વ્હેણ વાક્યોનું 'સમજ' એમાં તણાય છે,
શબ્દોની હત્યા થાય છે, અર્થો ઉદાસ છે.

દુ:ખો અવિકારી વિશેષણ શાં અહીં સતત,
આ આપણો તો આદિથી એ જ ઇતિહાસ છે.

સૌ સર્વનામો આગિયા જેવાં રહ્યાં સદા
વિશેષ નામોનોય તે ઝાંખો ઉજાસ છે.

સત્તાનું છે વ્યાકરણ સૌનું અલગ અલગ
એનાં વિચિત્ર જોડણી-સન્ધિ-સમાસ છે.

આ વ્યાકરણને કોઈ તો બદલો ભલા હવે –
'યૉસેફ' એની યાતના, એનો જ ત્રાસ છે!

## 'વાત તો છે પણ છે નથીની'
**સુધીર દેસાઈ**

પાણીમાંથી જ જન્મતા અને ફૂટી જતા
પરપોટાની જેમ
મ્હારા મોઢામાં શબ્દો
આકાર લેતામાં તો ફૂટી જાય છે.

અને રહી જાય છે માત્ર અવકાશ.

અવકાશ એ તો એક નામ છે
ત્યાં જે છે તે દેખાતું નથી આપણને
એટલું જ.

નહીં તો આ દુનિયા જન્મી જ
કેવી રીતે શકે અવકાશમાંથી.

વિચારો અચાનક ઉભરાઈ આવે છે
એના રવાડે હું ચડું
તે પહેલાં જ બીજા ધસી આવે છે
અને પહેલાં આવેલ વિચારોને
ક્યાંક ધકેલી મૂકે છે અવકાશમાં.

આ અવકાશ એ તો માત્ર એક નામ છે
જાદુગરના અન્ધકાર જેવું
આ વાત તો છે પણ
છે નથીની,
જે છે એ નથી અને જે નથી તે છે.

## 'વરસાદ મોડો પડ્યો'
**સુધીર દેસાઈ**

વરસાદ મોડો પડ્યો
માસ્તરે ચોપડી ઉઘાડી.
ને એમાંથી નીકળી આવ્યો તડકો.

વરસાદ અને તડકો નીકળી પડ્યા
દૂર સુધી હવામાં હીરાઓ ઉછાળતા
કામદેવે સોનેરી તીરોનો ઉપયોગ કરવા
વિચાર્યું
ને જન્મ થયો મેઘધનુષ્યનો.

વર્ગમાંથી છલાંગ મારી
નીકળી ગયું કોઈ મ્હારામાંથી
બહાર બારીની.

રસ્તા ઉપરથી જતા એક વ્યાપારીએ
મોં બગાડ્યું ઊંચે જોઈને નીચે જોતાં
સંકોચાઈને દીવાલ સરસો ચાલતાં.

માસ્તરે બારી બન્ધ કરી
ચોપડીમાંથી અલોપ થઈ ગયા અક્ષરો.
હવે કાંટાઓનું સૈન્ય કૂદી કૂદીને
આવે છે બહાર,
સિગારેટ પીવાથી
કાળા પડી ગયેલ હોઠ ઉપરથી
હુમલો કરવા.

# મૃત્યુના સમુદ્રને ઓળઙ્ગીને ક્યારેક
## યશવન્ત ત્રિવેદી

મૃત્યુના સમુદ્રને ઓળઙ્ગીને ક્યારેક
ક્યારેક મેડોના લીલી જેવી સ્મૃતિથી
દૃષ્ટિ દોડી જાય છે ખિસકોલી જેમ વાંસના વનમાં...

ક્યારેક આપણે જીવનનો માર્ગ શોધતાં હતાં
એક વાંસથી બીજા વાંસ લગી
ક્ષણથી બીજી ક્ષણ લગી તું શ્વાસ લેતી હતી વાંસનાં લાલ ફૂલો જેમ
હું એક વરસાદથી બીજા વરસાદ વચ્ચેના ધુમ્મસમાં ત્હને જોયા કરતો હતો –

કદાચ તું વૃક્ષોમાં સન્તાઈ જતા વૃક્ષોના પડછાયા જેમ
વિખરાઈ જઈશ મારા કણ્ઠ પર હાથ ભેરવીને
કદાચ મ્હારાં નેત્રોનાં પાણીમાં ત્હારા ચંચલ પડછાયાથી
હલબલાવી મૂકીશ સૂતેલાં કમલપત્રોને
કદાચ હું આંગળીથી સ્પર્શ્યા કરીશ વાંસની પાંદડીઓ જેમ ત્હારા મૌનને –

પણ તું એક પડછાયામાંથી સર્યા કરતી હતી બીજા પડછાયામાં
એક વૃક્ષમાંથી બીજા વૃક્ષમાં, એક એકાન્તમાંથી બીજા એકાન્તમાં

એક સારસીના ઉડ્ડયનથી બીજી સારસીના ઉડ્ડયન લગી
એક આકાશથી બીજા આકાશ લગી, એક વેદનાથી બીજી વેદના લગી...

એક તળાવનાં પાણીથી બીજા તળાવનાં પાણીમાં તરઙ્ગોની જેમ
તરતી ત્હારી કુંવારી લાગણીને ઝબ્ દઈને ગ્રહી લેવી
બગલાની ચાંચ બોળીને પાણીના અગાધ ઊંડાણમાં –

–આશાની જેમ ક્યારેક મેડોના લીલી જેવી સ્મૃતિથી
મૃત્યુના સમુદ્રને ઓળઙ્ગીને ક્યારેક...

# આંખોમાં સમુદ્રનું સ્વપ્ન
## યશવન્ત ત્રિવેદી

આંખોમાં સમુદ્રનું સ્વપ્ન અને તોફાન હઠીલા પવનોનું –

હું સફર કરવા નીકળ્યો છું દક્ષિણાયનના ઢોળાવ ભણી –
સાગ ને શાલ્મલીનાં વનોમાંથી પસાર થાઉં છું
પક્ષીઓના ટહુકાની સ્મૃતિ જેમ વસન્તમાં –
ક્યારેક કરેણનાં જઙ્ગલી ફૂલ જેમ ઝબકી જાય છે
શિશુકાળના મિત્રો જેમણે નદીઓનાં પાણીને ઉરાડ્યાં છે રાત્રિનાં સ્વપ્નો સુધી –
ને પેલી કન્યાઓ? સપ્ટેમ્બરનાં વૃક્ષોને વેલ્લી પરોઢે ફૂટેલી ઝઙ્કનાઓ...!

નદીઓનાં નિર્વસ્ત્ર પાણીનો ખળખળ અવાજ નિમન્ત્રે છે પરોઢની વેળાને
વિશ્રબ્ધ પારેવાંનો મન્થર અવાજ નિમન્ત્રે છે મધ્યાહ્નની અલસ વેળાને
ને નિમન્ત્રે છે વસન્તના સ્વર્ણિમ રઙ્ગોથી ઉદ્દીપ્ત ઓષ્ઠ-પ્રવાલ સાન્ધ્ય-વેળાને
હું અતીતના ક્યા સમુદ્ર-કિનારા તરફ, ક્યા બન્દર ભણી અનાગતના
ક્યાં નગરોના ક્યા ક્યા સ્ટ્રીટલૅમ્પ લગી ચાલ્યા કરું છું?

સફરની મઞ્ઝિલ ક્યાં છે? ક્યો પ્રકાશનો રસ્તો લઈ જાય છે સમુદ્રના સ્વપ્ન સુધી?
ને ક્યો સમુદ્ર લઈ જાય છે કેટલી લાગણીઓના અવિનષ્ટ સમ્બન્ધ લગી?
વસન્તના ઊંડા જખ્મો ક્યા વિશ્વાસથી લઈ જાય છે ફૂલોના માર્ગ ભણી?

હું વળી એક બીજા સમુદ્ર ભણી, એક બીજી વસન્ત ભણી
વળી એક નવા દક્ષિણાયનના ઢોળાવ ભણી
વળી એક નવા દિવસ ભણી સફરને જારી રાખું છું –

– જ્યાં હું ધીરેધીરે પ્રેમના ઊંડાણને પારદર્શકતાથી જોયા કરું છું –
ટેકરી પર જરાક થમ્ભીને જોયા કરું છું સમુદ્રના સ્વપ્નને....

## ચાર ગઝલ

**અશોકપુરી ગોસ્વામી**

### ૧

મ્હારી બેચેની પછડતા ધોધમાં છે;
જિન્દગી જાણે કશાની શોધમાં છે.

તું વરસે તો વરાળ થઈ જાશે;
આ તપેલું રણ યુગોથી ક્રોધમાં છે.

જાણકારી છે મ્હને મ્હારી ગતિની;
મ્હારી ઓળખ તો નર્યા અવરોધમાં છે.

ક્ષણ ક્ષણે ક્ષણ એ મ્હને ટોક્યા કરે છે;
મ્હારી હર હિલચાલ એની નોંધમાં છે.

ના નહીં હરખાઉં, છું કાગળની હોડી.
મ્હારું અસ્તિત્વ તો જળના બોધમાં છે.

### ૨

જો જરા નવરો થયો;
તો પછી અઘરો થયો.

આયનાએ અવગણ્યો,
એટલે પથરો થયો.

જ્યાં ગુમાવ્યું'તું કશું?
ત્યાં પછી ડમરો થયો.

આગમન કોનું થયું?
આંખમાં ગજરો થયો.

એ જ ફાવ્યો આખરે,
જે સ્વયં લઘરો થયો.

### ૩

એમ લાગે સૌ હશે બેધ્યાનમાં,
એટલે તો નખ મળ્યા વરદાનમાં.

હે કટારી, ધાર બૂઠી થઈ જશે;
તું ય શાણી થઈને રહેજે મ્યાનમાં.

ફૂલને કણ્ટક નથી પડકારતા;
– ને, તમે લડવા ગયા મેદાનમાં.

કાં સહુ ભાંડ્યા કરે અન્ધારને,
કોક સળગાવો દીવો સન્માનમાં.

આભથી ઊતરી જે પાતાળે જવા,
એ ગઝલને હું મળ્યો દરમ્યાનમાં.

### ૪

તરસ દઈ તને જેણે નદી કરેલી છે;
તને જીવાડવા એણે સહી કરેલી છે.

બતાવી છે કીડીને લાલચોળ લોઢા પર,
તરફદારીય તો એણે ઘણી કરેલી છે.

ગમે કે ના ગમે મન્ઝૂર રાખશે ચહેરો,
વગર દીઠે અમે એની છબી કરેલી છે.

અહીંના શૂન્યનો છે ખાસ અર્થ એનાથી,
ભલે હો શૂન્ય પણ એણે સદી કરેલી છે.

ફરીથી એક સુદામો ગઝલને લઈ આવ્યો,
અમુલખ ચીજની ઇચ્છા ફરી કરેલી છે.

# ત્રણ સમય કાવ્યો

રતુભાઈ દેસાઈ

## ૧

સમય વહે છે, નદી વહે છે: વહેતાં કીધાં કેણે?
સમસ્ત આ સંસાર વહે છે, રાત દિવસના વ્હેણે.

પણ રે! એવી એક હસ્તી છે: બોલો કોણ? એ દરિયો:
ના વહેતો કે ના સરતો એ, આપમહીં શું ઠરિયો?

આપમહીં ઊછળતો, શમતો: નહીં યોગી, ના મૌની:
સહુ સુખ, સહુ દુઃખ જિરવી નિજમાં વાત સુણે છે સૌની:

નહીં કૃષ્ણ એ, નહીં બુદ્ધ એ, જનમ જનમનો ભોગી:
લવણ લવણને અમૃત કરતો, સર્વ કાળનો જોગી:

## ૨

પરિવ્રાજક શો સમય સતત આ ચાલે મ્હારી સાથે:
એ મ્હારી સાથે કે ચાલું હું જ સમય સંગાથે?

જાઉં ઝાલવા સમયાઙ્ગુલિ પકડાયે ના હાથે:
પારદ શો, પાર્ષદ શો દોડે સકળતણા સંગાથે:

સમય ઉપર છે નયનો મ્હારાં: એનાં છે દિશદિશે:
એ નવ થમ્ભે લેશ પરન્તુ સ્મિત કરતો વિણ મિષે:

એનાં સ્મિતકિરણોને ઝાલી, જરા ચડું હું ઊંચે,
પણ તે કતિપય સ્વજન સગાંની આંખોમાં અતિ ખૂંચે:

સમય કરે ઘર જેનું તીરથ: તેનું મન્દિર બનતું:
બાકીના પત્થર ને પ્હાણા: ક્ષુદ્ર ક્ષુદ્ર વા જંતુ.

## ૩

લેશ ન જાણું શાને કાજે એકની એક આ વેળા?
નૂતન જુદાં રૂપ રચીને, મનમાં મચવે મેળા!

મેળાના સૌ માનવી મધ્યે, હું ય કદીક પણ ભળું:
પણ જે મ્હને શોધે તેને, ટોળામાં ના મળું!

મેળામાં ખોવાયેલ શિશુઓ, વલવલતો ટળવળું:
તોય તે પેલા જાદુગરની પાછળ પાછળ પળું:

થોડીક વેળા ગાયબ, ગાયબ હું જ મ્હને ના જડું;
થોડીક વેળા થાઉં છતો ને ચકડોળે હું ચડું!

મેળે ઘૂમતાં સાવ નકામી ચીજો મ્હને મળી,
તોય તે ક્યારે રમ્મતગમ્મત ભાઈ! રે! મ્હારી ફળી!

લેશ ખબર ના, શાને કાજે, એકની એક આ વેળા?
જાય છે રમી મ્હારી સાથે, અગમ અનહદ ખેલા?

### 'માણસ-માણસ'
**વિષ્ણુ પટેલ**

ચાલો થોડું માણસ-માણસ રમીએ;
નમીએ, ખમીએ, એકબીજાને ગમીએ.

ડામરિયા સડકો પર જામી ભરચક ભાગંભાગા;
ખળખળ લીલું ગાતા ડુઙ્ગર હડસેલાતા આઘા!

મન મેલીને વનની કેડી ભમીએ,
ચાલો થોડું માણસ-માણસ રમીએ.

ભાન ભૂલીને મંડ્યો માનવ માનવતા વેતરવા;
મજિયારા પાથરણાં કેરા ચીરેચીરા કરવા!

ભેદ ભૂલી સૌ એક જ ભાણે જમીએ,
ચાલો થોડું માણસ-માણસ રમીએ.

સૂરજ થાવાનું તો, સમજ્યા, સ્હેલ નથી સૌ માટે,
અન્ધારાની ચાદર પણ ના એમ સહજમાં ફાટે;
નાનકડા પણ દીવડા થૈ ટમટમીએ,
ચાલો થોડું માણસ-માણસ રમીએ.

### જખ્મોને ખોતરે છે
**જિતુ પુરોહિત**

ક્યારેક કોઈ ઇચ્છા ભીતરથી ઊભરે છે,
ને એ પછી એ આંખની કીકી મહીં તરે છે.

દિનરાત કોઈ નખથી જખ્મોને ખોતરે છે,
ત્યારે મ્હને તમારો સહવાસ સાંભરે છે.

પહેલાં ભીતરમાં શબ્દોનો કમ્પ ઉદ્‌ભવે છે;
ને એ પછી એ ઘરની દીવાલ થરથરે છે.

વહેતા જીવનની વચ્ચે એવી બને છે ઘટના;
અસ્તિત્વને પછીથી ગમગીન એ કરે છે.

સમથળ જમીન માથે સુવાડતાં નથી જે;
મૃતકને માટે ફૂલોની સેજ પાથરે છે.

### તકાજો
**જગદીશ ધનેશ્વર ભટ્ટ**

કોઈ સાચો સાચ આવી જાય છે,
કેટલી વીસે હવે સો થાય છે!

સૂમ થૈને રાંકડી ફરતી રહે,
એષણા કાં એકલી સોંરાય છે?

પેટમાં જેની પડી'તી ફાળ તે,
એક જાસો શ્વાસમાં અફળાય છે.

એકધારો આપથી ઝઘડ્યા કરે,
આયનો ત્યાં મૂક થૈ તરડાય છે.

રાતનું રળિયાત હોવું તો ઘટે,
કે શમાની જ્યોત લો કજળાય છે.

પાછલી એ રાત ઉચાળા ભરે,
ડૂસકાં તો દૂઝતાં વરતાય છે.

ઝાંઝવાંમાં એવડું શું હીર કે,
મૃગબાલો આમ આકર્ષાય છે!

### થાકી ગયો છું હું
**હરજીવન દાફડા**

ક્યારેય ક્યાં અકારણ થાકી ગયો છું હું,
પુષ્કળ ઉપાડી ભારણ થાકી ગયો છું હું.

પ્રગટે અહીં પળેપળ પ્રશ્નો નવા નવા,
શોધી નર્યાં નિવારણ થાકી ગયો છું હું.

તોયે તમારાં પાવન પગલાં થયાં નહીં,
કાયમ સજાવી આંગણ થાકી ગયો છું હું.

પીડાવિહોણો મારગ એકે મળ્યો નહીં,
વેઠી અકળ વિમાસણ થાકી ગયો છું હું.

જાણી શક્યો ન જીવના અસલી સ્વભાવને,
બેહદ કરી મથામણ થાકી ગયો છું હું.

## પ્રાર્થના

### જ્યોત્સ્ના ય. ત્રિવેદી

એવા સ્વીકાર સુધી પહોંચવાની મ્હારી મથામણ છે
જ્યાં હું તને હર ક્ષણે હા પાડી શકું
આ ગ્રીષ્મની સવારે જેમ –

વૉટરકલરમાં ચીતરેલી બરફના આવરણમાં મૂંઝાતી
નદી જેવી અસ્પષ્ટ લાગણીમાંથી
ક્યાંક પૂર્ણ સ્વાતન્ત્ર્ય ભણી
શિશુ જેમ મન દોડી જાય છે ખુલ્લા ભૂમિખણ્ડો ભણી.

દરેક ક્યાંય ભણી
દરેક પક્ષીની ખુલ્લી પાંખો ભણી
દરેક ઝરણના મુક્ત વહન માર્ગ ભણી.

પુષ્પછોડ અને વૃક્ષ જેમ
હું જ્યાં વિસ્તરી શકું હર ક્ષણે
મ્હારા નિબિડ અન્ધકારથી ત્હારા જ્યોતિર્મય આકાશ લગી
આશ્ચર્યવિહીન આકાશ, વાદળો અને વરસાદનાં ટીપાં જેમ

ને મન્દમન્થર વરસ્યા કરું
વહ્યા કરું વોંકળાની જેમ
ત્હારા મૃદુ-પ્રેમાળ હાથ જેવા બે કિનારાની વચ્ચે
જ્યાં હું તને હર ક્ષણે હા પાડી શકું
સ્વીકાર સુધી પહોંચવાની મથામણ વગર...

## ગઝલ

### 'જગત્મિત્ર'

નદીના કિનારા કહો, ક્યાં અડે છે?
મ્હને સ્થાન મ્હારું ખરું ત્યાં જડે છે!

ક્ષિતિજ પારનું પામવાને હરે તો
ખરે તાકડે મ્હારી પાંખો નડે છે!

સમય જેમ હું યે સરી જાઉં ક્યારે?
હવામાંય તરસી તિરાડો પડે છે.

સૂરજ ને સિતારા છુપાશો તમે ક્યાં?
હવે હાથ મ્હારા ગગનને અડે છે!

વિયોગે રડી રાત, આંસુ ખર્યાં તે
સવારે ગુલાબી ફૂલો પર જડે છે!

## દરબારમાં હાજર થવાનું

### વિનોદ ગાંધી

એક દરિયા જેમ પરપોટો બની પામર થવાનું.
સાવ ઝીણા તાર માટે આપણે કાતર થવાનું?

ફૂટવાનું, ફૂલવાનું ને પછી ઊડી જવાનું.
કેટલું અઘરું છે ફૂલો જેમ સચરાચર થવાનું!

મ્હેલમ્હોલાતો તથા ગાડી પછી ઊંડી કબર.
આ બધું જે જે થવાનું આપણી ખાતર થવાનું.

એક તાણો, એક વાણો, એક આડો ને ઊભો.
જિન્દગીના ભાગ્યમાં શું હોય છે ચાદર થવાનું?

મેં મૂકી દીધાં બધાં હથિયાર ને પહોંચી ગયો.
એમનું ફરમાન છે દરબારમાં હાજર થવાનું.

## ઉકેલો

**'લક્ષ્ય' ઠક્કર**

*આંખમાં આંખો પરોવી આંખની ભાષા ઉકેલો,*
*ત્યાં જ ડોકાતી યુગોથી શાશ્વતી ઇચ્છા ઉકેલો.*

*હા, ઉકેલો – એ જ માનવજાતનો છે ધર્મ સાચો,*
*અટપટા આશા-નિરાશાનાં અગમ પાસાં ઉકેલો.*

*કૈંક સૈકાઓથી છે બિસ્માર હાલતમાં ગુફાઓ*
*કોઈ શિલાલેખના એ હસ્તની રેખા ઉકેલો.*

*આંખમાં છે ને નરી આંખે જે દેખાતા નથી એ.*
*એક વેળા આભમાં ડગ માંડતાં સપનાં ઉકેલો.*

*કોઈ યાત્રામાં વિખૂટું થાય એ પણ શક્ય છે, તો–*
*રાહમાં જાનારનાં મોજૂદ છે પગલાં ઉકેલો.*

*પાત્ર પર શઙ્કા હતી ને મઞ્ચ પણ ધુમ્મસ ભર્યો,*
*સૌ પ્રથમ તો આ હવાથી પાતળા પરદા ઉકેલો.*

*'લક્ષ્ય' જીવનની હવે બાકી ઋતુ સમજાઈ ગઈ,*
*હર ક્ષણે આંખોમાં જે બેસે છે ચોમાસાં, ઉકેલો?*

## ઊભા પગે

**તુરાબ 'હમદમ'**

*કાળે લખી કંકોત્રી ઊભા પગે,*
*જાતને મેં જોતરી ઊભા પગે.*

*કાને વગાડી બંસરી ઊભા પગે,*
*રાધા બની ગઈ બાવરી ઊભા પગે.*

*જેમ એને ભૂલવા ચાહો તમે,*
*યાદ આવે છે ફરી ઊભા પગે.*

*જ્યાં હવાએ આંગળી પકડી જરા,*
*ત્યાં સુગન્ધો વિસ્તરી ઊભા પગે.*

*ઊભો રહી ઊભા પગે થાકી ગયો,*
*થઈ કસોટી આકરી ઊભા પગે.*

## ઓહ વ્યાસજી!

**જ્યોત્સ્ના ય. ત્રિવેદી**

*ઓહ વ્યાસજી!*
*કેવી રીતે ખમી શક્યા તમે મહાભારતની અસીમ વ્યથા?*

*ગાન્ધારી અને કુન્તી તો સ્ત્રીઓ હતી...*
*પરાજેય ખમી જાય રક્તની કથા*
*સહી જાય નારીનાં અપમાન અને પુત્રજન્મના સન્દર્ભોને*
*પણ તમે તો ઓર-સોતા ચાલી ગયેલા, હે ઋષિ મનીષી!*
*હે કમલપત્રાત્મા!*
*ન ભીંજવો, ન ભીંજાઓ સુખદુઃખનાં વસ્ત્રોથી!*
*તમે શા માટે પાનેપાનાને આલેખ્યું માનવદુર્ભાગ્યના રક્તથી?*

*પુત્રોના મૃત ઢગલા પર ચઢી કેરી તોડીને ખાતી ગાન્ધારીના*
*દુઃખદ આશ્ચર્યથી તમે કઈ કાળસન્દૂકને ઉઘાડવા માગો છો?*
*ક્યાં સત્યોના આઘાતોથી ફાડી નાખવા માગો છો*
*મ્હારાં નારીનાં નિર્બળ મમતાવસ્ત્રને?*

*કે આ જગત કવિને વેદનાથી ગુણતાં શીખવાડે છે?*
*એટલે જ એ દરેક જમાને કવિને ઝંખે છે –*
*જે બ્લૉટિંગ પેપરની જેમ ચૂસી લે એની યુગ-વેદનાને*

*તમે એવો આશીર્વાદ તો નથી આપ્યોને, વ્યાસજી,*
*કે દરેક જમાને કાચ અને અગ્નિને ગુણ્યા કરે*
*એવો એક કવિ જન્મ્યા કરે –*
*ને હું યક્ષપ્રત્યોત્તરની દ્વિધામાં–*
*એને ઓળખતી હોઉં નિયતિના આશ્ચર્યોથી!?*

# બે ગઝલ

## આશિત હૈદરાબાદી

### બેઠો છું

ઘણું છે બોલવાનું મન છતાં ચૂપચાપ બેઠો છું,
અહીં તો હુંય લઈ સહદેવ જેવો શ્રાપ બેઠો છું!

હવે તો ડોળ કરવાનું કરી દે બન્ધ તો સારું,
બધાનાં કદ તણું મનમાં લઈને માપ બેઠો છું!

થવાનું ના થતું, જોવાય ના ને ચૂપ રહેવાનું,
હૃદયમાં કેટલા હું સંઘરી સન્તાપ બેઠો છું!

વિશુદ્ધિ કેટલી મનમાં હશે એ તો પ્રભુ જાણે,
લઈને હાથમાં માળા એ કરતા જાપ બેઠો છું!

ખબર છે આમ તો 'આશિત' અધૂરો છું હકીકતમાં,
ભલે હુંશિયાર હોવાની લગાવી છાપ બેઠો છું!

### ક્યાં નડેલો

શાહી, કાગળ, પેન, આદિ અન્તનો છોડો જમેલો,
આંખમાં આંખો પરોવી આંખની ભાષા ઉકેલો!
હોઠથી ના વ્યક્ત થાતું, સ્પર્શ કહી દેશે ઘણુંયે,
હોય જો દિલમાં ઊતરવું હાથને પાછો ન ઠેલો!
હાથમાં પત્થરને લઈને માણસો રસ્તે ઊભા'તા,
યાદ ના આવે કશુંયે કોઈને હું ક્યાં નડેલો!
આપવાં હો આપજો બીજાં નવાં વચનો ફરીથી,
છે જરૂરી પ્રશ્ન એકાદો તમે પહેલાં ઉકેલો!
કેમ 'આશિત' લોકમાં હું એકલો ચર્ચાઉં શાને?
સૌપ્રથમ તો એમણે મ્હારા ઉપર કાગળ લખેલો!

### સગપણ વિશે

**તુરાબ 'હમદમ'**

દીવાનગીને કોઈ દિ સમજણ વિશે ન પૂછ,
શું લાગણીનાં બન્ધનો વળગણ વિશે ન પૂછ.

મ્હારી તરસ વિશેનો અનુભવ તને શું હોય?
દરિયે ઊભો રહી અને તું રણ વિશે ન પૂછ.

ત્હારી ઊલટ તપાસ નકામી બની જશે,
કારણ નહિ જ આપું હું કારણ વિશે ન પૂછ.

આવે છે એમ યાદ કવિતાના રૂપમાં,
ઝરું છું જેને રાત દિ એ જણ વિશે ન પૂછ.

પક્ષીને ખ્યાલ હોય છે છાતીની આરપાર,
ખેતરના ચાડિયાને તું ગોફણ વિશે ન પૂછ.

કેવો અપાર પ્રેમ છે શબ્દો ઉપર મ્હને
'હમદમ' મ્હને ગઝલના સગપણ વિશે ન પૂછ.

### ગમે છે

**તુરાબ 'હમદમ'**

બગીચો ગમે છે ને રણ પણ ગમે છે,
તમે હોવ સાથે તો હર ક્ષણ ગમે છે.

હશે એવું કહેશે નજરની જ સામે,
મ્હને એટલે તો આ દર્પણ ગમે છે.

ખબર છે કે ખોટી પ્રતીક્ષા કરું છું,
છતાં પણ મ્હને એ જ વળગણ ગમે છે.

મ્હને યાદ આવે છે એવી રીતે એ
નથી કોઈ કારણ અકારણ ગમે છે.

મ્હને ક્યાંથી ક્યાં લઈ ગયા શબ્દ 'હમદમ',
આ શબ્દોનું તેથી જ સગપણ ગમે છે.

## ક્યિાં ધામ આ પાવન?

**ઊજમશી પરમાર**

*આ તે ક્યો મારગ ભઈ, આ તે કેવી આવનજાવન?*
*કિયે લોક પોગાડ્યા ચરણે, ક્યિાં ધામ આ પાવન?*

*ધસમસતી વાહરની ગજ્ઞ અટવી સોંહર મોંહર,*
*થડ સોંતા શું તાણી જાશે, પવન તણા આ સચ્ચર?*

*વનરઈઓની ઊંચી પીંછી નભ લગ કરે લસરકા,*
*અદીઠ ચિતરામણ કરવાના સૌને હોય અભરખા!*

*ખૂલે કમળદળ તલાવડીનાં જળમાં ડોકાં કાઢી,*
*હેઠે પાન વચાળે ટીપાં નીન્દર કરતાં ગાઢી.*

*ચળાઈ આવ્યો તડકો વનરઈ કેરાં ઝંટિયાંમાંથી,*
*પીળા ધમરખ સોને રસતો ડાળ ડાળની પાંથી.*

## સૂરની સાખો

**ઊજમશી પરમાર**

*આટઆટલો ભાર ભાઈલા હવે નથી સ્હેવાતો,*
*લચી પડેલી સાખે આંબો ભોંયે ગરતો જાતો.*

*અરે માનવી, આવો આંયા, લૂંટો રસની ખાણો,*
*છલકાતા અમરતના કુંપા ભરી ભરીને માણો.*

*દિયે હલાવી મૂળ સોંતા કોકિલ સો-સો સૂરધારે,*
*આવાં આકળવિકળ ઇજન કોઈ ન કાં ગણકારે?*

*'નથી ફેરથી થાવી, આવો, મોસમ મત્ત પુકારે,*
*અરે પ્રેમીઓ, તાળાં કેવાં દીધાં તમ ઉરદ્વારે?*

*નથી કોઈ ટોયો, લ્યો વેડી મધમીઠા ટહુકારા,*
*ઝૂલે કેટલી સૂરની સાખો, થાક્યા સૌ ગણનારા.*

## ફૂટ્યાં કરતું ઘાસ, કાગળ અને તમે

**હાર્દિક બ્રહ્મભટ્ટ**

*ધરતીમાંથી ફૂટું-ફૂટું કરતું*
*ઘાસનું તણખલું*
*જેવું દેખાયું ત્યાં જ...*
*ઉપર પત્થર ગોઠવી*
*ડામર પાથરી દેવાયો*
*ને એ કાળા ડામરનો વિરોધ કરતું*
*રસ્તાની આસપાસ ઊંચું-ઊંચું ઘાસ*
*જઙ્ગલી કહી*
*કપાઈ નંખાવ્યું*
*કોઈએ... કોણે?*
*એ જ ડામરના રસ્તાની કિનારીઓ પર*
*ક્યાંક-ક્યાંક*
*ફૂટતું કૂમળું લીલું ઘાસ*
*સહેજ માથું ઊંચકે કે...*
*કાળા રસ્તા પરથી પૂરપાટ જતા કશાકના*
*કાળા ધુમાડામાં ઘેરાઈ*
*એ ગૂંગળાઈ પીળું પડી જાય છે.*
*કેમ બન્યા કરે છે આમ*
*હંમેશ ઘાસ સાથે?*
*હું*
*આજે પણ ઘાસ જેવા મ્હને જોઉં છું*
*ને કંઈ કહેવા જાઉં કે...*
*પત્થરો ગોઠવાયા છે મ્હારી આસપાસ*
*ડામરો પથરાય છે ચોતરફ*
*હું*
*ગૂંગળાઈ જાઉં છું*
*આંસુ ટપકે છે ને*
*વાદળાં બન્ધાય છે*
*ને શબ્દો ટપ-ટપ ટપકે છે*
*જે કાગળની ધરતીમાં સમાઈને*
*ફરી ફૂટું-ફૂટું થયા કરે છે*
*કોઈના મનમાં...*
*શાથી?*

# બે ગઝલ

દાન વાઘેલા

## સ્વ. ગઝલકાર...ની મૃત્યૂક્તિ

હાજર ન હોઉં તોય મ્હારી હાજરી હશે;
પૂછો સમયને, ત્યાં જ બધી ખાતરી હશે!

આ શ્વાસ હાર ખાઈને થમ્ની ગયા હશે;
પણ જિન્દગીની જીત, ગઝલને વરી હશે.

આવી ગયા નજરમાં, કરો આંખ બન્ધ ત્યાં -
સૌના હૃદયમાં એટલી છબીઓ ભરી હશે!

ચાલ્યા જવાનું છે, છતાં જઈ નથી શકું;
હે દાન! કોણે સ્નેહની સાંકળ કરી હશે?

શ્રદ્ધાઞ્જલિ પ્રસઙ્ગ હતો મૌનમાં છતાં -
હે દાન! મનમાં કેટલી ગઝલો તરી હશે!

## આપોઆપ

ક્યાં પુણ્ય હોય છે અને ક્યાં પાપ હોય છે?
વખતોવખતના અર્થ આપોઆપ હોય છે!

કોણે કહ્યું કે બદદુઆ પણ શબ્દમાં જ હોય?
કકળેલ મૌન આંતરડું, અભિશાપ હોય છે!

સૌ જાણતા જ હોય છે પોતાની વારતા;
અટકાવે ના, વખાણનો જ્યાં વ્યાપ હોય છે!

ખાલી મજાક કોક દિ' ભારે પડી જશે;
મનની તિરાડનીય વસમી છાપ હોય છે!

હે દાન! ત્હારું ચિત્ત પણ મ્હારી જ પાસ છે!
એમાં ભળેલ રજનાં ક્યાં માપ હોય છે?

# બે ગઝલ

લલિત ત્રિવેદી

## રસિયા !

તેં રસી દીધેલાં અઙ્ગેઅઙ્ગ રસિયા!
એ બધા ઊતરી રહ્યા છે રઙ્ગ રસિયા!

આ ત્વચા પણ થૈ ગઈ છે દઙ્ગ રસિયા!
થૈ ગયા છીએ અમે સત્સઙ્ગ રસિયા!

વૃક્ષની વેંચે ધજા ફરકી રહી છે...
ટેરવે ચોરાસી લખના જઙ્ગ રસિયા!

એવા આલિઙ્ગનનાં આ ફરમાન છે કે
આ ભુજાઓ ભોગવે રસભઙ્ગ રસિયા!

થૈ ગયા છે ગુમ કિનારા ને ઇશારા!
કેવા ગેબી રસ ઝરે છે અઙ્ગ રસિયા!

## ફકીરાઈ છે!

કેવી સોહામણી આજ તનહાઈ છે!
એક હું છું અને આ ફકીરાઈ છે!

ત્હારી ચોથા ચરણ લગ અખિલાઈ છે
મ્હારી પાસે તો મ્હારી અધુરાઈ છે!

ત્હારા મારગની પણ શી વશેકાઈ છે!
સ્હેજ ચાલું તો સાથે મીરાંબાઈ છે!

કેવી મ્હારાપણાની આ સચ્ચાઈ છે!
ઓગળી જાઉં એવી આ પરછાંઈ છે!

હું સપાટીનો માણસ છું, પગવશ છું હું
ક્યાંક ઊંચાઈ છે, ક્યાંક ગહરાઈ છે!

ક્યાં સુધી વિસ્તર્યાં ત્હારાં તેજોતિમિર...
ક્યાં સુધી વિસ્તરેલી ફકીરાઈ છે!

## કેડી જતી એ ગામ

### ભાનુપ્રસાદ ત્રિવેદી

*કેડી જતી એ ગામ પાછી આંખમાં લચી*
*થૈ જાણ ચોમાસાંઓને વર્ષા શમ્યા પછી.*

*ધાર્યું ન'તું ઊગી નીકળશે ટેરવાંમાં વન*
*અસ્ફુટ એક ગીતનો ફણગો દમ્યા પછી.*

*એ આભલાં તો ઊલટાનાં રણઝણી રહ્યાં*
*પક્ષ્મો જે ઓઢવા મથ્યાં ટહુકા ખમ્યા પછી.*

*વીણી જતા તડકા બધાં પર્ણોથી એટલે -*
*પાંપણ પરે જ સંઘર્યાં ઝાકળ, ઝમ્યા પછી.*

*પણ રાતનાં એવાં ભરણ આંખે ભરેલ કે*
*ઊગ્યા હશે સૂરજ – જણાયું આથમ્યા પછી.*

*અટકી ગઈ કાજળ બનીને કીકીઓ મહીં*
*સન્ધ્યાઓ, કમ્પતા એ હોઠો પર નમ્યા પછી.*

*એના અબોલામાં જ છેવટ નીડ તો રચ્યો*
*પિચ્છલ સ્વરો ને વ્યઞ્જનોમાં ચિર ભમ્યા પછી.*

## ચેતી જા

### ધીરુ મોદી

*જળની ભીતર આગ જલે છે, ચેતી જા,*
*આંસુમાં તું કેમ હલે છે? ચેતી જા.*

*પ્રેમ પાત્રમાં વહેમ ભરાયો કળિયુગમાં,*
*અડધું વસ્તર ત્યાં કકલે છે, ચેતી જા.*

*ચામાચીડિયું અચરજ ભરિયું નીરખે છે,*
*રજનિ વડલે કેમ ઝૂલે છે? ચેતી જા.*

*અન્ધારાંથી તું અન્ધારું લીંપે છે,*
*સવાલ ત્હારા ક્યાં ઊકલે ચેતી જા.*

*મહાભારત પણ છેવટે શોધે હિમાળો,*
*મૃગજળમાંથી તું ફળ લે છે, ચેતી જા.*

## એકમ્ એવ

### ધીરુ મોદી

*મધમાખી ને પતઙ્ગિયાંની*
*જુદી નહિ બે જાતો;*
*કંઈ નહીં તોયે બન્નેને*
*એક જ ફૂલનો નાતો!*

*છેક પાતળી ડાળ ઝાલીને*
*સુગરી માળે ઝૂલે;*
*ટાઢ તાપ કે વર્ષામાંયે*
*અકળ કળા નવ ભૂલે.*
*ઝાડ પાન ને ડાળડાળનો*
*નેહ નથી કરમાતો!*

*રાત-દિવસનાં લેખાં માંડી*
*માનવ ઘણું વિમાસે;*
*અડધી-પડધી ખેંચતાણમાં*
*વરવું પોત પ્રકાશે*
*કોણ સાંભળે સૂર્યચન્દ્રની*
*એક જ નભની વાતો!*

## શોધમાં

રિસભ મહેતા

એક અનન્ત અહેસાસની એકાદ ક્ષણની શોધમાં,
લખ ચોરાસી વાર હું નીકળ્યો મરણની શોધમાં.

જાણતો'તો મ્હારામાં પણ મન હતું મારીચનું
તે છતાં નીકળી પડ્યો'તો હું હરણની શોધમાં.

સૂર્ય પણ જો સાંપડ્યો તો સાંપડ્યો સપનારૂપે
જાઉં પણ હું ક્યાં હવે બોલો કિરણની શોધમાં?

નામ કોઈ પણનું હો પણ કામ તો છે કાળનું,
તીર થઈ નીકળ્યા કરે છે તે શ્રવણની શોધમાં.

લાગણીને શાપ છે હે રામ! 'થઈ જા તું શિલામા'
એ ગુનો: તે નીકળી ત્હારા ચરણની શોધમાં

## ત્હારા વગર

રિસભ મહેતા

એમ હું જીવ્યા કરું ત્હારા વગર,
રોજ જીવતો જીવ મરું ત્હારા વગર.

પૂછજે હર ફૂલ એ કહેશે તને,
હું ખીલ્યા પહેલાં ખરું ત્હારા વગર

મ્હારી સૌ સંવેદનાઓ ક્ષુબ્ધ છે,
શું કરું, શું ના કરું, ત્હારા વગર?

સૂર્ય ખૂદ લાચાર થઈ જોયા કરે,
રોશનીને કરગરું ત્હારા વગર.

શ્વાસમાં મ્હારા સદા તું સંચરે,
એકલો તો પણ ફરું ત્હારા વગર.

સરહદો મ્હારી તો સંકોચાઈ ગઈ,
ક્યાં જઈને વિસ્તરું ત્હારા વગર?

હું સતત ત્હારામાં ડૂબેલો હતો,
કેમ આ દરિયો તરું ત્હારા વગર!

તેં મને છોડ્યો છે, તરછોડ્યો નથી;
હું તને જીવ્યા કરું ત્હારા વગર.

## વાયકાનું રૂપ લેશે...

કિરીટ ગોસ્વામી

સાવ સાચી એક ઘટના વાયકાનું રૂપ લેશે,
એમ સાતે સાત દરિયા વાયકાનું રૂપ લેશે.

એક માણસ આવતી કાલે જશે થીજી અચાનક,
બાદ એનાં લાખ સપનાં વાયકાનું રૂપ લેશે.

તું નહીં આવે, થશે આંખોય ખાલી આંસુઓથી
ને પછી ત્હારી પ્રતીક્ષા વાયકાનું રૂપ લેશે.

આ નગરમાં બે વિકલ્પો છે હવે સૌની કથાને,
એ જશે ભુલાઈ અથવા વાયકાનું રૂપ લેશે.

પર્ણ, પક્ષી, ડાળ, પડછાયો – કશે અપવાદ છે ક્યાં?
ટૂંકમાં આખીય દુનિયા વાયકાનું રૂપ લેશે.

## જ્યાં
### કરસનદાસ લુહાર

*જ્યાં શ્વેત અન્ધકાર ને કાળો ઉજાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*
*પ્રફુલ્લિત બઝ્ઝરો ને બગીચા ઉદાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*જર્જર ત્વચાનું આવરણ રાષ્ટ્રિય લિબાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*શ્વાસોનું એક નામ – જયહીં – સૂકું ઘાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*શૃઙ્ગો મટીને ખીણ થવું; જ્યાં વિકાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*દષ્ટિ, દિશા, ગતિ નથી તો પણ પ્રવાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*લોહીમાં કોઈ 'માસ' છે તો કોઈ 'ખાસ' છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે.*

*જ્યાં શ્વેત અન્ધકાર ને કાળો ઉજાસ છે;*
*એવા કોઈ પ્રદેશમાં મ્હારો નિવાસ છે !*

## તગડે આલમ
### પીયૂષ 'જ્યોતિ'

*કાં ભાઈ, ક્યા બોલતે ? તો કહે 'તગડે આલમ',*
*ખાતા પીતા કયા કરતે ? તો કહે 'તગડે આલમ'.*

*મનની વાત મનમાં ધરબી હસતા હસતા*
*ક્યો મન્ત્ર રહે જપતે ? તો કહે 'તગડે આલમ'*

*છોને ગામ બળે કે છોને બળતા આ જઙ્ગલ*
*એક અમારું ગીત રહે કે 'તગડે આલમ'*

*ની વાત ભૂલે ને ભૂલે શું રહેશે કાલે*
*મસ્ત બનીને લલકારે કે 'તગડે આલમ'*

*ઈશુ-રામ-અલ્લાહ ! ભલી ત્હારી આ દુનિયા,*
*હું તો ભૈ, કહું સદા મ્હને કે 'તગડે આલમ !*

## કિનારો મેળવી લેશે
### 'શૈલ' પાલનપુરી

*સરળ, સમૃદ્ધ દિલ નિઃસ્વાર્થ દ્વારો મેળવી લેશે;*
*પરમ એ પ્રેમ ચોગમ આવકારો મેળવી લેશે.*

*ઘણું અણછાજતું પણ સત્ય છે સૌન્દર્યની ઓથે;*
*ઘણા કાંટા સુમન સાથે બહારો મેળવી લેશે.*

*હવે એ નાખુદાને જાય કરગરતા બલા મ્હારી,*
*હવે ખુદ નાવ મોજાંનો સહારો મેળવી લેશે.*

*જુલમ જૂઠો ઊઘાડો એમ પણ પડશે વિધાતાનો,*
*અભાગી લાશ થઈને પણ કિનારો મેળવી લેશે.*

*સુમન, રડતાં તુષારો જોઈ તું હસવું સમેટી લે,*
*જમાનો જોઈ લેશે એ જ ધારો મેળવી લેશે.*

*જરૂરત શું વળી એને લગારે માર્ગદર્શકની ?*
*સફરમાં 'શૈલ' જે નિજ ઉર-ઈશારો મેળવી લેશે.*

## જાળ જેવું...
### દુર્ગેશ ન. ભટ્ટ

*જાળ જેવું કૈં સતત ગૂંથાય છે,*
*સાવધાની ત્યાં સતત અટવાય છે.*
*પર્ણને લીલા થવાની ઝઙ્ખના,*
*પાનખરનો પ્રેમ ત્યાં પથરાય છે.*
*ઝઙ્ખતા દૂરી ધરાથી એ કનકવા*
*આસમાનીમાં ચગી લપટાય છે.*
*ઈંટ-પત્થરનાં અડાબીડ વૃક્ષ આ,*
*કોઈ પક્ષી-સૂર ત્યાં તરડાય છે.*
*અપ્તરઙ્ગી કૈં મળે વરદાન એવું,*
*શ્વેતવર્ણું થૈ બધું સૂસવાય છે.*
*વાત મ્હારી છે નીરવ ક્ષણ એકની,*
*તો સનાતનતાથી કાં ખરડાય છે ?*

## સાભાર સ્વીકાર

**શબ્દે કોર્યાં શિલ્પ:** શ્રી ભાનુપ્રસાદ પરમારના ૧૦૧ સૉનેટનું ચયન. કાચું પૂઠું. કાઉન પૃ. ૧૧૬, રૂ. ૬૦. મુખ્ય વિક્રેતા: ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. **જાજમ પાથરજો:** શ્રી જયન્તી પટેલનાં ગીતો-ગઝલોનો સંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૭૨, રૂ. ૬૦. વિતરક: અક્ષરભારતી ગ્રન્થભંડાર ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, ટાઇમ્સ પાછળ, અમદાવાદ-૩૮૦ ૦૦૯. **બયાને હમદર્દ:** શ્રી હુસેન એમ. હમદર્દની ૬૩ ગઝલોનો સંગ્રહ. કાચું પૂઠું, કાઉન પૃ. ૩૨, રૂ. ૫ પ્રાપ્તિસ્થાન: પ્રેમશંકર ન. ભટ્ટ, શૈક્ષણિક વિભાગ, શિશુવિહાર, ભાવનગર. **મનહર અને મોદી:** શ્રી મનહર મોદીની ૬૫ ગઝલોનો સંગ્રહ કાચું પૂઠું, ડબલ કાઉન પૃ. ૯૬, રૂ. ૧૦૦. પ્રકાશક: રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. **થનગનતા મોરલા:** શ્રી ગોવિન્દભાઈનો બાળકિશોર કાવ્યોનો સચિત્ર સંગ્રહ ફૂલ્સ કેપ પૃ. ૪૮, રૂ. ૨૫, વિક્રેતા: પાર્શ્વ પ્રકાશન, નિશા પોળ, ઝવેરી વાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ અને સુમન પ્રકાશન, ૯૮/ પ્રિન્સેસ સ્ટ્રીટ, મન્સુર બિલ્ડિંગ, મુમ્બઈ-૪૦૦ ૦૦૨. **મૃગજળના ગ્રંથ:** શ્રી પ્રભુ પહાડપુરીનો કાવ્યસંગ્રહ કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૦૮, રૂ. ૭૦. પ્રકાશક: પૂર્વી પ્રકાશન, ૩૦ અમર, સમુદ્ર કૉમ્પલેક્સ, ક્લાસિક ગોલ્ડ હોટેલ પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬. **ધ રેવન:** અમેરિકન કવિ એડગર એલન પોના આધુનિકતાનો અણસાર આપતા 'ધ રેવન' નામના કાવ્યનો છન્દોલય બદ્ધ ગુજરાતી અનુવાદ. અનુવાદક શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળા, કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૪૮, રૂ. ૨૫. વિક્રેતા: અક્ષર ભારતી, ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯. **હું જ દરિયો, હું જ ભેખડ:** શ્રી યોગેશ વૈદ્યની ગીત-ગઝલ અને અન્ય રચનાઓનો સંગ્રહ કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૪૮, રૂ. ૨૫; પ્રકાશક: સાહિત્ય સંગમ, વેગવળ. **તારા ગયા પછી:** શ્રી ગોપાલ શાસ્ત્રીનો કાવ્યસંગ્રહ કાચું પૂઠું. ડિમાઈ પૃ. ૯૬. રૂ. ૭૦. પ્રકાશક: સાધના શાસ્ત્રી નરસિંહજીની પોળ, ભાની શેરી, વડોદરા-૩૯૦ ૦૦૧. **કલ્પાયન:** શ્રી લાભશંકર ઠાકરનો કાવ્યસંગ્રહ કાચું પૂઠું ડિમાઈ પૃ. ૪૮. રૂ. ૨૫. પ્રકાશક: રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, દેરાસરની સામે, ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧. **ગઝલ વિમર્શ:** ગઝલ વિષયક લેખોનો સંચય કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૬૪, રૂ. ૫૦. સંકલન: ડૉ. રશીદ મીર, પ્રકાશક: પ્રેમાનન્દ સાહિત્ય સભા, દાંડિયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧.

### 'કવિલોક' દ્વિમાસિક અંગેનું માહિતીપત્રક

(ફૉર્મ-૪ નિયમ આઠ અનુસાર)

૧. પ્રકાશન સ્થળ: અમદાવાદ

૨. પ્રકાશનની સામયિકતા: દ્વિમાસિક

૩. મુદ્રકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: ધીરુભાઈ પરીખ ભારતીય, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

૪. પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: ધીરુભાઈ પરીખ, ભારતીય, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

૫. તન્ત્રીનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું: ધીરુભાઈ પરીખ, ભારતીય, કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

૬. માલિકનું નામ સરનામું: ટ્રસ્ટીઓ, કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય' વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

હું ધીરુભાઈ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

અમદાવાદ
તા. ૩૦-૪-૧૯૯૯

ધીરુભાઈ પરીખ

# શિશુ-કવિતા

## થપ્પો થપ્પો રમીએ

'જગત્મિત્ર'

મમ્મી, તું ને હું ને દાદા
    થપ્પો થપ્પો રમીએ.
થપ્પો થપ્પો રમ્યા પછી
    સાથે બેસીને જમીએ.

પપ્પા આંખ બતાવે છે,
અને વળી ધમકાવે છે.
લેસન કરતાં ઊંઘ ચડે,
નિશાળમાં તો માર પડે.

કહે ને મમ્મી, દુ:ખો શાને
    ન્હાનાં થઈને ખમીએ?
મમ્મી, તું ને હું ને દાદા
    થપ્પો થપ્પો રમીએ.

આજે મીઠી પડી રજા,
ભૂલી જઈએ બધી સજા.
બાગમહીં ફરવા જઈએ,
હળવાં ફૂલ સમાં થઈએ.

બાગબગીચે કુંજે કુંજે
    ભમરા જેવું ભમીએ.
મમ્મી, તું ને હું ને દાદા
    થપ્પો થપ્પો રમીએ.

## સાંજ પડી

'જગત્મિત્ર'

મન્દિરમાં ઘણ્ટારવ થાય: સાંજ પડી.
ગાયો હરખે દોડી જાય: સાંજ પડી.

અન્ધારું જગ પર ફેલાય: સાંજ પડી.
પક્ષી માળામાં સન્તાય: સાંજ પડી.

રમતાં બાળક ભૂખ્યાં થાય: સાંજ પડી.
સહુનાં મન વાળુમાં જાય: સાંજ પડી.

સૂરજ હેઠો બેસી જાય: સાંજ પડી.
ઝાંઝર તમરાંનાં રણકાય: સાંજ પડી.

આકાશે તારા ડોકાય: સાંજ પડી.
ઘરઘરમાં અજવાળું થાય: સાંજ પડી.

મુન્નો પારણિયે હીંચાય: સાંજ પડી.
મા મીઠું હાલરડું ગાય: સાંજ પડી.

## બબલુ ને કૂકડો

'જગત્મિત્ર'

"મૂઆ કૂકડા, કેમ કરે છે
પરોઢિયે તું જોર?
સપનાં ભાગી જાય સાંભળી
નાહક શોર-બકોર!

"કૂકડે...કૂક તું બોલે નહીં તો
સવાર શું ના પડશે?
અન્ધારું પથરાઈ જશે ને
અજવાળું ના જડશે?"

કૂકડો બોલ્યો – "સાંભળ બબલુ,
પહેલાં ચારે કોર
ઘડિયાળો ના હતી, ચાલતું
ત્યારે મ્હારું જોર!

"લોકે મ્હારી કહેવત જોડી,
મ્હને કશું ના નડશે.
જાગે નહીં જે સમય પ્રમાણે
આખર એ તો રડશે!"

## બે બાળગીત

વિજય રાજ્યગુરુ

(૧)

ધીમે ધીમે હળવે હળવે છાનામાના આવો...
સન્તાકૂકડી રમવા આવો, ચાંદામામા આવો...
સૂરજદાદા ઘેર ગયા છે અન્ધારાંના ઢેર થયા છે,
અન્ધારામાં તરવા આવો, ચાંદામામા આવો.
બોરસલીની ડાળ ઝૂકી છે, ધાબા માથે ખીર મૂકી છે,
ઘટઘટ ઘૂંટડા ભરવા આવો, ચાંદામામા આવો.
ઝળહળ ઝળહળ તેજે ઘેર્યા, ગગનગોખમાં તારા વેર્યા
તારલિયાને વીણવા આવો, ચાંદામામા આવો.
ડુઙ્ગર પાછળ ડોકું કાઢો, પવન વહે છે ટાઢો ટાઢો
ઠણ્ડીમાં થરથરવા આવો, ચાંદામામા આવો.
કેવો લીસો લીસો છે! આ સરવર એક અરીસો છે
ઊજળું મોઢું જોવા આવો, ચાંદામામા આવો.

(૨)

મેઘો રેલમછેલ રેલમછેલ રેલમછેલ રે...
મેઘો રેલમછેલ રે... મેઘો રેલમછેલ રે...

વાદળ વરસી જાય પછી આ નેવાં ટપટપ નીતરે
કૂણો કૂણો તડકો આવી ફળિયે ઝલમલ ઊતરે
બચ્ચાં કરતાં ગેલ ખેલે ખેલ ખેલે ખેલ રે...
મેઘો રેલમછેલ રે... મેઘો રેલમછેલ રે...

ઝાડ-પાન ડુઙ્ગર-વન નાચે, નાચે પેલા તારલા
ઝાંઝર પ્હેરી ઝરણાં નાચે, નાચે વનના મોરલા
નાચે પેલી ઢેલ, પેલી ઢેલ, પેલી ઢેલ રે....
મેઘો રેલમછેલ રે.... મેઘો રેલમછેલ રે...

# અનુવાદ

## વસન્તપ્રસર

### અનુ. જયન્ત પાઠક

૧

*पहुतीय सिवरति समरति हवरितु तणीय वसंत ।*
*दह दिसि पसरइं परिमल निरमल थ्या दिशि अंत ॥*

*वसंत तणा गुण महमह्या महमह्या सावि सहकार ।*
*त्रिभुवनि जयजयकार विका रव करइं अपार ॥*

*कामुकजनमनजीवनु ती वनुम्नगर सुरंगु ।*
*राजु करइ अविभंगिहिं रंगिहिं राउ अनंगु ॥*

*चांपुला तरूअरनी कली नीकली सोव्रन पानि ।*
*मारमारगउदीपक दीपक कलीयं समान ॥*

*बांधइ कामुकि करकसु तरकसु पाडलफूल ।*
*मांहिं रच्यां किरि केसर ते सरनिकर अमूल ॥*

*શિવરાત્રિ સમરાત્રિ તે અવ ઋતુ આવી વસન્ત*
*દશ દિશ પરિમલ પ્રસરિયા, નિર્મલ થયા દિગન્ત*

*વસન્તના ગુણ વિસ્તર્યા, ગઘમઘ સૌ સહકાર;*
*સતત રવે કોકિલ કરે ત્રિભુવનમાં જયકાર.*

*કામી જનના જીવશું વન તે નગર સુરઙ્ગ,*
*રઙ્ગે રાજ કરે સદા નૃપતિ જ્યહીં અનંગ.*

*ચમ્પકતરુઓની કળી નીકળી સોનલ-વાન,*
*કામ-માર્ગ અજવાળતી દીપક જ્યોત સમાન.*

*તીરછાં પાટલફૂલ તે કર્કશ ભાથો જાણ*
*મદન તણો, કેસર ગણો અમૂલ એહનાં બાણ.*

૨

*आंबुलई मांजरि लागीय जागीय मधुकरमाल ।*
*मूकइ मारु कि विरहीय हीअइस धूमविराल ॥*

*केसूयकली अति वांकुडी आंकुडी मणयची जाणि ।*
*विरहिणीनां इणि कालिज कालिज काठण ताणि ॥*

*वीर सुभट कुसुमादुध आयुध शाल-अशोक ।*
*किशल जिस्यां असि झवकइं झवकइं विरहिणीलोका ॥*

*इम देषीय वनसंपइ कंपइ विरहिणी साथु ।*
*आंसूए नयण निशां भरई सांभरइ जिमजिम नाथु ॥*
*(અજ્ઞાત કવિરચિત 'વસંતવિલાસ'માંથી)*

*આંબે લાગી મઞ્જરી, જાગી મધુકરમાળ;*
*વિરહી ઉરે જાણે મૂકે મનસિજ ધૂમવરાળ!*

*કિંશુકકલી ને મારની આંકડી વાંકી સમાણી;*
*તત્ક્ષણ તેણે વિરહીનાં કાળજ કાઢે તાણી.*

*શૂરવીર કુસુમાયુધનાં આયુધ શાલ-અશોક;*
*નવ કૂંપળ અસિ શી ઝગે, ભયભીત વિરહી લોક*

*વનસમ્પત આ દેખીને કમ્પે વિરહિણી સાથ,*
*રાત આંખ આંસુ ભરે સાંભરે જ્યમ જ્યમ નાથ.*

માય ડિયર જયુ

## આકાશ ચીરતાં કિરણો

*જ્યારે સૂઝે ના કૈં અક્ષર, મૂંગામન્તર થઈ જુઓ;*
*ભીતરથી રણઝણશે જન્તર, મૂંગામન્તર થઈ જુઓ.*

*પુસ્તક સઘળાં બન્ધ કરી દ્યો, આંખોને પણ મીંચી દ્યો;*
*મેળે મેળે મળશે ઉત્તર, મૂંગામન્તર થઈ જુઓ!*

*હોય ભલે ના વાદળ, પણ જો હોય તરસ ભીંજાવાની;*
*મનમાં થાશે ઝીણી ઝરમર, મૂંગામન્તર થઈ જુઓ.*

*દર્પણ દર્પણ ભટકો નહિ ને બિમ્બ બધાં ફોડી નાખો,*
*ખુદને મળશો ખુદની અન્દર, મૂંગામન્તર થઈ જુઓ!*

*જળતરઙ્ગ માફક ઊઠો ને ત્યાં સુધી પહોંચો 'સુધીર',*
*ખુદ થઈ જાશો સુન્દર સરવર, મૂંગામન્તર થઈ જુઓ!*

('મૂંગામંતર થઈ જુઓ') સુધીર પટેલ

ત્રણ રીતેભાતે મ્હને આ રચના ગમી છે:

(૧)

આ રચના જીવનની માર્મિક વાત સહજતાથી અને સરસતાથી કરે છે. 'મન્તર' કહેતાં, મન્ત્ર, જીવનનું ધારક-પ્રેરક તત્ત્વ. 'જ્યાં લગી આતમા' એ તત્ત્વને પામતો નથી ત્યાં લગી સર્વ સાધના, કહેતાં, જીવનની સહુ ગડમથલ દિશાહીન અડબડતી રહે છે. મન્ત્રપ્રાપ્તિ એ ધ્યેય અને સિદ્ધિને સમરસ કરી આપનારું બળ છે.

*જળતરઙ્ગ માફક ઊઠો ને ત્યાં સુધી પહોંચો 'સુધીર',*
*ખુદ થઈ જશો સુન્દર સરવર, મૂંગામન્તર થઈ જુઓ.*

જીવનની જે ક્ષણ મન્ત્રપ્રાકટ્યની, તે જળતરઙ્ગ માફક, સહજપણે વિસ્તરતી રહે, જીવન, સમગ્ર જીવન, અરે જીવનની યે પેલે પાર એ વિસ્તરણ અવિરત લહેરાયા કરે એ આનન્દાનુભૂતિ કહો. ખુદ થઈ જાશો સુન્દર સરવર એ સુન્દર કલ્પન છે.

પણ એ મંત્ર પ્રાકટ્યની ભૂમિ છે મૌન. જીવન વિશેની અનેકાનેક ચર્ચા. ચર્ચા, પ્રશ્નો, કોયડા, વાદવિવાદ, મતમતાન્તરમાંથી જીવનમન્ત્ર પ્રાપ્ત થતો નથી. એક બીજી રચનામાં સુધીર કહે છે:

*'ક' પછી 'ખ' કેમ? 'મ' શું કામ નહિ? ચર્ચા થતી.*
*ગડમથલમાં એમ પૂરી સૌની દિનચર્યા થતી.*

એવા હવાતિયામાં મન્ત્ર પ્રાપ્ત થતો નથી. એવી જીવનચર્યાથી પર થઈ જવાથી મૌનની અવસ્થા પ્રાપ્ત થાય છે. સુધીરની અન્ય રચનાઓમાં પણ મૌનનો અઢળક મહિમા છે.

*'શબ્દ તો બસ છીપલાં છે, સૌ વીણે,*
*મૌન-સાગરમાં સરી પડે તો કહું.'*

•

*'અમે શબ્દ સઘળા ગયા ચાવી 'સુધીર'*
*ચડ્યો જીવને એટલે બસ ડચૂરો.'*

૧

હમણાં હમણાં वक्रोक्तिश्च रसोक्तिश्च स्वभावोक्तिश्च वाङ्मयम् એ વ્યાખ્યા ગમે છે. વક્રોક્તિ સ્વભાવોક્તિ હોય, અને રસોક્તિ બની રહે એ તો અદ્ભુત સંરચના! પ્રસ્તુત રચનામાં પદે પદે એની અનુભૂતિ થાય છે. એ એની સર્જકતા છે. સુધીરનો એક શે'ર છે.

*'વાત સોંસરવી કૈં નીકળે,*
*શબ્દને પણ અણી હોય છે!'*

આ રચના એવા અણિયાળા શબ્દોની અભિવ્યક્તિ છે. અહીં સન્દિગ્ધ અને સંકુલ શબ્દવ્યાપારની કસરત નથી. કવિનું દર્શન સ્પષ્ટ અને સ્વાભાવિક છે, એવી જ સરળ – સહજ વર્ણન લીલા છે. એટલે દર્શનવર્ણનની સમરસતા સુન્દર બની રહે છે.

'પુસ્તક સઘળાં બન્ધ કરી દ્યો, આંખોને પણ મીંચી દ્યો', 'મનમાં થાશે ઝીણી ઝરમર', 'બિમ્બ બધાં ફોડી નાખો'નાં સ્થિર ચિત્રો આપ્યા પછી 'જળતરઙ્ગ માફક ઊઠો'નું ચલ-ચિત્ર રચનાને સંપૂર્ણતા બક્ષે છે. એમાં એક એક શે'રમાં 'રણઝણશે જન્તર', 'મેળે મેળે', 'તરસ ભીંજાવાની', 'ખુદને મળશો ખુદ', 'સુન્દર સરવર'નો શબ્દવ્યાપાર એક એક શેરને, અને તેથી સમગ્ર રચનાને રણઝણાવી મૂકવામાં કારગત નીવડે છે.

'મૂંગામન્તર થઈ જુઓ' એ રદીફ આ માર્મિક વાતનો આવર્તનોથી દૃઢબન્ધ કરે છે. એમ, ધ્રુવપઙ્ક્તિ જેમ ગીતરચનાનો આભાસ રચીને ચોક્કસ અને સચોટ લયબન્ધ પણ રચે છે. એમાંયે, કાફિયાના લયપોષક પ્રાસાનુપ્રાસ સાથે રદીફમાંના 'મન્તર' સાથે શેરે શેરે 'જન્તર', 'ઉત્તર', 'ઝરમર', 'અન્દર', 'સરવર'ના આન્તરપ્રાસ અદ્ભુત લયલીલા રચે છે. પ્રયત્નપૂર્વકની પ્રયુક્તિઓ સામે આવી સહજ અભિવ્યક્તિને મૂકવાથી જ એનું મહત્ત્વ સમજાય.

(૩)

ગઝલમાં ઇશ્કેમિજાજીના ઊર્મિઊભરા ઠલવાય એ એક વાત છે, ઇશ્કે હકીકીની આરઝૂ ઠલવાય એ બીજી વાત છે. પણ, 'હાલાત' વિષયક વિચાર કે ચિન્તન વ્યક્ત થાય તે ત્રીજી વાત છે, અને અઘરી વાત છે. અહીં રચના શુષ્ક અને લપટી પડી જવાનો ખતરો હોય છે. એ માટે સર્જકનો અભિગમ નાજુક આધારબિન્દુ હોય.

*'અવાજો ન ભેદી શકે કોઈ રીતે,*
*પહેરી લીધું મૌન મેં બસ સકલનું.'*

●

*'ખરે જે જગા ટપ દઈ શબ્દ પાકો,*
*સમજ ત્યાંથી છે મૌનનો બસ ઇલાકો.'*

●

*'વૃક્ષને વાચા મળે તો શું કહે?*
*મૌન જન્મોનું ફળે તો શું કહે?'*

એ મૌન સુધી પહોંચવામાં આપણે ખુદ આપણા વ્યવધાનરૂપ બની રહેતાં હોઈએ છીએ. આ રચનામાં આ સામસામી વિરોધી સ્થિતિઓનાં સુન્દર ચિત્રો મળે છે. 'હું કોણ છું?' 'હું શા માટે છું?' એવા એવા પ્રશ્નોના ઉત્તર મેળવવા માટે આપણે દર્પણ દર્પણ ભટકતાં ફરીએ છીએ, પોથી પઢ પઢ કરી માથાં પછાડતાં હોઈએ છીએ, આંખ અને કાનનો ભરપૂર ઉપયોગ કરવામાં સાર્થકતા માનતા હોઈએ છીએ, પણ એ મથામણોમાં સાચો ઉકેલ મળવાની કોઈ શક્યતા નથી. બીજા શે'રમાં સુધીર કહે છે:

*'શોધતા કે હોઈએ જે અન્યમાં,*
*એ જ આખર આપણામાંથી મળે.'*

*'એ જ પળની રાહમાં છે જિન્દગી,*
*હું મ્હને ક્યારેક મ્હારો થઈ મળું.'*

એક બીજા શે'રમાં, આ બધાથી ઊફરા જવા માટે કવિ કહે છે:

*'સંભવિત સૌ ચોગઠામાંથી નીકળવાનું કરો,*
*ગામ, ઘર કે ઓરડામાંથી નીકળવાનું કરો.'*

તો, 'ખુદને મળશો ખુદની અન્દર.' અને મૌનનો ઇલાકો શરૂ થશે અને એ મન્ત્રતરઙ્ગ વિસ્તરતાં વિસ્તરતાં સુન્દર જીવન-સરવર થઈ જશે!

છે એમાં યે મર્મસ્પર્શી ચિન્તનને સ્વભાવોક્તિમાં ઢાળવું એ વધુ અઘરી વાત છે. આજકાલ મનહર મોદી કે ભરત ભટ્ટના એવા અભિગમ જોડે સુધીર પટેલનું નામ ઊલટભેર જોડવું પડે એવી તાકાત આ રચનામાં છે. આવી રચનાઓમાં ઓછીવત્તી ઉદાત્તતા આપોઆપ પ્રભાવકતા જન્માવે છે. નરસિંહ, અખોથી માંડીને આજ સુધીમાં અનેક કવિઓમાં આ અભિગમ પરિણામકારી રહ્યો છે એની પ્રતીતિ આ રચનામાં પણ થશે.*

* તાજેતરમાં પ્રકાશિત સુધીર પટેલના ગઝલસઙ્ગ્રહ 'મૂંગામન્તર થઈ જુઓ'ની શીર્ષક-ગઝલનો આસ્વાદ.

❑

## અવલોકન

### 'શબાબ'માં ભાવાનુભૂતિની ક્ષણો

**ડૉ. શૈલેશ ટેવાણી**

**એક** મુદ્દે વારંવાર શબ્દફેરે, સન્દર્ભફેરે લખવાનું બન્યું છે. સમકાલીનોની ઉપેક્ષા જમાને જમાને થતી આવી છે. એ ઉપેક્ષામાંથી વર્તમાનમાં સૌ કલમરત આપણે બચી જઈએ. એક સમર્થ કવિ જે ભાષામાં લખતો રહે છે તે ભાષાનું પોત જાણ્યે-અજાણ્યે અનેક કવિઓની સભાન સામેલગીરીમાં, અપ્રત્યક્ષ કર્મ દ્વારા પણ વણાતું રહે છે. એટલે જ ઘણી વખત લોકપ્રિય કવિની કવિતા જેવો જ કાવ્યખણ્ડ જે તે યુગમાં ખૂબ ન્હાના કવિ દ્વારા પણ સાંપડી આવે છે. જાહેરમાં મુશાયરાઓ વખતે પણ સભાન રહેવાનો સમય આવી ગયો છે. લોકપ્રિય અને ઉત્તમ સર્જકને જરૂર જરૂર આદર આપીએ. પ્રત્યેક કવિમિલનમાં એક-બે નવી કલમોને સ્થાન આપવામાં આયોજકોના પક્ષે નુકસાન નથી. તેમાં ભાષાનું અને સમકાલીનતાનું ગૌરવ, સન્માન અને પ્રોત્સાહન છે. આવો ક્વચિત્ જાહેરમાં સ્થાન પામતો રહેતો અવાજ છે બેન્યાઝ ધ્રોલવી.

બેન્યાઝની કવિતામાં પરમ્પરાનું સન્ધાન છે. પુનરાવૃત્તિ છે. ટાંચાં પ્રતીકો અને કલ્પન છે અને સીમિત કલ્પનાલોક છે. પરન્તુ બેન્યાઝની ગઝલભક્તિ નિષ્ઠા કાબિલે દાદ છે. કશા માહોલ વિના ધ્રોલ જેવા ન્હાના ગામમાં આ ગઝલકાર ગઝલને જીવન સોંપી કર્મરત છે. બેન્યાઝની કવિતાની મર્યાદા તો સહજતાથી ચીંધી શકાય તેવી અને સરેઆમ છે. પરન્તુ તેની કવિતામાં ક્વચિત્ સફળ ગઝલકાર પાસેથી મળે તેવા શેઅર અને ગઝલ સ્વરૂપ પ્રત્યેનો રૂહાની લગાવ જોવા મળે છે, જે ભૂલવો ન જોઈએ. છેલ્લા બે દશકમાં બેન્યાઝ બે ગઝલસઙ્ગ્રહ આપી શક્યા છે : 'સૂર્યનો દસ્તાવેજ' અને 'શબાબ'

તાજેતરમાં 'શબાબ' સઙ્ગ્રહ પ્રકાશિત થયો છે તેમાંની કેટલીક ઉત્તમ રચનાઓ જોઈએ – વા રચનાખણ્ડ જોઈએ :

*ઉમ્રભર નખશિખ શોધું છું ગઝલ,*<br>*ઉમ્રભર મ્હારી કમાણી છે ગઝલ.*<br>*હું પતઙ્ગની તરસ પીઉં સદા,*<br>*ફૂલ ફૂલે પાણી પાણી છે ગઝલ.*

(પૃ. ૨૨.)

*છે ટપાલી સુસવાટો કે પવન,*<br>*ઘેર ઘેર આંધી ચડી છે પત્રમાં.*<br>*એક મજનૂ છે, ક્વરના શ્વાસમાં,*<br>*એક લૈલાની ઘડી છે પત્રમાં.*

(પૃ. ૩૨)

*બુન્દના વેરાય દાણા ચોતરફ,*<br>*ધૂપની ચકલી ચણે છે ઘાસમાં.*

(પૃ. ૩૪)

અહીં લગભગ સમાન બહર, સમાન લય, સરખું કાફ઼ુ ધરાવતી ગઝલ છે. છતાં આ ગઝલોમાં ક્યાંક તાજી કલ્પના, નમણું કલ્પન અને તાજું રૂપક છે.

*સૂર્ય ભગવાં વસ્ત્ર પહેરી નીકળે,*<br>*સાંજ ધુમ્મસ ટોળું ઘેરી નીકળે.*<br>*આ તરફ પૂજા, દુઆ છે ઓ તરફ,*<br>*ગામમાં દરગાહ, દેરી નીકળે.*

(પૃ. ૨૦)

આપણા સમકાલીનોમાં ઉત્તમ તરીકે પોંખાયેલા રાષ્ટ્રિય સ્તરના શાયરો અલી સરદાર જાફરી જેવાઓમાં પણ કોમી એકતા વિશેનું વારંવાર ગાયન સાંભળવા મળ્યું છે. બેન્યાઝ પણ આ ઇન્સાની

બિરાદરી' માટે વારંવાર ગઝલના માધ્યમ દ્વારા બન્દગી કરતા રહે છે. છતાં, 'અનહક' સુધીની ધીરજ એમાં ભાગ્યે જ વર્તાય છે. ક્યાંક આ કવિ, દર્દના દરિયા-**કિનારે** હું ગઝલ લખું આ સુની હોડી **પુકારે** – હું ગઝલ લખું જેવી હાથ લાગી તે શેરિયતમાં ઊતરી જાય છે. કવચિત્ રવાની મિસરામાં, કાંકરી આવે તેમ કર્કશ અને ભારઝલ્લા શબ્દો આવી જાય છે. ગઝલ લખતાં પૃ. ૨૬ પરની રચનામાં 'ખાબકેલું જો' અને 'ભૂફાંગ ચહેરો' જેવી રજૂઆત નથી પ્રયોગસિદ્ધિ, નથી ગઝલસિદ્ધિ. 'આખો મને' પૃ. ૨૪ અને 'કાફિયા રણમાં' પૃ. ૨૫ જેવી ગઝલોમાં કવિ તદ્દન અસભાન જણાય છે. તો 'તારલાના વૃક્ષ નીચે હું સૂતો, વાદળાંની ડાળીઓ **ઝૂકી** હશે' એમ કહીને ચોથા મિસરામાં 'ફૂલની રળિયાત **વધૂટી** હશે' જેવું કઢંગું સમીકરણ કરે છે. આવું લય તૂટતાં અને 'ડ'કાર આવતાં ખોરંભાતું મહોબ્બતનું ગાણું છે.

*મોહબ્બતની **તડફડતી** દુકાને*
*પ્રેમપત્રોના સળંગ તાકે*
***અંધાધુંધ** છોલાતો માણસ* -પૃ. ૩૬.

અહીં 'તડફડતી દુકાન' અને 'અંધાધુંધ' શબ્દો પંક્તિપ્રવાહમાં સ્વાભાવિકતાથી આવ્યા નથી. ક્યારેક ખૂબ ત્વરાથી ગઝલ પૂરી કરવામાં કોઈ સઘન અર્થવત્તા કે ભાવઘનતા છૂટી જાય છે. જેમ કે પૃ. ૪૦ પરની 'યુવતી' રચના – 'ક્યાંક રાધામાં ઘડી છે યુવતી, ક્યાંક મીરામાં રડી છે યુવતી, પઙ્ક્તિમાં. એવું જ 'હૈયાફાટ માતમ તરફડે બેન્યાઝમાં' કહેતી વખતે બીજા મિસરામાં 'માણસલાશ વચ્ચે' જેવું રૂપક આવતાં બને છે. આમ થવાથી સ્વાભાવિકતાથી થવો જોઈએ તેવો 'કરુણ'નો અનુભવ થતો નથી. બેન્યાઝને 'શબ્દ', દરિયો, સૂર્ય, ગઝલ, પત્રો વગેરે સંજ્ઞાઓનું 'ઓબ્સેશન' છે. વારંવાર આવતાં પ્રતીકો, રૂપકો, પ્રતિરૂપો પણ ભાવવિશ્વને પરિમીત કરે છે. ઘણી ગઝલોમાં બહરની સરખી દીર્ઘતા કે લય પણ કઠે છે. એમના જ એક શેર દ્વારા કહીએ તો–

*જે દિશા 'બેન્યાઝ' જાશે,*
*ત્યાં નવો રસ્તો ખૂલે છે.* (પૃ. ૪૪)

જેવો ભરોસો બેન્યાઝે ભાવકને પણ આપવો પડશે. 'હોય છે' ગઝલ જેવી (પૃ. ૫૧) સુન્દર રચનાઓ પણ અહીં છે. કેટલાક શેઅર મમળાવવા ગમે તેવા પણ છે–

*મેઘધનુષી એક બે તાકા વણી લઉં,*
*હે કબીર! વરસાદના છાંટા વણી લઉં.*

પૃ. ૫૦

*હું ઝરણના રમ્ય ટહુકા સાંભળું,*
*સેંકડો પંખી ગયાં છે પહાડમાં.*
*પાંદડાંઓ થરથરે છે રાત-'દિ,*
*વૃક્ષ ધ્રૂજે છે પવનની ત્રાડમાં.*

પૃ. ૨૯.

*બુંદના વેરાય દાણા ચોતરફ,*
*ધૂપની ચકલી ચણે છે ઘાસમાં.*

પૃ. ૩૪

ગુજરાતી ગઝલ-કવિતાના આકાશમાં પોતાનો સ્વર અંકે કરવા મથતા ગઝલકારને, – બામુલાહિજા હોશિયાર' કહીએ. બેન્યાઝના ટોડલે ગઝલની સવારી શેઅરરૂપે બેઠી છે તે આંગણાનું વૃક્ષ થઈ સભર થવા બેન્યાઝની અચ્છી બાગબાની માગે છે. કવિને 'શબાબ' આપવા માટે સલામ!

'શબાબ'. રૂ. ૬૫, પ્ર. આ. ૧૯૯૮, પ્રકાશક પ્રવીણ પ્રકાશન પ્રા.લિ. લાભ ચેમ્બર્સ, મ્યુનિસિપલ કોર્પોરેશન સામે, રાજકોટ-૩૬૦ ૦૦૧]





# વિલોક

જરાતી કવિતાનું ઋતુપત્ર

વર્ષ ૪૨ : અંક : ૩ : સળંગ અંક : ૨૪૯

# She can't read this ad. But she's praying that you will.



The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one, but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you.
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

***The most precious gift in the world.***

Inserted for Public Information by.

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: 107/0 Khetani Textile Compound
Bazarward, Kurla, Bombay-400 070.

# કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવી છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક-મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

**કવિલોક**

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ - ૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરનો ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૫ ઉમેરીને રૂ. ૭૫ = ૦૦ મોકલવા.

પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી.

કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નમ્બર અવશ્ય જણાવવો.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. ટી.એસ. એલિયટ | (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય | (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો | (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે | ( ") | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ | ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી | ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા | ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૧૫-૦૦ |
| ૧૩. અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | | ૨૫૦-૦૦ |
| ૧૫. અગ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | (કા.સં.) | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે | (કાવ્યસઙ્ગ્રહ) | ૧૫-૦૦ |
| ૧૭. અક્ષરો નિત્ય તાજા (કા.સં.) જસુભાઈ શાહ | | ૩૦-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મનિ ઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકારૂપે પ્રકટ થાય છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ. ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદનાં સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મનિ ઑર્ડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧ - એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મોકલવામાં આવશે.

કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## પદ્ય અને જોડણી

ભાષાગત અભિવ્યક્તિનાં માધ્યમો બે: ગદ્ય અને પદ્ય. આ બન્નેમાં જોડણીની શુદ્ધિ આવશ્યક જ નહિ, અનિવાર્ય. પરન્તુ પદ્યમાં તો લઘુગુરુના નિશ્ચિત સ્થાનોને કારણે શુદ્ધ જોડણી અત્યાવશ્યક, અત્યનિવાર્ય. જો પદ્યગત જોડણીશુદ્ધિનો આગ્રહ ન રખાય તો ક્યારેક મોટા છબરડાઓ થાય, અને તે અર્થદોષ તરફ દોરી જાય અને પઠનગત શ્રુતિમાધુર્યને હાનિ પહોંચાડે.

અહીં બે ઉદાહરણો લઈએ. નરસિંહનું જાણીતું પ્રભાતિયું 'અખિલ બ્રહ્માણ્ડમાં એક તું શ્રીહરિ'માંનો અન્તિમ શબ્દ નોંધ્યો? જુઓ, આ પઙ્ક્તિ ઝૂલણા છન્દમાં રચાયેલી છે. આથી પઞ્ચમાત્રિક આવર્તનો એમાં અનિવાર્ય ગણાય. આ દૃષ્ટિએ 'શ્રીહરિ' એ શબ્દાવર્તનમાં ચાર માત્રા જ થતી હોવાથી 'શ્રીહરિ' માંનો અન્ત્યાક્ષર 'રિ' દીર્ઘ 'રી' ઉચ્ચારવો પડે. વર્ષોથી શ્રોતાગણના કાન ગાઈને ઉચ્ચારણો કરવાથી ટેવાયેલા હોઈ દીર્ઘ 'રી'નો ઉચ્ચારભેદ ઝટ દઈને ધ્યાનમાં આવતો નથી. પરન્તુ શુદ્ધાગ્રહીને એ ખટક્યા વગર રહે નહિ. આમ, જો ઝૂલણા જાળવવા જતાં શ્રીહરિ'માં 'રી' દીર્ઘ ઉચ્ચારતા 'શ્રીહરી' થશે અને તો 'હરિ'-'હરી'નો અર્થભેદ ઊભો થતાં કેવો અનર્થ સર્જશે?

ન્હાનાલાલની એક પ્રસિદ્ધ પઙ્ક્તિ છે :

*'આજે સુદિન તુજ નામિની પૂર્ણિમાનો'*

'આજે સુદિન તુજ નામિની પૂર્ણિમાનો' આમાં વસન્તતિલકા છન્દ પ્રયોજાયો હોઈ 'સુદિન'માં 'દિ'નું સ્થાન ગુરુનું છે. આથી પઠન વખતે 'સુદીન' એમ કરવું પડે અને જો આમ કરીએ તો 'દિન' અને 'દીન'નો અર્થભેદ કેવો છબરડો વાળે!

ક્યારેક મોટા કવિઓ પણ કેવાં ઝોકાં મારી જાય છે!

ધીરુ પરીખ

# વિમર્શ

## જગન્નાથ અને ગઙ્ગાલહરી

ડૉ. પ્રિયબાળા શાહ

સંસ્કૃતમાં સ્તોત્રસાહિત્ય ઘણું વિશાળ, સરસ અને હૃદયસ્પર્શી છે. દરેક ધર્મમાં ભક્ત પોતાના ભગવાનની સમક્ષ પોતાના કોમલ તથા ભક્તિપૂર્ણ હૃદયને અભિવ્યક્ત કરે છે. સાથે સાથે ભગવાનના મહિમાનું વર્ણન કરે છે. આપણા ભક્તો પોતાના હૃદયની દીનતા, કોમળતા અને ભગવાનની ઉદારતાનો પરિચય આપે છે તે કેટલીક વખત અનુપમેય હોય છે. આપણા ભક્તકવિ ભગવાનની દિવ્ય વિભૂતિઓનાં દર્શનથી ચકિત બને છે, તો કોઈક વખત ભગવાનનાં વિશાળ હૃદય, અસીમ અનુકંપા અને દીનજનો પર અકારણ સ્નેહની ગાથા ગાઈને આત્મવિસ્મૃત બને છે. પોતાનાં પૂર્વકર્મોની તરફ જો દૃષ્ટિ નાખે છે તો તેની ક્ષુદ્રતા જોઈને બેચેન બની જાય છે. બાળક જે રીતે પોતાની માતાની પાસે મનપસંદ વસ્તુ ન મળવાને કારણે કોઈ વખત રડે છે, કોઈ વખત હસે છે અને આત્મવિશ્વાસની મસ્તીમાં કોઈ વખત નાચી ઊઠે છે તેવી જ દશા આપણા ભક્ત કવિઓની છે. તે પોતાના હૃદયની દીનતા તથા દયનીયતા કોમળ શબ્દોમાં પ્રકટ કરીને સાચી ભાવુકતાનો પરિચય આપે છે. આવા ગુણોને લીધે આવા ભક્તો દ્વારા રચાયેલાં સ્તોત્રોમાં મોહકતા રહેલી છે. ચિત્તનો આવિષ્કાર કરવાની તેમાં મોટી શક્તિ રહેલી છે. સઙ્ગીત તેના ભાવોમાં ભળવાથી તેનો પ્રભાવ અધિક વધે છે.

આવા વિશાળ સ્તોત્રસાહિત્યમાં પુષ્પદન્તનું 'શિવમહિમ્નઃ સ્તોત્ર', બાણભટ્ટનું 'ચણ્ડીશતક', મયૂર ભટ્ટનું 'સૂર્યશતક', શઙ્કરાચાર્યનાં 'ભજ ગોવિન્દ' 'સૌન્દર્યલહરી', કુલશેખરનું 'મુકુન્દમાલા સ્તોત્ર', લીલા શુકનું "કૃષ્ણકર્ણામૃત" વગેરે નોંધપાત્ર છે.

પણ્ડિતરાજ જગન્નાથ પોતાના સમયના ઉચ્ચ કોટિના વિદ્વાન અને સરસ કવિ હતા. તેઓ કાશીનિવાસી પેરુ ભટ્ટ અથવા પેરમ ભટ્ટના પુત્ર હતા અને તૈલઙ્ગ બ્રાહ્મણ હતા. તે સમયના દિલ્હીના બાદશાહ શાહજહાંનાં નિમન્ત્રણથી તેના જ્યેષ્ઠ પુત્ર દારાશિકોહને સંસ્કૃત શીખવવા માટે દિલ્હીનિવાસી બન્યા હતા. તેમની વિદ્વત્તાથી પ્રસન્ન થઈને શાહજહાંએ તેમને 'પણ્ડિતરાજ'ની ઉપાધિથી વિભૂષિત કર્યા હતા. પોતાને આશ્રય મળ્યો તે ઘટનાનો સ્પષ્ટ ઉલ્લેખ તેઓ કરે છે:

*दिल्लीश्वरो वा जगदीश्वरो वा*
*मनोरथान् पूरयितुं समर्थः ।*
*अन्यैर्नृपालैः परिदीयमानं*
*शाकाय वा स्याल्लवणाय वा स्यात् ॥*

(મારા મનોરથ પૂરા કરવાને સમર્થ તો દિલ્હીશ્વર કે જગદીશ્વર જ છે. બીજા રાજાઓએ આપેલું તો મારે માટે શાક કે મીઠા – લવણ – જેટલું જ થાય એથી વધારે નહીં.)

યુવાવસ્થામાં દિલ્હીના બાદશાહના આશ્રયે જીવન પસાર કર્યું અને વૃદ્ધાવસ્થામાં મથુરામાં. કેટલાકના મતે કાશીમાં નિવાસ કર્યો. પણ્ડિતરાજ પરમ વૈષ્ણવ હતા તેનો પરિચય વૃદ્ધાવસ્થામાં મથુરાનિવાસ દરમ્યાન પોતે રચેલી ભક્તિમયી કવિતાથી વિશેષ રૂપમાં મળે છે. પોતાના ચઞ્ચળ ચિત્તને ઉપદેશ આપતી વેળા પણ્ડિતરાજની ઉક્તિ તેમના વૈષ્ણવત્વની પર્યાપ્ત સૂચક બની છે.

'હે ચિત્ત, હું તારા હિતની વાત કહું છું. જરા ધ્યાન આપ. કોઈ વખત ભૂલ કરીને વૃન્દાવનમાં ગાયો

ચરાવવાવાળા નવનીલ મેઘ જેવા શરીરવાળાની મિત્રતા ન કરીશ, નહીં તો ઘણું નુકસાન થશે. તે બહુ ચાલાક માણસ છે. પોતાના મધુર સ્મિતમાં તે તને મુગ્ધ કરીને તારા પ્યારા, વિષયોનો ક્ષણવારમાં નાશ કરી દેશે. જરા સમ્ભાળીને રહેજે. કેટલો ભક્તિરસપૂર્ણ માર્મિક ઉપદેશ!

સંસ્કૃત સાહિત્યમાં પણ્ડિતરાજ પોતાની અભિમાનપૂર્ણ ગર્વોક્તિઓ માટે ખૂબ પ્રસિદ્ધ છે. ભવભૂતિ તથા શ્રીહર્ષની જેમ તેમનામાં આત્માભિમાનની માત્રા વધારે હતી. એક પદ્યમાં પોતાની સાભિમાન ઘોષણા કરે છે કે સાક્ષાત્ સરસ્વતી વીણા વગાડવામાં પોતાનું મન ઓછું કરીને તેનાં વચનોનો અમૃતમય રસ પીએ છે. પણ્ડિતરાજનાં શ્રવણ-યોગ્ય વચન સાંભળીને માત્ર બે શિર હાલતાં નથી – એક નરપશુ (પશુ તુલ્ય મનુષ્ય) અને બીજા સાક્ષાત્ પશુપતિ (શિવ). આવા ઉગ્ર પાણ્ડિત્યના મદને લીધે એમણે ઘણા પણ્ડિતોને શત્રુ બનાવ્યા હતા. આને કારણે ઉત્તરાવસ્થામાં એ પણ્ડિતો તરફથી એમને હેરાનગતી થઈ હશે એમ લાગે છે. કિંવદન્તી પ્રમાણે મોગલ દરબારમાં લવઙ્ગી નામની યાવની એમની પ્રિયા હતી અને પણ્ડિતરાજે આ યાવની પ્રિયતમા સાથે અત્યન્ત સુખમય યૌવન ગાળ્યા પછી ઉત્તરાવસ્થાનો કંઈક દુ:ખમય કાળ પણ એની જ સાથે કાશીમાં ગાળ્યો હતો.

પણ્ડિતરાજે ગઙ્ગામાં દેહત્યાગ કર્યો એવી પણ એક કિંવદન્તી છે. ઉત્તરાવસ્થામાં પણ્ડિતરાજ કાશીમાં રહેતા હતા ત્યારે એ યાવનીના સઙ્ગથી દૂષિત છે એમ કહી ત્યાંના વિદ્વાનોએ એમનો બહિષ્કાર કર્યો. પણ્ડિતરાજે વિદ્વાનો કહે એ રીતે પ્રાયશ્ચિત્ત કરવા તૈયારી બતાવી તો પણ વિરોધીઓએ આ વાત નક્કી ન જ થવા દીધી. આથી પણ્ડિતરાજે કહ્યું કે 'મનુષ્યો મને શું પાવન કરશે? માતા ભાગીરથી જ મને પાવન કરશે.' પછી પોતે પોતાની યાવની પત્ની સાથે ઘાટ પર બેસી 'ગઙ્ગાલહરી'ના એક પછી એક શ્લોક બોલવા લાગ્યા. શ્લોકે શ્લોકે ગઙ્ગાનો પ્રવાહ ઊછળતો ઊછળતો એક એક પગથિયું ચઢતો ગયો અને બાવન શ્લોક પૂરા થતાં ગઙ્ગાના પૂરે પણ્ડિતરાજ અને એમની યાવની પત્નીને પોતાના પ્રવાહમાં સમાવી દીધાં. આ કિંવદન્તી પ્રમાણે યાવનીએ ગઙ્ગાને વિનતિ કરી કે 'હે ગઙ્ગા, તું પુણ્યશાળીઓને પવિત્ર કરે છે પણ તેઓ તો પોતાનાં પુણ્યોથી ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે. એમાં તારી શું મહત્તા? પણ મારા જેવી યાવનીને તારે તો જ તારી ખરી મહત્તા કહેવાય.' આ વિનન્તી સાંભળી ગઙ્ગાએ બન્નેને પોતાના પ્રવાહમાં સમાવી પવિત્ર કર્યાં.

બીજી કિંવદન્તી પ્રમાણે આ યાવનીનું નામ ભામિની હતું. પણ્ડિતરાજના વિરોધી પણ્ડિતોના કાવતરાએ ભામિનીને એક એકાન્ત કિલ્લામાં કેદ કરવામાં આવી. પણ્ડિતરાજ ખૂબ તપાસને અન્તે કાશી આવ્યા. ભામિની પણ યુક્તિ દ્વારા કેદમાંથી છૂટી કાશીમાં આવી, અહીં બન્નેનું મિલન થયું. પણ એમણે ગઙ્ગામાં સમાધિ લીધી.

પણ્ડિત જગન્નાથ કવિ અને વિવેચક બન્ને છે. તેમણે પાંચ લહરીઓ અને પ્રશસ્તિઓ રચી છે. પાંચ લહરીમાં જુદાં જુદાં સ્તુતિગીતો (સ્તોત્રો) છે : (૧) 'પીયૂષલહરી' અથવા 'ગઙ્ગાલહરી', જે અતિ પ્રસિદ્ધ છે (૨) 'સુધાલહરી', જે સુંદર સૂર્યસ્તોત્ર છે (૩) 'અમૃતલહરી', જે યમુનાસ્તોત્ર છે (૪) 'લક્ષ્મીલહરી' અને (૫) 'કરુણાલહરી' અથવા 'વિષ્ણુલહરી' એ જગન્નાથનું બીજું ઉત્તમ સ્તોત્ર છે.

પણ્ડિતરાજનાં પાંચ સ્તોત્રકાવ્યોમાં 'ગઙ્ગાલહરી' અતિ પ્રસિદ્ધ સ્તોત્ર છે. સંસ્કૃતમાં ભાવપ્રધાન સ્તોત્રકાવ્યોમાં 'ગઙ્ગાલહરી'નું સ્થાન ઘણું જ ઊંચું છે. આ સ્તોત્રકાવ્યમાં રહેલું નમ્ર આત્મનિવેદન અને દીનતા કોઈ પણ ઉત્તમ ભક્તને છાજે એવાં છે એમાં કંઈ શંકા નથી. કવિ સમ્પૂર્ણપણે ગઙ્ગાને શરણે જાય છે, કારણ કવિરાજ સમ્પૂર્ણપણે માને છે કે બીજા

દેવો એમના જેવા મહાપાતકીને તારવાને સમર્થ નથી, જ્યારે ગઙ્ગા તો પરમ્પરા સમ્બન્ધથી સંસર્ગ થતાં પણ ઉત્તમ ગતિ આપે છે; જેમકે રાજરમણીઓના સ્તનતટ પરની કસ્તુરી ગઙ્ગાજળમાં ભળતાં એ કસ્તુરીના જનક મૃગો દેવયાનોમાં સ્વર્ગે સઞ્ચરે છે તો પછી ગઙ્ગામાં સાક્ષાત્ દેહક્ષાલન કરનાર તો જરૂર માતા ગઙ્ગાના કૃપાપાત્ર થવાને યોગ્ય છે, આવો ભાવ વારંવાર કવિ વ્યક્ત કરે છે. ગઙ્ગાનાં જળ એ કોઈ સામાન્ય નદીનાં જળ નથી. એ તો સકળ વસુધાનું સમૃદ્ધ સૌભાગ્ય છે. ભગવાન ચન્દ્રમૌલિનું મહાન ઐશ્વર્ય છે એટલે જ કવિ કંઈ પણ સુકૃત ન કરતાં, કોઈ પણ દેવનું શરણ ન લેતાં માતા જાહ્નવીને ખોળે નિશ્ચિન્તપણે આનન્દ કરે છે. વળી, ક્ષુદ્ર પાપ કરનાર અનેક પાપીઓનો ઉદ્ધાર કરનાર તો અનેક તીર્થો છે, પણ જે પાપોનું પ્રાયશ્ચિત્ત જ નથી એવાં ઘોર પાપ આચરનારને પવિત્ર કરી આત્મસાત્ કરનાર તો એક ગઙ્ગા જ છે. આવી પતિતપાવની ગઙ્ગાની સ્તુતિ કરવાથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે.

'ગઙ્ગાલહરી'ની શૈલી ભવ્ય છતાં સરળ છે. એમાં પ્રસાદ ગુણ સર્વવ્યાપી છે. એના મુખ્ય રસો કરુણ અને શાન્ત છે. જો કે પ્રસઙ્ગોપાત્ત શૃઙ્ગારની છાંટ કવચિત્ જોવા મળે છે. નવધા ભક્તિમાંનો આત્મનિવેદન ભક્તિનો પ્રકાર આ સ્તોત્રમાં જણાય છે. શબ્દ અને અર્થ ઉપરનું કવિનું અનુપમ પ્રભુત્વ આ સ્તોત્રમાં જણાઈ આવે છે. આ પ્રભુત્વને લીધે એમનાં કાવ્યોમાં ઓજસ ગુણ ખાસ દેખાઈ આવે છે. 'ગઙ્ગાલહરી' તે આત્મનિવેદનનું સ્તોત્ર છે, જે ભાવ દીન અનાથ હૃદયમાંથી વહેતો જણાય છે. જેમકે—

*स्मृतिं याता पुंसामकृतसुकृतानपि च या*
*हरत्यन्तस्तन्द्रां तिमिरमिव चन्द्रांशुसरणिः*
*रूपं सा ते मूर्तिः सकलसुरसंसेव्यसलिला*
*ममान्तः सन्तापं त्रिविधमपि पापं च हरताम् ॥ ५ ॥*

અપુણ્યબળશાળી મનુષ્યોના પણ સ્મરણમાં આવેલી જે ગઙ્ગા ચન્દ્રકિરણજાલ અન્ધકારને હરે તેમ આન્તરિક જડતાને હરે છે તે સમસ્ત દેવો વડે જેનું જળ સેવાયેલું છે એવો આ તારો પ્રવાહ મારા આન્તરિક દુ:ખ અને ત્રિવિધ તાપને પણ હરો!

*शरच्चन्द्रश्वेतां शशिशकलश्वेतालमुकुटां*
*करैः कुम्भाम्भोहो वरभयनिरासौ च दधतीम् ।*
*सुधाधाराकारामरणवसनां शुभ्रमकरस्थितां*
*त्वां ये ध्यायन्त्युदयति न तेषां परिभवः ॥ ३८ ॥*

હે ગઙ્ગા, જેઓ શરદ ઋતુના ચન્દ્ર જેવી ધવલ, રજતના મુકુટ પર રહેલી ચન્દ્રકલાવાળી, ચા હાથમાં અમૃતકુમ્ભ, કમળ, વરમુદ્રા અને અભયમુદ્રા ધારણ કરનારી, એવી તારું ધ્યાન કરે છે તેમનો કદી પરાભવ થતો નથી.

પણ્ડિતરાજ જગન્નાથે ગઙ્ગાજીને જે પોતાના યોગક્ષેમની ચિન્તાનો ભાર સોંપી દીધો છે તેથી તેમને બીજા દેવોનાં શરણની જરૂર જણાતી નથી.

*सदैव त्वय्येवार्पित कुशलचिन्ताभरमिमं*
*यदि त्वं मामम्ब त्यजसि समयेऽस्मिन्सुषमे ।*
*तदा विश्वासोऽयं त्रिभुवनतलादस्तमयते*
*निराधारा चेयं भवति खलु निर्व्याजकरुणा ॥ ३९ ॥*

હે માતા, સદા તારા પર જ મારા યોગક્ષેમની ચિન્તાનો ભાર મૂકી દેનાર આ મને તું આવા કઠિન સમયમાં જો તજી દે તો સમસ્ત પૃથ્વીમાંથી તારા માટેનો વિશ્વાસ નષ્ટ થઈ જશે અને આ તારી નિષ્કારણ દયાને પણ કોઈ આધાર નહીં મળે.

*ललाटे या लोकैरिह खलु सलीलं तिलकिता*
*तमो हन्तुं धत्ते तरुणतरमार्तण्डतुलनाम् ।*
*विलुम्पन्ती सद्यो विधिलिखितदुर्वर्णसरणिं*
*त्वदीया सन्मृत्स्ना मम हरतु कृत्स्नामपि शुचम् ॥ ४२ ॥*

હે દેવગઙ્ગા આ લોકમાં લોકોએ સહજ ભાવે તિલક તરીકે ધારણ કરાયલી જે તારી મૃત્તિકા પાપનો

નાશ કરવામાં પ્રચણ્ડ સૂર્યની તુલના કરી શકે છે; તે ભૂંસી નાખતી તારી પવિત્ર મૃત્તિકા મારા સમ્પૂર્ણ શોકને દૂર કરો.

છેલ્લે ઉપજાતિ છન્દમાં પણ્ડિતરાજ કહે છે કે

*विभूषितानङ्गरिपूत्तमाङ्गा*
*सद्यः कृतानेकजनार्तिभङ्गा*
*मनोहरोत्तुङ्गचलत्तरङ्गा*
*गङ्गा ममाङ्गान्यमलीकरोतु ॥ ५२ ॥*

કામારિ શઙ્કરના મસ્તકને શોભાવનારી, અનેક લોકોનાં દુઃખો તરત જ દૂર કરતા મનોહર, ઊંચા ઊછળતા તરંગોવાળી ગઙ્ગા મારાં અઙ્ગોને પવિત્ર બનાવો. આ 'ગઙ્ગાલહરી' સ્તોત્રની ફલશ્રુતિ સાંભળો-

*इमां पीयूष लहरिं जगन्नाथेन निर्मिताम् ।*
*यः पठेत्तस्य सर्वत्र जायन्ते सुखसम्पदः ॥ ५३ ॥*

કવિ જગન્નાથે રચેલું અમૃતધારા તુલ્ય આ ગઙ્ગાનું સ્તોત્ર જે વાંચશે તેને સર્વત્ર સુખસંપત્તિ મળશે.



## સાભાર સ્વીકાર

**છુટ્ટી મૂકી વીજ:** શ્રી મનોહર ત્રિવેદીની ગીત-ગઝલ રચનાઓનો નવો સઙ્ગ્રહ, ડિમાઈ પૃષ્ઠ ૧૫૨, પાકું પૂઠું, રૂ. ૧૫૦=૦૦ પ્રકાશક: દુર્લભ કાપડિયા, જનપદ પ્રકાશન, ઢસા જંકશન, ૩૬૪૭૪૦. **કલરવનું ઘર:** શ્રી હર્ષદ ચન્દારાણાનો નવો કાવ્યસઙ્ગ્રહ જેમાં ગીત-ગઝલ-અછાંદસ રચનાઓ સંગૃહીત છે. ડિમાઈ પૃષ્ઠ ૯૬, પાકું પૂઠું કિમ્મત જણાવી નથી. પ્રકાશક: TECH, પર્યાવરણ અને સંસ્કૃતિ રક્ષક ટ્રસ્ટ, અમરેલી-૩૬૫૬૦૧. **આસવ દ્વીપ:** શ્રી પ્રવીણ ગઢવીનો કાવ્યસઙ્ગ્રહ, જેમાં અછાંદસ-મુક્તક વગેરે રચનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ડિમાઈ પૃષ્ઠ ૭૨, કાચું પૂઠું, રૂ. ૨૦, પ્રકાશક: કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. **ભણકાર:** બળવન્તરાય કલ્યાણરાય ઠાકોરના પ્રસિદ્ધ કાવ્યસઙ્ગ્રહ 'ભણકાર'નું વ્યવસ્થિત સ્વરૂપે પુનર્મુદ્રણ ડિમાઈ પૃષ્ઠ ૩૦૮, કાચું પૂઠું રૂ. ૧૩૦, પ્રાપ્તિસ્થાન યુનિ. પુસ્તકવેચાણ વિભાગ, ડી.એન. હૉલ ક્રિકેટ ગ્રાઉન્ડ પાસે, પ્રતાપગંજ, વડોદરા-૩૯૦ ૦૦૨. **કાવ્યવિશેષ:** કવિ પ્રહ્લાદ પારેખનાં ચૂંટેલાં કાવ્યોનો સઞ્ચય. સમ્પાદક સુરેશ દલાલ, કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૭૨, રૂ. ૩૫, પ્રકાશક: ઇમેજ પબ્લિકેશન પ્રા.લિ. ૧૯૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨ અને સેન્ચુરિ બજાર, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬. **અનહદ અપાર વરસે:** શ્રી નયના જાનીનો ગઝલ-ગીત-અછાન્દસ રચનાઓનો પ્રથમ સઙ્ગ્રહ ડિમાઈ પૃષ્ઠ ૧૧૨. કાચું પૂઠું, રૂ. ૫૫, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. **વિવૃત :** વસન્ત પુરાણીનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ કાચું પૂઠું, ક્રાઉન પૃષ્ઠ ૬૪, રૂ. ૩૦ પ્રકા. સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ મનસુર બિલ્ડિંગ, મુંમ્બઈ-૪૦૦ ૦૦૨

# રસાત્મકમ્

## પ્રેમનો પર્યાય

### રાજેન્દ્ર શાહ

(સંવાદ વસિષ્ઠ અરુન્ધતીનો. છન્દ, અનુષ્ટુપ ક્યાંક ખણ્ડ, ક્યાંક અભ્યસ્ત)

*વ. સખિ!*
*અ. સખે!*
*વ. આ નેત્ર પલ્લવીમાંહી કહે તું શું નિહાળતી?*
*અ. અને તું પણ ? (બન્નેનું મલકવું)*
*વ. હું તો ત્હારું નિહાળું છું તિરોહિત થવું.*
*અ. ત્યારે ત્યાંના અભાવે શું?*
*વ. તું શું આ દગમાં ન્યાળે તે કહે*
*અનુસન્ધાને પછી આગળ વાત.*

*અ. ના.*
*હું જે જોઉં, કહું અન્તે તે પ્હેલાં તુષ્ટિ પ્રશ્નની.*
*વ. આ'વી હઠ?*
*અ. અમારે તો તે કૈં આજે નવી નથી.*
*વ. ઋજુતા નરની નારી કને કેવી!*
*–સુખી તે હાર માનવે...*
*અ. તો કહો હું નહીં ત્યાં શું?*
*વ. આનન્ત્ય.*
*અ. કૃષ્ણના ખુલ્લા મુખે જે વિશ્વદર્શન*
*યશોદાએ કરેલ તે?*
*વ. નહીં વિરાટને યે તે મર્યાદા હતી.*
*અ. તો પછી એથીયે સવિશેષ શું?*
*વ. તિરોધાન પછી–*
*અ. અન્ય આવિર્ભાવ નહીં કશો*
*વ. એ છે ગગન આનન્ત્ય, કહ્યું છે મ્હેં...*
*અ. ન એથી કૈં સમાધાન થતું લાગે*
*રહસ્યગર્ભ એવું કૈં રાખે છે હજી, દક્ષ તું.*
*વ. એમ જો લાગતું હોય ખરે તો મર્મ શોધવો.*
*અ. દ્વિધા-શઙ્કામહીં રાખે મ્હને, તેમાં વિદગ્ધ તું.*
*વ. તું જ તે ગોપવે ત્હારી કને ત્હેને હવે કહે*
*તું શું જુએ!*
*–અને જેને જાણવા કાજ ઉત્સુક*
*આપોઆપ જ એ થાશે વ્યક્ત જોજે.*
*અ. શું વાતનો...*
*આ રીતે કથને મ્હારા આવશે અન્ત નિશ્ચિત?*

*વ. અન્ત ના અન્ત. પ્રારમ્ભ કૌમુદીપૂર્ણ રાત્રિનો.*
*અ. તો કહું...*

*એક હું ત્હારાં બે નેત્રે બે રૂપે વસી*
*વ. એટલું કે કંઈ બીજું?*
*અ. પ્રશાન્ત દ્યુતિ સુન્દર (થોડી વારે અન્તર્મુખ થઈને)*
*વ. ત્યારે તું ક્યાં હતી જ્યારે થયું એ દ્યુતિદર્શન?*
*અ. હતી ક્યાં? ના હતી જેવી... હાર માનું...*
*વ. સ્વીકારી જે*
*પૂર્વ આનન્દથી ત્હારી હઠે મ્હેં... તો હવે કહે.*
*તિરોધાન પછી કેવી અનુભૂતિ?*
*અ. અનુગ્રહ....*
*વ. અનુભૂત અનુગ્રહ (બન્નેનું મલકવું, અને આશ્લેષ)*

## કલેવર ત્યજી પ્રયાણ

**રાજેન્દ્ર શાહ**

ત્હને પ્રિય શકું ન ભૂલી વધથી અહીં પિણ્ડના.
પ્રસન્ન હતું ચિત્ત, નેત્ર મહીં દીપ્ત સૌદામિની,
કદીય નહિ ક્લાન્તિ, યુક્ત હતી નિત્ય કર્તવ્યમાં,
અખણ્ડ સદને શ્રુતિમધુર ઊર્મિની રાગિણી
હતી ધ્વનિત: કાલનું વહન શાન્ત ઉલ્લાસમાં
અને ઉભય મુગ્ધ આ જીવનમાંહિ, હે અઙ્ગના'

કલેવર ત્યજી પ્રયાણ ચિતિશક્તિ ત્હારું, હવે
યથોચિત્ત, મન ધરેલ, વયવૃદ્ધિથી જર્જર
તનૂ બદલવું. અને તું ચિર કામ્ય નિદ્રાન''
પ્રશાન્ત કરણોનું સંહરણ, સર્વનો સંવર
–અવાક લહું. નામરૂપ તણું ભસ્મ થાવું અહીં.
પરન્તુ નહિ નષ્ટ. જાણું, પણ આર્દ્ર હૈયું દ્રવે.

વિભેદ તણી જોગવી કંઈક આ દશા ઉન્મને,
પુન: અરુણ તેજથી મળશું પન્થ આનન્દને.

## અહીં, ત્યાં

**રાજેન્દ્ર શાહ**

અહીં હું સાગર-કાંઠે તે તું યમુનાતીર નિવાસી;
અહીં ગર્જના, ત્યાં કલકલ, પણ હૃદય ઝરન્ત ઉદાસી!

અહીં મધુર મુરલી નહિ અધરે ચડે સિન્ધુનો શબ્દ,
ત્યહીં વલોણાં ને ભાંભરમાં ડૂબતો ત્હારો કણ્ઠ'

આ કેવું અનિવાર! આપણી દષ્ટિ શકે નહિ ભાળી;
બહિર મલકતે વદન વૈભવી ભીતર ખાલી ખાલી.

જે કંઈ જોયું, સુણ્યું, સ્પર્શ્યું તે સકલ લહ્યું'તું સલૂણું,
હવે હૃદયનું રિક્ત થવું, આ ગગન થકી નહિ ઊણું!

ગગન સભર છે શબ્દ, કર્ણ નહિ એક પ્રાણ તે ઝીલે,
અહીં વિષાદ પ્રસાદ, ત્યહીં પણ, ઉભય સમઞ્જસ, નીલે!

---

(નીલ = (આનંદ) નીલા = આનન્દમયી, હ્લાદિની શક્તિ

## ઢળી જવનિકા

**રાજેન્દ્ર શાહ**

(પૃથ્વી)

પરસ્પર પ્રકર્ષણે મળ્યું આપણું સન્ધિની
થકી; નયનમાંહિ હૃદ્ય રતિરશ્મિ લાવણ્ય ને
કરે કર, અભિન્ન એમ પળવું પથે મઙ્ગલ.

અભિન્ન ઉર; આપણાં કરણ સૃષ્ટિ-ભૂમા તણાં
વિલોકત નિલન્ત રૂપ રસ ગન્ધ કિલ્લોલને
સદા, વિમલ ચિત્ત પ્રાણ પુલકન્ત એથી રહ્યાં.

અભાવ નહિ લેશ; વિસ્તૃતિ થતી રહી પ્રેમની,
બધું સહજ બિન્દુમાંહિ શમવું મહા સિન્ધુનું :
વિવર્ત કિલ આપણો પરમ એક ઉલ્લાસમાં.
હતી ત્રિતય શક્તિની સુભગ સંયુતિ સ્વાત્મમાં.
નિરન્તર પ્રસન્નતા અવનિ-તીર્થ યાત્રા મહીં.
પરન્તુ સહસા તિરોહિત થવું, સખી, ત્હારું, ત્યાં.

હવે જવનિકા ઢળી; અલગ સન્ધિની હ્લાદિની;
રહી પ્રખર તાવતી હૃદય મધ્ય સંવેદના.

---

ત્રિતય શક્તિ : ૧ સન્ધિની, ૨ સંવિત્, ૩ હ્લાદિની

## તિરખી રહી ગઈ ઠાલી!

**ઊજમશી પરમાર**

એક પાંદ તોડ્યું એમાં તો ઝાડ હિબકે ચડ્યું,
ઝાડ બાપડું ઝૂકી ઝૂકીને ઘણું હતું કરગર્યું!

રોજ બાથમાં લઈને એવું બાળક જેમ હિંચોળ્યું,
આમ શેણે આંગળીએથી છૈયું જાય વછોડ્યું?

કેમ નહીં તેં આંગળીઓની ચળમાં લાય લગાડી?
પાન ફકત નહીં, શીળી શીળી છાંય વિખૂટી પાડી'

સમય થયે જે ખરતું એને કોઈ શકે ના ઝાલી,
આ તો ગ્યું ઝૂંટવાઈ અકાળે, તિરખી રહી ગૈ ઠાલી'

છૂટી ગયું જે હાથેથી એ બીજે તો ક્યાં જવાનું?
પડ્યુંપાથર્યું સામે તાકી ઓશિયાળું થાવાનું'

---

## તમે ને અમે

ગીતા આર. પણ્ડ્યા

તમે નજરું ને અમે નેણ,
ચાલો આપણ!
અદીઠને નીરખી લઈએ.

તમે શબ્દ ને અમે વેણ
ચાલો આપણ
અરથને ઓળખી લઈએ.

તમે દાન ને અમે દેણ,
ચાલો આપણ
ધરમને સાધી લઈએ.

તમે ધોરી ને અમે ધેણ
ચાલો આપણ
કરમને બાંધી લઈએ.

તમે વારિ ને અમે વહેણ,
ચાલો આપણ
વેરાનમાં વહી જઈએ.

તમે કરશન ને અમે કહેણ,
ચાલો આપણ
વ્રજ થઈ વિરમી જઈએ.

## સુણાવા દે હવે

દુર્ગેશ ન. ભટ્ટ

નામને ભૂંસાઈ જવા દે હવે,
રામનું કૈં કામ થાવા દે હવે.
ફાલતું થઈને બધે ફાલ્યો જ છો,
સાચના ફળને ય ઝૂલવા દે હવે.
રાત દી' ઠાલા ઘડ્યા તે ઘાટમાં
પ્રાણ કૈં સામેલ થાવા દે હવે.
સાવ બૂઠું શસ્ત્ર થઈ લડતો રહ્યો,
જાતને થોડી સજાવા દે હવે.
શૂન્યને ઘૂંટીઘૂંટીને શું ભણ્યો?
આંકડો આગળ લખાવા દે હવે.
થૈ અમાસી રાત ઘેઘૂર છાઈ ગ્યો,
બીજ-રેખાને કળાવા દે હવે.
શબ્દના ખખડાટની રોપી ધજા,
મર્મનું સઙ્ગીત સુણાવા દે હવે.

## તો જો

ઉશનસ્

એક વખત ઊંડે જઈ આખરી એ ભણી વ્હાલથી બોલી તો જો,
છેલ્લો છેલ્લો પરદો છે, ઊઠ, પ્રગલ્ભ થઈને ખોલી તો જો,
અક્કેકું પગલું પણ અર્જુન મછવેધે મૂકવાયું છે.
બેય તરાજુમાં સ્થિર શ્વાસે પદ તારા તું તોલી તો જો;
શૂન્ય-સભરમાં ભળી જાવા આ છેલ્લો છેલ્લો મોકો છે,
એંકારે હલકોફૂલ થઈ જા, હેલ્લારે હળુ ડોલી તો જો,
સમય શિઝમાં પરપોટો પાક્યો છે એમ લાગે છે.
રહસ્ય શું છે હે કૌતુકમય! ફુલ્લપણું એ ફોલી તો જો;
ચણોઠીઓનો ઢગ ફૂંકવો તે ફોગટ છે, ના ઝાળ ઊઠે,
મિથ્યા મથી જો, ફંફોસી જો, ફોગટ તોય ફંફોળી તો જો,
માથા સાટે મેળવવી એને તો એક જ આ રીત છે,
—ને ઉશનસ્! એ વસ પણ કેવી અમોલ છે! મોલી તો જો.

મોલી = મૂલવી, ફફોલી = ફંફોસી

## પરોઢ

### યશવન્ત ત્રિવેદી

તું જૂહુ તરફની બેડરૂમમાં હજીય સૂતી છે વર્ષોની પરોઢમાં
પણ ત્હારા લાગણીના ફરફરતા ધ્વજ સમો પવન મ્હને ભીંજવે છે.
દક્ષિણથી દક્ષિણ સુધી...

આ અનિર્વચનીય પરોઢનું ક્યું નામ આપવું
તે માટે હું શબ્દો શોધું છું
તું દીર્ઘ સમયથી સૂઈ રહી છે તે સહન કરી શકતું નથી
એટલે પરોઢનું પારેવું ગર્ટુક ગર્ટુક ઘૂઘવ્યા કરે છે
એના પર્લ-ગ્રે પ્રકાશની પાંખોથી ઊડીઊડીને ત્હને પસવારે છે

પવનને લીધે ત્હારા કેશ સમુદ્રનાં મોજાંની જેમ લહેરાય છે
વીતેલાં વર્ષોના પર્ણગુચ્છો વૃક્ષો પર હીંચે છે
ખિસકોલીની જેમ વર્ષા ત્હારી ખુલ્લી હથેળીમાંથી દિવસોને ચણે છે
મ્હારી હથેળીમાં એકઠાં થયેલાં વરસાદનાં ટીપાં
હું ત્હારા પર છાંટી દઉં છું...

–ને તું અનેક પ્રભાતની પુષ્પમાળા સમી સફાળી જાગી ઊઠે છે
ત્હારી આંખોનાં કિરણો, ત્હારા ઓષ્ઠની સુગન્ધ
દોડાદોડ કરી મૂકે છે પતઙ્ગિયાંની જેમ બેડરૂમમાં

જાણે પેલું પારેવું સહસ્ર પાંખો ફફડાવે છે પૃથ્વીના વક્ષસ્થલ ઉપર
ને તું મ્હારી સામે મધુર હસતી હસતી ત્હારી ડીપ બ્રેસ્ટ વચ્ચે
એને થાબડીને સુવાડી દે છે શિશુની જેમ...!

## બાકી સમયગાળા વિષે

### મૌન બલોલી

પ્રત્યેકને રમવો પડે તેવો જુગાર છું.
ને સ્થાનકો રચવાં પડે એવી હું હાર છું.
જે ઝાડ હેઠે કૈંક પડછાયા રમી રહ્યા
એના હરેક અઙ્ગની લીલા અપાર છું.
કેવી રીતે હું કોઈને દુઃખી કરી શકું'
રાહત મળે જેનાથી એ કેવળ કરાર છું.
એ જાત બાંધી જાતને દુઃખી કર્યા કરે,
મ્હારા વિષે તો માત્ર હું જ અન્દર-બ્હાર છું.
મરતાં લગી કોઈ મ્હને ના ઓળખી શકે.
બાળક સમો વળગેલ હું નિર્દોષ ભાર છું.
જેવી હવા 'ખામોશ' અડકે એવું ડોલનો.
બાકી સમયગાળા વિષે સ્થિરતાની પાર છું.

## અમ જેવા

### જિગર ટક્કારવી

કાળને નાથશે જ અમ જેવા,
વિરલા થાકશે જ અમ જેવા.

ટેરવાં રક્તથી થશે તર છતાં,
સત્યને ઘૂંટશે જ અમ જેવા.

ઘાવ પર ઘાવ દે ભલે દુનિયા
પણ, સબર રાખશે જ અમ જેવા.

ખૂટશે તેલ દીવડે ત્હારા,
તો, લોહી પૂરશે જ અમ જેવા.

આડ રૂપે થશો નદી, દરિયો,
નાવ થઈ તારશે જ અમ જેવા.

એક પણ ડાળખી તમે ધરશો
આખ્ખું વન આપશે જ અમ જેવા.

ડૂબતા સૂર્યના 'જિગર' સોગન,
દિ' ઊગે ઊગશે જ અમ જેવા.

## પ્રિન્સેસની રિઙ્ગ જેમ રણરણી ઊઠે છે!

### યશવન્ત ત્રિવેદી

મ્હારા શબ્દો ત્હારા સુધી પહોંચી શકતા નથી, ઇન્ગ્રિડ વૉલ્ફગૉંગ!
સાંજની ધૂસર અસ્પષ્ટતા પર પારેવાંની જેમ પાંખો વીંઝીને
સરકી પડે છે આકાશના દર્પણ પરથી...

આજે મ્હને સમજાય છે. પોસ્ટ એડ્રેસની દૂરતા
મુમ્બઈથી વિયેના અને વિયેનાથી મુમ્બઈ દૂર છે નક્ષત્રો જેટલે
હું ત્હને પેનથી કે રેઇન-ટ્રીની ડાળખીથી સ્પર્શી શકતો નથી, ઇન્ગ્રિડ!

આજે એ પણ સમજાય છે કે પ્રેમ પણ એક શાહી રમત છે
ઇસ્ફહાનનાં કે ત્હારા શૉનબ્રૂનનાં ગુલાબો જેવી
કે વિયેનાના આકાશ પર ઊડતા પેલા ગરુડ જેવી
જે પ્રિન્સેસ કેથરિનની ખોવાઈ ગયેલી હીરાની રિઙ્ગને એક શતાબ્દીથી શોધે છે!

બાલ્કનીમાં આર્મચૅરમાં બેઠોબેઠો દૂરતા અને નિકટતા વિષે વિચાર કરું છું
આપણે જોયેલા રેમ્બ્રાંના ચિત્રની સાંજની ઉદાસીનો પ્રકાશ છવાતો જાય છે બાલ્કનીમાં
ત્યાં રિઙ્ગસ્ટ્રાસેના ત્હારા વિલામાં તું માદામ મોઇતેસ્યર卐 જેમ આર્મચૅર પર બેઠી છે–
અને બાજુના અરીસામાં ત્હારા અમ્બોડા પરના લાલ સ્કાર્ફનું પ્રતિબિમ્બ કેટલું ઝળહળી ઊઠે છે!
આ દર્પણ કે આ વિયેના ત્હારા અનન્ત એકાન્તનું પ્રતિબિમ્બ નહિ હોય, ઇન્ગ્રિડ?

ફરી ફરીને વર્ષોને ફરકડા જેમ ઉખેળી શકું
ફરી ફરીને આકાશના વસ્ત્રમાંથી પૃથ્વીને ઉખેળી શકું
તો કદાચ વેલ્લી પરોઢે ફરતી આવતી પૃથ્વી પર
પેલા ગરુડને પ્રિન્સેસની હીરાની રિઙ્ગ મળી જાય....!
કદાચ મ્હારા શબ્દો પહોંચી જાય ત્હારા દર્પણ સુધી...

પણ આપણી શાશ્વત જુદાઈને હું ગૌરવપૂર્વક સ્વીકારી લઉં છું
બર્ચવૂડની નિ:શબ્દતાને વિસ્તરવા દઉં છું પાર્લાના પૉર્ટિકો સુધી–
ને પ્રિન્સેસની રિઙ્ગ જેમ રણરણી ઊઠે છે ત્હારો ડાર્ક ભીનો અવાજ:
'વિધર સેહેન....!'✠

---

卐 માદામ મોઇતેસ્યર, 'ધ નેશનલ ગેલરી' લણ્ડન ઇન્ગ્રેસનું વિશ્વખ્યાત પોર્ટ્રેટ.

✠ વિધર સેહેન = આપણે ફરી મળીશું, જર્મન ભાષામાં.

## એક ભીનો લિસોટો

**જ્યોત્સ્ના ય. ત્રિવેદી**

*ક્યારેક આપણી સમજણ અર્ધપારદર્શક કાચ જેવી સન્દિગ્ધ બની જાય છે*
*પતંગિયાં બહાર નીકળી જવા બારીના કાચ પર માથાં પછાડે છે*
*અને આકાશ ભીતર આવવા પ્રકાશની પાંખો વીંઝે છે*
*ઉદાસ રાજહંસોની જેમ!*

*ક્યારેક સાંકડી કેડી પર*
*આવવા અને જવાની વચ્ચે બહુ ઝીણી ભેદરેખા હોય છે,*
*ક્યારેક હું સમજી શકતી નથી*
*કે તું આવે છે કે જાય છે ડિસેમ્બરની પર્પલ સાંજની જેમ*

*ક્યારેક સૂતાંસૂતાં એ સમજાતું નથી કે*
*લોહી વરસાદની જેમ સતત ટપકે છે*
*કે અટકી અટકીને ચઢે છે હૃદયના ખડકો ઉપર*

*ક્યારેક એવી વિમાસણ થાય છે કે જીવન પર વરસતા ધુમ્મસમાં*
*કે દશ્યો છે પારદર્શક અને કાચ છે અપારદર્શક અન્ધ*
*કે આગળ ત્હારો પડછાયો છે*
*અને તું ક્યાંય નથી આગળ કે પાછળ*

*માત્ર કાચ પર એક ભીનો લિસોટો છે*
*બારી બહાર તૃણ સમી રાતભર ઠરેલી મારી ઉદાસીનો-*

## જડી છે

**મૌન બલોલી**

*રસ્તા ઉપરની વસ્તુ નજરે કઈ ચડી છે!*
*ઊંચા મકાનોમાંથી બારી કૂદી પડી છે!*
*પથ્થર સમો ઊભેલો વ્હેતો થઈ ગયો એ,*
*ઘોડે ચડેલ કોઈ ધસમસ નદી અડી છે.*
*લૂંટી હતી લટારો ઘર બ્હાર નીકળીને*
*કેડી થયા પછી એ પગને સતત નડી છે.*
*જેને પડાવી લેવા પાછળ પડી છે દુનિયા,*
*એવી તે કેવી વસ્તુ 'ખામોશ'ને જડી છે!*

## નહીં કરું

**ભગવતીકુમાર શર્મા**

*ચાહીશ કિન્તુ મળવાની ઇચ્છા નહીં કરું,*
*માળા જપીશ, પુષ્પથી પૂજા નહીં કરું.*

*દુઃખોય સાથ મ્હારો કદી છોડશે નહીં,*
*પોતીકાંઓને હુંય પરાયાં નહીં કરું.*

*સૂરજની જેમ હું ય કદીક આથમી જઈશ;*
*ઘર-ઉમ્બરે કે ટોડલે દીવા નહીં કરું.*

*શ્રાવણમાં સાંપડી છે સજા અશ્રુપાતની;*
*પાણી મૂક્યું કે હું ફરી ટહુકા નહીં કરું'*

*કોરી કિતાબ જેવી છે આ જિન્દગી હવે;*
*પત્રો લખીશ, બન્ધ લિફાફા નહીં કરું.*

*ત્હારી કનેથી કોઈ વચન માગવું નથી;*
*છે લાગણી તો એની પરીક્ષા નહીં કરું.*

*મ્હારા ખભા ઉપર છે બધાં મ્હારાં પુણ્ય-પાપ;*
*ઈશ્વર કનેય કોઈ ખુલાસા નહીં કરું.*

## અ-મૃતે

### ગીતા પરીખ

બા, તું ગઈ....
કોણે કહ્યું, 'બા, તું ગઈ?'
તું તો અહીં વસતી સદા
મુજ આંખમાં
– જે ન્યાળતી નિજ બાળને
વાત્સલ્યના વ્હેણે છલકતી–
જ્યાં અશ્રુ તારી વિદાયનાં
પ્રગટી રહે નવલા સ્વરૂપે
ત્યાં લે પુનઃ તું જન્મ
ને એય લેતી જન્મ
એના બાળને નિરખન્ત આંખે
એય તે...
મા, સ્નેહની આ શૃઙ્ખલામાં
વર્ષતી જનમોજનમ...
ત્યાં કોણ પામે મૃત્યુ?
માડી, તું ગઈ ના,
જાય ના કો દિ,
અરે તું તો અમર નિત્યે થતી
વાત્સલ્યના ચક્રાવમાં
માતૃત્વ કેરા અ-મૃતે!

## સાદરેણ

### પ્રીતિ સેનગુપ્તા

તમે તે મ્હારે મન છો મહેરામણ, બન્ધુ,
હું છોને રવડતું ઝરણ;
તમે તે પર્વત-શૃઙ્ગ આભને અડો,
ને હું તો બસ, તળેટી-શરણ.

તમે તે મ્હારે મન છો સૂર્ય-કિરણ, બન્ધુ,
હું અન્ધારું એકલું આંગણ;
તમે તે મુક્ત પવન થઈને વહો,
ને હું તો બસ, સ્તમ્ભિત ચરણ

તમે તે મ્હારે મન છો શશિ પૂરણ, બન્ધુ,
હું તારકનો તૂટેલો કણ;
તમે તે સુદૂર, સુન્દર મેઘધનુષ્ય,
ને હું તો બસ, શ્યામલ વરણ.

## ઝાંઝવાં

### જગદીશ ધનેશ્વર ભટ્ટ

આ શ્હેરની સડકો પરે ફરતાં થયાં છે ઝાંઝવાં,
વ્હેતી નદીની આબરૂ હરતાં ગયાં છે ઝાંઝવાં.

ધોળે દહાડે તારલા ચીંધે પણે આકાશમાં,
ને હાથતાળી દૈ પછી સરતાં ગયાં છે ઝાંઝવાં.

લોભામણી એવી અદા તાણી ફસાવે જાળમાં,
કે રેશમી ઘટમાળને રસતાં ગયાં છે ઝાંઝવાં.

લીલોતરીની આડશેથી રેતનાં રણ પાથર્યાં,
કે લીલયા નાઘેરને ચરતાં ગયાં છે ઝાંઝવાં.

સામે ચઢી મલકાવતાં ખોળો ધરી લલચાવતાં,
ને પાશમાં પરવશ કરી હસતાં ગયાં છે ઝાંઝવાં.

અમ્બાર જાણે રૂપનાં ને તેજના આભાસ શાં
પોતે રચેલી જાળમાં ફસતાં ગયાં છે ઝાંઝવાં.

હરિફાઈ ખ્યાલે હાંફતા આ શ્હેરના શ્વાસો બધા.
ટાણે તરસના દાવને રચતાં ગયાં છે ઝાંઝવાં.

## વાસન્તી

### રજનીકાન્ત સથવારા

અલ્લડ છોકરડીને મનગમતું ફૂલ એક ફૂટ્યું છે કમ્મરના ભાગમાં,
સત્તરમું બેઠું ના બેઠું ત્યાં પાધરીક વાસન્તી જઈ બેઠી બાગમાં.
રણઝણતી પાનીમાં પાંગરતો વાયરો
ને છાતીમાં હણહણતાં પૂર,
પાંપણ પછવાડેથી ટહુકે છે કોણ
સાવ કેસૂડા જેવું ચકચૂર!

ગુલમ્હોરે ડાળખી નમાવીને આજ રાતરાણીને લીધી છે લાગમાં,
સત્તરમું બેઠું ના બેઠું ત્યાં પાધરીક વાસન્તી જઈ બેઠી બાગમાં.
આવીને બેઠું વરણાગી પતઝિયું
ને ચમ્પાની પાંદડી લજાણી,
કાંઠા નિચોવીને વહેતી સુગન્ધ આજ
ઓચિન્તી શ્વાસમાં સમાણી.

ઘૂઘવતા દરિયાનું ગીત બારમાસીએ ગાયું છે કૂંપળના રાગમાં,
સત્તરમું બેઠું ના બેઠું ત્યાં પાધરીક વાસન્તી જઈ બેઠી બાગમાં.

## ગઝલ

### જિગર ટંકારવી

નિત નવા વેશો ધરે છે માનવી
થઈ બહુરૂપી ફરે છે માનવી.

સાંકડું એકાન્ત કેળવતો, અને
આભ જેવો વિસ્તરે છે માનવી.

સ્હેજ ખખડાટે જ ચોંકી જાય ને,
દમ, નીડરતાના ભરે છે માનવી.

તોય ચહેરાને બદલતો એ નથી,
આયનો જોયા કરે છે માનવી.

વાત સચ્ચાઈની કરતો જાય છે,
મેલ દિલમાં પાથરે છે માનવી.

એની દિલસોજી છે કેવળ નાટકી,
ખૂબ એ અભિનય કરે છે માનવી.

હોય છે કારણ 'જિગર' એનાંય કંઈ
માનવીને આંતરે છે માનવી.

## મારો ભગવાન

### લલિત ત્રિવેદી

મ્હારી પાસે ય ક્યાં પુરાવો છે?
મ્હારો ભગવાન સાવ આવો છે!

કોઈ આકાર જેવો દાવો છે!
હું કહું છું કે ભુલભુલાવો છે!

ફૂંક સૌસૌની સાવ નોખી છે,
એકસરખો પરન્તુ પાવો છે!

ક્યાંય પણ ગામ કે મુકામ નથી,
મ્હારાં પગલાંનો આ દુ:ખાવો છે!

મનમાં બોલું તો છે મીરાંબાઈ,
નામ બોલું તો એક દિખાવો છે!

આજ ને કાલમાં ફરક છે કે
એમણે રઝેલા બનાવો છે!

## કામળીનો રજ્ઞ

### લલિત ત્રિવેદી

રહી જાય છે અધૂરા આ ભક્તિભજન, ભગત!
થાતું રહે છે આપણું આવાગમન, ભગત!

રજ્ઞો જ લાલજાંબલી છે એટલું નથી,
ઊછળી રહ્યાં છે ચારે દિશામાં હરણ, ભગત!

પરિણામ ભસ્મ હોય કે હો કામળીનો રજ્ઞ
ક્યાં લગ સુખડના વેશનું કરશું જતન, ભગત!

એવું કરો કે આજ આ કરતાલ ના બજાવ,
પ્રગટાવી જુઓ આપમાં કોઈ ભજન, ભગત!

ભગતિ મળે તો આપથી શું માગીએ, કહો
શું માગીએ જો જાગી જાય તન ને મન, ભગત!

## સુરેન્દ્ર કડિયા

ઘર એ ઘર છે
એ તો માણસ ખૂલે એમ ખૂલે
ને પાછું બન્ધ પણ થઈ જાય
પણ મરી ના જાય!
ઘર પડી જાય ખરું આખું ને આખું
ને હોય તેનાથી મ્હોટું પણ થઈ જાય
પણ તેનો મૂળ ધર્મ
માણસોને તેની અન્દર સમાવવાનો
કદી ભૂલી ન જાય!
ટૂંકમાં, ઘર કદી મરી ન જાય...
માણસ આમ તો બીજાં માણસોથી
અથવા બહુ બહુ તો ત્હેના વિચારોથી
ઘેરાયેલો મળી આવે,
પણ ઘર તો લીલી ટેકરીઓથી ય
ઘેરાયેલું હોઈ શકે જીવન્ત!
ઘરની અન્દરનું દરેક જણ શ્વાસ લે છે
અને તે દરેક જણમાં
એક ઘર શ્વાસ લે છે
એક પછી એક એ દરેક જણના
શ્વાસ બન્ધ થઈ જાય
પણ ઘરના શ્વાસ તો
અકબન્ધ રહી જાય....!
ત્યાં સુધીમાં ઘર હાંફી જાય ખરું
પણ મરી ના જાય
ખાલી ઘરની કોઈ ભીંતે
ધરી તો જોજો કાન
ખાલી ઘરના નિ:શ્વાસ સાંભળી શકાતા હોય છે!

## રામ બોલો રામ તક

ઉશના

મરતાં સુધી પહોંચી શક્યા ના રામના જે નામ તક,
પહોંચી ગયા અન્તે પછી એ 'રામ બોલો રામ' તક.

જે એ જ રસ્તો એક જે લઈ જાય છે આરામ તક,
દોડ્યા કરું છું એટલે તો કામથી નાકામ તક?

આભાર દોસ્તો, આપનો કે ના સહી અંજામ તક,
સંગાથ તો દીધો તમે દો ગામ તો દો ગામ તક.

મારા જ શ્વાસોચ્છ્વાસમાં છે આવ-જા જેની સતત,
ને હું જ જાણું ના ભલા એ અજનબીનું નામ તક!

દાઝી ગયો છું ઝાંઝવાંનાં પાનથી હું એટલો–
કે હોઠ લંબાતા નથી તારા અધરના જામ તક!

છે માર્ગ તો મુશ્કિલ મગર ફળશે દુઆ જો આપની,
પહોંચી જશું ધીમેધીમે દોસ્તો, ગઝલના ધામ તક.

## તો શું કરું?

ઉશના

કે અટકળોની ડાળ પર લટકું નહીં તો શું કરું?
છું જીર્ણ પીળું પાંદડું બટકું નહીં તો શું કરું?

મીઠી નજરમાં દુશ્મનોની હું વસ્યો છું જ્યારથી,
દોસ્તો, તમારી આંખમાં ખટકું નહીં તો શું કરું?

વીંધાઈ જાશે ભલભલાનાં કાળજાં, જાણું છતાં,
ચાપે ચડેલો શબ્દ છું, છટકું નહીં તો શું કરું?

થમ્ભી ગયો'તો સૂર્ય પણ જેના ઇશારે તો પછી,
હું તો સમયનું વહેણ છું, અટકું નહીં તો શું કરું?

હાથે કરીને મ્હેં જ તો માર્યો કુહાડો પગ ઉપર,
બિન્દાસ થઈને દર-બદર ભટકું નહીં તો શું કરું?

ખાધું, પીધું ને રાજ કીધું ને થયું નાટક પૂરું,
પરદો બનીને સ્ટેજ પર લટકું નહીં તો શું કરું?

વરસો પછી હસતાં ત્હને જોયા પછી 'ઉશના' કહે–
આંસુ બનીને આંખથી છટકું નહીં તો શું કરું?

## ગઝલ

### સ્પર્શ દેસાઈ

હોવું ન હોવું બધું સાવ જ રફેદફે,
અસ્તિત્વના ન હોય હસ્તાક્ષર રફેંદફેં.

જીવતર તો ભૂંડી આશ છે રોચક ક્ષણો મહીં,
ઇન્સાન, શખ્સ, માનવી પામર રફેંદફેં.

આ વિસ્તરીને સૂર્ય એ ભૂલી ગયો પછી;
અન્ધારના સામ્રાજ્યની ચાદર રફેંદફેં.

કોતર, નદી, વગડો, ટહુકો, સીમ, પાળિયા;
આ બાળપણની વાતનાં પાદર રફેંદફેં.

આકાશમાં ઝળઝળ સ્મરણના તારલા હસે;
વિસ્તારમાં આ તેજ સરાસર રફેંદફેં.

આનન્દ, ગમ, ઉન્મેષ, હર્ષ, લાગણી બધું,
આ એક અશ્રુમાં અહીં સાદર રફેંદફેં–

ભીની હથેળીમાં સમન્દર સ્નેહનો શ્વસે–
ને ટેરવાંમાં સ્પર્શ એ આખર રફેંદફેં.

## લઈ લે પછી

### આહમદ મકરાણી

હોશની દે એક પળ, આખી સદી લઈ લે પછી,
એક છાંટો તરબતર દે ને નદી લઈ લે પછી.

ફર્શ, છત, નળિયાં, દીવાલો – ઝળહળે ભીતર હવે–
માર ઘરને પ્રેમ-તાળું ને કૂંચી લઈ લે પછી.

પાર કરવો જિન્દગીનો એક દરિયો હોય છે;
બાવડાંમાં જોશ – બળ દે, નાવડી લઈ લે પછી–

અટપટા કૈં દાવ ખેલ્યા, ના તમા બાકી રહી;
તું પ્રથમ ચોપાટ લઈ લે, સોગઠી લઈ લે પછી.

## સૌપ્રથમ ઇન્સાન છું

### ઉશના

શોધમાં જેની અરે, વીતી ગઈ ઉંમર હવે,
છેક છેવાડે મળ્યું લો, જિન્દગીનું ઘર હવે !

આયનો છું પારદર્શક – રૂપ મ્હારું જોઈ લે,
બ્હારથી દેખાઉં છું એવો જ ભીતર છું હવે!

માંડ જમ્પીને સૂતા છે, જળતરઙ્ગો વાવમાં,
ક્યાંક એ જાગી જશે તું ફેંક મા પથ્થર હવે!

પ્રીતનાં તું પારખાં લેવાનું રહેવા દે પ્રિયે!
હું નથી મીરાં અગર તો તું નથી શઙ્કર હવે!

જેટલો નજદીક છે તું એટલો હું દૂર છું,
આપણી વચ્ચે કહે ક્યાં છે કશું અન્તર હવે?

ફૂલ તો દોરી શકે હર કોઈ પણ કાગળ ઉપર,
શ્વાસ પર મ્હારા જ લે, તું મહેકને ચીતર હવે!

શાયરીનો જામ છું ઇન્સાનિયતના હાથમાં,
સૌપ્રથમ ઇન્સાન છું ને બાદમાં શાયર હવે!

ફૂલ નહિ તો ફૂલની ખુશબૂ સમી મ્હારી ગઝલ,
લે, કરું છું પેશ ત્હારા ચરણમાં સાદર હવે!

## નીકળી

### આહમદ મકરાણી

ભરબજારે થૈ સવારી નીકળી;
તેજ ને તીખી કટારી નીકળી.
કરવતે કાપ્યા ખૂણા સમ્બન્ધના,
લાગણી કેવી સુથારી નીકળી!
જોઈ ખાતાં ને વહી સઘળા કહે
'જિન્દગી આની ઉધારી નીકળી.
હે નજૂમી, અર્થ એનો તું કહે
સ્વપ્નમાં તો બન્ધ બારી નીકળી.
ભરસભામાં દાદ જેને બહુ મળી;
એ ગઝલ ત્હારી મઠારી નીકળી.

# શિશુ-કવિતા

## રજા ઉનાળુ
**રાજેન્દ્ર શાહ**

રજા, ઉનાળુ બપોર,
 પાધરે ચલો આપણે જઈએ;
તડકે ઊભાં ઘણાં ઝાડ, ત્યાં
 તલકછાંયડી રમીએ.

કુહૂ કુહૂ કોયલનાં વૅણે
 હવા હશે રઢિયાળી;
રમતાં, સામે ટહુકો કરતાં,
 વખત રહીશું ગાળી.

જરા થાકતાં,
 સાખ પડી કેરીની કરી ઉજાણી;
તરસ છિપાવા વહત નદીનાં
 પીશું નિરમલ પાણી.

સૂર્ય ઊતરે નીચે -
 લાંબી ને ઝાંખી જ્યાં છાયા;
ગોચરનાં ગોધણની જેવાં
 ઘરે આવશું ધાયા.

ધૂળિયાં અઙ્ગ થયાં, તો
 હોંશે ઠણ્ડાં જળથી ન્હાશું;
કરી વાળુ, દાદીમા સાથે
 ભજન ભાવથી ગાશું.

## ફુગ્ગાવાળો
**કિરીટ ગોસ્વામી**

ફુગ્ગાવાળો આવ્યો!
રઙ્ગ-બિરઙ્ગી, ન્હાના-મ્હોટા અનેક ફુગ્ગા લાવ્યો!

દાઢી એની રૂપેરી ને મૂછો લાંબી લચ
લાંબું ટીલું તાણ્યું મ્હોટા કપાળ વચ્ચોવચ
'ફુગ્ગા લ્યો'ની બૂમે એણે આખો ચૉક ગજાવ્યો!
 ફુગ્ગાવાળો આવ્યો...

ફુગ્ગા વેચી, ફુગ્ગાવાળો કરતો વાતો રૂડી,
ટીનુ કહેતો – કાલ લાવજે ફુગ્ગા સાથ પિપૂડી;
આજ બધાંએ ફુગ્ગા લીધા, જબરો રઙ્ગ જમાવ્યો!
 ફુગ્ગાવાળો આવ્યો....

## ગોળો

**ગીતા પરીખ**

આ સૂરજકેરો ગોળો
સાંજ સવારે થાય રતુમડો
  ભરબપ્પોરે ધોળો. – આ૦

પૂરવથી પશ્ચિમ દડતો એ
  કાપે નભની વાટ
વાદળનાં દળ રોકે તોયે
ઊતરે ક્ષિતિજને ઘાટ;
આથમતાંયે ખુમારીની (એ)
રેલે રઙ્ગીન છોળો આ૦

અન્ધારે અટવાઈ જતો એ
  જડે ન ભૂલથી ક્યાંય,
પણ ચન્દાને છાનોમાનો
  દેતો ઊજળી ઝાંય;
પ્રભાત થાતાં પ્રગટે, હસતો,
મુખે ગુલાબી ભોળો?! – આ૦

## કાગડાનો અન્ત

**મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'**

એક કાગડો બેઠો બેઠો
  ઊંચી ડોકે બોલે જી,
આવ જરા તું ઓરી કહીને
  કાબરને ફંગોળે જી!
કોઈ છોડાવો! કોઈ છોડાવો!
  ફફડતી કાબર બોલે જી.
વગર વાંકે બાપ મને રે!
  કાગડો મારી નાખે જી!
એવામાં તો બગ ભૈએ આવી
  ઝડપ મારી દોટ જી;
કાબર છોડી એક બાજુ ને
  કાગડો વળગ્યો કોટ જી.
રાતી આંખે બન્ને લડતાં
  મચક ન આપે કોઈ જી;
લડાઈ જામી ચાંચમ ચાંચે
  દેખી કાબર રોઈ જી!
કોઈ છોડાવો બગલાભાઈને
  કાગડો મારો ઠેર જી;
માથું નમાવી સૌને કહું છું
  વાળો મ્હારું વેર જી!
પછી છૂટ્યાં એક થઈને
  કચડી નાખ્યા કાળા જી;
જાતાં જાતાં સૌએ બોલ્યાં
  ધન્ય છે બગભાઈ ધોળા જી!

## વગડામાં

### ધીરેન્દ્રસિંહ રાઠોડ

પક્ષી ઊડે વગડામા,
સૂરજ બૂડે વગડામાં!

ઝાડનાં ઠૂંઠાં વગડામાં,
પાને બૂઠાં વગડામાં!

કેડી જાતી વગડામાં,
લૂમાં ન્હાતી વગડામાં!

વરસે તડકો વગડામાં
તડકો ભડકો વગડામાં!

વણ્ટોળ વાતા વગડામાં,
ઊડી ગાતા વગડામાં!

ઝાકળ પગલાં વગડામાં,
ઘાસના ઢગલા વગડામાં!

પક્ષી ચણતાં વગડામાં
ઢોર ચરતાં વગડામાં!

ખીલે કેસૂડાં વગડામાં,
રૂડાં રૂડાં વગડામાં!

તમરાં બોલે વગડામાં,
તમ તમ ઢોળે વગડામાં!

શાન્ત કોલાહલ વગડામાં,
મીઠી હલચલ વગડામાં!

## બિલ્લીમાસીનો પ્રવાસ

### ધીરેન્દ્રસિંહ રાઠોડ

વિમાનમાંથી બિલ્લીમાસી
વટમાં ઊતર્યાં નીચે,
ધોળી-ધોળી મૂછો હલાવી
પીળી આંખો મીંચે,

બૂટ, હેટ ને ફ્રોક પ્હેર્યાં ને
આંખે ચશ્માં કાળાં,
મૅડમ જેવાં લાગે એ તો
રૂડાં ને રૂપાળાં.
સખીઓ ટોળે વળીને પૂછે
'ક્યાં ફરીને આવ્યાં?
અમારા માટે બિલ્લીબા તમે
ખાવાનું કંઈ લાવ્યાં?'
'લંડન શહેરે ગઈ'તી કાલે
મહારાણીને મળવા,
ગોટપીટ ગોટપીટ વાતો સુણી
રાખી કાનો સરવા.
રાણીબાની ખુરશી નીચે
દોડતો ઉન્દર દીઠો,
છલાઙ્ગ મારી પકડી મેં તો
પેટમાં પૂરી દીધો.'

## સારી વાતો

### યશવન્ત કડીકર

સૌનું કામ સમયસર કરો
જગમાં નામ તમે પણ કરો
વહેલા ઊઠી સ્નાન કરો,
જમ્યા પછી તો લેસન કરો,
મોટેરાનુંય માન કરો,
ભૂલેલાંનું સ્મરણ કરો.

# અનુવાદ

## સીતવાહન

## હાલ કવિકૃત ગાથાસપ્તશતી'

## (અમરનામ 'ગાથાકોશ')માંથી

### અનુ. હરિવલ્લભ ભાયાણી

૧.

*દર-ફુડિઅ-સિપ્પિ-સંપુડ-ણિલુક્ક-હાલાહલગ્ગ-છેપ્પ-ણિહં।*
*પિક્કંબટ્ઠિ-વિણિગ્ગઅ-કોમલમંબંકુરં ઉઅહ॥ ૧.૬૨*

જુઓ તો કેરીના ગોટલામાંથી ફૂટેલો ફણગો! – સહેજ ખૂલેલા છીપસમ્પુટમાં છુપાયેલું હળાહળનું પુચ્છાગ્ર ન હોય જાણે!

૨.

*લંકાલઆણ પુત્તઅ વસંતમાસેક્ક-લદ્ધ-પસરાણ।*
*આપીઅ-લોહિઆણં બીહેઈ જણો પલાસાણં॥ ૪.૧૧*

હે પુત્ર, જેઓ એકમાત્ર વસન્તમાસમાં શાખાઓ પર સર્વત્ર ફેલાઈ જાય છે તે પીલાશ પડતા લાલ પલાશથી (કેસૂડાંથી) લોકો ભયભીત બને છે – જે રીતે લઙ્કાવાસી, માંસ આંતરડાં ને ચરબી પર તૂટી પડનારા, લોહી ચાખી ગયેલા પલાશથી (રાક્ષસોથી) ભયભીત બને તે રીતે.

3.

*જા તણુઆઅઈ સા તુહ ક એણ કિં જેણ પુચ્છસિ હસંતો।*
*ઇહ ગિમ્હે મહ પઅઈ એવ્વં ભણિઊણ ઓરુણ્ણા॥ ૭.૧૧*

'તું હસ્તો હસ્તો પૂછે છે તે શું જે કોઈ સ્ત્રી સોસવાય છે, તે (બધી) ત્હારે જ ખાતર? મ્હારી તો ગ્રીષ્મઋતુમાં આવી પ્રકૃતિ જ હોય છે' એમ બોલીને તે ઉચ્ચ સ્વરે રડી પડી.

૪.

*પપુલ્લ-ઘણ-કલંબા ણિદ્ધોઅ-સિલાઅલા મુઇઅ-મોરા।*
*પસરંતોજ્જર-મહુલા ઓસાહંતે ગિરિ-ગ્ગામા॥ ૭.૩૬*

જ્યાં ઘેઘૂર કદમ્બો ખીલી ઊઠ્યા છે, શિલાતલો ધોવાઈને સ્વચ્છ બન્યાં છે. મયૂરો આનન્દમાં આવી ગયા છે, અને ઝરણાં ખળખળ વહી રહ્યાં છે, એવાં ગિરિગ્રામો ઉત્સાહને આમન્ત્રતાં ઊભાં છે.

૫.

*અવલંબહ મા સંકહ ણ ઇમા ગહ-લંઘિયા પરિબ્ભમઇ।*
*અત્થક્ક-ગજ્જિઉબ્ભંત-હિત્થ-હિઅઆ પહિઅ-જાઆ॥ ૪.૮૬*

ધારણ રાખો, ડરો નહીં. આ બધે ભટકે છે તે ભૂતના વળગાડવાળી નથી. એ તો એકાએક થયેલી મેઘગર્જનાથી જેનું હૃદય વ્યાકુળ ને ત્રસ્ત બની ગયું તે પથિક-પત્ની છે.

૬.

*ફાલેઇ અચ્છભલ્લં વ ઉઅર કુગ્ગામ-દેઉલ-દ્ધારે।*
*હેમંત-કાલ-પહિઓ વિજ્ઝાવંતં પલાલગ્ગિં॥ ૨.૯*

જુઓ, આ કુગ્રામના દેવળને બારણે હેમન્ત પ્રવાસી બુઝાતા પરાળના તાપણાને રીંછને ચીરીને ખુલ્લું કરતો હોય તેમ ખુલ્લું કરે છે.

૭.

*હેમંતિઆસુ અઇ-દીહરાસુ રાઈસુ તં સિ અ-વિણિછા।*
*ચિરઅર-પઉત્થ-વઈએ નસુંદરં જં દિઆ સુઅશિ। ૧,૬૬*

ત્હારા પતિને પ્રવાસે ગયાને બહુ દિવસો થયા હોઈને, હેમન્તઋતુની આ અતિ દીર્ઘ રાત્રીઓમાં ત્હારી ઊંઘ ઊડી જાય છે તે ખરું પણ તેથી તું દિવસે સૂએ છે તે સારું ન કહેવાય.

૮.

*ઉદ્ધચ્છો પિઅઇ જલં, જહ જહ વિરલંગુલી ચિરં પહિઓ।*
*પાવાલિઆ-વિ તહ તહ, ધારં તણુઇં પિ તણુએઇ॥ ૨.૬૧*

ઊંચી નજરે પથિક પહોળી આંગળીવાળી અઞ્જલિથી જેમ જેમ ધીરે ધીરે જળ પીએ છે, તેમ તેમ પરબવાળી બાલા પણ પાતળી ધારનેયે વધુ પાતળી કરે છે.

૯

*ભિચ્છાઅરો પેચ્છઇ ણાહિમંડલ સા-વિ તસ્સ મુહ-અંદં।*
*તં ચટુઅં ચ કરંકં દોણ્હ વિ કાઆ વિલુંપંતિ। ૨.૬૨*

ભિક્ષુક તેનું નાભિમણ્ડ નિહાળી રહ્યો છે, તે તેનો મુખચન્દ્ર નિહાળી રહી છે, ને કાગડાઓ એ ચટાટવામાંથી ને એ ભિક્ષાપાત્રમાંથી લૂંટાલૂંટ કરી રહ્યા છે!

૧૦.

*તસ્સ-અ સોહગ્ગ – ગુણં અમહિલ-સરિસં-ચ સાહસં મજ્ઝ।*
*જણઇ ગોલા-ઊરો વાસારત્તોડદ્ધરત્તો-અ॥ ૩.૩૧*

તેની અન્ય સુભગતાને અને સ્ત્રીઓને માટે અનન્ય કહેવાય એવા મ્હારા સાહસને, ત્રણ જણ જાણે છે: એક તો ગોદાવરીનું પૂર, બીજી વર્ષાઝડી ને ત્રીજી મધરાત.

૧૧.

*પેચ્છઇ અલદ્ધ-લકખં દીહં ણીસસઈ સુણ્ણીઅં હસઇ।*
*જહ જંપઇ અફુડત્થં તહ સે હિઅઅ-ટ્ઠિઅં કિં-પિ॥ ૩.૯૬*

તે જુએ છે, પણ દેખતી નથી, લાંબા નિ:શ્વાસ નાખે છે, લૂખું હસે છે, ને અસ્પષ્ટ બોલે છે એટલે લાગે છે કે તેના હૃદયમાં કશુંક છે.

૧૨.

*અત્થક્ક-રૂ સણં ખણ-પસિજ્જણ અલિઅ-વઅણ-ણિબ્બંધો।*
*ઉમ્મચ્છર-સંતાવો પુત્તઅ પઅવી સિણેહસ્સ॥ ૭.૭૫*

અકારણ એકાએક રોષ કરવો, ક્ષણમાં પ્રસન્ન થઈ જવું, ખોટા મિશે (બીજાં સાથે) બોલવું, ઈર્ષ્યાનો ખટકો સહેવો – આ બધાં હે પુત્ર! પ્રેમનાં ચિહ્ન છે.

૧૩.

*તુહ દંસણેણ જણિઓ ઇમીઅ લજ્જાઉલાઇ અણુરાઓ।*
*દુગ્ગઅ-મણોરહો-વિઅ હિઅએ-ચ્ચિઅ જાઇ પરિણામં॥ ૭.૧૦*

તેને જોઈને આ લજ્જાળુમાં જે અનુરાગ પ્રગટ્યો તે દરિદ્ર જનના મનોરથની જેમ હૃદયમાં જ સમાઈ રહ્યો છે.

૧૪.

*મુહ-પેચ્છઓ પઇ સે સા-વિહુ સવિસેસ દંસણુમ્મહિઆ।*
*દો-વિ કઅત્થા, પુહઇં અમહિલ-પુરિસં-વ મણ્ણંતિ॥ ૫.૯૮*

એનો પતિ એના મુખદર્શનનો વ્યસની છે, ને તે પણ તેના દર્શનથી વિશેષ ઉત્કણ્ઠિત બને છે: બન્ને કૃતાર્થ હોઈ આખી પૃથ્વીને જાણે કે સ્ત્રીપુરુષ વિહોણી માને છે.

૧૫.

*અહઅં લજ્જાલુઇણી તસ્સ અ ઉમ્મચ્છરાઇં પેમ્માઇં।*
*અહિઆ-અણો વિ ણિઉણો અલાહિ કિં પાઅ-રાએણ॥ ૨.૨૭*

હું છું લજ્જાળુ, જ્યારે તેની પ્રેમચેષ્ટાઓ છે અમર્યાદ; સખીઓ પણ ચતુર છે એટલે તું પાની રઙ્ગવી રહેવા દે.

૧૬.

*આણા-સઅઇં દેંતી તહ સુરએ હરિસ-વિઅસિઅ-કવોલા।*
*ગોસે વિ ઓણઅ મુહી અહ સે ત્તિ પિઅંન સદ્દહિમો॥ ૧.૨૩*

ત્યારે સુરતસમયે હર્ષથી પ્રફુલ્લ ગાલે સેંકડો આજ્ઞાઓ દેતી, તો અત્યારે પ્રભાતે નીચું ઘાલીને ફરતી પ્રિયા તેની તે જ છે કે બીજી તે બાબત અમને શ્રદ્ધા બેસતી નથી.

૧૭.

*ણોહલિઅં અપ્પણો કિંણ મગ્ગસે મગ્ગસે કુરવેઅસ્સ।*
*એઅં તુહ સુહઅ હસઈ વલિઆણણ-પંકઅં જાઆ॥ ૧.૬*

'તું કુરબકનું દોહદ (પૂરવાની) મ્હારી પાસે માગણી કરે છે, પણ ત્હારું પોતાનું દોહદ પૂરવાની, માગણી કેમ નથી કરતો?' – એમ, હે સુભગ, આ ત્હારી પત્ની પોતાનું વદનકમળ આડું રાખીને હસી રહી છે.

૧૮.

*એક્ક-ચ્ચિઅ રૂઅ-ગુણં ગામણિ-ધૂઆ સમુવ્વહઇ।*
*અણિમિસ-ણઅણો સઅલો જીએ દેવીકઓ ગામો॥ ૬.૯૨*

રૂપગુણ જો કોઈ ધરાવતું હોય તો એકમાત્ર ગામમુખીની દીકરી જ – જેણે અનિમિષ નયને આખા ગામને દેવ બનાવી દીધું.

૧૯.

*બહુ-વલ્લહસ્સ જા હોઇ વલ્લહા કહ વિ પંચ દિઅહાઇં।*
*સા કિં છટ્ઠં મગ્ગઇ કત્તો મિટ્ઠં ચ બહુઅં ચ॥ ૧.૭૨*

અનેક પ્રેયસીના પ્રીતમની જે પાંચ દિવસ સુધી વહાલી રહી હોય તે છઠ્ઠા દિવસની માગણી કરે ખરી? મિષ્ટ અને ખૂટે નહીં – એવું તો ક્યાં મળે?

૨૦.

*જેણ વિણા ણ જિવિજ્જઇ અણુણિજ્જઇ સો કઆવરાહો – વિ।*
*પત્તે – વિ ણઅર-દાહે ભણ કસ્સ ણ વલ્લહો અગ્ગી॥ ૨.૬૩*

જેના વિના જીવી ન શકાય તેને અપરાધ કર્યો હોય તો પણ મનાવી લેવો જોઈએ. નગરને બાળતો હોય તો એ અગ્નિ કોને વહાલો નથી – તેના વિના કોને ચાલે?

૨૧.

*કેલીઅ-વિ રૂસેઉંણ તીરએ તંમિ ચુક્ક-વિણઅમ્મિ।*
*જાઇઅએહિં-વ માએ ઇમેહિં અવસેહિં અંગેહિં॥ ૨.૯૫*

હે બહેન, એ વિનય ચૂક્યો હોય તો યે, ગમ્મતમાં પણ, એના પ્રત્યે આ મ્હારાં માગી આણ્યાં જેવાં અવશ અંગો રોષ નથી કરી શકતાં.

૨૨.

*દુણ્ણિ કખેવ અમેએ પુત્તંઅ મા સહસં ડરિજ્જાસુ।*
*એત્થ ણિહિઆઇં હિઅઆઇં પુણો ણ લબ્ભંતિ॥ ૨.૫૪*

વત્સ, તું થાપણ ખોટી જગ્યાએ રોકે છે – સાહસ ન કરતો. અહીં થાપણ મૂકેલાં હૃદય પાછાં નથી મળતાં.

૨૩.

*તઇ વોલંતે બાલઅ તિસ્સા અંગાઇં તહણુ વલિઆઇં।*
*જહ પુટ્ઠિમે મજ્ઝ-વિવડંત-વાહ-ધારાઓ દીસંતિ॥ ૩.૨૩*

હે બાળક, તું ચાલ્યો જતો ત્યારે તને જોવાને તેનાં અંગો એટલાં વળ્યાં કે અશ્રુધારાઓ તેની પીઠ વચ્ચે પડતી દેખાતી હતી.

૨૪.

*અજ્જ-ચ્ચેવ પઉત્થો અજ્જ-ચ્ચિઅ સુણ્ણઆઈં જાઆઈં।*
*રત્થામુહ-દેઉલ – ચત્તરાઈં અહ્મં ચ હિઅઆઈં॥ ૨.૯૦*

હજી તો આજે જ એ પરવાસે ગયો, ને આજથી જ શેરીનાકું, દેવળ, ચોતરો ને અમારાં હૈયાં સૂનાં બની ગયાં.

૨૫.

*ધણ્ણ તા મહિલાઓ જા દઇઅં સિવિણએ – વિપેચ્છંતિ।*
*ણિધ-ચ્ચિઅ તેણ વિણા ણ એઇ કા પેચ્છએ સિવિણં॥ ૪.૯૭*

ધન્ય છે તે સ્ત્રીઓને જે સ્વપ્નમાં પણ પોતાના પ્રિયતમનાં દર્શન કરે છે. તેના વિના જ્યાં નિદ્રા જ નથી આવતી, ત્યાં પછી સ્વપ્ન જોવાની તો વાત જ શી?

૨૬.

*આલોઅંત દિસાઓ સસંત જંભંત ગંત રોઅંત।*
*મુચ્છંત પડંત ખલંત પહિઅ કિં તે પઉત્થેણ॥ ૬.૪૬*

દિશાઓને જોઈ રહેતા, ઊંડા શ્વાસો લેતા, બગાસાં ખાતા, ગાતા, રડતા, મૂર્છા ખાતા, પડતા-લથડતા, હે પથિક, ત્હારા પ્રવાસે જવાથી શું વળવાનું છે?

૨૭.

*અઇકોવણા-વિ સાસૂ રુઆવિઆ ગઅ-વઈઅ-સોણ્હાએ।*
*પાઅ પડણોણઆએ દોસુ-વિ ગલિએસુ વલએસુ॥ ૫.૯૩*

પગે પડવા નમીને બન્ને હાથનાં કઙ્કણ સરી પડ્યાં. પ્રોષિતપતિકાએ ઉગ્ર સ્વભાવની સાસુની પણ આંખમાં આંસુ આણી દીધાં.

૨૮.

*ઓહિ-દિઅહાગમાસંકિરીહિં સહિઆહિં કુકલિહિઆઓ।*
*દો-તિણ્ણિ તહિં ચિઅ ચોરિઆએ રેહા પુસિજ્જંતિ॥ ૩.૬*

અવધિના દિવસો પૂરા થતાં એનું આગમન થશે કે કેમ એવી આશઙ્કા ધરતી સખીઓ ભીંત પર દોરેલી (દિવસ-સૂચક) રેખાઓમાંથી બેત્રણ ચોરીછૂપીથી ભૂંસી નાખે છે.

૨૯.

*ણ-વિ તહ અણાલવંતી હિઅઅં દૂમેઇ માણિણી અહિઅં।*
*જહ દૂર વિઅંભિઅ-ગરુઅ-રોસ-મજ્ઝત્થ-ભણિએહિં॥ ૬.૬૪*

તે માનિની મ્હારી સાથે નથી બોલતી તે મ્હારા હૃદયને એટલું સાલતું નથી, જેટલું અતિશય વધી ગયેલા રોષને કારણે તે તટસ્થ ભાવે બોલે છે તે સાલે છે.

૩૦.

*તેણ ણ મરામિ મણ્ણૂહિ પૂરિઆ અજ્જ જેણ રે સુહઅ।*
*તુગ્ગઅ-મણા મરંતી મા તુજ્ઝ પુણો-વિ લગિસ્સં॥ ૪.૭૫*

રે સુભગ, રોષે ભરપૂર છતાં હું હજી મરતી તો એટલા માટે નથી કે ત્હારા મનમાં મને વળગ્યું હોય ને હું મરું તો ફરી પાછી ત્હારે માથે આવી પડું.

૩૧.

*ણઅણબ્ભંતર ઘોલંત-બાહ-ભર-મંથરાઈ દિટ્ટીએ।*
*પુણરુત્ત-પેચ્છિરીએ બાલઅ કિં જંણ ભણિઓ સિ॥ ૪.૭૧*

હે અનભિજ્ઞ, તેની નયનોમાં ભરાઈ આવેલાં અશ્રુથી મન્થર બનેલી અને વારંવાર જોયા કરતી દૃષ્ટિએ તને શું શું નથી કહ્યું!

૩૨.

*તા રુણ્ણં જા રુવ્વઇ, તા છીણં જાવ છિજ્જએ અંગ।*
*તા ણીલસિઅં વરાઇઅ, જાવ અ સાસા પહુપ્પતિ॥ ૨.૪૭*

એ બિચારી રડી શકી ત્યાં સુધી રડી, શરીર સુકાઈ શકાય ત્યાં સુધી સુકાઈ, ને શ્વાસ પહોંચ્યા ત્યાં સુધી નિ:શ્વાસ નાખતી રહી.

૩૩.

*ણાહં દુઇ ણ તુમં પિઓ ત્તિ કો અમ્હએત્થ વાવારો।*
*સા મરઇ તુજ્ઝ અઅસો તેણ અ ધમ્મકખરં ભણિમો॥ ૨.૭૮*

હું કોઈ એની દૂતી નથી, તેમ તું કાંઈ એનો પ્રિયતમ નથી – આપણે આમાં પઞ્ચાત શું કામ કરવી? આ તો એ મરે છે, અને તને અપજશ આવે છે એટલે અમે ધરમ ખાતર કહીએ છીએ.

૩૪.

*રૂઅં ઇચ્છીશુ ઠિઅં, ફરિસો અંગેસુ જંપિઅં કણ્ણે।*
*હિઅઅં હિઅએ ણિહિઅં, વિઓઇઅં કિં દેવ્વેણ॥ ૨.૩૨*

તેનું રૂપ નેત્રમાં વસી ગયું છે, સ્પર્શ અઙ્ગમાં વેણ કાનમાં ને હૃદયમાં હૃદય નિહિત છે: આમાં દૈવે વિયોગ શો કરાવ્યો?

૩૫.

*ઈસા-મચ્છર-રહિએહિં ણિવ્વિઓરેહિં મામિઅચ્છીહિં।*
*એણ્હિં જણો જણં-પિવ ણિરિચ્છએ કહંણ છિજ્જામો॥ ૬.૬*

હવે પ્રિયજન ઈર્ષ્યા ને મત્સરથી રહિત, નિર્વિકાર નયને જેમ બીજા લોકોને જોતા હોય તેમ મને જુએ છે: બહેન, અમે ક્ષીણ ન થઈએ તો શું કરીએ ?

૩૬.

*કિં રુવસિ કિં અ સોઅસિ કિં કુપ્પસિ એક્કમેક્કસ્સ।*
*પેમ્મં વિસં વ વિસમં સાહસુ કો રુંધિઉં તરઇ॥ ૬.૧૬*

શા માટે રડે છે? શા માટે શોક કરે છે? શા માટે એકેએક જણ ઉપર કોપ કરે છે? કહે, વિષ જેવા વિષમ પ્રેમને કોઈ રૂંધી શક્યું છે?

૩૭

*તહ તસ્સ માણપરિમ્મિરવ છિઅસ્સ ચિર-પણઅ-બદ્ધ-મૂલસ્સ।*
*મામિ પડંતસ્સ સુઓ સદ્દો-વિણ પેમ્મ-રુક્ખસ્સ॥ ૫.૩૧*

કેવું માન વડે ઉછેરેલું અને ચિરકાળના પ્રણયથી દઢમૂલ બનેલું એ પ્રેમવૃક્ષ! એ તૂટી પડતાં અવાજ સરખો પણ ન સમ્ભળાયો!

૩૮.

*ઢુંઢુલ્લંતું મરીહિસિ કંટય-કલિઆઇં કેઅઇ-વણાઇં।*
*માલઇ-કુસુમેણ સમં ભમર ભમંતો ન પાવિહિસિ॥ ૯.૭૯*

/

હે ભ્રમર, કાંટાળાં કેતકીવનોમાં ઢૂંઢતો ભમતો તું મરી જઈશ, તો પણ માલતી-કુસુમની સમાન કશું તું નહીં પામે.

૩૯.

*સા કો-વિ ગુણાઇસઓ ણ-યાણિમો મામિ કુંદલઇઆએ।*
*અચ્છીહિં-ચ્ચિઅ પાઉં અહિલસ્સઇ જેણ ભમેરહિ॥ ૬.૯૧*

હે સખી, અમે નથી જાણતા કુન્દલતિકાનો કયો એવો કોઈક અસાધારણ છે જેથી ભ્રમરો તેને કેવળ આંખોથી પણ પીવાની અભિલાષા કરે છે!

૪૦.

*કમલં મુઅંત મહુઅર પિક્ક-કઇત્થાણ ગંધ-લોહેણ।*
*આલેક્ખ-લડુઅં પામરો-વ્વ છિવિઊણ જાણિહિસિ॥ ૭.૪૧*

પાકા કોઠાની સુગન્ધના લોભમાં કમળને છોડી જતા હે મધુકર, ચિત્રમાં આલેખેલા લાડુને ગામડિયાની જેમ, તું સ્પર્શ કરીશ ત્યારે જ (ખરી વાત) જાણીશ.

૪૧.

*હિઅઅણ્ણુએહિ સમઅં અસમત્તાઇં પિ જહ સુહવેંતિ।*
*કજ્જાઇં મણે ણ તહ ઇઅરેહિં સમાણિઆઇં પિ॥ ૧.૬૧*

હૃદયને જાણનારની સાથેનાં કામ અધૂરાં રહ્યાં હોય (સાથેનો સમાગમ અસિદ્ધ રહ્યો હોય) તો પણ તે જેવો સુખદાયક હોય છે તેવો ઇતર લોકોની સાથેનાં કામ પાર પડ્યાં હોય (=સાથેનો સમાગમ સિદ્ધ થયો હોય) તો પણ તેવાં સુખદાયક લાગતાં નથી.

૪૨.

*જુજ્ઝ-ચવેડા-મોડિઅ-જજ્જર-કણ્ણસ્સ જુણ્ણ-મલ્લસ્સ।*
*કચ્છાબંધો-ચ્ચિઅ ભીરુ-મલ્લ-હિઅઅં સમુક્ખણઇ॥ ૭.૮૪*

યુદ્ધમાં પ્રહારથી જેના કાન તૂટ્યા કે જર્જરિત થયા છે તેવો બૂઢો મલ્લ હજી કછોટો બાંધે ત્યાં જ ભીરુ મલ્લનું હૃદય ઊખડી પડે છે.

૪૩.

*દિઅરસ્સ અસુદ્ધ-મણસ્સ કુલવહૂ ણિઅઅ-કુડ્ડ-લિહિઆઇં।*
*દિઅહં કહેઇ રામાણુલગ્ગ-સોમિત્તિ-ચરિઆઇં॥ ૧.૩૫*

ભીંત પર રામભક્ત લક્ષ્મણનાં ચરિતનું દિવસભર આલેખન કરીને તે દ્વારા કુલવધૂ મલિન આશયવાળા પોતાના દિયરને ઉપદેશ દઈ રહી છે.

૪૪.

*ચત્તર – ઘરિણી પિઅ-દંહણા અ તરુણી પઉત્થ-વઈઆઅ ।*
*અસઇ સએજ્જિઝઆ દુગ્ગઆ અ ણહુ ખંડિઅં સીલં॥ ૧.૩૬*

ગામના ચોક પાસે ઘર, જાતે રૂપાળી ને જુવાન, પતિ પરદેશે, પડોશણે કુલટા, અને વળી પાછું દળદર – છતાંયે તેણે શીલ ખણ્ડિત થવા ન દીધું.

૪૫.

*સંતમઅંતં દુકખં સુહંચ જાઓ ઘરસ્સ જાણંતિ।*
*તા પુત્તઅ મહિલાઓ સોસાઓ જરા મનુસ્સાણં॥ ૬.૧૨*

બેટા, ઘરમાં શું છે ને શું નથી, ઘરનું સુખ ને દુ:ખ – એ બધું જાણે તે જ મહિલાઓ: બીજી બધી મનુષ્યની મહિલા નહીં પણ જરા.

૪૬.

*તે અ જુઆણા તા ગામ-સંપઆ તં-ચ અમ્હ તારુણ્ણં।*
*અકખાણઅં-વ લોઓ કહેઇ અમ્હે-વિ તં સુણિણો॥ ૬.૧૭*

ગામના એ યુવાનોની, ગામની એ સમૃદ્ધિની અને અમારી એ જુવાનીની વાતો: એ કોઈ પુરાણી કથા હોય તેમ લોકો કરે છે અને અમે પણ તે સાંભળીએ છીએ.

૪૭

*જે જે ગુણિણો જે જે અ ચાઇણો જે વિડઢ-વિણ્ણાણા।*
*દાલિધરે વિઅકખણ તાણ તુમં સાણુરાઓ-સિ॥ ૭.૭૧*

જે કોઈ ગુણીજન છે, જે કોઈ ત્યાગી છે, ને જે કોઈ જ્ઞાનવિદગ્ધ છે તે સૌની પ્રત્યે, હે વિચક્ષણ દારિદ્ય, તને (ખાસ) અનુરાગ છે.

૪૮.

*ધણ્ણા બહિરા અંધા તે-ચ્ચિઅ જીઅંતિ માણુસે લોએ।*
*ન સુણંતિ પિસુણ-વઅણં ખલાણં રિદ્ધિ ન પેકખંતિ॥ ૭.૯૫*

ધન્ય છે, બધિરો – ધન્ય છે અન્ધો મનુષ્યલોકમાં તેઓ જ (સાચું) જીવે છે, કેમ કે તેમને દુષ્ટોનાં વચન સાંભળવાં પડતાં નથી, ખલજનની સમૃદ્ધિ જોવી નથી પડતી.

૪૯.

*અમિઅં પાઇઅ-કવ્વં પઢિઉં સોઉં-ચ જે ન – આણંતિ।*
*કામરસ તત્ત-તત્તિં કુણંતિ તે કહ ન લજ્જંતિ॥ ૧.૨૭*

અમૃત જેવી પ્રાકૃત કવિતાના પઠન કે શ્રવણથી જેઓ અજ્ઞાત છે, ને છતાં જેઓ કામતત્ત્વનો ઊહાપોહ કરવા બેસે છે, તેઓ કેમ લાજતા નહીં હોય?



ડૉ. નલિન પણ્ડ્યા

## દરિયો

*બિચ પર સવારે દરિયો*
*આખી રાત ક્રીડા કરી થાકેલા*
*ગ્રીક પુરાણ પુરુષની જેમ*
*ચત્તો સૂતો છે તડકામાં દરિયો*
*મરણ પામેલા કરચલાની જેમ.*
*દેહ ફેલાવી પડ્યો છે દરિયો*
*સૂર્યસ્નાન કરવા આવેલી પૅરિસની સોનેરી*
*આંખોવાળી કન્યકાની જેમ.*
*તડકામાં અર્ધનગ્ન સૂતો છે દરિયો*
*ઉજ્જ્વળ તડકામાં ચળકે છે*
*ક્લિઓપેટ્રાનાં લટકણિયાંની જેમ દરિયો*
*કાંઠાની રેતમાં સુવર્ણાનું નામ લખું છું*
*અને ગ્રીક દેવતાની જેમ*
*દરિયો આવીને ભૂંસી જાય છે રહસ્યમય*
*એનું નામ.*
*સમજાતો નથી મ્હને દરિયાનો સઙ્કેત*
*બે ઊંચી અમેરિકન છોકરીઓ*
*ઊભી દરિયો નિહાળતી:*
*પવનમાં ફરફરતા તેમના સોનેરી વાળ.*
*ગોગલ્સમાં બાળક જેવો રમતિયાળ દરિયો.*
*સૂર્યનો તડકો તેમના અર્ધાવૃત્ત સ્કન્ધો પર*
*આદિવાસી છોરા જેવો.*
*દરિયો રહી રહી સ્પર્શે છે*
*એમનાં ધવલ ચરણને*
*ચૂમે છે – ઇચ્છા વ્યક્ત કરે છે,*
*અને અમેરિકન છોકરીઓ*
*મન્દ મન્દ હસી પડે છે.*
*બીઓ જેવા અરબી સમુદ્રની*
*અભદ્ર ચેષ્ટા પર.*

**પ્રવીણ ગઢવી**
('આસવ દ્વીપ'માંથી)

અસ્તિત્વવાદની ઊલટ તપાસ કરતાં જ્હૉન મેકારીએ કહ્યું છે કે, "To exist is not just to have a body but to be a body, and it is through a body that we can have the perceptions or sensations that constitute the content of knowledge." સંવેદનયુક્ત શરીર જ અસ્તિત્વ સાબિત કરી શકે છે. અને એ જ જ્ઞાનના અન્તઃસ્તત્ત્વ સાથે બાંધણી કરી આપે છે. એકલો દેહ તો નકામો જ છે. એમાં સંવેદન હોય તો અન્ય વિશ્વના અંશો સમજાય અને એ સમજીને પોતે પણ વિશ્વનો એક અંશ બનીને એને દીપાવી શકે. પ્રવીણ ગઢવીએ દરિયાનું કાવ્યાઙ્કન આ જ આશયથી કર્યું છે. 'દરિયો'માં કલ્પનયુક્ત રૂપકાત્મકતા જોવા મળે છે. સમજ છે માટે જ સમજવાની કવિને ચિન્તા છે. એટલે જ કહે છે: "સમજાતો નથી મને દરિયાનો સઙ્કેત આ કયો સઙ્કેત? દરિયાનો સઙ્કેત કે માનવ મનનો સઙ્કેત? દરિયા સાથે જોડાયેલો કવિ દરિયાને જુદી રીતે પોતાના મનના વ્યાપરૂપે જુએ છે. આ અમાનવી (No man)ની વાત નથી પરન્તુ (New Man) નૂતન માનવીની વાત દરિયા દ્વારા કવિ રજૂ કરે છે.

કવિ ગ્રીક પુરાણ પુરુષના પુરાકલ્પનમાંથી દરિયા દ્વારા પોતાના મનની તપાસ આદરે છે. બ્રહ્માણ્ડની સરખામણીમાં દરિયો કદની દૃષ્ટિએ મરણ પામેલા કરચલા જેવડો છે. એ કરચલા સમા દરિયા સાથે કાવ્યનાયકની આન્તરપ્રક્રિયા ચાલે છે. પૅરિસની કન્યકાના સૌન્દર્ય જેવું દરિયાનું સૌન્દર્ય મનને અનહદ આનન્દ આપે છે. અર્ધનગ્ન એટલે કે અડધા તડકાવાળો દરિયો ક્લિઓપેટ્રાના કાનનાં લટકણિયાં જેવો શોભે છે. ક્લિઓપેટ્રાનું સૌન્દર્ય મનને આનન્દથી

ઉત્તેજિત કરે છે. અહીં માર્લો પોન્ટી જેવી અનુભૂતિ થઈ આવે છે. તેણે કહ્યું છે : "When my right hand touches my left, I am aware of it as a physical thing." આ શારીરિક પ્રક્રિયાની બાબતનો જ આધાર લઈને એની પાર માનવે જવાનું હોય છે. જાતીય સંવેદનોની હદ આવી જાય ત્યાર પછી ત્યાંથી આધ્યાત્મિક યાત્રાની હદ શરૂ થાય છે. માટે જ દરિયો 'સુવર્ણા'નું રહસ્યમય નામ ભૂંસી જાય છે. અહીંથી જ અધ્યાત્મ-સઙ્કેતો દેખાય છે.

દરિયો વારે વારે થોડું થોડું તેનું રૂપ બદલતો રહે છે. દરિયા પર વ્યક્તિઓ બદલાય છે, પણ દરિયો તો એનો એ જ રહે છે. જુદી જુદી વ્યક્તિઓના અનુભવ સંવેદનો કવિ ઝીલે છે અને પોતાના દેહ-મનને માધ્યમ બનાવી વ્યક્ત કરે છે. બે ઊંચી અમેરિકન છોકરીઓ દરિયામાં શું નિહાળતી હશે ? દરિયાને નિહાળવાની સાથે તેઓના ફરફરતા સોનેરી વાળ રોમાઞ્ચકારક લાગે છે. તેઓના ગૉગલ્સમાં બાળક જેવો રમતિયાળ દરિયો ઊછળે છે, થનગને છે. ભલે દરિયો વિરાટ હોય પણ બ્રહ્માંણ્ડની સરખામણીમાં તો બાળક જેવો જ છે. પાછો પેલો કરચલો યાદ આવી જાય ખરો.

એક બાજુ પૅરિસ કે અમેરિકન છોકરીઓ છે તો બીજી બાજુ આદિવાસી છોકરા જેવો સૂર્યનો તડકો છે. એ તડકો અડધા સ્કન્ધોનો રઙ્ગ બદલી નાખે છે. આ જ દરિયો અમેરિકન છોકરીઓ સાથે આંતરપ્રક્રિયા કરીને તેનું આદિમ રૂપ પ્રગટ કરે છે, કદાચ મનુષ્યનું પણ આદિમ રૂપ હોઈ શકે. માટે જ કવિ કહે છે કે,

*"દરિયો રહી રહી સ્પર્શે છે*
*એમનાં ધવલ ચરણને*
*ચૂમે છે – ઇચ્છા વ્યક્ત કરે છે,*
*અને અમેરિકન છોકરીઓ*
*મન્દ મન્દ હસી પડે છે*
*નીગ્રો જેવો અરબી સમુદ્રની*
*અભદ્ર ચેષ્ટા પર."*

આ અરબી સમુદ્રની અભદ્ર ચેષ્ટા પણ માનવીય આદિમતા જ હશે. નીગ્રો જેવો કાળો અને ભયાનક દરિયો એ એની પરાકાષ્ઠા છે. હંમેશાં દરિયો રળિયામણો ને આહ્લાદક ન પણ લાગે. અહીં પ્રવીણ ગઢવીએ માનવમનનો એક છેડો અને દરિયાઈ મનનો બીજો છેડો લઈ બન્ને વચ્ચે પ્રક્રિયા આલેખી આપી છે. આ એક રહસ્યઘન કાવ્ય લાગે છે. આવું જ દરિયા વિશે રહસ્યઘન ગીત રમેશ પારેખે આપ્યું છે એની બે પઙ્ક્તિઓ:

*"દરિયામાં હોય એને મોતી કહેવાય*
*તો આંખોમાં હોય એને શું?*
*અમે પૂછ્યું, લે બોલ, હવે તું?"*

આવી 'દરિયો'-વિષયક રહસ્યઘન ગોત્રમાં આવી શકે એવું આ કાવ્ય લાગે છે. આમ તો આ રહસ્યને આ કવિએ અનુ-આધુનિક રીતે નહીં પણ અતિ-આધુનિક રીતે જોવાનો સુપેરે પ્રયત્ન કર્યો છે.



# અવલોકન

## શબ્દના કિલ્લા ચણતો કવિ

### હરીશ વટાવવાળા

(નગરી પિત્તળ ચહેરો : કાવ્યસંગ્રહ. ડૉ. વિરંચિ ત્રિવેદી: ઈ.સ. ૧૯૮૮ પ્રકા. પોતે કિં. ૨.૫૦.)

ઔદ્યોગિક ક્રાન્તિ અને યન્ત્રવિજ્ઞાનને કારણે માણસ પ્રગતિશીલ અને ભૌતિક સમૃદ્ધિને પામ્યો. ખેતરમાંથી માણસ કારખાનામાં ગયો સાથે સાથે તે સ્થળાન્તર પણ પામ્યો. અને ગામડું છોડી નગરવાસી થયો. માટીની મ્હેકને અવગણી તે ડામરની ગન્ધમાં પ્રવેશ્યો જેથી તેનામાંથી લાગણીનું ઝરણું જાણે કે સુકાઈ ગયું. યાન્ત્રિકતા વધતાં માણસ જાણે કે માનવ Robot થઈ ગયો. આજના માણસ પાસે ગતિ છે, પરન્તુ પ્રગતિ નથી. પોતાના જ પરિઘમાં એ ફર્યા કરે છે. કાં તો પરિઘની બહાર નીકળવાની એને દિશા જ મળતી નથી કાં તો એને પરિઘની બહાર નીકળવાનું ગમતું નથી, જેને કારણે એનામાં યન્ત્રસંસ્કૃતિની જડતા, સંવેદનહીનતા, એકરૂપતા નગરજીવનની વિષમતા, શૂન્યતા, એકલતા જોવા મળે છે. નગરસંસ્કૃતિ માણસને માણસથી દૂર લઈ જાય છે. એક જ ફ્લૅટમાં રહેતી બે વ્યક્તિ એકબીજાંને ઓળખતી નથી. ક્યારેક નામનોય પરિચય તેમની વચ્ચે નથી હોતો! આટલું મોટું અન્તર યાન્ત્રિકતા અને ભૌતિક સમૃદ્ધિને પામવાની દોડને પરિણામે જ આવ્યું છે. પરિણામે નગરસંસ્કૃતિનાં સંવેદનો કવિતા દ્વારા પ્રકટ થતાં જાય છે. ત્યારબાદ નગરની યાન્ત્રિકતા, જડતા અને લાગણી-શૂન્યતામાં ભીંસાતા માણસની વેદનાને વાચા આપતી કવિતાના સિલસિલામાં વિરંચિ ત્રિવેદીના કાવ્યસંગ્રહ 'નગરી પિત્તળ ચહેરો' થી એક વધુ ઉમેરો થાય છે અને તે પછી પણ નગરના એ પિત્તળ ચહેરાની ભયાનકતા દર્શાવતી કવિતા જોવા મળે છે.

માણસ તેના જીવનમાં લાગણીશૂન્યતા અજમ્પો નિર્જીવતા, મૂલ્યહ્રાસ અને યાન્ત્રિકતાનો અનુભવ કરે છે ત્યારે એ ચીસ પાડી ઊઠે છે. એની અન્તર-સંવેદનાને વ્યક્ત કરવા એ શબ્દ સુધી પહોંચી જાય છે. અને એનો એ અનુભૂતિજન્ય શબ્દ કવિના અન્તરમનમાં વિષાદ-વ્યથા બનીને ઘૂંટાય છે. આ ઘૂંટાયેલો શબ્દ કવિની આન્તરચેતના દ્વારા કવિતા બનીને પ્રકટ થાય છે.

*નગરી સાવ ઠગારી આશ*
*નગરી પિત્તળની પીળાશ (પૃ. ૨)*

નગરજીવનની ગ્લાનીસભર ચેતનાને પ્રકટ કરતી બાની કવિચિત્તમાંથી પ્રકટ થાય છે. ત્યારે એ પિત્તળને પિત્તળ કહેવામાં સહેજે અચકાતો નથી. નગરચેતનાને ઉપસાવવાનો અહીં સહેતુક પ્રયત્ન થયેલો જોઈ શકાય છે. કવિએ સૂઝપૂર્વક કરેલું કવિ-કર્મ ધ્યાનાર્હ બને છે. ઑફિસ, રેસ્ટોરાં, બેલ જેવાં આધુનિક પ્રતીકો દ્વારા નગરજીવનની જડતા, યાન્ત્રિકતા આધુનિકતા અને લાગણીશૂન્યતાને પ્રકટ કરે છે.

*સદિયું વીતી વીસ, આ છે શહેર તણી ઑફિસ*
*બેલ, ટકોરી, ટકટક ટાઇપ*
*માનવ સઘળા એક જ ટાઇપ*
*જ્યાં લોકની વરવી ભીંસ*
*આ છે શહેર તણી ઑફિસ (પૃ. ૭, ૮, ૯)*

*આ છે શહેર તણી ઑફિસ*
*માનવ જેના યન્ત્રો જેવા*
*એક એકથી અળગા*
*ચહેરા જેના માત્ર જુદા છે*
*અન્દરથી સૌ સરખા (પૃ. ૭)*

કવિને માણસ ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો છે, એને માણસ ધૂર્ત, દુષ્ટ ને ફરેબી જણાય છે તો ક્યારેક મૂર્ખ ને તણખલા જેવો તુચ્છ જણાય છે. ઉપરથી ઢોળ ચઢાવેલો, મ્હોરું પહેરીને ફરતા માણસ ઉપર કટાક્ષ કરતાં કાવ્યો તેમના સઙ્ગ્રહમાં જોવા મળે છે. તેમાંથી તારવેલી આ પઙ્ક્તિઓ આસ્વાદવા જેવી છે :

*ભલે લાગતા સોનાના સૌ*
*પણ સાચું કહું પિત્તળ ચહેરો. (પૃ. ૮)*

*જડવત્ દેહો બનાવટી મહોરાં પહેરીને*
*સ્મશાનવત્ ગમ્ભીરતા પાળી*
*ચેતનનાં શબ સ્વયં ઉપાડી*
*અહીં તહીં શેં ફરતાં? (પૃ. ૧૯)*

કવિ નગરની વિભીષિકામાંથી માણસને શોધવાનાં પ્રયત્ન કરે છે અને જ્યારે માણસને નગરચેતનાથી વ્યાપ્ત થયેલો લાગણીશૂન્ય અને જડ થયેલો જુએ છે ત્યારે એનો આક્રોશ એ આ રીતે પ્રકટ કરે છે :

*મને મારા સ્વજન કરતાં*
*જખમ પર બહુ ભરોસો છે. (પૃ. ૭૦)*

તો એનો કટાક્ષ પણ આ રીતે પ્રકટ થાય છે :

*હડકાયો કૂતરો કરડ્યો છે?*
*જલદી ઇન્જેક્શન લો.*
*માનવ કરડ્યો, જાણ્યું?*
*એ તો રોજનું લાગ્યું ભાઈ, ચાલો. (પૃ. ૬૯)*

*પત્થર ગુઞ્જે*
*સઞ્જે મરમર, ને*
*હૈયાં પત્થર (પૃ. ૬૭)*

*ફૂલ રૂપાળાં*
*રસગન્ધહીન સૌ*
*માનવ હૈયાં (પૃ. ૬૭)*

'નગરી પિત્તળ ચહેરો' કાવ્યસઙ્ગ્રહ દ્વારા કવિ ડૉ. વિરંચિ ત્રિવેદી નગરની વિભીષિકા, યાન્ત્રિકતા, લાગણીશૂન્યતા અને અભાવને પ્રકટ કરે છે, માણસમાં રહેલી પશુતાને પ્રકટ કરે છે. મુખ્યત્વે તો માણસનો જ અભાવ અહીં વર્તાય છે. નગરની ભીડમાંથી કવિને માણસ જ મળતો નથી.

ડૉ. વિરંચિ ત્રિવેદીએ 'નગરી પિત્તળ ચહેરો'માં અછાન્દસ, હાઇકુ, વૃત્તબદ્ધ રચનાઓ તો કેટલીક ગઝલો અને ગીત પણ આપ્યાં છે. આ બધી જ રચનાઓનો મુખ્ય સૂર તો માણસમાં રહેલી લાગણીશૂન્યતા, જડતા અને અભાવનો છે. કેટલીક માણવા જેવી પઙ્ક્તિઓ:

*–થોક લોકમાં શોધું તો યે કોઈ નથી દેખાતું દક્ષ (પૃ. ૪)*

*–મ્હોરામાં ઢાંકેલો ચહેરો ઉપર પહેરો (પૃ. ૪)*

*–સ્વાર્થ તણું હૈયામાં આંધણ. (પૃ. ૩)*

*–નગરી*
*જેમાં માનવતાનું મીંડું (પૃ. ૨)*

*–નગરી પિત્તળની પેદાશ (પૃ. ૨)*

*–શહેરના કલરવના શબને*
*ડાઘુઓ લઈ જાય (પૃ. ૫)*
*મારી કવિતા*
*સવાલ પૂછી જાય*
*ક્યાં ગઈ માનવની માનવતા? (પૃ. ૬)*

*–નકલી લોકની નકલી ઑફિસ (પૃ. ૭)*

*–ખુલ્લી સડક પર બેધડક*
*ડાઘિયો મેં જોયો (પૃ. ૨૨)*

*–જ્યાં જ્યાં ફર્યો, ત્યાં ત્યાં બધે યે દેહ દીઠા માત્ર મેં*
*માનવી માંહી ન માનવ પામતાં થાક્યો અરે. (પૃ. ૩૦)*

*–માનવ નહીં કે નહીં પશુ, ના ચેન જીવન મ્હાંય*

ભારને વેંઢારનારા શબ સમા માનવ ઇંહાં. (પૃ. ૩૦)

–અરે તમને નગર મધ્યે રઝળતાં શબ ઘણાં મળશે
ગુમાવ્યાં ખોળિયાં વ્યક્તિત્વનાં પ્રેતોય અટવાશે. (પૃ. ૩૧)

–કોણ કહે છે ચેનથી ફરતો રહ્યો છું હું?
જિન્દગીની લાશ લઈ, ફરતો રહ્યો છું હું. (પૃ. ૩૪)

કવિએ 'કુરુક્ષેત્ર' કવિતામાં પુરાકલ્પનો દ્વારા આધુનિક સંવેદનાને પ્રકટ કરી છે.

–કૉફી

'મમ મનની તું સાથી'
એમ કહીને મેં મુખેથી
શંખનાદ-શી ક્રાંતિકારી
ફૂંક બધે તે પ્યાલામાં ફેલાવી. (પૃ. ૧૦)

કુરુક્ષેત્ર-શી કૉફી ઉલાળી
ઘૂંટ પર ઘૂંટ ગગડાવી
ત્યારે અન્ત વ્યથાનો આવ્યો. (પૃ. ૧૨)

'નગરી પિત્તળ ચહેરો'માં 'દીવાલો' (પૃ. ૪૮). 'મારું પહેલું મૃત્યુ' (પૃ. ૧૩), 'શ્રમિક વ્યથા' (પૃ. ૩૩) 'ફૂટપાથ' (પૃ. ૪૯) માં 'હું' નો ઉદ્ગાર અને ઉક્તિ-વિધાન ધ્યાન ખેંચે છે.

કવિએ 'દીવાલ'ની વ્યથા આ રીતે વ્યક્ત કરી છે.

ખીલા બેચાર જીસસ પર, અમારાં અંગ તો છીણી,
કરીને તે પરે ટાંગ્યા ખીચોખીચ ભાર દ્વેષથી
સજ્જડ પાયા જડી દીધા ધરાની ભીંસમાં કો'કે
વળી ઉપર મઢી દીધા કણિકા કાચ આ લોકે. (પૃ. ૪૮)

તો– 'ફૂટપાથ'ની વ્યથા પણ માણવા જેવી છે :

મમ સાથી છે ફૂટપાથ ને
હું આ નગરનો માર્ગ છું.
ના માહરી ગણના પરંતુ
શહેરનું હું હાર્દ છું.
મમ કાય પર ભંગીથી માંડી
શાહ બેગમ વહી ગયાં.
ને સરઘસો યાત્રા, યુગલ,
કૈં વાહનો સરકી ગયાં. (પૃ. ૪૯)

'શ્રમિક વ્યથા'માં શ્રમિકની વ્યથા પુરાકલ્પન, પ્રતીકો અને કલ્પનોને આધુનિક સંવેદનો દ્વારા પ્રકટ કરી કવિતાનો પુદ્‌ગલ રચ્યો છે.

સાત બજે રણહાક પડે, મમ રથમાં હું કુરુક્ષેત્ર ગયો,
કાર્યભાર આદેશ પામવા સીધો દ્રોણાવાસ ગયો.

યુદ્ધારંભે ચક્ર ચલાવ્યાં, કે હથિયારે હાથ ફર્યો,
કૈંક ઘવાયા કૈંક ગયા, કો'બાર પોબાર પડ્યો.

ઘાયલ યોદ્ધા ઘેર ગયા સૌ ચક્રગતિ ના રંગ રહ્યો,
બાર પછી ભાથુ પણ ખાલી, તીર વિચાર ન ચિત્ત ગયો.
(પૃ. ૩૩)

'મારું પહેલું મૃત્યુ'માં કવિએ પોતાની આન્તર સંવેદનાને પ્રગટ કરી છે :

જડવત્ દેહી બનાવટી મહોરાં પહેરીને
સ્મશાનવત્ ગંભીરતા પાળી
ચેતનનાં શબ સ્વયં ઉપાડી
અહીં તહીં શેં ફરતા? (પૃ. ૧૪)

અહીં નગર-સંવેદનાને પ્રકટ કરવાનો કવિનો ઉન્મેષ સાક્ષીભાવે રહ્યો છે. કવિતાને અનેક પરિમાણે પ્રકટ કરનાર આ કવિની કલમ વધુ સુઘડ બને તેની રાહ જોવાની રહે. શબ્દના કિલ્લા ચણતા આ કવિનાં ગીતોમાં લયદોષ તો ગઝલમાં બંધારણદોષ અને અછાન્દસ કૃતિઓ વધુ બોલકી થતી જોવાય છે. આ બધું કવિચેતનાના અભાવને કારણે થયું હોય તેમ જણાય છે. વગર સમ્માર્જને આ કાવ્યસંગ્રહ પ્રગટ થયો છે. એમાં કવિનો અતિઉત્સાહ કારણભૂત છે. આપણે ઇચ્છીએ કે હવે પછી એમનો આવનાર શબ્દ વધુ બળવત્તર થઈને પ્રકટે.

❑





# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે-૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો / આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

**(૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :**

ગુજરાતી ભાષામાં લખાયેલાં જુદા જુદા સાહિત્યસ્વરૂપોના મૌલિક પુસ્તકો, જે તા. ૧-૧-'૯૮ થી ૩૧-૧૨-'૯૮ સુધીમાં પ્રગટ થયાં હોય, તે શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજના અંતર્ગત મંગાવવામાં આવે છે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા. ૩૧-૭-'૯૯ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકે / પ્રકાશકે કોઈ આવેદનપત્ર ભરવાની જરૂર રહેતી નથી.

**(૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :**

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા, સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

**(૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :**

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

**(૪) ભારતીય ભાષામાંથી અનુવાદ માટે પ્રકાશન સહાય :**

હિન્દી, અંગ્રેજી, સિંધી તથા ઉર્દૂ સિવાયની અન્ય અર્વાચીન ભારતીય ભાષામાંથી ગુજરાતીમાં કરેલ અનુવાદની હસ્તપ્રતો પ્રકાશન સહાય માટે મંગાવવામાં આવે છે. આ પ્રકાશન સહાય પણ રૂ. ૧૦,૦૦૦ સુધીની છે.

**(૫) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :**

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨ થી ૫ નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૭-'૯૯ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |




તન્ત્રી

ીરુ પરીખ



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

વર્ષા : ૨૦૫૫

જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૯ : વર્ષ ૪૨ : અંક : ૪ : સળંગ અંક : ૨૫૦

## કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવી છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક-મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

**કવિલોક**

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ - ૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરનો ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૫ ઉમેરીને રૂ. ૭૫ = ૦૦ મોકલવા. પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી. કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નમ્બર અવશ્ય જણાવવો.

## કવિશ્રી રાજેન્દ્ર શાહને નરસિંહ મહેતા ઍવોર્ડ

વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કવિતા-સર્જનને લક્ષ્યમાં લઈને પ્રતિવર્ષ અપાનારો રૂપિયા એક લાખ એકાવન હજારનો ગુજરાતી કવિતાનો સૌથી મોટો 'નરસિંહ મહેતા ઍવોર્ડ', પ્રથમ વર્ષે ૧૯૯૯નો 'નરસિંહ મહેતા ઍવોર્ડ' સુપ્રસિદ્ધ કવિશ્રી રાજેન્દ્ર શાહને અપાશે અને તે રીતે મંગલ પ્રારંભ થશે. આ ઍવોર્ડ પરમપૂજ્યશ્રી મોરારી બાપુની પ્રેરણાથી, જૂનાગઢ ખાતે 'આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્ય નિધિ' નામના ટ્રસ્ટ દ્વારા અપાઈ રહ્યો છે.

આ ઍવોર્ડનો અર્પણવિધિનો કાર્યક્રમ ૨૪ ઑક્ટોમ્બર, ૧૯૯૯, શરદપૂર્ણિમા, વાલ્મિકી-જયંતીના શુભ દિવસે ગોધૂલિ સમયે નરસિંહ મહેતાની જન્મભૂમિ જૂનાગઢ મુકામે સંપન્ન થશે. ગુજરાતના સાક્ષરો-વિદ્વતજનોની ઉપસ્થિતિમાં કવિશ્રીનું સન્માન કરી, નરસિંહ મહેતાની ધાતુની પ્રતિમાનું સ્મૃતિચિહ્ન તથા રૂ. ૧૫૧,૦૦૦ /–ની રાશિ સાથે નરસિંહ મહેતા ઍવોર્ડ એનાયત થશે.

તે જ દિવસે રાત્રિના નરસિંહ મહેતાનાં પદોનું તેમ જ પુરસ્કૃત કવિનાં ગીતોનું ગાન થશે જેમાં સુગમ સંગીતના સુપ્રસિદ્ધ ગાયકો સર્વશ્રી ઉદય મજુમદાર, હરિશ્ચન્દ્ર જોશી વગેરે ભાગ લેશે.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. ટી.એસ. એલિયટ | (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય | (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો | (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે | ( " ) | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ | ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી | ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા | ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસન્નસપ્તક - રાજેન્દ્ર શાહ | ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૧૫-૦૦ |
| ૧૩. અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | | ૨૫૦-૦૦ |
| ૧૫. અજ્વાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા (કા.સં.) | | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે (કાવ્યસંઙ્ગ્રહ) | | ૧૫-૦૦ |
| ૧૭. અક્ષરો નિત્ય તાજા (કા.સં.) જસુભાઈ શાહ | | ૩૦-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મનિ ઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકારૂપે પ્રકટ થાય છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ. ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદનાં સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મનિ ઑર્ડરથી **'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧ - એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મોકલવામાં આવશે.

વર્ષા વિ.સં. ૨૦૫૫

જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૯

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥





## કવિતાજાતિઓમાં ઉત્તમ

કલામાત્રનું તેમ કવિતાનું સાક્ષાત્ પ્રયોજન આનન્દ છે. કાવ્ય વાંચતાં, તેનો આસ્વાદ લેતાં લેતાં કાવ્યને અન્તે નિરતિશય આનન્દ અનુભવાય એ કાવ્યનું પ્રયોજન છે. અને રમણીય કાવ્યો એ પ્રયોજનને પૂર્ણપણે સાધે છે. કાવ્યવાચનનું સાક્ષાત્ પરિણામ આસ્વાદ ને આનન્દ છે; પણ બીજી કોઈ કલા કરતાં કવિતા આપણા જીવનમાં વધુ ફરી વળે છે. જીવન સાદું કે સંકુલ, ઝીણું કે વિરાટ, વ્યક્તિનું કે લોકલોકનું હોય, છતાં સૂર્ય પેઠે તેને પ્રગટ કરવાની કાવ્યમાં શક્તિ છે. કવિતાના, બલકે સાહિત્યના ઉપાદાન શબ્દની એ ખાસ અનુકૂળતા છે. એટલે રસાનુભવની, આનન્દાનુભવની ક્ષણ પછી કોઈ સત્યનાં દર્શનરૂપ કે સૂચનરૂપ કાવ્યનું વ્યવહિત પરિણામ રહે છે. આ સત્ય ક્વચિત્ એવું ઊંડું અને વ્યાપક હોય છે કે તે ખાતર પણ આપણે કાવ્યને ફરી ફરી વાંચીએ. ચિન્તનપ્રધાન કવિતામાં આનન્દ-અનુભવ પછી આ સત્યદર્શનનાં વિશિષ્ટ પરિણામનો વિશેષ સંભવ છે. અને એટલા પૂરતી જ તેની કવિતાજાતિઓમાં ઉત્તમતા ગણાય.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

(ત્રિજ્યોત્તમ કવિતાજાતિ'માંથી)

# વિમર્શ

## પ્રેમલક્ષણા ભક્તિનો આહ્લાદક સ્પર્શ કરાવતી બારમાસીઓ

ડૉ. બિપિન આશર

૧

સ્વામિનારાયણ સમ્પ્રદાયના અષ્ટકવિ મણ્ડળ દ્વારા સર્જાયેલ સાહિત્ય ધાર્મિક દૃષ્ટિએ જ નહિ, પરન્તુ સાહિત્યિક દૃષ્ટિએ પણ સમૃદ્ધ અને સત્તાશીલ ગણાયું છે. જેમનાં વિપુલ પદોમાં પ્રયોજાયેલ ભાષાનાં સૌન્દર્ય પર વારિ જઈને ગુજરાતી સાહિત્યના મૂર્ધન્ય સર્જક કનૈયાલાલ મુનશીએ તેમના ગ્રંથ 'Gujarat and its literature'માં નોંધ્યું છે: "In beauty of language Brahmanand surpasses all his contem- poraries' except dayaram." અને અનન્તરાય રાવળ જેવા વિદ્વાન અને દૃષ્ટિસમ્પન્ન વિવેચકે નોંધ્યું છે: "જ્ઞાનવૈરાગ્યનાં તેમજ ગોપીભક્તિનાં પદોમાં એકસરખી કાવ્યસિદ્ધિ બતાવનાર આ સાધુ કવિનું પદ્યકૌશલ, ભાષાપ્રભુત્વ અને કવિતા તેમને સમ્પ્રદાયના મોટા કવિ ઠેરવે છે." આવા અષ્ટકવિ મણ્ડળના 'એક તેજસ્વી નક્ષત્ર' સમા કવિ સંસ્કૃતજ્ઞ, સઙ્ગીતજ્ઞ, પિઙ્ગળશાસ્ત્ર અને અલઙ્કારના ઊંડા અભ્યાસી, વ્રજ-કચ્છ-મારવાડી-હિન્દી ગુજરાતી જેવી અનેક ભાષાઓ પર અસામાન્ય પ્રભુતા ધરાવતા, આઠ હજારથીય વધુ પદો અને પન્દર જેટલા વિદ્વત્ભોગ્ય ગ્રન્થો લખનાર શ્રીજી મહારાજના અત્યન્તપ્રિય સખા તરીકે ઓળખાતા બ્રહ્મબોલના કવિ શ્રી બ્રહ્માનન્દ સ્વામી સ્વામિનારાયણ સમ્પ્રદાયના જ નહીં, પરન્તુ સમગ્ર મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના એક અત્યન્ત ગણનાપાત્ર ભક્તકવિ છે. તેઓએ તેમની વિપુલ કાવ્યરાશિ દ્વારા મધ્યકાલીન સાહિત્યને ઇયત્તા અને ગુણવત્તાની દૃષ્ટિએ વિશેષ સમૃદ્ધ કર્યું છે. તેમની વિશાળ અને વિપુલ કાવ્યરાશિમાં મુખ્યત્વે પદરચનાઓ દૃષ્ટિગોચર થાય છે. આ પદરચનાઓ ભાવ, ભાષા અને અભિવ્યક્તિની દૃષ્ટિએ નોંધપાત્ર ગણાય છે. આ પદરચનાઓને ભાવવૈવિધ્યાની દૃષ્ટિએ તપાસીએ છીએ ત્યારે તેમાં જ્ઞાનવૈરાગ્યનાં પદો, પ્રેમલક્ષણાભક્તિનાં પદો, શૃઙ્ગારનાં પદો, નિશ્ચયનાં પદો, લીલાવર્ણનનાં પદો, રાસવર્ણનનાં પદો, જ્ઞાન-વિલાસનાં પદો, મઙ્ગળા-શૃઙ્ગાર સન્ધ્યાની આરતીનાં પદો, શયનનાં પદો, ઉત્સવનાં પદો અને વિરહનાં પદો એમ જુદા જુદા પ્રકારનાં પદો જોવા મળે છે. આ પદો રચનાઓ ને સ્વરૂપની દૃષ્ટિએ તમાસીએ છીએ ત્યારે પણ તેમાં પ્રભાતિયાં, ગરબી, બારમાસી જેવું સ્વરૂપવૈવિધ્ય દૃષ્ટિગોચર થાય છે. છન્દ અને રાગવૈવિધ્ય પણ વિપુલ માત્રામાં જોવા મળે છે. પ્રસ્તુત અભ્યાસલેખમાં ગુજરાતી મધ્યકાલીન સાહિત્યમાં એક કાવ્યપ્રકાર તરીકે પ્રયોજાતા બારમાસી કાવ્યનું સ્વરૂપ અને બ્રહ્માનન્દ સ્વામીએ રચેલ બારમાસીઓને ઊંડાણથી તપાસીને, એક ભક્તકવિ તરીકે ઊપસતી બ્રહ્મજ્ઞાનની પ્રતિભાને સાહિત્યિક સન્દર્ભમાં મૂલવવાનો ઉપક્રમ છે.

૨

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની ઊડીને આંખે વળગે તેવી વિશેષતા હોય તો તે છે એ ગાળા દરમ્યાન ખેડાયેલા વિષયો અને સાહિત્યસ્વરૂપો. નરસિંહ પૂર્વેના અઢી દાયકાથી માંડીને ઠેઠ દયારામ સુધી વિસ્તરેલા સાહિત્ય પર નજર કરીશું તો તેમાં વિષય તરીકે મુખ્યત્વે ભક્ત, ભગવાન અને ભક્તિને જ કેન્દ્રમાં રખાયેલાં જોઈ શકાશે. સાહિત્યસ્વરૂપ તરીકે રાસ, ફાગુ, પ્રબન્ધ, પદ્યવાર્તા, આખ્યાન, ગરબી, પદ જેવાં વિશિષ્ટ પદ્ય

સાહિત્યરૂપો પ્રયોજાયેલાં જોઈ શકાશે. આ બધાં સાહિત્યસ્વરૂપની જે સુદીર્ઘ પરમ્પરા જોવા મળે છે તેમાં ઋતુકાવ્યના એક પ્રકાર તરીકે ઓળખાતા બારમાસી કાવ્યસ્વરૂપનો પણ સમાવેશ કરવામાં આવે છે.

બારમાસીમાં, તેના નામાનુસાર, બાર માસનું અર્થાત્ બધી ઋતુઓનું વર્ણન કરવામાં આવે છે. આ વર્ણન વિરહિણી નાયિકા કરતી હોય છે. એટલે એમાં સ્વાભાવિકપણે વિપ્રલમ્ભ શૃઙ્ગાર પ્રવેશે છે. એ દૃષ્ટિએ વિચારીએ તો બારમાસી પ્રકૃતિકાવ્ય સાથે વિરહકાવ્યનો પણ પ્રકાર બની રહે છે. એમાં નાયિકાના બધા મહિનાના વિરહનું વર્ણન ઋતુવર્ણન સાથે આવે છે અને છેલ્લા માસમાં કે કેટલીક વાર અધિક માસમાં નાયકના આગમનથી છવાઈ જતા હર્ષોલ્લાસ સાથે સુખાન્ત પણ આવે છે. આ પ્રકારના કાવ્યમાં મુખ્યત્વે વિરહિણી નાયિકાનો પ્રત્યેક ઋતુમાં બદલાતો અને તીવ્રતર બનતો જતો વ્યથાભાવ જ નિરૂપાય છે. આ માટે કવિ ભાવને પોષક એવા પરિબળ તરીકે એકાદ પ્રસઙ્ગ કે આછું-પાતળું કથાનક પસન્દ કરે છે. જે સમયે અઙ્ગત પ્રેમ-રાગ ગાવો અનુચિત ગણાતું તે સમયમાં સ્નેહજીવનનો શૃઙ્ગારરસ બારમાસીમાં રાધાકૃષ્ણ કે ગોપી-કૃષ્ણ, શિવપાર્વતી કે અન્ય રામાયણ મહાભારત જેવાં પ્રસિદ્ધ મહાકાવ્યોનાં કથાનકો સાથે સઙ્કળાયેલાં પાત્રોના માધ્યમ દ્વારા ગવાયો છે. વિભિન્ન કવિઓએ પોતપોતાના સમ્પ્રદાયના પ્રભાવને કારણે કે અન્ય કોઈ પ્રભાવ કે પ્રયોજનથી જે બારમાસીઓ લખી છે. તેમાં ઘણુંબધું વૈવિધ્ય જોવા મળે છે. આ પ્રકારની બારમાસીઓમાં જૈનબારમાસીઓ, જૈનેતર બારમાસીઓ, લોકસાહિત્યની બારમાસીઓ, મિત્રવિરહના મરસિયા રૂપની ચારણી બારમાસીઓ, દોહાસ્વરૂપમાં રચાયેલ બારમાસીઓ જોવા મળે છે. જૈન બારીમાસીઓમાં મુખ્યત્વે નેમિ અને રાજુલ કે સ્થુલિભદ્ર-કોશાના કથાનકને કે ગુરુભક્તિ કે કોઈ ધાર્મિક અથવા દીક્ષા પ્રસઙ્ગવિધિને કેન્દ્રમાં રાખવામાં આવે છે. જૈનેતર બારમાસીઓ રાધા-કૃષ્ણ, રામ-સીતા કે શઙ્કર-પાર્વતી જેવાં પાત્રોને કેન્દ્રમાં રાખીને લખાયેલી છે. વિષય વૈવિધ્ય અને રચનાશૈલીના વૈશિષ્ટ્યની દૃષ્ટિએ તપાસીશું તો પણ બારમાસીમાં થયેલા વિપુલ ખેડાણનો અને તેની સુદીર્ઘ પરમ્પરાનો સહેજેય ખ્યાલ આવશે.

એક સ્વાયત્ત સાહિત્યસ્વરૂપ તરીકે ખેડાયેલ બારમાસી તેમાં નિરૂપાયેલ વિષયસામગ્રી અને નિરૂપણરીતિને કારણે ફાગુ તથા પદમાવતીથી જુદી પડે છે. ફાગુમાં પ્રિયતમ સાથે ફાગ ખેલતી પ્રિયતમા અને એમનો હર્ષોલ્લાસ ઋતુ સન્દર્ભે નિરૂપાય છે; જ્યારે બારમાસીમાં અન્ય યુગલને ફાગ ખેલતાં નિહાળી વિરહિણી સ્ત્રીના હૃદયમાં થતી હલચલ અને તેની તીવ્રતર બનતી જતી આન્તરવ્યથાને બદલાતી જતી ઋતુનાં વર્ણન સાથે નિરૂપવામાં આવે છે. પદમાળામાં એક જ ભાવ ભિન્નભિન્ન રીતે પ્રયોજાઈને દઢ બનતો જાય છે. જ્યારે બારમાસીમાં પ્રત્યેક મહિનાના ભાવને પદસ્વરૂપમાં ઢાળીને બાર કે તેર પદ રચવામાં આવે છે. વિરહિણી નાયિકાના ભાવ મહિના મુજબ બદલાતા–તીવ્રતર બનતા જતા વર્ણવાય છે. આ ઉપરાન્ત વિષયસામગ્રી અને તેનો વિનિયોગ, બારમાસનું નિરૂપણ, ઋતુવર્ણનો, વિશિષ્ટતા અને વૈવિધ્યસભરતા પ્રગટ કરતું સંવિધાન, માનવજીવનની ગતિવિધિનું ઊપસી આવતું ચિત્ર અને લોકમાનસના સમ્ભળાતા પડઘાઓ જેવાં તત્ત્વોને કારણે બારમાસી એક સુદીર્ઘ પરમ્પરા ધરાવતા લોકપ્રિય અને સ્વાયત્ત સાહિત્યસ્વરૂપ તરીકે પ્રસ્થાપિત થઈ ચૂકી છે.

ગુજરાતી ભાષા-સાહિત્યની પ્રથમ બારમાસી છે. 'નેમિનાથ ચતુષ્પાદિકા'. આ પછી પ્રાચીન અને મધ્યકાલીન કવિઓએ વિપુલ પ્રમાણમાં બારમાસીઓ લખી છે. નરસિંહ, પ્રેમાનન્દ, પ્રીતમ, રત્નેશ્વર, રત્નો, પ્રેમસખી, ગિરધર, દયારામ જેવા સુપ્રસિદ્ધ કવિઓએ પોતાની આગવી સૂઝ-સમજથી આ કાવ્યસ્વરૂપને

ખેડ્યું છે. અન્ય ભારતીય ભાષાઓમાં પણ આ કાવ્યસ્વરૂપની પરમ્પરામાં ભક્તિને આજીવન વરેલા સ્વામિનારાયણ સમ્પ્રદાયના અષ્ટકવિમણ્ડળમાં આગવું માન અને સ્થાન પ્રાપ્ત કરનાર બ્રહ્માનન્દનું નામ પણ નોંધપાત્ર છે. બ્રહ્માનન્દ સ્વામીની પ્રકાશિત થયેલી પદરચનાઓને તપાસતાં તેમાં તેર-તેર પદોની બે બારમાસીઓ જોવા મળે છે. એક ભક્તકવિએ સ્ત્રી-પુરુષનાં સાંસારિક ભાવસંવેદનોને આલેખતા આ સ્વરૂપને કેમ પસન્દ કર્યું હશે તેવો સ્વાભાવિક પ્રશ્ન થાય; પરન્તુ પ્રેમલક્ષણા ભક્તિ વિશે જાણનારાઓને આ પ્રકારની રચનાઓ આશ્ચર્યમાં ગરકાવ કરતી નથી. માનવી-માનવી વચ્ચેના જે કંઈ સમ્બન્ધો પ્રસ્થાપિત થયા છે તે સર્વમાં સ્ત્રી-પુરુષનો પ્રેમ-સમ્બન્ધ ઉત્તમોત્તમ છે. સહજ છે, કુદરતી છે. જ્યારે એક ભક્તને ભગવાન માટે, આત્માને પરમાત્મા માટે તલસાટ જાગે છે ત્યારે એ તલસાટની ઉત્કટતા એટલી બધી હોય છે કે પ્રણયતૃષા સિવાય અન્ય કોઈ રૂપમાં સમજાવી શકાતી નથી. આ જ રીતે પ્રભુમિલનનો આનન્દ પણ દુન્યવી આનન્દ કરતાં ઘણો સૂક્ષ્મ અને માર્મિક હોય છે છતાં કવિને એ આનન્દાનુભવ પ્રગટ કરવા માટે પ્રતીક તરીકે સ્ત્રી-પુરુષના સમ્બન્ધનો ઉપયોગ કર્યા વિના ચાલતું નથી. ભક્તિનો વધુમાં વધુ નજીક આ પ્રેમ સિવાય સંસારનો બીજો કોઈ અનુભવ આવી શકે તેમ નથી. ભક્તિને પ્રગટ કરવા માટે, આથી, કવિ રાધા-કૃષ્ણ કે ગોપી-કૃષ્ણના પ્રેમનું રૂપક પસન્દ કરે છે. આ રીતે પ્રગટ થતી ભક્તિ પ્રેમલક્ષણા ભક્તિનું નામ પામી છે.

બ્રહ્માનન્દે સહજાનન્દરૂપી કૃષ્ણને ઉદ્દેશીને જે રીતે દાણલીલાનાં, શૃઙ્ગારનાં, વિરહનાં, લીલાવર્ણનનાં પદો લખ્યાં છે તે જ રીતે તે જ ભાવથી બારમાસીઓ લખી છે. આપણા વેદકાલીન ઋષિઓએ પરમાત્માને રસો વૈ સ : રસસ્વરૂપ કહ્યો છે. સૌ રસોનો રાજવી શૃઙ્ગાર છે. સૌ ભાવોમાં ઉત્કટ ભક્તિનો ભાવ છે તેથી સહજપણું શૃઙ્ગારનું આલેખન ભક્તકવિઓની રચનાઓમાં થયેલું જોવા મળે છે. બ્રહ્માનન્દની પ્રથમ બારમાસીમાં અષાઢથી અધિક માસ સુધીના તેર મહિનાઓનાં વર્ણન સાથે ગોપીની કૃષ્ણ-વિરહની તીવ્રતર બનતી જતી વ્યથાને તથા તેની મિલનની આતુરતાને મૂર્ત કરવાનો જે પ્રકારે પ્રયાસ થયો છે તેમાં બ્રહ્માનન્દ સ્વામીની એક હસ્તસિદ્ધ કવિ તરીકેની મુદ્રા (Image) ઊપસી આવી છે.

## ૩

અષાઢ માસ પ્રિયજનની ઉપસ્થિતિમાં આનન્દદાયક બની રહે છે; પરન્તુ પ્રિયજનની અનુપસ્થિતિમાં વ્યથાજનક બની જાય છે. પ્રથમ બારમાસીના પ્રથમ પદમાં જ વિરહિણી ગોપી કૃષ્ણની અનુપસ્થિતિનો તીવ્ર અહેસાસ કરતાં પોતાની આન્તરવેદના સખી સમક્ષ ઠાલવે છે :

*'સખી આવ્યો માસ અસાડ, ચમકી બિજલડી રે'*
*સખી કેમ કરી રાખું ગાઢ, ખાલી સેજડલી રે. ૧*
*સખી મધુરા બોલે મોર, અમ્બર ગાજે છે રે*
*સખી નાવ્યા નન્દકિશોર, અન્તર દાઝે છે રે, ૨*
*સખી કેમ કરી રાખું ધીર, વીરહે વેંધાણી રે,*
*સખી જોને બળભદ્રવીર, પીર નવ જાણી રે. ૩*
*સખી નીર ભરાય છે નેણ, ઘણું હું વારું રે*
*સખી બ્રહ્માનન્દની સેણ, મળે તો સારું રે" ૪*

કવિએ આષાઢ ઋતુમાં ચમકતી વજળી, ગગનના ગળગડાટ, મોરના ટહુકાર અને વર્ષાના આગમનની તૈયારી જોવા શૃઙ્ગારના ઉદ્દીપન વિભાવની વચ્ચે ગોપીની પ્રિયજન વિહોણી, નન્દકિશોર વિહોણી સ્થિતિ તથા તીવ્ર વ્યથાને તાદૃશ કરી બતાવી છે. દરેક પદમાં બદલાતી ઋતુ અને તે સન્દર્ભમાં બદલાતા ગોપીના ભાવને સરસ રીતે નિરૂપવામાં આવ્યો છે. ગોપીએ જેમતેમ કરીને અષાઢ માસ તો પસાર કરી નાખ્યો, પરન્તુ શ્રાવણ માસમાં વૃક્ષને વળગેલી

બન્યો છે એવી ગોપી, અટારી પર બેસીને દૂર દૂર નજર નાખીને પોતાના પ્રિયજન એવા કૃષ્ણની પ્રતીક્ષા કરતી ગોપી, વૈશાખની લૂની દાઝનો અન્દર-બહાર અનુભવ કરતી ગોપી, શિયાળાની થથરાવી નાખે એવી ઠણ્ડીમાં પણ વિરહતાપથી ઉકળાટ અનુભવતી ગોપી, અતિશય કામથી પીડાતી અને પોતાની સેજ ખાલી હોવાની સતત વેદના વ્યક્ત કરતી ગોપી, કૃષ્ણના મિલનથી, તેના ભુજ બળની ભીડથી જેના શરીરનો સર્વ ત્રાસ દૂર થયો છે, જેની કામના પૂર્ણ થઈ છે અને સમ્પૂર્ણ સન્તોષ અને આનન્દના ઓડકાર સાથે હવે એક પળ પણ શ્યામને ન છોડવાનો નિર્ણય કરતી ગોપીનાં જે આસ્વાદ્ય ભાવચિત્રો અહીં તાદૃશ થાય છે તેમાં કવિ બ્રહ્માનન્દની કવિત્વશક્તિનો પરિચય મળી રહે છે.

આ બારમાસીને સંવિધાનની દૃષ્ટિએ તપાસતાં પણ તેમાં કવિની કેટલીક આગવી લાક્ષણિકતાઓ દૃષ્ટિગોચર થાય છે. સંવિધાનની ચુસ્તતા પ્રગટ કરતાં આ પદો ધનાશ્રી રાગમાં ઢળાયેલાં છે. પ્રત્યેક પદ બે પઙ્ક્તિની બનેલી એવી ચાર કડીઓનું બનેલું છે. ત્રીજા, નવમા અને અન્તિમ પદની છેલ્લી પઙ્ક્તિઓને બાદ કરતાં પ્રત્યેક પદની પ્રત્યેક પઙ્ક્તિના આરમ્ભે સખી જેવો સમ્બોધનાત્મક શબ્દ મુકાયો છે જે પદની કથનરીતિની સાથે પદની સુગેયતાને સૂચવવા સમૃદ્ધ કરવા નિમિત્ત બન્યો છે. પ્રત્યેક પદની અન્તિમ પઙ્ક્તિમાં કવિએ, મધ્યકાલીન કાવ્ય પરમ્પરા મુજબ, પોતાના નામને ગૂંથી લીધું છે. પદરચનાકારના નામને સૂચવતા 'બ્રહ્માનન્દનો શ્યામ', 'બ્રહ્માનન્દના નાથ' બ્રહ્માનન્દના પ્રાણ' 'બ્રહ્માનન્દના મીત' 'બ્રહ્માનન્દનો કન્થ' 'બ્રહ્માનન્દના ઈશ' 'બ્રહ્માનન્દનો નાવ' જેવા શબ્દગુચ્છો, ખરેખર તો, કવિના પરમાત્મા સાથેના પ્રગાઢ જોડાણને વ્યઙ્જિત કરીને એક વિનમ્ર અને ભાવભીના ભક્તનાં વ્યક્તિત્વને જ વ્યઙ્જિત કરે છે. અહીં સંસારી નર-નારીનાં સ્થૂળ ભાવસંવેદનો નિરૂપાયાં નથી; પરન્તુ ગોપી અને કૃષ્ણ વચ્ચેનો સૂક્ષ્મપ્રેમ નિરૂપાયો છે. તેને સૂચવતાં કવિએ કૃષ્ણ માટે નન્દકિશોર, બળભદ્રવીર, નટવર નન્દલાલ, સુન્દર શ્યામ, બળવીર, દીનદયાળ, ગોવિન્દ, જદુરાય, વ્રજરાજ, વનમાળી, જાદવરાય, મોરારી જેવાં વિભિન્ન નામો પ્રયોજ્યાં છે.

પ્રથમ બારમાસીનાં પદોમાં જોવા મળતાં ટૂંકાં છતાં ભાવને પોષક એવાં પ્રકૃતિનાં વર્ણનો પણ ધ્યાન ખેંચે છે. જેમ કે:

*"સખી વીતી ઋતુ વસન્ત, ગ્રીષ્મ ઘેરાણી રે;*
*સખી કોયલ શબ્દ કરન્ત, મધુરી વાણી રે.*
*સખી શોભીત સુગન્ધ અપાર, ફૂલી ફૂલવાડી રે;*
*સખી ભમર કરી ગુઞ્જાર કે દાઝવે દાડી રે."*

*

*"સખી મેને વૃક્ષે જામ, વીલમ્બી વેલી રે;*
*સખી પ્રીતમ મળવા કાજ, નદીયાં ચાલી રે.*

*

*"સખી મધુરા બોલે મોર, અમ્બર ગાજે છે રે;*
*સખી નાવ્યા નન્દ કિશોર, અન્તર દાઝે છે રે."*

કવિએ ગોપીના વિરહભાવને ઉદ્દીપન કરે તેવાં પ્રકૃતિનાં વાતાવરણનું તાદૃશ વર્ણન કરીને તેના વ્યથાભાવની ઉત્કટતાને વ્યઙ્જિત કરી બતાવી છે. આ દૃષ્ટિએ વર્ણનો આસ્વાદ્ય અને ઉપકારક બન્યાં છે. આ જ પ્રકાર કવિએ 'સખી બેસ અટારી ગોખ ખોઈ મેં આંબી રે' કે 'ચડચડ મેડી માળ કે બેસું બારી રે' જેવી પઙ્ક્તિઓ દ્વારા ગોપી-કૃષ્ણ મિલનના તીવ્ર તલસાટને તથા પ્રતીક્ષાના ભાવને કાવ્યાત્મક રીતે ઉપસાવી આપ્યા છે. 'સખી ઘર ઘર મઙ્ગળ ગીત, વસન્ત વધાઈ રે' કે 'સખી ફાગણ મહીને ફાગ ખેલે નરનારી રે' જેવી પઙ્ક્તિઓ, તત્કાલીન સમાજમાં ઉજવાતા ઉત્સવોને સૂચવી જાય છે. 'ખાલી સેજડલી', 'અતીશે પીડે કામ', 'ભુજ બળ ભીડી', 'કીધા પૂરણ કામ કે દીધી બીડી રે' જેવી પઙ્ક્તિઓ વિપ્રલમ્ભ અને સમ્ભોગ શૃઙ્ગારનો

અનુભવ કરાવે છે. આમ પદોમાં પ્રયોજાયેલી પઙ્ક્તિઓ ભાવવ્યઞ્જક બની રહે છે.

આ પદોમાં કવિએ પ્રયોજાયેલી ભાષાને તપાસતાં તેમના ભાષાપ્રભુત્વનો, સઙ્ગીતજ્ઞતાનો તથા મૌલિક કલ્પનાના વિનિયોગનો પણ સહેજેય ખ્યાલ આવે છે. કવિએ દરેક પદની પઙ્ક્તિએ પઙ્ક્તિ અન્ત્યાપ્રાસ અને આન્તર પ્રાસ ખૂબ જ સહજ રીતે છતાં કાવ્યાત્મક રીતે પ્રયોજ્યા છે. આલાપે / સન્તાપે, જોગી /ભોગી, સજની / રજની, વહાલે / નન્દલાલે ફૂલી / ઝૂલી જેવા પ્રાસાનુપ્રાસ પદને સુગેયતા અને સૌન્દર્યતા અર્પે છે. 'વીજલડી' 'સેજડલી' જેવા પ્રયોજેલા શબ્દો ગોપીના કમનીય ભાવને અનુરૂપ છે. 'મુજ પર રાખી દાઢ' જેવો રૂઢિપ્રયોગ કે 'દિયડું' 'અટારી' 'ગોખ' 'રત' 'સાસોસ્વાસ' જેવા તદ્ભવ અને લોકબોલીના શબ્દો પણ પદના ભાવ અનુરૂપ છે. ધનાશ્રી રાગમાં ઢળાયેલાં આ તેર પદો એક ભક્તકવિ બ્રહ્માનન્દની કવિત્વપ્રતિભાના પરિચાયક બની રહે છે.

## ૪

બ્રહ્માનન્દ સ્વામીની બીજી બારમાસીમાં પણ તેર પદો જોવા મળતાં હોવા છતાં આ બારમાસી આન્તર-બાહ્ય દૃષ્ટિએ પ્રથમ બારમાસીથી ઘણી બાબતમાં જુદી પડે છે. ભાવની દૃષ્ટિએ તો બન્નેમાં કૃષ્ણરૂપી પ્રિયતમની પ્રતીક્ષા અને વિરહવ્યથા કેન્દ્રમાં છે છતાં સંવિધાનની દૃષ્ટિએ ઘણું બધું વૈષમ્ય જોવા મળે છે. આરમ્ભ અને અન્તની બાબતમાં જ બન્નેમાં ભિન્નતા જોવા મળે છે. પ્રથમ બારમાસી અષાઢ માસથી શરૂ થાય છે અને અન્ત અધિક માસમાં, તેરમા પદમાં, ગોપીની પ્રતીક્ષા ફળે છે; કૃષ્ણમિલનની તેની કામના પૂરી થાય છે. બીજી બારમાસીનો આરમ્ભ જેઠ માસથી થાય છે અને અન્ત અધિક માસમાં, તેરમા પદમાં, કૃષ્ણની પ્રતીક્ષા કરતી ગોપીની વ્રજનારની પ્રતીક્ષા વન્ધ્ય રહી જાય છે, તેની આશા પૂર્ણ થતી નથી છતાં તે નિરાશ પણ બનતી નથી. 'મહેર કરીને માવજી તેડી લેજો પાસ.' કૃષ્ણના આગમનની આશા ફળતી નથી ત્યારે વ્રજનાર કૃષ્ણને 'તેડી લેજો પાસ' કહીને પોતાને બોલાવી લેવાની નમ્ર પ્રાર્થના કરે છે. પ્રથમ બારમાસીમાં વિપ્રલમ્ભ અને સમ્ભોગ શૃંગાર નિરૂપાયો છે જ્યારે બીજી બારમાસીમાં વિપ્રલમ્ભ શૃઙ્ગાર સાથે વિશેષ ભક્તિભાવ નિરૂપાયેલો અનુભવી શકાય છે. પ્રથમ બારમાસીમાં ગોપીનો ઉલ્લેખ છે, બીજીમાં વ્રજનારનો ઉલ્લેખ થયો છે. આ જ રીતે પ્રથમ બારમાસીમાં એક ગોપીનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ વ્યઞ્જિત થાય છે જ્યારે બીજી બારમાસીમાં વ્રજનારની આડશે ભક્તની ભગવાન પ્રત્યેની અનન્ય ભક્તિ, તેમને મળવા – દર્શન કરવાની તાલાવેલી તો વ્યઞ્જિત થાય છે; પરન્તુ તે સાથે 'દર્શનન વિના દુખીઓ ઘણો સરવે વ્રજનો સાથ' કે 'તમ સારું વલખે ઘણું, સર્વે ગોકુલ ગામ' જેવી પઙ્ક્તિઓ સમગ્ર ગોકુલવાસીઓની - વ્રજવાસીઓની વિરહવ્યથાને તથા દર્શનની ઝઙ્ખનાને વ્યઞ્જિત કરે છે. પ્રથમ બારમાસીમાં 'સખી ભૂલ્યા કુબ્જા પાસ સુધ વળવાની રે' જેવો સન્દર્ભ અને બીજી બારમાસીમાં 'મેલીને ન ધરે મારા નાવ' જેવો સન્દર્ભ કૃષ્ણના મથુરાગમનનો સૂચક બની રહે છે. પ્રથમ બારમાસીમાં પ્રત્યેક પદની પઙ્ક્તિના આરમ્ભે મુકાયેલા 'સખી' શબ્દ પદની કથનરીતિનો પરિચાયક બની રહે છે તો બીજી બારમાસીમાં 'આવો અલબેલડા', 'અલબેલા વર આવીએ', 'કઠણ થયા કેમ કહાનજી', 'તમ વિના ખાલી સેજલડી', 'અન્તરજામી આવિયા', નિર્મળનાથ પધારીએ' 'તમ વિના મારા નાથજી, હેરે દુઃખ ભરપૂર જેવી પઙ્ક્તિઓ દ્વારા નન્દકિશોરને જ સીધું સમ્બોધન કરીને ગોપી પોતાની હૈયાવરાળ, વિરહવેદના ઠાલવતી હોય એ પ્રકારની કથનરીતિ જોવા મળે છે. પ્રથમ બારમાસીમાં ધનાશ્રી રાગ છે. બીજી ધોળ રાગમાં છે. પ્રથમ બારમાસીમાં 'સખી' શબ્દ પુનરાવર્તિત કરીને કવિએ પદને સુગેય બનાવ્યું

છે તો બીજીનાં બાર પદોના અન્તે 'બ્રહ્માનન્દના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ' જેવી એક જ પઙ્ક્તિ પુનરાવર્તન પામીને વ્રજનારની અતિવિનમ્રતા સાથે કૃષ્ણ રૂપી ઘનશ્યામને આવવા માટેની ભક્તિભાવપૂર્ણ વિનન્તી – પ્રાર્થનાને ઉપસાવે છે, પ્રગટ કરે છે. આમ, પ્રથમ અને દ્વિતીય બારમાસી ઘણી બાબતમાં જુદી પડતી જોઈ શકાય છે.

આ બન્ને બારમાસીઓમાં જેટલું વૈષમ્ય છે તેટલું ભાવ, ભાષા, ઋતુવર્ણનો, કલ્પનાઓ અને અલઙ્કારોના વિનિયોગ – વગેરેને કેન્દ્રમાં રાખીને તપાસીએ તો સામ્ય પણ જોવા મળે છે. બન્નેમાં તેર પદો છે. એમાં અધિક માસનું વર્ણન કરતું પદ છે. કૃષ્ણના મથુરાગમનના પ્રસઙ્ગને કારણે, બન્નેમાં, ગોપીની વિરહસ્થિતિ આવી પડી છે. બન્ને બારમાસીમાં કૃષ્ણ સન્દર્ભે સરખાં નામોનો ઉલ્લેખ છે. બન્નેમાં કવિએ પોતાના નામને ગૂંથી અન્તિમ પઙ્ક્તિમાં ગૂંથી લીધું છે. ભાવની દૃષ્ટિએ પણ બન્ને બારમાસીમાં ઘણુંબધું સામ્ય છે. ઉપરાન્ત બન્નેમાં પ્રયોજાયેલ ભાષા તો સમાન જ છે. ઉપમાઓ પણ સરખી લાગે છે. 'ઓરડિયાની ઓસરી ખૂબ કરન્તા ખેલ' જેવી પઙ્ક્તિઓ એક જ બારમાસીના નવમા અને અગિયારમા પદમાં પુનરાવર્તનનો દોષ વહોરીને પણ નિરૂપાઈ છે. કેટલીક કલ્પનાઓ પણ બન્નેમાં સમાન રીતે જોવા મળે છે. આ બધું સામ્ય વૈષમ્ય હોવા છતાં બીજી બારમાસીનાં પદો ને કેટલીક પઙ્ક્તિઓ કવિની આગવી કવિત્વશક્તિનો પરિચય કરાવી જાય છે. જેમ કે:

"મળ્યા વિના હવે માવજી, જુગ તુલ રજની જાય"

*'વાટ જોઈ જોઈ વાલમા ઝાંખા થઈ ગયા નેણ"*

*

*"લૂ આવી હરિ નાવીયા ચિન્તા વધી ચિત્ત"*

*

*"પૃથ્વી અમ્બર પહેરીયાં નીલા અતિ નવરઙ્ગી"*

*

*"સાસસડાઈ સભાગીયા જ્યાં ત્યાં જોડી જાય*

*

*અમને મેલી એકલાં ગયા છે ત્રિભુવનરાય"*

*

*"સરસરિતાનાં નીરમાં, ફૂલ્યા કમલના વૃન્દ*

*

*અમને કેદી ફૂલાવશો, છેગાળા વ્રજચન્દ"*
*"જળ થળ શીતળ થઈ રહ્યાં શીતળ સેજ સમાજ*
*અન્તર શીતળ નવ થયા, વણ દીઠે વ્રજરાઈ"*

*

*"હળ જુતાં ફળ પાકિયાં પાલવિયા વન પાન*
*આ રાતે પ્રીતમ આવીએ કરુણા સાગર કહાન"*

*

*"વાયે ઉનો વાયરો, થલ જલ ઉનાં થાય*
*ઉનાં તન અબળાં તણાં તમ વિના ત્રિભુવનરાય"*

*

પઙ્ક્તિઓ સન્દર્ભરહિત હોય તો પણ સ્વતન્ત્ર રીતે માણી શકાય તેવી છે. આ રીતે બ્રહ્માનન્દ સ્વામીની બીજી બારમાસી પણ ભાવ, ભાષા, ઋતુવર્ણનો, મૌલિક કલ્પનાની દૃષ્ટિએ તપાસતાં એક સ્વતન્ત્ર રચના તરીકે આસ્વાદ્ય અને નોંધપાત્ર બની રહે છે.

૫

આમ, બ્રહ્માનન્દ સ્વામીની વિપુલ પદરાશિમાં જોવા મળતી બે બારમાસીઓનાં છવીસ પદો પણ કવિની કવિપ્રતિભાને બરાબર વ્યઙ્જિત કરી બતાવે છે. એક ભક્ત કવિ બ્રહ્માનન્દની આ બારમાસીઓ પ્રેમલક્ષણાભક્તિનો આહ્લાદક, પાવનકારી અને સાહિત્યિક સ્પર્શ કરાવતી હોવાને કારણે મધ્યકાલીન ગુજરાતી બારમાસી સાહિત્યમાં વિશેષ ધ્યાનાર્હ અને સીમાચિહ્નરૂપ બની રહી છે.

❑

## તેડું

**રાજેન્દ્ર શાહ**

*તેડું રે આવ્યું આ માઝમ રાતનું,*
*સહિયર સાજથી સજાવ,*
*વ્હાલું ને વેરણ એવી જાતનું,*
*હૈયે વસમા છે ભાવ.*

*ઉગમણે આવ્યો રે કાજળ રેણનો*
*તેજ નમણો મયઙ્ક;*
*શીળાંને હૂંકાળ એવાં વેણનો,*
*જેમ સોહ્ય રે કલઙ્ક.*

*ઉપડે ના પાય, ઉર ઉતાવળું*
*મોહન મળવાને માવ,*
*છલકે લોચન કેમ છાવરું?*
*રડતાં રહીને હરખાવ.*

## સમન્દરમાં

**ભરત વિંઝુડા**

*તું નદી છે તો જા સમન્દરમાં,*
*નહીં સમાવી શકું હું ગાગરમાં.*

*બેઉ બાજુ વિચાર ત્હારા છે*
*કેમ પડખું ફરું હું બિસ્તરમાં?*

*તૂટતા-તૂટતા વધે છે પણ*
*માત્ર સજ્યા જ આમ પથ્થરમાં!*

*તે પછી ત્હારા ગામની હદ છે.*
*આવું છું ગામમાંથી પાદરમાં.*

*આપણાંમાં કશુંક ખૂટે છે.*
*શોધી લીએ એ જ ઈશ્વરમાં.*

## આભાસ

(વનવેલી)

**રાજેન્દ્ર શાહ**

*એકલ*
*એકાન્ત આ સદને*
*મધ્યાહ્ન ભોજન પછી*
*વામાઙ્ગે હું કંઈક તો હતો તન્દ્રાધીન*
*પ્રાશાન્ત કરણ સર્વ*
*નહીં સ્વપ્ન... ત્યહીં*
*સાચે*
*જાગ્રત કરન્ત તવ બોલ*
*'કોણ આવી ઊભું ત્હારી કને?'*
*સહસા સાનન્દ ખૂલે આંખ*
*કહીં તું છો સખી?*
*સઙ્ગોપને?*
*નહીં...*
*તું તો હવે નહીં અહીં પાર્થિવ તે દેહે.*
*પણ હવામહીં હયાતી આબાલ*
*જાણે તવ લ્હેરાય અઞ્ચલ*
*અકળ ઉજાસ.*
*ભલે તું ઓઝલ, ભલે લોચન ના લહે.*
*પણ બોલી હતી તેમ હવે ફરી નહીં બોલે?*
*અડપલું કરી*
*આઘી ખસી હસી રહે એવી તવ ટેવ.*
*આ રીતની ત્હારી હવે મ્હારી સજ [illegible]"*
*બોલ કને આવી છો તો ફરી ફરી બોલ.*
*કેમ શાન્ત?*
*અભિન્ન છતાંય*
*રૂપ અરૂપની મધ્ય રહ્યું વ્યવધાન.*
*ક્ષણેક તું આવી, પ્રિય ગત લોકાન્તરે!*
*ભારેલ અગ્નિને આમ કરી પ્રજ્વલિત!*

## ઓસબિન્દુભીની

### રાજેન્દ્ર શાહ

પ્રથમ પ્રહરે અને દિનાન્ત સમયે
મૃદુ અજવાળે, મૃદુ પવન લહરે
ઘરાઙ્ગણે ચૉકમહીં
નીલ આમ્રતરુ તલે કીધ પરથારે
આવે છે. મયૂરવૃન્દ ચણવાને કણ.
પણ
ત્હને ન નિહાળી
ઉત્કણ્ઠ જે એક
બારણાના ઉંબરથી શોધે છે ભીતર
આમતેમ કંઈક કાતર.

પરથારે મુકેલ છે કણ–
ત્હને સ્મરી–
બેસું જરાતરા દૂર ખુરશી ઉપર.

વૃન્દમાંનાં બીજાં મોર-ઢેલ ચણમગ્ન :
ત્યહીં
નીલકણ્ઠ એક આવે ધીરે મ્હારી કને,
સ્થિર નજર માંડીને રહે :
નહીં બોલ, ચમકે નયન,
ગળે-ત્વચા દોલે પ્રાણપણે,
પામું છું હું ભાવ,
તવ અભાવનું જાણે હૃદય-કથન
આશ્વાસન દઈ જાણે પામે આશ્વાસન.
બેઉ
કેવળ નિઃસ્તબ્ધ!

– અને જાય...
ક્ષણેક ચણીને કણ,
સહુ સહ જલપાન કરી,
જાય.. ઊડી જાય વૃક્ષકુઞ્જની ઓ પાર...

હે પ્રકાશવર્ણમયી,
અતીન્દ્રિય દૃષ્ટિ તવ
લહે આ સમસ્ત,
કિન્તુ
રહીને અવ્યક્ત.

મ્હારે તો કેવલ અવકાશ...

કેવું હો અનુસન્ધાન! કેવો આ સઞ્જોગ!
તું ચહે, 'રહેવું ઘટે સદા અનાકુલ'
હૃદ્ય, સખિ,
ઓસબિન્દુ બિન્દુ ભીની નીલિમા વિપુલ.

## હાઈકુ

### ગીતા પરીખ

**કિલ્લોલ**

ધરા મહેકી,
મોર ગહેક્યા, ફોરાં
કરે કિલ્લોલ

**કાળ ચક્ર**

આજ ટકે ના
બને 'કાલ' પળમાં
ને કાલ પણ...

**કિનારા**

નદી વહેતી
ભીની આંખે હરખે
જુએ કિનારા.

**સવાર**

અજવાળા રણકે સવારનાં,
કિરણોનાં સોનેરી ઝાંઝરથી પક્ષીનાં
ટહુકે કલશોર ઝીણાં ઝીણાં,

વાયરાની મન્દ મૃદુ લ્હેરખીએ લલિતમાં
ઝઙ્કારે વાદળીયા વીણા;
ઝાકળ ઝળૂકતી પારિજાત તાજગીએ
ઝૂલે છે શૂર ક્ષિતિ પારનાં.

## નિત્ય શક્તિ

**રાજેન્દ્ર શાહ**

*'જો શેષ કોઈ કૃતિ તો બનવું નિમિત્ત,*
*જે થાય તે સહજ થાય, પ્રશાન્ત ચિત્ત.'*
*નિવૃત્ત જીવનમહીં, પ્રિય, મન્ત્રદીક્ષા*
*આસ્ફુર્ત અન્તર થકી, – ધરી કર્મનિષ્ઠ.*

*સંસારના સદનથી વનકુંજ મધ્ય*
*એકાન્ત આશ્રમમહીં નિવસન્ત, હવ,*
*ઉત્ફુલ્લ આપણ અભિન્ન, અસહ્ય સહ્ય*
*માણી રહ્યાં સકલનો ઉરને ઉમઙ્ગ.*

*ને શાન્ત, હા, નવ થવું, ત્યજી દેહલીલા!*
*કર્મો રગેરગનું શોણિત અક્ષ ટીલાં*
*મ્હારાં, ધરી ધૃતિ ચ સંસ્મૃતિના પ્રભાવે*
*તો યે, પ્રિયે, વિલસવું રહ્યું એ જ દાવે.*

*'જો શેષ કોઈ કૃતિ તો બનવું નિમિત્ત.'*
*તું છો અરૂપ – હૃદયે મુજ નિત્યચિત્ત.*

## સનનનનન...છૂટવું

**ઉશના**

*છે નો મુશ્કિલ થવું છન્દથી છૂટવું,*
*અક્ષનું અક્ષથી ચૂર થઈ તૂટવું*

*જન્મશે જાન મ્હારો લઈ એકદા*
*આમ ન્હાવું સખે! ખામખા રૂઠવું!*

*પર્ણને પામવા આમ શું હરપળે*
*બુન્દબુન્દે ઝરી ખાલી થઈ ખૂટવું?*

*ઘૂંટશો એક બસ, એક ખરનો જ લો,*
*અક્ષપ્રત્યક્ષ રોમાક્ષિનું ફૂટવું'*

*પક્ષકથી શબ્દનું સનનનન... છૂટવું,*
*ઊંઘની ગાળથી સ્વપ્નનું તૂટવું'*

## બે ગઝલ

**અશોકપુરી ગોસ્વામી**

### ૧

*મ્હારી કને ક્યાં એક પલ ઈશ્વરની વાત છે?*
*મન્દિર કહી શકાય એવા ઘરની વાત છે.*
*હૈયું છે મ્હારા હાથમાં સ્પર્શી તો જો મ્હને,*
*અત્તર બની શકે એવા અન્તરની વાત છે.*
*ઊગ્યા કે ઊઠ્યાંની પછીથી ખબર પડે,*
*બતલાવી શૌ શકાય! જે અન્દરની વાત છે?*
*જોજન સુધી દોડે છતાં થાકે નહીં ચરણ,*
*મઞ્જિલ વિશે કરેલ મેં મન્તરની વાત છે.*
*પીડ પ્રસવની વેઠવી પડશે હવે ગઝલ,*
*કે ગર્ભમાં જે સાદ તે અક્ષરની વાત છે.*

### ૨

*નાવમાં બેઠો છે દુશ્મન ખારવાનો,*
*તોય જોજો ખારવો ઉગારવાનો.*
*ના: નથી ક્યારેય મેં દીઠો નથી,*
*તોય એને જિન્દગીભર ધારવાનો.*
*જા: ન્હને પણ હક્ક દઈ દીધો ઉદાસી*
*આયખાને મન મુજબ શણગારવાનો*
*ગોદમાં મસ્તક મૂકી દીધા પછીથી*
*ક્યાં રહ્યો અવસર કશું વિચારવાનો*
*ખાતરી છે એટલે તો સ્વસ્થ છું હું:*
*મારનારો આખરે તો તારવાનો.*

## જોર્જ સેફેરીસને
### યશવન્ત ત્રિવેદી

તમે ભાંગેલાં હલેસાં લઈને ક્યા સમુદ્રની સફરે નીકળ્યા છો, જોર્જ સેફેરીસ?
કયે અનામ દ્વીપ તમારે પહોંચવું છે વીસમી શતાબ્દીની સાંજ ઢળે તે પહેલાં?
તમે શૈશવનો આયોનિયન સમુદ્ર શોધો છો? ઇજિયનમાં શોધો છો બ્લ્યૂ-બેલ્સ સમી પરીઓને?
તમે પ્લેટ્રેસનાં બુલબુલો શોધો છો? કે શોધો છો ડેલ્ફીની દેવદર્શિનીઓને?
માઉન્ટ ઑલીમ્પસના બરફના આચ્છાદન તળે થેટીસનાં ડૂસકાંને શોધો છો?
કે પાર્થીનનના ઢોળાવો ઊતરતાં પૉપ્લરની વૃક્ષરાજી તળે શોધો છો વસન્ત અને પ્રોઝર્પીનાને?
– ને તમે પહોંચો છો ઍન્ગોમી ગામડામાં જ્યાં ખોદકામ વેળાએ તમને જડી જાય છે
પ્રાચીન શહેરની બારીઓ પર લટકતા ગ્રીસની વેદનાના પરદાઓ –
જ્યાં વીખરાયેલા ઘાસ અને કાંટાળા થૉરની વાડ વચ્ચે સરકતા સાપને મરતાં
વીતી જાય છે શતાબ્દીઓ, રઝળપાટના થાકની અને પથ્થરની નિરાશાની!
તમે એવાં વૃક્ષોના કલ્પન સમા છો જેઓ એમની શાખાને ચોપે છે કુંવારાં વનોમાં
કે જેથી પૃથ્વીમાં મૂળ નાખીને ફરી ફણગી ઊઠે માઈલોના માઈલો સુધી –
પણ સેફેરીસ, આપણું મન તો છે હણાયેલા મિત્રોનું વાઢેલું વન!
તમારા એકાન્તને તળિયે ગ્રીસનાં બન્દરોને ઝોલાં ખાતાં જોઉં છું ગ્રીષ્મની મધ્યાહ્ને
ને સાન્ધ્ય વેળાએ જોઉં છું અધૂરી સફર માટે તૂટેલી નૌકાઓ –
એક બાજુ ઝળહળતો સર્ય, બીજી બાજુ નવો ચન્દ્ર
વચ્ચે સુદૂર સ્મૃતિ પેલાં સ્તનો સમી
ને વચ્ચે વચ્ચે ગર્ટુક ગર્ટુક ઘૂઘવતા પારેવાનું નિમન્ત્રણ ઍથેન્સની સાંજમાં –
તમે કેટલાય દ્વીપોની અને ચન્દ્રોની સફર કરી છે!
તમે અનુભવ્યા છો સ્ત્રીઓના વિલાપોને અને પુરુષોની વેદનાઓને
તમે નૌકાઓને જેમ તૂટી જતી જોઈ છે શતાબ્દીઓને!
ને પૉપ્લરના શ્વાસથી માપ્યાં છે ગ્રીસનાં ઉપવનોને...!
હવે પક્ષી ત્રણ વાર બોલ્યું છે! હવે હમણાં સૂર્ય થમ્ભી જશે –
ફરી પાછી પુનર્જન્મની વેદના આ પૃથ્વી સમી!
હવે રક્ત ઊછળે છે આકાશ ભણી
ઓષ્ઠ, ત્વચા બધું ઝંખે છે પ્રજ્વળી ઊઠવા
જેવી રીતે ગ્રીષ્મની મધ્યાહ્નને પ્રજ્વળી ઊઠે છે પાઈનનાં વૃક્ષો –
હવે વેદના સમુદ્રના કાંઠા તોડીને અશ્વની કેશવાળી જેમ માથાં પછાડે છે
ને તમે ગ્રીસની બળબળતી બપોરે સૂર્યને ખીલીથી ઝડી દો છો
તમારા હૃદયના પુષ્કળ પાંખડીઓવાળા લાલ ગુલાબ ઉપર...!
ગ્રીસના સી-ગ્રીન આકાશ જેમ તમારા હાથને પ્રસરવા દો, સેફેરીસ!
તમારી સમાધિ સામે ગુજરાતી કવિ નત મસ્તક ઊભો છે એથેન્સની પરોઢમાં...!

એથેન્સ: ૨૦-૪-૭૯ – મુંબઈ ૧૩-૧-૯૮

[જોર્જ સેફેરીસનો જન્મ ગ્રીસના સ્મીર્ના શહેરમાં ૧૯૦૦માં અને મૃત્યુ ૧૯૭૧માં. આમ તો ગ્રીસ રોમન અને તુર્કી શાસનમાં શતાબ્દીઓ સુધી પરાધીન રહ્યું છે. પણ ૧૯૧૨માં તુર્ક સામે ગ્રીસની પ્રજાએ વિજય મેળવ્યો અને આનન્દના અવસરે સેફેરીસ એથેન્સમાં રહેવા આવ્યા. ૧૯૧૨થી ૧૯૧૭ લગી એથેન્સમાં ભણ્યા. આમ, ગળથૂથીમાં એમને આયોનિયન સમુદ્રના તટ-પ્રદેશના ખેડૂતો અને ખારવાઓ પાસેથી પુરાકથાઓ સાંભળવા મળી. અહીં એથેન્સમાં ઇજિયન સમુદ્ર, ડેલ્ફી, પાર્થીનન, ઓલીમ્પસ વગેરે સ્થળો; અને ઝ્યૂસ, ઍપોલો, મરક્યુરી, એફ્રોડાઈટ, એથીના, હીરા, લીડા, પ્રોઝર્પીના, હેલન વગેરેની myths પુરાકથાઓનો ખજાનો ઉપલબ્ધ થયો. ૧૯૧૮માં પારિસ જઈ કાયદાનો અભ્યાસ કર્યો. એને લીધે એમ્બેસેડર એલચી તરીકે કામ કરવાની અમૂલ્ય તક મળી. ૧૯૩૧થી ૧૯૩૪ લંડનમાં વાઈસ કૉન્સલ તરીકે કામ કર્યું. કુલ આઠ કાવ્યસઙ્ગ્રહો પ્રકટ થયા. ૧૯૬૧માં વિલિયમ ફાયૂલે કવિતા પારિતોષિક ઇંગ્લૅન્ડમાં અને ૧૯૬૩માં નોબેલ પારિતોષિક મળ્યું.]

એમની તેજસ્વી કવિતા પ્રતીકો અને પુરાકથાઓથી સભર છે. મુક્ત સર્પાકાર છન્દ અને લયાત્મક શૈલીએ સેફેરી અને વિશિષ્ટ કવિ બનાવ્યા છે. સેફેરીસ લગભગ નિર્વાસિત અવસ્થામાં રહેલા હોવાથી એમની કવિતા દેશનિકાલના વિષયવસ્તુવાળી અને વિચ્છિન્નતાથી સભર છે. એમની કવિતા ગમ્ભીર ચિંતનના પરિપાકરૂપ અને સમાધિવાળી છે. સેફેરીસની કવિતામાં જીવનની અને શાશ્વતીની અનન્ત ખોજ છે.

卐 ભારતમાંના ગ્રીસના એલચી ડૉ. બાસિલ વિટ્સાક્સિસના પ્રયત્નથી ત્રણ માસની મારી યુરોપ અમેરિકાના પ્રવચન પ્રવાસવેળાએ, ગ્રીસની મિનિસ્ટ્રી ઑફ ફોરીન અફેર્સે મને મહેમાનગતિ આપેલી અને એકાદ અઠવાડિયું એથેન્સ વગેરે સ્થળોએ ફરવાનું સદ્ભાગ્ય સાંપડેલું.]

## મારી એમ. એ.ની વિદ્યાર્થિનીઓને...

### જ્યોત્સ્ના ય. ત્રિવેદી

*શ્રાવણ નીતર્યા પછીના*
*શ્વેત શુભ્ર કોમળ પારિજાત જેવા તમારા ચહેરા*
*તમારી નીલી ભૂરી આંખોની બારીઓમાં*
*તરે અજ્ઞાત વાદળો*
*તમારા ઓષ્ઠ પર બેઠાં છે સમુદ્રનાં ગીતો*

*કોઈ કવિના કાવ્યસઙ્ગ્રહનાં પાનાં જેમ ફેરવાતાં જાય છે*
*તમારી આંગળીઓ*
*તેમ રાજાબાઈ ટાવરના કાંટા સરકતા જાય છે.*
*ખરતી ક્ષણોને પ્રસઙ્ગો ને ઉત્સવનાં નામ આપીને –*

*નવલકથા, નાટક ને નવલિકા ભણતી*
*તમારી આંખોમાં તમારા ચહેરામાં*
*હું બેઠી બેઠી જોયા કરું છું*
*વર્ષોને, પુષ્પોના અપૂર્વ સમયોને*
*વૃક્ષોની ડાળીઓ પર ઊભરાતાં વસન્તનાં ગીતોને*

*ધીરેધીરે જોઉં છું સ્વપ્નની જેમ સરતી આવે છે મુમ્બઈનો બેટ*
*જૂહુના સમુદ્ર-તટ પર ફેલાતી આવે છે*
*મીરાંનાં પદ જેવી કોઈ અનામ સાંજ...*

*હું સમુદ્રના જલમાં સાન્ધ્યદીપોની જેમ તરતાં જોઉં છું*
*તમારા હાથમાંના પૂજાથાળમાંથી વેરાતાં નક્ષત્રોને...*

# ગ્રુસ તિક ગોત[1]
## યશવન્ત ત્રિવેદી

*નીચે માણસના શ્વાસ ચાલે તોય સમ્ભળાય એવી*
*સ્વિત્ઝર્લૅન્ડની હિમાચ્છાદિત અરવતા –*
*અને ઉપર પ્લેનની બારીમાંથી જિનીવા સરોવરને કાંઠે*
*પ્લાતાનની ડાળ જેવા એમના સૂક્કા હાથમાં રૂમાલ ફરકાવતાં*
*મેડમ જુલિએ – તેને જોઈ રહ્યો છું...!*

*એમનો જુવાન દીકરો બોદન ઝેનાં કિનારે*
*હિટલરની આર્ટિલરીની ફૂટતી ટેન્કે સામે બહાદૂરીથી લડતાં મૃત્યુ પામ્યો હતો –*
*ઑસ્ટ્રિયાના ફોરાર્લબર્ગના મોટા શેહર બ્રેગેન્ત્સના*
*બોદન-ઝે અને બગીચાની વાડ વચ્ચે ઊભાં રહીને*
*માથા પર સ્કાફ બાંધીને મેડમ જુલિએ – તેને પ્રાર્થના કરતાં જોઉં છું –*

*એમણે નિઃશ્વાસ નાખતાં કહ્યું હતું કે બ્રેગેન્ત્સ પર્ણો અને ફૂલોથી લીલુંછમ છે!*
*કારણ કે મારા દીકરાએ પોતાના રક્તથી એને શણગાર્યું છે!*
*આઈ એમ પ્રાઉડ ઑફ માય સન હી સેવ્ડ ફોરાર્લબર્ગ*
*હી હેઝ ટ્રાન્સફોર્ઝ બુલેટ્સ ઇન્ટુ મોમેન્ટ્સ ઑફ રોઝીઝ...!*

*ક્યારેક ઇતિહાસનો પ્રકાશ બુઝાઈ જાય છે ત્યારે*
*આવી માતાઓનાં બલિદાનની ક્ષણો ઝુમ્મરોની જેમ ઝગમગી ઊઠે છે*
*સડસઠ માઈલના બોદન ઝેનાં પાણીમાં સી-ગલ્સ પાંખો બોળીને રમે છે*
*બગીચામાં ડેલીઓનાં લાલ ફૂલો સૂર્ય સામે ગૌરવથી ટટ્ટાર તાકી રહ્યાં છે!*

*બ્રેગેન્ત્સના ચર્ચના બેલનો શિશુસહજ અવાજ સમ્ભળાય છે*
*મેડમ જુલિએ – તેએ કેસેટમાં સમ્ભળાવેલા એમના પુત્ર ફ્રાંઝ ઇગોલેર જેવો જ અવાજ*
*મેડિટરેનિઅન સમુદ્રનો વધતો અન્ધકાર ધીરેધીરે મ્હને માતા જેમ ઘેરતો જાય છે*
*ને મેડમ જુલિએ – તેના ડાર્ક ભીનેવાન અવાજમાં સમ્ભળાય છે*
*'ગ્રુસ તિક ગોત!'*

*–જઙ્ગલી બર્બસ્તાને સામે છેડે કોણે પ્રેમપૂર્વક પ્રથમ પોતાનું મસ્તક નમાવ્યું હશે?*
*વિશ્વમાં કોણ પ્રથમ બોલ્યું હશે 'ગ્રુસ તિક ગોત'?*

---

૧ ગ્રુસ તિક ગોત = 'તમારામાં રહેલા ઈશ્વરને નમસ્કાર!' ૨ ઝે = સરોવર

# હું?

## કનુભાઈ જાની

અનન્ત કાળસિન્ધુને
તટે પડેલ છીપ
છોળછાલકે ન્હાય
એમ ન્હાઉં છું;
હું કાળને જળે જ તો
ભીંજાઉં છું.
ઘડીક કોઈ વ્હેળમાં તણાઈને
તળે ડુબાઉં છું;
થડીક ઊછળી
તટે પડાઉં છું. —૧

ભીંજાઉં છું
ને સાવ રે ઘડીક હું
સુકાઉં છું;
હું આવું છું સમુદ્રબ્હાર
ને વળી સમાઉં છું જ સાગરે.
હું —૨

'ના, અરે!
તું ક્યાં કશું કરે કે કારવે?
છોળ તને લાવે,
ને છોળ તો છલાવે,
ને છોળ કરે ખાલી!
ને છોળ તો ભીંજાવે
ને છોળ તો સુકાવે!
તું' —૩

હાં, અરે!
હું જોર નથી,
શોર નથી,
તટે નથી,
પટે નથી,
મહીં નથી, બહાર નથી.
સાગર જ્યાં લાવે
કેલાવે બહેલાવે
ત્યાં હોઉં તો જોવું.
સાગર મૂકે તો મૂકે
ન ચૂકે તો ચૂકે!
હું 'હું' જ નથી. —૪

મહીં અહીં ભર્યું છ શું?
કાંઈ નથી!
છોળ ઝીણઝીણ ભરે
પરપોટા-રંગગોટા,
હવા ભરે,
પાણી ભરે,
છાલકેથી અથડાતાં
હું-હું કરે.
કોણ?
પેલી હવાનું દબાણ!
એ નિનાદ ન્હોય મ્હારો. —૫

હું તો કાળખેલ'
રમકડુંય હોઉં,
છીપ હોઉં,
ખાલી હોઉં,
હવા હોઉં,
વક્રાશ હોઉં,
અક્રાશેય હોઉં,
સિક્ત હોઉં,
રિક્ત હોઉં,
હોઉં તેય ને
નાય હોઉં કશુંયે તે!
ગણ્યા કરો તરઙ્ગ
વર્ષ માસ, વાર, રઙ્ગ,
એ તરઙ્ગ છે જ માત્ર!
એ તો રઙ્ગ છે જ માત્ર! —૬

## ફરીથી

### લાલજી કાનપરિયા

*ફરીથી વાયરા વાયા રે વાસન્તી વાયરા વાયા રે*
*ફરીથી દિવસો આવ્યા રે મોજીલા દિવસો આવ્યા રે.*
*વરસોની બન્ધ બારીને મ્હેં આજ ફરીથી ખોલી રે*
*ધૂળને ખઙ્ખેરી તો કાનમાં ધીરું ધીરું કાંઈ બોલી રે.*
*સામા ઘરની ખડકીનાં બેય બારણાંઓ હરખાયાં રે*
*ફરીથી વાયરા વાયા રે વાસન્તી વાયરા વાયા રે.*
*આભમાં ઊંચે જોઉં તો આવે રઙ્ગબેરઙ્ગી વાદળીઓ રે*
*વાયરો લઈને આવે ફળિયે ફોરમનો એક કાગળિયો રે.*
*માલીપાની મેડીએ કોણે ઓરડાઓ શણગાર્યા રે?*
*ફરીથી વાયરા વાયા રે વાસન્તી વાયરા વાયા રે.*
*આજ સુકાયેલ નદિયું લાવે ઘૂઘવતા સન્દેશા રે*
*એક પછી એક આથમી જાતા મનના અન્દેશા રે.*
*મૂંગા મૂંગા કણ્ઠમાં પાછાં ગીત ફરી ઊભરાયાં રે*
*ફરીથી વાયરા વાયા રે વાસન્તી વાયરા વાયા રે.*

## કણ્ટકે મ્હાલવાનું

(મન્દાક્રાન્તા)

### લાલજી કાનપરિયા

*કોણે ચિઠ્ઠી કુસુમરજ છાંટી લખી મોકલી'તી?*
*કોણે મીઠા વિહગ-ટહુકા શી લખી'તી જ વાતો?*
*કોણે ભીનાં સ્વપ્ન જગવીને નિશાઓ સજાવી?*
*કોણે સામે અધરરસની મત્ત પ્યાલી ધરી'તી?*
*પાને-પુષ્પે અમરરસની ખીલવીને વસન્તો,*
*દૃષ્ટિ સામે મઘમઘ થતો બાગ દીધો ઉગાડી!*
*ફાટી ચિઠ્ઠી કુસુમરજ ઊડી પડી પાય નીચે,*
*અગ્નિકુણ્ડે મધુર ટહુકાઓ બળી ભસ્મ થાતા.*
*ઊડ્યાં ભીનાં સ્વપ્ન સઘળાં, રાત ભેંકાર દીસે.*
*ને ઓચિન્તી અધરરસની મત્ત પ્યાલી ઢળી ગૈ!*
*શાખાઓમાં ખડખડ હસે આજ ભેંકાર હાસ્યે*
*વૃક્ષે વૃક્ષે પતઝડ હવે ક્રૂર કેવી મજાકે!*
*સૂનાં સૂનાં ચરણ લઈને આજ તો ચાલવાનું;*
*મેલી ખીલ્યાં ઉપવન હવે કણ્ટકે મ્હાલવાનું!*

## મુબારક

### લાલજી કાનપરિયા

*સૌને સૌની રાત મુબારક*
*છાનીછપની વાત મુબારક.*

*મોલે દીવા ઝળહળ ઝળહળ*
*અજવાળું રળિયાત મુબારક.*

*ભરનીન્દરમાં છે ઢોલિયો*
*સપનાંની સોગાત મુબારક.*

*આભ નિહાળે નવલખ આંખે*
*તારાની ઠકરાત મુબારક.*

*તમરાં છેડે ગાન ગુલાબી*
*લયની મોંઘી મિરાત મુબારક.*

*ભીતર લાગણીઓની જાજમ*
*રઙ્ગોની બિછાત મુબારક.*

## મ્હારા હૃદયને કહું છું

### પુષ્પા ભટ્ટ

*મ્હારા હૃદયને કહું છું*
*આજથી, આ ક્ષણથી તું આત્માનું ગીત ગા.*
*ચોમેર છે આ અમેય આકાશ*

*ઘૂઘવી રહ્યો છે આ સમન્દર માતરિશ્વાનો*
*ચોમેર છે ભર્ગ સૂર્યનાં, ચન્દ્રનાં, નક્ષત્રગણનાં, તારકગણનાં*
*આ પૃથિવી છે સાગરામ્બરા.*
*જલે જ ઉદ્ભવ્યું છે આ વિશ્વનું કમલ*
*ને જલે જ પામે છે પરિલય.*
*અહીં છે અગ્નિ સતત પ્રોજ્જ્વલિત આન્તર અને બાહ્ય*
*ભૂતમાત્રના જઠરમાં વૈશ્વાનર રૂપ*
*અને એનું બીજું રૂપ, ઊર્ધ્વશિખ.*
*માનવહૃદયમાં 'હજી આગે આગે'ની જાગતી આગ*
*એને લઈને જ ઉત્કૃષ્ટતાના પરાબિન્દુને*
*ખોજતું, પ્રાર્થતું માનવમન, માનવહૃદય*
*આ પૃથિવી – સકલ છે વિપુલ એનાં હૃદયતલમાં.*
*ઓહ! કેટલાં ફૂલો ફળે*
*કેટકેટલાં બીજો તૈયાર થાય!*
*બહારથી ઉપર દેખાતી ધરિત્રીમાં અમૃતનો અંશ.*
*ચોતરફ છે અનન્ત ઐશ્વર્ય.*
*ચોતરફ છે આ સૂર્યનું વર્ષાકાલમાં ભાસતું હરિત સુવર્ણ*
*આપણા પ્રત્યેક શ્વાસમાં લાખોલાખોનો પ્રાણવાયુ*
*આપણા હૃદયમાં કોઈ વાર ઊઘડી જતી રહસ્યની આંખ*
*તો કોઈ વાર રોમરોમમાં ફૂટી જતી વિસ્મયની પાંખ.*
*આપણાં અશ્રુમાં સાતસાત સમુદ્રોનું લાવણ્ય*
*આપણાં હાસમાં સકલ પુષ્પોનો પરિમલ.*
*કોઈ વાર હૃદયમાં થતો અકલ મુદિતાનો સઞ્ચાર*
*તો કોઈ વાર એમાં થતો ઉદ્વિગ્નતાનો પ્રસાર*
*કોઈ વાર બની જતી જીવનની રેખાઓ બધી ય સુસ્પષ્ટ*
*તો કોઈ વાર સકલ અણઊકલ્યું અસ્પષ્ટ.*

## લખું

### મનીષ પરમાર

*તું જ બિમ્બાયે જતી દર્પણ લખું.*
*લાવ તારી આંખમાં સગપણ લખું.*

*હા યુગોથી એમનો સઙ્ગાથ છે –*
*એ પ્રણયના મૂળની હું ક્ષણ લખું.*

*શક્યતા દાબી તમે બેઠા હશો.*
*હું તને મળવાનું શું કારણ લખું!*

*આંખ મીંચી શ્વાસ લેતો હોઉં છું –*
*ખૂબ લાંબુ આંસુઓનું રણ લખું.*

*ભૂખરી સાંજે દટાયો છાંયડો*
*સાદ-ડચકારા-સમયનું ધણ લખું.*

## હમણાં

### મનીષ પરમાર

*શબ્દ જેવા શબ્દમાં બીડાઉં હમણાં.*
*પુષ્પ જેવો ઊઘડી મુરઝાઉં હમણાં.*

*એમ પહેલા પ્રેમમાં ગોબો પડે છે –*
*જખ્મનો ઇતિહાસ થૈ વંચાઉં હમણાં.*

*સ્પર્શ છેલ્લો યાદ કરતો એમનો હું.*
*આંગળીના ટેરવે ખોવાઉં હમણાં.*

*અન્ધકારોએ મને ઝડપી લીધો છે.*
*ક્યાં હતો તડકો કહો રોકાઉં હમણાં.*

*પિંડ મનમાં બાંધતો'તો લાગણીના.*
*આંસુની દીવાલમાં બન્ધાઉં હમણાં.*

## પીઓ

**એસ.એસ. રાહી**

થાક લાગ્યો છે તો લ્યો ઝાકળ પીઓ,
યા પછી અળખાયણી અટકળ પીઓ.

શબ્દને ચાહવાની એક જ રીત છે,
લોહીમાં ઘોળી અને કાગળ પીઓ.

એક સાચા રિન્દ બનવું હોય તો
પ્રેમના કાંઠે જઈ સેજળ પીઓ.

માત્ર ભગવો રંગ કંઈ પૂરતો નથી,
મસ્ત બનવા આસ્થાનું જળ પીઓ.

આજ, કાલે કે પરમ દિવસે નહીં
શ્વાસની મદિરા તમે પળ પળ પીઓ.

## જિન્દગીમાં ન જા

**એસ.એસ. રાહી**

અભાવોની ઊંડી નદીમાં ન જા,
તું ક્યારેક કોઈ કદીમાં ન જા.

હું બદલાઈને ત્યાંથી આવ્યો પરત
હવે રિન્દ એની ગલીમાં ન જા.

બગીચામાં ફૂલોનું બહુમાન છે,
હે અત્તર, તું પાછું કળીમાં ન જા.

ઊડી જા પવન ક્યાંક પક્ષી રૂપે,
તૂટી ગઈ છે તે વાંસળીમાં ન જા.

પ્રથમ આયનાઘરમાં ઊભો રહે,
પ્રથમ અન્યની જિન્દગીમાં ન જા.

## ગુલાબો ઊગી ગયાં

**એસ.એસ. રાહી**

મળવા કહ્યું તો ધૂંધળો ફોટો મૂકી ગયાં,
વરસાદના દિવસમાં તમે પણ રૂઠી ગયાં.

મ્હારી બધીયે આસ્થા નૌકા ઉપર હતી,
કિન્તુ મ્હને પસન્દ હલેસાં ડૂબી ગયાં.

પર્યાવરણ વિશે જ છે ચર્ચાઓ આસપાસ,
જ્યાં જ્યાં તમે ગયાં ત્યાં ગુલાબો ઊગી ગયાં.

આકાશની ઊંચાઈને આંબી શક્યા ન તે
ફૂલો બની ગયાં ને ચરણમાં ઝૂકી ગયાં.

## ઈમામ થયા

**આશિત હૈદરાબાદી**

કદી અહીં તો વળી ત્યાં કદી મુકામ થયા,
અમે તો ક્યાંય કદી ના ઠરીને ઠામ થયા !

ઘડીક તેમ થયા તો ઘડીક આમ થયા,
અમારી ધારણા કરતાં જ ઊંધાં કામ થયાં !

હતું કે આવશે, બાથે ભરી ગળે મળશું,
મળ્યા તો દૂરથી કેવળ દુઆ-સલામ થયા!

અમારા હાથ જલાવી પ્રકાશ પાથરશું,
બધાય માર્ગના દીવા ભલેને રામ થયા!

નથી ઈમાન, ધરમ, લાગણી કે માનવતા,
નવાઈ એ જ કે એવા અહીં ઈમામ થયા!

હવાની જેમ હશે પણ નથી વહી શકતા,
બધા સમ્બન્ધ અમારા અહીં લગામ થયા!

ઘડી તણાવ, દ્વિધા, ખેંચતાણ ને ફડકો,
ભરી બજારમાં 'આશિત' પછી લિલામ થયા!

## માણસ મથે છે

### આશિત હૈદરાબાદી

કંઈ બનાવો, અણબનાવો ભૂલવા માણસ મથે છે,
કેટલો વ્યાકુળ થઈને ઝંપવા માણસ મથે છે!

કાચ જેવા કંઈ સંબંધો આમ તો તૂટી પડ્યા છે,
તોય કરચોગોઠવીને સાંધવા માણસ મથે છે!

થાક લઈ આખા દિવસનો સાંજના પાછો ફરે ને
ઊંઘની ગોળી લઈને ઊંઘવા માણસ મથે છે!

કેટલાં વર્ષો થયાં, છે બંધ હાલતમાં પડેલી,
કોઈ એવી એક બારી ખોલવા માણસ મથે છે!

કેટલી લાદી વિવશતા, ચૂપ માણસને કર્યો તો,
આંખ દ્વારા શું રહસ્યો ખોલવા માણસ મથે છે?

કેટલો ફફડી ઊઠે છે જોઈને ખુદ્દનો જ ચહેરો,
એટલે દર્પણ બધાંયે ફોડવા માણસ મથે છે!

કોણ જાણે શું ય કારણ મોતનું 'આશિત' હશે કે
કાન દઈને સાંભળો જઈ બોલવા માણસ મથે છે!

## કોક ભેદી

### જગદીશ ધનેશ્વર ભટ્ટ

કોક ભેદી ભીંતને ભેદી ગયું, એવી ખબર,
કાળ મીંઢી ભીંતને ઠેકી ગયું, એવી ખબર.

પાદચિહ્નો એહનાં ના કો પગી તાગી શકે,
નાક લીટી તાણવા તેડી ગયું, એવી ખબર.

છે બધું અકબન્ધ એવું ઓરડે તાળું ભલે,
તિમિરનાં ગાડાં ભરી હેરી ગયું, એવી ખબર.

આટલામાં ક્યાંક એની હાજરી વરતાય છે,
શોધવાની ચાહના છેડી ગયું, એવી ખબર.

કોઈ ના એની ગતિ આંબી શક્યું કે આંબશે,
ચાલ એ રેવાલ શી રેલી ગયું, એવી ખબર.

એક જાસો ફૂલ નામે ડાળને સોંપી અને
મ્હેંક મીઠી રાહમાં વેરી ગયું, એવી ખબર.

## અંત લાવો

### ભરત વિંઝુડા

આ દૂરતાનો કોઈ અંત લાવો,
બે ઝાડ વચ્ચેનું અંતર મિટાવો.

સૂરજ ડૂબ્યો તો ફરી કાલ ઊગશે,
છે મધ્યમાં રાત ટૂંકી, વિતાવો.

જોવું ય છે, જાણવું છે પરન્તુ
આ શૂન્યતામાં કંઈક તો બતાવો?

ધરતી અને આભ વચ્ચે ઉઘાડું
સઘળું પડ્યું છે પછી શું છુપાવો?

સામે જ હો ને કહે કેમ છો, તો
જો હો મજા તો મજા શેં દબાવો?

## ગઝલ

### બેન્યાઝ ધોલવી

વિશ્વભરમાં ક્યાં અજાણી છે ગઝલ?
શ્વેત શબ્દોની જ વાણી છે ગઝલ.

ફૂલ પર નકશી પરોઢે કોતરું,
દોસ્ત ઝાકળમાં સમાણી છે ગઝલ.

સૂર્યનો ઇતિહાસ ખોલી વાંચી લે,
ધૂપ-છાયાની કહાણી છે ગઝલ.

ઉમ્રભર નખશિખ શોધું છું ગઝલ,
ઉમ્રભર મારી કમાણી છે ગઝલ.

હું પતઙ્ગાની તરસ થીઉં સદા,
ફૂલ ફૂલે પાણી પાણી છે ગઝલ.

# એ સર્વે રાત્રિઓ...

(નઝમ)

હરિહર જોશી

એ ઝરૂખાના ઝૂકેલા બધા વળાંકો ઉપર
પ્રલમ્બ આશ્લેષમાં ડૂબેલ નમણી વેલ હતી,
ચોતરફ ખોખલાં ખણ્ડેરની વસતી વચ્ચે
હવેલી એકલી જાણે કે ઝૂરતી ઢેલ હતી.

એ સર્વે રાત્રિઓ કોઈ કિરાતી કન્યા શી,
સમીપ આવીને હળવેથી રણઝણતી હતી
મરાલ ટોળીઓ સૂતેલાં સરોવર વચ્ચે,
કથાઓ આપણી ધીમેસથી ગણગણતી હતી

એ રાતોમાં બધી વેદનાઓ ટોળે વળી
નીતરતી ચાંદનીમાં ઓળઘોળ ભળતી'તી,
થીજેલી ઝન્નના ફૂલોનાં શુષ્ક હોઠો પર,
પરોઢી ઓસ જેવી ધીમે, ધીમે ગળતી'તી.

મને એ યાદ છે તારી ઉદાસ આંખોમાં,
ઝાકળ જળ રચી જતાં'તાં મધુરાં પુદ્દગલ;
વિહ્વળતાને ભૂંસી નાખતી હર પળ વચ્ચે,
માર્યા'તાં હર પડાવે; કૈંક ભટકતાં યુગલ!

જેના આધારથી મ્હારી તરસને લિપિ મળી,
એ પીડાઓ હતી ત્હારી દૂરીનો તરજૂમો;
મ્હેં વિશ્રમ્ભ વારતાઓ સ્હેજ હજી માંડી ત્યાં
ગળે અટકી ગયો'તો કોઈ રઝળતો ડૂમો,

મ્હને એ યાદ છે કાચી કુંવારી નદીઓ પણ,
સફરમાં નીસરીને એ જ પળે પુખ્ત થઈ;
જે ગુમરાહ થઈ'તી એય પહોંચી દરિયે પણ,
જે અવઢવમાં રહી'તી એ જ રણમાં લુપ્ત થઈ!

પછી મ્હેં નિલગિરિ વૃક્ષોની પેલી હાર કને,
ગમગીન રાતના આકાશને રઝોળી દીધું;
છલોછલ પ્રેમપત્રોથી ભરેલી પેટીમાં,
ઝૂરવું રાત, દિ'નું, સાવ ધીમે મૂકી દીધું.

જે અફવા થઈ ગઈ એ સામટી ગઈ કાલોને
જીવન્ત વરદાન બનવાના મધુરા કોડ હતા;
બનાવો જે હજી હમણાં તો ન્હોતા સમજાયા,
પછી એ આવનારા ખુબ નાજુક મોડ હતા!

પછી હું આજ શહેરના હર એક રસ્તા પર,
ભગવી સાંજનું આકાશ ઓઢી ફરતો'તો;
ઊઠેલા સોળ જેવા સપનાનું ઈનામ લઈ
ગમતી રાતને ગુલાલ હુંય કરતો'તો!

જરા તું યાદ કર, ક્યારેક મ્હેં પૂછ્યું'તું ત્હને:
વીતેલી ક્ષણને બીજી ક્ષણથી કેમ જોડીશ તું?
ચડેલી હાંફમાં ચૂલશે યદી થૉરીલો સમય,
અતીતના દૂર પ્રપઞ્ચોને કેમ રોકીશ તું!

પછીથી આગિયા ચાલ્યા ગયા'તા દેશવટે
સળગતાં મૂકીને પાછળ બધં તમાલવનો;
અજ્ઞાત અર્થ મ્હેં આપ્યો હતો, પ્રતીક્ષાને
વિસ્મિત આંખથી જોઈ રહ્યાં'તાં સર્વ જનો!

અને, જે વાત અજ્ઞાત, આજ કહેવી રહેવા દઉં,
કદાચિત્ ખૂલશે કાલે કોઈ સવાલોમાં
ત્હારા નામનો મોઘમ, કોઈ ઉલ્લેખ થશે,
ભ્રમ એવો ય લોકો સેવશે જવાબોમાં.

## જાણે

**પઙ્કજ શાહ**

ખરા ખોટા નિયમ જાણે
ઇતરજનં કે સ્વયમ્ જાણે,
વફા જાણે કસમ જાણે
મને જન્મોજન્મ જાણે.
નગરમાં ખૂબ ચર્ચાયા
બધા મિત્રો પરમ જાણે,
હસી લેશે જરા ફિક્કું
નથી પળભર જખમ જાણે.
ઉધારી એમ ચૂકવે છે
મ્હેં માગી હો રકમ જાણે,
છુપાવી રાખશે પઙ્કજ'
જણસ કોઈ અહમ્ જાણે।

## મનખાનો અવતાર

**ઊજમશી પરમાર**

નત્ત્ય કટોરા ભરી વખ,
ઉતારો કેમે કરી ઘટ માંહ્ય,
કેવો આ મનખાનો અવતાર!

ગોત્યા ઉતારા ઠરીઠામ,
નદી મહીં વિપત ગરી ગરી જાય,
કેવો આ મનખાનો અવતાર!

આવી જ્યાં ઢૂંકડી મજલ,
ખેપ સૌ પડીને પાદર થાય;
કેવો આ મનખાનો અવતાર!

કથની શેં ભાઈ, કીધી જાય,
જમ્પ સૌ ભાળીને ક્યાંય સન્તાય
કેવો આ મનખાનો અવતાર!

કીધાં રે કોણે આવાં મૂલ?
રૂપિયો ઘડીમાં પછી વરતાય!
કેવો આ મનખાનો અવતાર!

## શબ્દ હોજો સાકર...

**ઊજમશી પરમાર**

ખોબે-ખોબે મીઠપ ભરીને વ્હેંચજો.
જોજો, એમાં કસર કદી રહી જાય ના;
શબદ હોજો સાકર કેરી ગાંગડી.

કટુ વેણથી ઝાડ લીલેરું બળી ગયું
હાય, સમૂળી જીભાન કેમ કપાય ના?
શબદ હોજો સાકર કેરી ગાંગડી.

તલવારોના વાર ચુકાવે વેરીઓ,
સારપના હો ઘા, બચી શકાય ના;
શબદ હોજો સાકર કેરી ગાંગડી.

સાધો, કડવા વેલા મૂળથી વાઢીએ,
ફરી બિયારણ ભૂલેચૂકે ય વવાયના.
શબદ હોજો સાકર કેરી ગાંગડી.

ધુત્કારાના ભડકે દાઝે ઘણાખરા,
કોક જ હો દઝાડતાંય દઝાય ના;
શબ્દ હોજો સાકર કેરી ગાંગડી.

## વસ્ત્રિત કરી દીધાં

**સુશીલા ઝવેરી**

પોતાપણાના ભાવથી વસ્ત્રિત કરી દીધાં;
લૈ જઈ હિમાલય ગોદમાં વસ્ત્રો હરી લીધાં.

ભીંજાવું હતું સાવ સતત્ તળિયાઓની તક;
આમ ઉઘાડે છોગ પ્રેમથી તડકે ધરી દીધાં.

કર્ણો જ નહીં તરસ્યાં હતાં રોમરોમ યુગથી;
શબ્દોને શેકી લાગણી હીણા કરી દીધા.

કોચવાતો જીવ જાય નહીં એ સારવારમાં;
મૃત્યુ પહેલાં મોતે પ્રભાવિત કરી લીધાં.

કૉણ કૉનું એ ફિલૉસૉફી ન સ્પર્શે એમ;
વિશ્વના જનને અમે નિજના કરી લીધા.

## અશ્વિની નક્ષત્ર

### જ્યોત્સ્ના ય. ત્રિવેદી

*આપણે પરણ્યાં ત્યારનું અશ્વિની નક્ષત્ર મ્હેં સઙ્ગોપી રાખ્યું છે*
*લાલ ધરો પરથી વહેતાં માલણ નદીના પ્રવાહમાં*
*કરિયાવરમાં મળેલું સોનાનું બેડું લઈને રોજ પાણી ભરવા જાઉં છું માલણ લગી...*

*રોજ સ્વર્ગનાં પાણી ભરીને પાછી ફરું છું*
*રામફળીના ડોલતા પડછાયાથી આચ્છાદિત લાલધૂસર રસ્તા પરથી*
*ને વળતાં ઘેર લેતી આવું છું –*
*પરોઢની હેલ પર રમતાં પઙ્ખી જેવાં કિરણોને,*
*લહેરાતાં આંબાવાડિયામાં હજી અનાગત કોયલના કુહૂકારને*
*સખીઓની વિશ્રમ્ભકથાના મધુર સંવાદોના કટાક્ષકાકુઓને*

*હવેલીમાં બા પાસે ફળિયામાં તુલસી ક્યારા કને દીવો પ્રગટાવતા*
*સાંજના ધૂસર ગવાક્ષમાંથી સમ્ભળાતા શિશુઓના પકડદાવની દોટંદોટના અવાજમાં*

*ને પરીકથાઓ સમી રાત્રિઓની પ્રતીક્ષા કરતાં કરતાં રજની પ્રહરોમાં*
*ફરી ઝગમગી ઊઠે છે નાકના હીરા સમું અશ્વિની નક્ષત્ર*

*હું પેલી લગ્નવેળાની ચન્દનમઞ્જુષા ઉઘાડીને મેળવી લઉં છું*
*મ્હારા બન્ને અશ્વિની નક્ષત્રોને –*

## હાઇકુ

### મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'

*દિ'આથમ્યો. ને*
*રાત મેડીએ બેઠી*
*વાળુ કરવા.*

*ટાઢે થથરી*
*પાનત કરે સાંજ*
*ધાબળો ઓઢી.*

*ઘર પછીતે*
*વાદળ બેઠું: સૂર્ય*
*નેવે નીતરે!*

*શોધે પગલાં*
*છાંયડાનાં: એકલું*
*રણમાં ઊંટ!*

## પાંચ હાઇકુ
### ફિલિપ કલાર્ક

ફૂલો બેઠાં છે
ડાળીએ, ફોરમ તો
વગડે ફરે.

*

એક અફવા
છૂપાવેશે ફરતી
સડકો પર.

*

પ્રથમ વર્ષા:
થયા નવા કાંકરા
જૂની શેરીના.

*

ચકલી બાંધે
માળો છતે, લડે
દંપતી ઘરે !

*

ઝગે આગિયા
રાતની ચુંદડીમાં
જડ્યા હીરલા !

## સમન્દરમાં
### ભરત વિંઝુડા

તું નદી છે તો જા સમન્દરમાં.
નહીં સમાવી શકું હું ગાગરમાં.

બેઉ બાજુ વિચાર ત્હારા છે
કેમ પડખું ફરું હું બિસ્તરમાં ?

તૂટતા-તૂટતા વધે છે પણ
માત્ર સહ્યા જ આમ પથ્થરમાં

તે પછી ત્હારા ગામની હદ છે.
આવું છું ગામમાંથી પાદરમાં.

આપણાંમાં કશુંક ખૂટે છે
શોધીએ છીએ એ જ ઈશ્વરમાં.

## બે ગઝલ
### અશોકપુરી ગોસ્વામી

૧

મ્હારી કને ક્યાં એક પણ ઈશ્વરની વાત છે ?
મન્દિર કહી શકાય એવા ઘરની વાત છે.
હૈયું છે મ્હારા હાથમાં સ્પર્શી તો જો મ્હને.
અત્તર બની શકે એવા અન્તરની વાત છે.
ઊગ્યા કે ઊછર્યાની પછીથી ખબર પડે.
બતલાવી શેં શકાય ! જે અન્દરની વાત છે ?
જોજન સુધી દોડે છતાં થાકે નહીં ચરણ.
મઝિલ વિશે કરેલ મ્હેં મન્તરની વાત છે
પીડા પ્રસવની વેઠવી પડશે હવે ગઝલ.
દે ગર્ભમાં જે સાદ તે અક્ષરની વાત છે.

૨

નાવમાં બેઠો છે દુશ્મન ખારવાનો.
તોય જોજો ખારવો ઉગારવાનો.
ના: નથી ક્યારેય મ્હેં દીઠો નથી.
તોય એને જિન્દગીભર ધારવાનો.
જા: ત્હને પણ હક્ક દઈ દીધો ઉદાસી
આયખાને મન મુજબ શણગારવાનો
ગોદમાં મસ્તક મૂકી દીધા પછીથી
ક્યાં રહ્યો અવસર કશું વિચારવાનો !
ખાતરી છે એટલે તો સ્વસ્થ છું હું.
મારનારો આખરે તો તારવાનો.

# શિશુ-કાવ્યો

## પૂજન
**માણેકલાલ પટેલ**

પ્રભાત ઝણકે,
ભાવિક ઠણકે,
ઝાલર રણકે,
નગાર ધણકે!

ચોદિશ પલકે,
ચેતન છલકે,
સૂરજ ચળકે,
સાગર ઝળકે!

બાળક ઝલકે
પૂજન તબકે!

## તો પારિજાતનું ફૂલ
**પુષ્પા ભટ્ટ**

દર્શિત તો પારિજાતનું ફૂલ
નાજુક, નમણું, સુગન્ધ એની અમૂલ
દર્શિત તો...

શ્વેતશ્વેત પાંખડી ને કેસરી રે દાંડલી
નહીં પૃથ્વીનું, સ્વર્ગનું ફૂલ બહુમૂલ...
દર્શિત તો...

આ શિશુફૂલને દાદા-દાદી હથેળીમાં રાખે
મમ્મી-પપ્પા સાચવે જાણે સપનાંની ઝૂલ...
દર્શિત તો...

ગુલાબની જેમ એને ના કોઈ શૂલ
મીઠડાં વેણ બોલે જાણે બુલબુલ....
દર્શિત તો...

ઘૂઘરિયાળા કેશ રે એના સોહે
કૃષ્ણ કનૈયો નાચે, તારે ઇકોત્તેર કુળ...
દર્શિત તો...

જીવનબાગમાં ફૂલ આ મ્હેકે
હર્ષની તો હેલી રેલે, આ ગામ બન્યું ગોકુલ...
દર્શિત તો...

## નિત્ય ક્રમે
**માણેકલાલ પટેલ**

ઉષા સંધ્યા
પૂજનો ઝીલ્યાં,
વૃક્ષો વેલી.
કુસુમો ખીલ્યાં!

વાયુ લહેરો
સૌરભ વ્હેતી,
પંખી ટહુકો
સૂરો દેતી!

સુન્દર થાતાં
રંગે રૂપો,
સહુએ ગાતાં
પ્રભુની ચૂપો!

# અનુવાદ

## બિલ્વમઙ્ગલકૃત 'बालगोपालस्तुतिમાંથી

અનુ. હરિવલ્લભ ભાયાણી

*कालिंदी-पुलितोदंखु मुसजी यावद्गतां खेलितुं*
*तावत् कवुरिका पय: विप हरं वर्धिष्यते नं शिखा ।*
*इत्थं वालनया प्रतारण-परा: श्रुत्वा यशोदा-गिर:*
*पायान् न: ख-शिखां स्पृशन् प्रमुदित: क्षीरेऽर्ध-पीते हरि: ॥*

('બાલગોપાલસ્તુતિ', ૨૯૧)

*'કાલિન્દીતીર રમી પાછો બલદેવ કરે*
*ત્યાં તું બેટા, જો દૂધ પી લે તો વધશે તારી શિખા.'*
*પરવે માત જશોદા સુણીને વચન કનૈયો*
*અર્ધું દૂધ પીધા પછી હરખે શિખા સ્પર્શતો–*
*કરજો અમ રક્ષા.*

*अजात-पक्षा इव मातरं खगा:*
*स्तन्यं यथा वत्सतरा: क्षुधार्ता: ।*
*प्रियं प्रियेव व्युषितं विषण्णा*
*मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥*

('બાલગોપાલસ્તુતિ', ૩૪૬)

*પાંખ ફૂટવા વગરનાં બચ્ચાં*
*ઝંખી રહે જયમ માને જોવા.*
*ભૂખ્યા વાછરૂ જેમ ધાવવા.*
*પ્રવાસી પિયુને વિરહિણી જોવા.*
*ત્યમ મહારું મન*
*કમળ નયન!*
*ઝંખે તવદર્શન.*

## બે કાવ્ય

હોર્હે લૂઈ બોર્હેસ

અનુ. જયન્ત પારેખ

### ૧. યાદી

*ત્યાં જવું હોય તો નિસરણી મૂકવી પડે છે.*
*એક્કેય દાદર નથી ત્યાં.*
*કાતરિયામાં તે વળી મળી મળીનેય શું મળવાનું?*
*નર્યા ભઙ્ગારનો શમ્ભુમેળો.*
*ભેજની વાસ ઉભરાય છે ત્યાં.*
*મોડી બપોર*
*સૂકવવા નાખેલાં કપડાંમાંથી*
*રસ્તો કરતી કરતી અન્દર આવે છે*
*છતના મોભ એકદમ માથા પર ઝળૂમ્બી રહે છે*
*ને માળનાં પાટિયાં સડી ગયાં છે.*
*ત્યાં પગ મૂકવાની કોઈની હિમ્મત ચાલતી નથી.*
*એક સંકેલાય એવો પલઙ્ગ. નેય ભાંગ્યોતૂટ્યો.*
*થોડાંક નકામાં થઈ ગયેલાં ઓજાર.*
*સદ્ગતની પૈડાંવાળી ખુરશી*
*દીવાની બેઠક*
*એક કડાંવાળો ઝોળો. સાવ કરમાઈ ગયેલો.*
*કેટલોક સાજસરઞ્જામ. કેટલાંક કાગળિયાં.*
*લશ્કરની ટુકડીની છબિ.*
*જૂની કોલસાની ઇસ્તરી.*
*અમુક ચોક્કસ સમયે અટકી ગયેલું ઘડિયાળ.*
*એનું લોલક ભાંગી ગયું છે*
*ગિલેટ ઊખડેલી. ફ્રેમ,*
*એમાં કોઈ ચિત્ર મઢ્યું નથી.*
*પૂંઠાની શતરઞ્જ ને કેટલાંક ભાંગ્યાંતૂટ્યાં મહોરાં.*

ફક્ત બે જ પાયાવાળી સગડી.
ચામડા ઇસ્કોતરો.
શહીદગાથાની જૂની ફુગાઈ ગયેલી નકલ,
અસલ આલઙ્કારિક લિપિમાં છપાઈ છે.
એક છબિ. કોણ જાણે કોની!
ઘસાઈ ગયેલું ચામડું.
એક વાર એને અમે વ્યાઘ્રચર્મ કહેતા હતા.
એક ચાવી. એનું તાળું ખોવાઈ ગયું હતું.
કાતરિયામાં તે વળી મળી મળીનેય શું મળવાનું?
વિસ્મૃતિને નામે,
એકે એક વિસ્મૃત વસ્તુને નામે
મેં હમણાં જ આ સ્મારક રચ્યું છે
[કાંસાના સ્મારક કરતાં બેશક ઓછું ટકાઉ]
આ બધી વસ્તુઓમાં એ પણ ખોવાઈ જશે.

૨. જાસૂસ

અજવાળું અન્દર આવે છે
ને મ્હને યાદ આવે છે હું કોણ છું.
ત્યાં એ પણ છે.
પહેલાં એ મ્હને એનું નામ કહે છે.
[હવે તો ત્હમે સમજી જ ગયા હશો]
મ્હારું નામ પણ એ જ છે.
સાત ગુણ્યા દસ વરસોથી કરેલી લાંબી નોકરીની વાત
હું ઉખેળું છું.
એનાં સ્મરણોનો ભાર એ મ્હારા પર ખડકે છે.
રોજબરોજની
એટલે કે માનવીય પરિસ્થિતિની યાતનાનો ભાર
એ મ્હારા પર ખડકે છે.
હું એનો પુરાણો નોકર છું.
એ કહે છે કે મ્હારે એના પગ પખાળવા જોઈએ.
એ મ્હારા પર જાસૂસી કરે છે
અરીસામાંથી,
રાચરચીલાના ચળકતા લાકડામાંથી,
દુકાનોના કાચમાંથી
કોઈક ને કોઈક સ્ત્રીએ તો એને તરછોડ્યો જ છે.
એની વેદનામાંય મ્હારે ભાગ લેવો પડે છે.
અત્યારે આ કવિતા એ મ્હને લખાવે છે.
ને મ્હને એ જરા પણ ગમતી નથી.
એણે હઠ લીધી છે
થોડો વખત તો થોડો વખત
મ્હારે હઠીલી જૂની અંગ્રેજી ભાષા શીખવી જ પડશે.
મૃત સૈનિકો
એ લોકોની સાથે આમ તો મારે
એક્કેય શબ્દની આપલે થઈ નથી
એમની વીરપૂજા કરવા માટે એણે મ્હને વશ કરી
લીધો છે.
દાદરને છેક ઉપલે પગથિયે
મ્હને લાગે છે એ તો સાવ મ્હારે પડખે જ છે.
એ મ્હારાં પગલાંમાં છે, મ્હારા અવાજમાં છે,
ક્યાં ક્યાં નથી એ!
એનો વિચાર કરું છું
ને મ્હને એના પર ભારે તિરસ્કાર છૂટે છે
એને ભાગ્યે જ કાંઈ દેખાય છે–
આ કહેતાં મ્હને પારાવાર સન્તોષ થાય છે.
હું એક વર્તુળાકાર કોટડીમાં છું.
એની અનન્ત દીવાલ મ્હને ઘેરી વળે છે.
અમારામાંથી કોઈ કોઈને છેતરતો નથી,
પણ જૂઠું કહે છે ખરો.
અમે એકબીજાને નખશીખ ઓળખીએ છીએ
અવિનાભાવી બન્ધુ!
તું મ્હારા જ પ્યાલામાંથી પાણી પીએ છે.
મ્હારો જ રોટલો હડપ કરી જાય છે.
આપઘાતનું બારણું તો ઉઘાડું જ છે.
પણ ધર્મગુરુ બધા ભારપૂર્વક કહે છે
ત્યાં પરલોકની છાયાઓમાં
હું
મ્હારી જ રાહ જોતો હોઈશ.

## રૂંગેંજા મીં

ડૉ. વિશનજી નાગડા

*અભ જે નાલે ઠલા ચક્કર,*
*પખ વિઠી પછાડે તેતર.*

*ફોફિલો ફુટેઓ પિંઢ-મોઆડો,*
*ધરિયેકે કો થે પૈ ફિકર?*

*ઉથી ઉગે મેં, માં નેર્યો ત,*
*આરીસેજા થૈ પ્યા ટુક્કર.*

*રૂંગેંજા મીં, રાત વઠા વા,*
*ધિલ ખોધીને નેર્યો વતર.*

*રંગ ન હિકડો, ડિસજેં સત-સત,*
*કેં ભનાયો, ધિલજો ચિતર?*

*પોથી સજી કે ઉડઈ ખાધેં,*
*સુખર! ભચીવ્યા અઢ્ઢઈ અખર!*
*કરમ-કાંભૂડી ડિસંધે નિંઢી,*
*બધણ વિઠા ત ખુટેઓ સિતર!*

[કચ્છી કાવ્યસંગ્રહ 'સોજાંઓ' (મોં.–સૂંઝળું) માંથી]

## આંસુનો વરસાદ

અનુ. રમણીક સોમેશ્વર

*આભને નામે ઠાલાં ચક્કર,*
*બેઠું પાંખ પછાડે તેતર.*

*પરપોટો તો પોતે ફૂટ્યો*
*દરિયાને કાં થઈ છે ફિકર!*

*સવારમાં જાગી મોં જોયું*
*ત્યાં આરીઓ કચ્ચર કચ્ચર.*

*આંસુનો વરસાદ રાતભર,*
*દિલમાં ખોદ્યું ભીનપનું સ્તર.*

*એક નથી, છે સાત સાત રંગ*
*કોણે દોર્યું દિલનું ચિત્તર!*

*પોથી આખી ઊધઈ ખાઈ ગઈ,*
*ભલું! બચી ગ્યા અઢી અક્ષર.*

*કરમ-ગાંસડી લાગે નહાની*
*બાંધો ત્યાં તો ખૂટે સૂતર.*

## હોર્હે લૂઈ બોર્હેસ

આ અઙ્કમાં અનુવાદ વિભાગમાં જેમનાં બે કાવ્યોનો અનુવાદ આપ્યો છે તે હોર્હે લૂઈ બોર્હેસ આર્જેન્તિનાના પ્રતિભાશાળી સર્જક અને ચિન્તક. વીસમી સદીના લેટિન અમેરિકી સાહિત્ય પર એમની વિશિષ્ટ ને ઊંડી મુદ્રા અઙ્કાઈ ગઈ છે – કવિતા, નવલિકા, નિબન્ધ, ચિન્તન દ્વારા. એમની નવલિકામાં એક વિશિષ્ટ પરિમાણ જોવા મળે છે. એમાં નિબન્ધ, ચિન્તનાત્મક ગદ્ય ને સંશોધનની આગવી રીતિનો વિનિયોગ થયો છે. નવલિકાનું આવું નવતર રૂપ પ્રકટ કરવા માટે વિશ્વસાહિત્ય એમનું ઋણી રહેશે.

ક્વાર્લોસ ફ્વેન્તેસ, જૂલિઓ કોર્તાઝાર, ગાર્સિઆ માર્કેસ જેવા જગવિખ્યાત સર્જકોનાં મૂળ બોર્હેસમાં મળે છે. આજે જે કેટલાક વિષયોનો ખાસ કોઈ પરિચય કેળવતું નથી એવા અનેક વિષયો વિશે બોર્હેસે ઊંડું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. આ વર્ષે એમની જન્મશતાબ્દી ઉજવાય છે.

**–જયન્ત પારેખ**

## કાવ્યાસ્વાદ

### 'કૃષ્ણમિલનોત્સવ'

*હરિ, આઉ રે વેરણ રાત પડી!*
*ચુનચુન કલીઉ સેજ બનાઈ, મોતીરે ચુક પુરાઉ રે. વેરણ.*
*પીતાંબર પાથરા આંગણે, ફૂલરે માંડવ છાઉ રે. વેરણ.*
*અગર-ચંદનના ઉગર કીયા, સૂદર ઠાઠ બનાઉ રે. વેરણ.*
*બલખત બલખત બાલમ મોકૂ, કૂજગલીમાં પાઠરે. વેરણ.*
*રાજે કે પ્રભુ અંતરજાંમી, હસી હસી કંઠ લગાઉ રે. વેરણ.*

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ઈ. સ. ૧૭૦૦માં થયેલ ખમ્ભાતની બાજુના કેરવાડા ગામના મુસલમાન કૃષ્ણભક્ત સન્ત કવિ 'રાજે' પ્રેમલક્ષણાભક્તિના શણગારનું મહામૂલું ફૂલ છે. ગોકુળની એપાઙ્ગનાઓના ઉન્મત કૃષ્ણપ્રેમ અને મિલનોત્સુક કૃષ્ણપ્રેમ રાજેના પદોનું સત્ય અને રહસ્ય છે. પ્રેમભક્તિનો ખરો માર્ગ રાજેનાં આ પદોમાં ઘૂંટાતો નીતરતો આપણને યથાર્થ રીતે મળે છે.

મધ્યકાલીન જૂની ગુજરાતી ભાષામાં લખાયેલું આ પદ નરસિંહ મીરાં અને સુરદાસ સરીખો વૈષ્ણવભાવ અને ભક્તિપરમ્પરાને પ્રગટ કરે છે અને સાચા સન્તની ઓળખ આપે છે.

રાત પડતાં તો ભક્ત રાજેને કૃષ્ણની લગની લાગે છે. અન્ધારામાં એકલું ના લાગે એટલે ભક્ત રાજે કૃષ્ણને સહજ રીતે આમન્ત્રણ આપતાં કહે છે કે : હરિ આવોને, આ લાંબી રાત મહારા એકલાથી પસાર નહીં થાય, તમો હશો તો આ રાત મહને મીઠડી લાગશે. વેરણ નહીં લાગે. એક ભક્તથી અપાતું ભગવાનને ભાવભર્યું નોતરું પ્રેમમિલનોત્સુક ગોપીભાવની ગરજ સારે છે.

'ચુનચુન કલીઉ સેજ બનાઈ' ફૂલો કદાચ કરમાઈ જાય. કળીઓ કરમાતી નથી. તમારા માટે મહેં કળીઓની પથારી બનાવેલી છે અને એમ પણ વીણીવીણીને. તમારા ચિત્તને આને ખાતર ચોક પણ મહેં મોતીડીથી પૂર્યા છે. અને માંડવ, માંડવનો છાંયો તો ફૂલોનો બનાવેલ છે, જેથી સુગન્ધ અને છાંવ, પ્રેમ અને પ્રકૃતિ બન્ને આપને મળશે. પ્રકૃતિના સહજ તત્ત્વોને પ્રભુને પ્રિય એવી પ્રકૃતિને આલમ્બન બનાવી રાતનું રોકાણ અને પાથરણ માટે પીળાં પીતામ્બરને પાથરે છે જે પ્રભુને પ્રિય છે.

કૃષ્ણ આતિથ્ય કે કૃષ્ણ આમન્ત્રના ગુજરાતી સાહિત્યનાં કાવ્યોમાં રાજેનું આ કાવ્ય અગર ચન્દનની સુવાસથી વાતાવરણને પ્રેમમય બનાવે છે. કૃષ્ણ વિના ન ગમતી વેરણ લાગતી રાતને સુગન્ધથી છલકાવી દેવાનો અને મિલનની રાતનું ઠાઠભર્યું ચિત્રણ ઊભું કરવામાં આ કાવ્ય ગોપીભાવ પણ સર્જે છે.

આ કાવ્યની ચોથી પઙ્ક્તિમાં 'બાલમ' સમ્બોધનમાં જ ભક્તનો પ્રેમભાવ સોળે કળાએ ખીલેલ છે. નવયૌવના પોતાના પિયુને મળવા ઉત્સુક હોય એમ નારીસહજ ભાવથી ભક્ત રાજે કૃષ્ણને મળવા અધીરો છે, ઉત્સુક છે. જ્યાં મિલન છે ત્યાં મધુરતા પણ સહજ છે. અહીં પ્રેમની મધુરતાનો ઠાઠવૈભવ કળી, મોતી, અગર, ચન્દન, ફૂલ અને પીળા પીતામ્બરથી વ્યક્ત થઈને કુઞ્જગલીમાં પહોંચે છે. ભક્ત રાજે કૃષ્ણને હસતાં હસતાં કણ્ઠે ધારણ કરવા ચાહે છે જ્યાં ભક્તનો સમર્પણભાવ અને ગોપીભાવ પ્રગટ થાય છે.

સરખે સરખા વચ્ચે અન્તર શા! એવું માગતા રાજે કૃષ્ણના હૃદયમાં સમાઈ જવાનો ઇશારો કરે છે અને એ પણ હસતાં હસતાં. હરિનું આલિઙ્ગન સ્થિર વદને શા કામનું? કૃષ્ણનું આલિઙ્ગન તો ખડખડાટ હાસ્યથી જ શોભે. હસતાં હસતાં બે વખત ક્રિયાનું સતત હાસ્ય દર્શાવી, એક વખતથી હું વધારવાનો નથી. 'હરિ માંડ હવે હાથમાં આવ્યા છે. હરિને હેઠા નહીં મેલું. આજની રાત રઙ્ગે રમીશ અને માણીશ માત્ર કૃષ્ણાનન્દ 'રાજે કે પ્રભુ અન્તરજામી...''

**બી.આર. ખાચરિયા**



# અવલોકન

## 'છાતીમાં બારસાખ' કવિનું ભાવવિશ્વ

ડૉ. નલિન પણ્ડ્યા

રમેશ પારેખનો 'ક્યાં' પ્રથમ કાવ્યસઙ્ગ્રહ અને 'છાતીમાં બારસાખ' હમણાંના છેલ્લા કાવ્યસઙ્ગ્રહ પરથી ખ્યાલ આવી શકે કે પરાકાષ્ઠાએ અવકાશમાં ઉડ્ડયન કરીને કોઈ વિમાન રન-વે પર પાછું આવીને આગન્તુકની જેમ કશીક તપાસ કરતું ન હોય, જાણે! રમેશ પારેખ કાવ્યની ધરી પર રહીને નવાં ઉડ્ડયન માટે 'છાતીમાં બારસાખ' દ્વારા તપાસ કરે છે. મૂળભૂત રીતે રમેશ કદાગ્રહના કવિ ખરા પણ નક્કર કાવ્યોના કવિ છે. પન્દર કે સોળ કાવ્યસઙ્ગ્રહનું કદ પુષ્ટ કર્યું છે. આમ તો કાન્ત કે બ.ક.ઠા એક એક કાવ્યસઙ્ગ્રહથી સારા કવિ થઈ શકેલા. આ છાતીમાં વળી બારસાખ? ત્યાં પ્રવેશદ્વારનું બારણું ક્યું? કવિના ભાવવિશ્વને જ આપણે બારસાખ કહીએ!

'ક્યાં'ના કવિની છાપ પ્રથમ ગીતકવિની હતી. જ્યારે હવે 'છાતીમાં બારસાખ' સુધીની છાપ સમગ્રતયા કવિની છે. આ કાવ્યસઙ્ગ્રહનાં ઓગણસિત્તેર કાવ્યો ત્રણ ખણ્ડમાં વહેંચાયેલાં છે. પ્રથમ ખણ્ડમાં 'માગણી' (પૃ. ૨૦) કાવ્ય દ્વારા કોઈની અન્દર ઓતપ્રોત થવાની ખેવના કવિ સેવે છે. એવા જ પ્રેમની ખેવના 'સાંજે (પૃ. ૨૬) કાવ્યમાં પણ વ્યક્ત થઈ છે. આ પ્રેમમાં વિચ્છિન્નતા હોવાથી શહેરનું વેરવિખેર અસ્તિત્વ ખાલીપાવાળું લાગે છે.

સત્યજિત રાયને આપેલી અઞ્જલિ પ્રથમ ખણ્ડનું ઉત્તમ કાવ્ય છે. સત્યજિતની ફિલ્મોમાં પ્રગટ થતો જીવનપટ કવિએ જોયો છે. 'દેવદાસ' કે 'જલસાઘર' જેવી ફિલ્મો આ કાવ્ય વાંચતાં યાદ આવ્યા વિના રહે જ નહીં. 'કેટલાંક મિત્રોનાં ચિત્રો' માત્ર ચિત્રો બની રહે છે. એ કાવ્યમિત્રો બની શકતા નથી. 'કેટલાંક અનાજ કાવ્યો'માં વૈશ્વિકભાવની પ્રતીતિ થાય છે. કૃષિકાર પ્રત્યેની સર્જનાત્મક શ્રદ્ધા કવિએ એ દ્વારા વ્યક્ત કરી છે. વિવિધ અનાજવિષયક ખણ્ડોમાંથી સંવાદાત્મક ભાવ રજૂ થયો છે.

કાવ્યસઙ્ગ્રહના બીજા ખણ્ડમાં 'છાતીમાં બારસાખ'નો અર્થ બરાબર પૂરો પડે છે. એટલે જ પોતાની ઓળખ કવિ આપે છે અને તે અન્ય માટે સત્ય બની જાય છે. જુઓ 'ગઝલ' (પૃ. ૫૦) "દરિયાની ઓળખાણ છે. તમને તો શું થયું? શીખવું પડે હરેકને અહીં જળ તરી જવું.' વિજ્ઞાન જે સત્ય કે જ્ઞાન આપી શકતું નથી, જ્યારે કલા એ સત્ય કે જ્ઞાન આપી શકે છે. આ બાબત બીજા ખણ્ડ સુધી લમ્બાય છે. વિજ્ઞાનની મર્યાદા દર્શાવતાં યુઙ્ગ ટાંક઼ે છે "Science does not produce knowledge of being itself. It can give only knowledge of particular appearances or objects within the finite order." કાવ્યકલામાં આવો કોઈ Finite order નથી. માટે કવિ અહીં વસ્તુઓને જુદી રીતે સંશોધે છે (પૃ. ૫૧).

*"કાલે થવાનું હોય તે છો થાય આજ હોય*
*મ્હારું ખમીસ મ્હારાં બટન, મ્હારા ગાજ હોય."*
*વસ્તુઓમાંથી કાવ્યકલા દ્વારા કવિ માણસના*
*અસ્તિત્વની શુદ્ધિ આ રીતે સેવે છે. 'બુદ્ધ છે' (પૃ. ૫૪).*

"એકલો છે યાને સોએ સો ટકા એ બુદ્ધ છે
આ પરિસ્થિતિમાં અહીં હરેક માણસ બુદ્ધ છે. છીનવી લીધાં તેણે બધાં હથિયાર પણ ને કહ્યું તહારી હયાતિ તો સ્વયં એક યુદ્ધ છે."

ત્રીજા ખણ્ડમાં 'છાતીમાં બારસાખે' અર્થનું ભાવવિશ્વ રચાય છે. આ ખણ્ડનાં કાવ્યોમાં ગીતકવિ

ગીતો દ્વારા ફરીથી બીજું નૂતન ભાવવિશ્વની તપાસ આદરે છે. આ સૃષ્ટિને ચાહવાની વાત તેઓ આ રીતે કરે છે (પૃ. ૬૯).

"સપનું હોય તો ભાંગે એનું વળતર તું કાં માંગે? ઠેસ વાગતાં આખો રસ્તો માળ સમાણો લાગે?

જેવી છે તેવી સૃષ્ટિને ચાહ

ન ભર, લોઢાને બચકાં રે...."

પોતાના મન અને જગત સાથેના નાતામાં વિહ્વળતા રહેલી જ છે. એ વિહ્વળતાને નવા કોણ પર કવિ સધુકડા મિજાજથી આમ લાવે છે (પૃ. ૭૧) : "એક કબીરા, બાકીએ સૌનાં લટકાં દેખ, સૌની ગતમાં સૌ ચલે, ફાધર, બામણ શેખ. હે ગૂંચવણનાં ફીંડલાં જો તું સીધું સપટ... પડી રહ્યો છે આપણી વિહ્વળતાનો વટ્ટ." આથી તપાસ કરતાં કરતાં પ્રભુમાં ઓતપ્રોત થવા સુધી સાચું કવિકર્મ લમ્બાય છે. અહીં કવિ સ્ત્રીભાવે હરિને ભજવાની વાત કરે છે. જુઓ (પૃ. ૯૧)

"હરિ પર અમથું અમથું હેત હું અઙ્ગૂઠા જેવડી ને મ્હારી વ્હાલપ બબ્બે વેંત" પોતાની જાત કરતાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ વધારે છે. અઙ્ગૂઠા સામે પ્રેમ વેંત જેવડો, મોટો છે. કદાચ આ પ્રેમ એ જ પોતાની ચેતના હોઈ શકે. એ સાચો પ્રેમ હોય તો ભગવાન્ પોતાના ભક્તને ભેટવા વેગવન્ત દોડી આવે છે. એમાં શ્રદ્ધા ઉદ્દીપક અને ઉદ્દીપનનું કાર્ય કરે છે. આવું જ ઉદ્દીપનકર્મ 'હરિને જડી' (પૃ. ૯૨)માં થાય છે. જુઓ. "જડી, જડી, હું જડી હરિને માઝમરાતે જડી, મન્દિર માથે ધજા ચડે એમ હું ય હોલિયે ચડી! મુંને આંબવા મુજ સોંસરવી હરિ કાઢતા હડી" આમ આ કવિનું પુનઃઉડ્ડયન રન-વે પરથી હરિના અવકાશનું લાગે છે. 'છાતીમાં બારસાખ'નાં અન્ય કાવ્યો ગૌણ બની જાય છે પરન્તુ અહીં ઉલ્લેખાયેલાં પ્રધાન કાવ્યો પ્રધાન સૂર રેલાવે છે. કવિએ હરિનો હાથ ઝાલ્યો છે કે હરિએ કવિનો હાથ ઝાલ્યો છે. એ સઘળી અકળ લીલાનો રઙ્ગ આ સઙ્ગ્રહમાં પ્રધાનપણે જોવા મળે છે.

['છાતીમાં બારસાખ: લે. રમેશ પારેખ, પ્રકા: ઈમેજ પબ્લિકેશન્સ, ૧-૨, અપર લેવલ, સેન્ચ્યુરિ બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૧૫ પ્રથમ આવૃત્તિ ૧૯૯૮, પૃ. ૯૬, ડેમાઈ, કાચું પૂઠું, રૂ. ૫૦.]



## મે/જૂન અઙ્ક
## મુદ્રણશુદ્ધિ

| કાવ્ય | પઙ્ક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ઢળી જવનિકા. | ૧ | મળ્યું | મળવું |
| " | ૫ | નિલન્ત | ઝિલન્ત |
| " | ૮ | બધું | લહ્યું |

# She can't read this ad. But she's praying that you will.

The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one, but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you.
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

***The most precious gift in the world.***

Inserted for Public Information by,

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: 107/0 Khetani Textile Compound
Bazarward, Kurla, Bombay-400 070.

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૫૫ : વર્ષ ૪૨ ; અંક : ૫ : સળંગ અંક : ૨૫૧



આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ

તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરંજન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૬૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૬૦૦; અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અંકની છૂટક કિંમત રૂ. ૧૨

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર, અને ડિસેમ્બરના અન્તમાં — પ્રગટ થાય છે.

કવિલોક અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું:
**કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧**

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ,૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફત્તેહપુરા, પાલડી, અમદાવાદ-૭. ફોન : ૬૬૧ ૦૪૪૧
મુદ્રણસ્થાન : દેસાઈ ઑફસેટ, અમદાવાદ, ફોન : ૫૭૩૦૨૪૫

## કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવી છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક-મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

**કવિલોક**

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ - ૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરનો ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૫ ઉમેરીને રૂ. ૭૫ = ૦૦ મોકલવા. પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉન્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી. કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નમ્બર અવશ્ય જણાવવો.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. ટી.એસ. એલિયટ | (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય | (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો | (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે | ( '' ) | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ | ( '' ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી | ( '' ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા | ( '' ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ( '' ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ( '' ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૧૫-૦૦ |
| ૧૩. અક્ષપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | | ૨૫૦-૦૦ |
| ૧૫. અગ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા (કા.સં.) | | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે (કાવ્યસઙ્ગ્રહ) | | ૧૫-૦૦ |
| ૧૭. અક્ષરો નિત્ય તાજા (કા.સં) જસુભાઈ શાહ | | ૩૦-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મનિ ઑર્ડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા
અમદાવાદ-૩૮૦ ૦૦૧

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકારૂપે પ્રકટ થાય છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ. ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદનાં સાઠ પૃષ્ઠ અને કાચું લૅમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મનિ ઑર્ડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧ - એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મોકલવામાં આવશે.

# વિમર્શ

## વલોણાં, દળણાં અને પ્રભાતિયાં

ડૉ. પ્રિયબાળા શાહ

સવારનું બ્રાહ્મમુહૂર્ત એટલે યોગી, પરમહંસ, સંન્યાસી, સાધક, ઋષિમુનિઓ વગેરે માટે સાધનાનો પ્રારમ્ભ કરીને સમસ્ત જગતમાં તેનાં સ્પન્દનો ફેલાવવાનો સમય. અભ્યાસીઓ માટે પણ અનુકૂળ સમય.

આપણે જાણીએ છીએ કે સ્વાસ્થ્ય માટે ફરવા જનારાઓ, ચાલનારાઓ પણ સાંજના પ્રદૂષણવાળા હવામાન કરતાં સવારનો વહેલો પહોર વધુ સાનુકૂળ માને છે. સવારના શુદ્ધ, વાતાવરણમાં વધુ પ્રમાણમાં હવાની તાજગી હોય છે. તેમાં જે કાંઈ કામો કર્યાં હોય તે સ્વાસ્થ્યં માટે અકલ્પનીય લાભ કરે છે. તેથી સવારની પ્રવૃત્તિઓ વાચન, મનન, ધ્યાન ધરવા, ફરવા, ગૃહિણીના પરિવાર માટેનાં દરેક કામોમાં સ્વાસ્થ્ય માટે જેથી સરીરની પ્રતિકારશક્તિ વધે ગ્રામસમાજમાં ગૃહિણીઓ આ બ્રાહ્મમુહુર્તમાં દળવા, ખાંડવા, વલોવવાનું કામ કરતી. બેસીને દળવાનું, ઊભા ઊભા ખાંડણીઆમાં ખાંડવાનું, બે હાથે ઘમ્મરઘલોલું ફેરવવાનું, શરીરના એકેએક અઙ્ગને આમ જરૂરી કસરત ત્યારે મળી જતી. સાથોસાથ તેને અનુરૂપ ભજનો ગાતી હોય. આવા શાન્ત વાતાવરણમાં કોઈ પણ ગમ્ભીર પ્રયત્નો વિના ધ્યાને પણ એક ચિત્તે થાય તે સાધ્ય બને.

પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો માનવજીવન સાથે વિશિષ્ટ ઉદ્દેશોનો ખ્યાલ કરવામાં આવે તો તેના પારિવારિક જીવન અને સામાજિક વિકાસથી સ્પષ્ટ થાય છે કે આ સંસ્કૃતિ તેના ઉદ્દાત્ત સિદ્ધાન્તો, તત્ત્વો પર વિકાસ પામી છે. તેનાં મૂલતત્ત્વો ઉપર વિચાર કરવામાં આવે તો સમજાશે કે પ્રાચીન ઋષિઓએ જીવનની ગૂંચો ઉકેલવામાં મનુષ્યજીવનનું મહાન કર્કવ્ય ગણ્યું હતું. આથી જ મળસ્કે નદીસ્નાન, પ્રાત: કાળે હોમ-હવન, પ્રાર્થના, ભજનો વગેરેથી ઘરનું વાતાવરણ ગુઞ્જી ઊઠતું. વહેલી સવારે સુન્દર વેદોચ્ચાર થતા હોય, કોઈ ઠેકાના ભજનો ગવાતાં હોય જેને પરિણામે સમગ્ર વાતાવરણ ઉલ્લાસિત અને પવિત્ર બનતું. જેથી શારીરિક, માનસિક, આધ્યાત્મિક આદિ શક્તિઓના વિકાસના શ્રીગણેશ થાય. જ્યાં સુધી આવો વિકાસ ન થાય ત્યાં સુધી માનવજીવનના ઉદ્દાત ઉદ્દેશની પૂર્તિ પણ અસમ્ભવિત; એટલે જેમ વિદ્યાર્થીજીવન માટે બ્રહ્મચારી કહેવામાં આવે છે તેમ તેનું ધ્યેય વિદ્યાધ્યયનના સમયને બ્રહ્મચર્યાશ્રમ કહેવાતો. બ્રહ્મચારી અર્થાત્ બ્રહ્મચર્ય શબ્દનું તાત્પર્ય એ કે વ્યક્તિ પોતાના જીવનમાં બ્રહ્મ અર્થાત્ સત્યને શોધવા સમજવાનો પ્રયત્ન કરે. ઉપરાન્ત દરેક બાળકને તેના સમાજ ઉપરનું ઋણ છે તે તેના માનસ ઉપર અઙ્કિત કરવામાં આવે. કારણ બાળક સ્વતન્ત્ર નથી તેના ઉપર પિતા, ઋષિ, દેવતાઓ વગેરેનાં ઋણ છે. આ ઋણ તેનાં તેના જીવનના ઉત્તર કાળમાં ચૂકવવાથી હોય છે. પરિણામે સમગ્ર વાતાવરણ આધ્યાત્મિક, ક્રિયાકાણ્ડ પ્રેરિત અને ધાર્મિક જણાય છે. આવા સુન્દર પવિત્ર વાતાવરણમાં વહેલી સવારે માતાઓ દળણાં દળતી હોય અને સાથોસાથ પ્રભાતિયાં ગવાતાં હોય, અનાજ દળાતું હોય તેના કણોકણમાં પવિત્રતાનો અંશ અવશ્ય હોય. આપણે ત્યાં કહેવત છે કે અન્ન તેવો ઓડકાર. આ વાતાવરણમાં દળાયેલા કણેકણમાં પ્રભુનો વાસ હોય છે. એ જ અનાજ ખવાય ત્યારે મનુષ્યમાં સદ્બુદ્ધિ જરૂર આવે, સારા વિચારો આવે, તેવી જ રીતે વહેલી સવારે વલોણાં થતાં હોય. ગાયભેંસ દોવાઈ ગયાં હોય. સાથોસાથ ગીતો પણ ગવાતાં હોય. જેમ કે, "આજ મ્હારે વલોણા વાર છે રે લોલ, એક કોર કાનજી કાળા

વલોવે, બીજી કોર રાધિકાજી ગોરાં રે લોલ."
રાધાકૃષ્ણના નામ સાથે અને બિન્દુએ બિન્દુમાં ભગવાનનો પ્રેમ પસરી ગયો હોય... આ આપણા દેશની સંસ્કૃતિ વહેલી સવારે દળણાં, વલોણાં પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરે આપણને વીજળી યન્ત્રોથી ચાલતી ઘણ્ટીઓ આપી.' યાંત્રિક સાધને, ધાર્મિકપ્રભુમય વાતાવરણ આપણે ગુમાવ્યું. તેના પરિણામ આજે માબાપો સહિત બાળકોમાં વિકસતી આવતી ઉદ્દણ્ડતા, અવિવેક, નાસ્તિકતા જેવાં કુલક્ષણો અને તેમાંથી ભ્રષ્ટાચાર વગેરે વિકસતા જોવા મળે છે.

છતાં પણ પુરુષપ્રધાન સમાજમાં સ્ત્રીનું સ્થાન મહત્ત્વનું ગણવામાં આવ્યું છે. સ્ત્રીદાક્ષિણ્યની ભાવના સમાજમાં જાણીતી છે. માટે ભારતીય પરિવારમાં માતાનું સ્થાન પિતાના સ્થાનથી ઘણું ઊંચું બતાવેલું છે. માતા પરિવારના જીવનનું કેન્દ્ર છે. તેથી જ કહેવામાં આવ્યું છે કે "જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરિયસિ'. વળી "યત્ર નાર્યસ્તુ પૂજયન્તે રમન્તે તત્ર દેવતા:' કદાચ કુપુત્ર જન્મે પણ કદી કુમાતા થતી નથી; માટે જ ગાયું છે કે 'માને દેખી બહુ હરખાઉં દોડી દોડી સામે જાઉં.' આવી દેતાળ મા પ્રેમથી સવારના પહોરમાં પ્રભુનાં ભજન સાથે સારા પરિવાર માટે ઘણ્ટીએ ધાન દળે તે અનાજના કણ કેટલા મીઠા હોય! તેવી જ રીતે વલોણાં. કૃષ્ણ યુગનો એક અને મુખ્ય ધંધો ગોપાલન હતો. કૃષ્ણ પણ મોય ગોવાળ હતા. આપણો દેશ ખેતીપ્રધાન હોવાથી ભારતમાં ગાયનું મહત્ત્વ ટક્યું છે. વળી સામાજિક, તેમજ ધાર્મિક અને રાજકીય ક્ષેત્રે કૃષ્ણ ભગવાનનો આદર્શ ભારતમાં વ્યાપક રીતે ફેલાયેલો હોવાથી આજના સંસ્કાર મિશ્રિત વૈજ્ઞાનિક યુગમાં પણ એ વખતની લોકસંસ્કૃતિને આજની જનતા આદરથી સત્કારે છે અને અપનાવે પણ છે.

આપણા દૈનિક જીવનમાંથી ઊઠતા આનન્દ અને આઘાત, હર્ષ અને શોક, સુખ અન સન્તાપનું મન્થન એ ભવસાગરનું ઘમ્મર વલોણું જ છે ને! વલોણાનું ગીત :

*નન્દજીને ઘેર નવલખ દૂઝે*
*વલોણાં ને વેણુ વાગે હો નન્દના ગોવાળી*
*માતા જશોદાજી તમારા કાનને*
*મહીડાં વલોવવા મેલો હો નન્દના ગોવા ળ*

*હલકે હાથે તે નાથ મહીડાં વલોવજો.*
*મહીડાની રીત ન્હોય આવી રે લોલ*

*એક કોર્ય કાળો કાનજી ઘુમાવે*
*બીજી કોર્ય રાધિકા ગોરી હો નન્દના ગોવાળી.*

હવે વહેલી સવારમાં ગવાતાં પ્રભાતિયાં – ભજનો તરફ નજર કરીએ

*બોલ મા, બોલ મા, બોલ મા રે*
*રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા રે.*

*જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા*
*તુજ વિના ધેનમાં કોણ જાશે.*
*ત્રણસો ને સાઠ ગોવાળ ટોળે મળ્યા*
*વડો રે ગોવાળિયો કોણ થાશે?*

*રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી*
*સાધુ પુરુષને સૂઈ ન રહેવું.*
*નિદ્રાને પરહરી સમરવા શ્રીહરિ*
*એક તું, એક તું, એમ કહેવું.*

*વૈષ્ણવ જન તો તેને કહીએ*
*જે પીડ પરાઈ જાણે રે.*

*નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે*
*મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને*
*ભજીએ રે.*

*વહાલો પ્રેમને વશ થયા રાજી રે*
*એમાં શું કરે પંડિત ને કાજી રે*
*કરમાબાઈનો આરોગ્યો ખીચડો*
*ને વિદુરની ખાધી ભાજી.*

*પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે*
*પાસે બાંધી પોપટ પાંજરું, મુખે રામ નામ જપાવે.*

જમો તો જમાડું રે જીવન મ્હારા,
વાલાજી મ્હારા. ખાજાં જલેબી ને મેવા.

ઊઠ ઉતાવળો. ચાલ્યને વિઠલા
ગોવિન્દ ગાયને વચ્છ ધાવે
બારણાં બહાર બલિભદ્ર ઊભા રહ્યા
જોને વહાલા તારો વાટ જોયે.

હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે
જેની સુરતા શામળિયા સાથ
વદે વેદવાણી રે – હરિને.

જય જય મહારાણી જુમના, જય જય પટરાણી
જુમના.
સુન્દર સતવાદી નાર તપ કરી પ્રભુને
આરાધિયા પ્રીતે પરણ્યા મોરાર – જય જય

અખિલ બ્રહ્માણ્ડમાં એક તું શ્રીહરિ.
જૂજવે રૂપે અનન્ત ભાસે.
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે

વૈષ્ણવ જન તો તેને રે કહીએ,
જે પીડ પરાઈ જાણે રે
પર દુ:ખે ઉપકાર કરે તોયે, માન અભિમાન ન
આણે રે.

જે ગમે જગતગુરુ દેવજગદીશને
તે તણો ખરખરો ફોક કરવો.

ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે
ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિ પ્યારુ ગણી લેજે.

સવારના કામ કરતાં ગવાતાં પ્રભાતિયાં કે ભજનોનો થોડોક ખ્યાલ આપ્યો છે. જૂનાં લોકગીતોમાંથી કેટલાંક ગીતો અર્વાચીન યુગના આદર્શ વહેવારને અનુરૂપ ન હોય તે સ્વાભાવિક છે તેથી જ આપણા અગાઉના અને અત્યારના જીવનનાં મૂલ્યપરિવર્તનનો આંક કાઢી શકીએ અને જરૂર પડે તો નવા આદર્શો ઘડવામાં એમનું અવલમ્બન પણ લઈ શકીએ.



## સાભાર સ્વીકાર

**સ્પર્શની નદી :** રામપ્રસાદ દવેનો કાવ્યસઙ્ગ્રહ, ડિમાઈ પૃ. ૮૮, કાચું પૂઠું, રૂ. ૫૦, પ્રાપ્તિસ્થાન 'રાજહંસ', ૧, છોટુનગર, રૈયા રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧ **યાદ તારા શહેરનો રસ્તો નથી :** પ્રણવ મહેતા 'પીલક'નો ગઝલસઙ્ગ્રહ, ડિમાઈ પૃ. ૫૨, કાચું પૂઠું, રૂ. ૨૦, વિતરક પોતે, ફિલ્ટરવાળી ગલી, દક્ષિણામૂર્તિ પાસે, પરિમલ, ભાવનગર-૩૬૪ ૦૦૧. **નવા ચન્દ્રની કૂંપળ :** લાલજી કાનપરિયાનો કાવ્યસઙ્ગ્રહ, ડિમાઈ પૃ. ૧૪૪, કાચું પૂઠું; રૂ. ૮૦, પ્રકાશક પ્રવીણ પ્રકાશન પ્રા.લિ. લાભ ચૅમ્બર્સ, ઢેબર રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧. **કોઈ :** સાગર નવસારવીનો ગઝલસઙ્ગ્રહ, ડિમાઈ પૃ. ૮૪, કાચું પૂઠું, રૂ. ૭૫, પ્રકાશક ઇન્દુકાન્ત પબ્લિશર્સ પ્રા.લિ. પ્રેમજી કૉમ્પ્લેક્સ, ૧લો માળ, મહારાણી શાન્તાદેવી રોડ, નવસારી-૩૯૬૪૪૫. **હરિનામની હોડી જે મીરાં સઙ્ગ છે જોડી :** રતુભાઈ દેસાઈનો નવો કાવ્યસઙ્ગ્રહ ડિમાઈ પૃ. ૭૨, કાચું પૂઠું, રૂ. ૫૦, પ્રકાશક પરિમલ પ્રકાશન પતિષ્ઠાન, પાર્વતી, હનુમાન રોડ, વિલે પારલે (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૦૫૭. **નીરક્ષીર :** ભાવનગરની બુધસભામાં રજૂ થયેલાં નામી-અનામી કવિઓનાં કાવ્યોનો ત્રીજો સઙ્ગ્રહ કાઉન પૃ. ૮૮, કાચું પૂઠું, સંપાદકો પ્રા. તખ્તસિંહ પરમાર અને પ્રા.ડૉ. વિનોદ જોશી, પ્રાપ્તિસ્થાન શિશુવિહાર શૈક્ષણિક વિભાગ, કૃષ્ણનગર, ભાવનગર-૩૬૪૦૦૧.

# રસાત્મકમ્

રાજેન્દ્ર શાહ

## વિદેહ

(વનવેલી)

૧

પાર્થિવ તનુશ્રી હવે રહી નહીં, સખિ.
દેહ થકી મુક્ત
તવ અનન્ત અમ્બરમાં વિહાર.
પ્રાણ તવ
સૂત્ર પ્રાણ મહીં એનું રૂપ
અને એમ
તું હવે સર્વ વ્યાપક
મહદ્ વ્યોમ સમી.

વ્યોમ મ્હારી ભીતર ને બ્હાર
જાણી શકું હું, પરન્તુ
એ પરિરમ્ભણ તણો નહીં અનુકમ્પ,
નહીં ઉષ્મા.
નહીં સૂર્ય, નહીં ચન્દ્ર જાણે
સ્પન્દહીન સર્વાશ્લેષી એક અમારાત્રી.

૨

(પયાર)

નહીં ક્ષિતિ, ના ક્ષિતિજ એક અન્ધકારે
વધુ ઉજ્જવલ ઉડુગણ સમ સ્મૃતિ.
અવર ન કોઈનીયે ટુહુક અત્યારે
કેવળ છે ઝિલ્લિરવ-જલ્પન ઝઙ્કૃતિ.

અહીં સરોવર-જલ નિબિડ શ્યામલ.
હૃદયે અમ્બર ધરી, અમ્બર સમાન,
હવાની લહર તણી નહીં હલચલ.
નહીં મૃદુ વીચિ, નહીં કલકલ ગાન.

સૂમસામ કાલાતીત એવી અવસ્થિતિ :
તન્દ્રિત કરણ, જાગે અજ્ઞારક મન
અણુથીયે અણુ સમ ઝલમલ ચિતિ,
અનન્ત અકળ નભમય આવરણ.

અન્ધકારે ઉજ્જવલ છે: ઉડુગણ-સ્મૃતિ
એ મધુર હાસ્ય, એ કટાક્ષ, ધરું ધૃતિ '

૩

(વનવેલી)

'સહજ સ્વભાવ તણી શીદ તવ ચ્યુતિ?
દૂર હું ન કહીં
અહીં છું હું ત્હારી કને
લહે નહીં?'
વળી નવ હાસ્ય ને કટાક્ષો–
ઝીલું–
કરન્ત સાવધ...
સઙ્ગોપન-શોધનની લીલામાં અબાધ –

તું આમ ગુઞ્જાર કરે, આવે નહીં હાથ.
ત્હારી ટપલી કપોલ ઉપર જો હોય,
તું બાહુને બન્ધ મ્હને ભીડતીયે હોય.
કંઈ કળી શકું નહીં
પણ ત્હારો સાથ
અગોચર તથૈવ તું જણાવતી રહી.

૪

(પૃથ્વી)

અગોચર તું એથી તો કરસ સર્વ ઝૂરે, સખી.
અહીં નયન શૂન્ય રમ્ય તવ રૂપ ના નીરખી,
વિના મધુર બોલ માત્ર અવકાશ આ કર્ણમાં.
કહીં કુસુમગન્ધ કેશ થકી વિસ્તરી સર્વમાં'

ત્વચા પણ લહે નહીં સુખદ કૈંક રોમાચ્ચને,
સમીપ નહિ તું, રહે રુચિ ન અન્ન આસ્વાદને.
વિલક્ષણ પરન્તુ ચિત્ત સહુ સઙ્ગમાં હોય તે
અસઙ્ગ રહી સર્વની વિવશતા નિહાળી રહે!
કરી પણ શકે શું એ? અકથ કલ્પનાની ગતિ
ભલે, વિવશ એથીયે કરણ સર્વ જેવી સ્થિતિ
તું પૂર્વ મુજથી પ્રયાણ તવ ઇચ્છતી સર્વદા,
અપૂર્વ ત્યમ એવી અન્તિમ હતી ત્હારી છટા!
ન ઇઙ્ગિત કશુંય, 'સૂઈ જઉં' આંખ મીંચી લઈ
ન અન્ય કંઈ વાત ને ચિર વિદાય. ઊડી ગઈ!

૫

(વનવેલી)

'હવે સૂઈ જવું. અને ઊઠવું જ નહીં.'
તવ એ સઙ્કલ્પ યદિ...
તો તે યથોચિત.
ઉત્તર અવસ્થા, કાયનું વિશીર્ણ થવું,
સ્વાભાવિક
કર્તવ્યે આરૂઢ ત્હારી સામે આવે શ્રમ
અનિવાર્ય એથી તો પ્રયાણ,
સ્ફુર્તિવન્ત તનુ કાજ-લીલામય લોકે.
હું જાણું છું, ત્હને ગમે નહીં કદિ તે યે
કેવું અનિવાર્ય!
વિશીર્ણતા થકી તું છો મુક્ત
અભિનવ કાન્તિ થકી યુક્ત
ત્હને અહરહ લહે એકાન્ત કરણ
ઘરની ભીતર બ્હાર એક જ આકાશ.

## નિરઞ્જના

(વનવેલી)

ઈતર ઊર્ધ્વ લોકથી ત્હારું આગમન
આ ધરણી પરને ભવન,
પરમ ઈષ્ટની સાકાર કૃપા સમાન.
અષ્ટ પ્રહર ને ઋતુઋતુની રાગિણી,
સ્વર-શ્રુતિ-લય-નાદ તાલ તરઙ્ગિણી,
નવ નવ રસનું ત્હેં કીધ છે પ્રદાન.
ત્હારું હવે આમ તિરોધાન!
वायुरनिलं अमृतम्–
भस्मान्तं शरीरम्
તું નાદ-નિગૂઢ: વ્યાપત ગતિમય સ્થિતિ
ને હું સંસ્થિત છું ગતિશીલ;
સ્પન્દ તવ ઝીલું આનન્દના.
સાકાર, તું હિ તું વ્યાપ્ત નિરાકાર, નિરઞ્જના,
અતીન્દ્રિય સન્નિધિની એકાન્ત સાન્ત્વના.

## અમદાવાદથી ગાંધીનગર જતાં

### ભાનુપ્રસાદ ત્રિવેદી

કોણ જાણે કેમ
બે સિંગલ-ડેકર બસો જવા દીધી
ને આ ડબલડેકરમાં બેઠાં.

સિંગલ પકડી લીધી હોત.
તો ગાંધીનગર વહેલા પહોંચાયું હોત.

ઘરે પ્રતીક્ષા કરતી હશે
ત્હારી મમ્મી.

અરે 'મમ્મી' ક્યાં? ત્હારી બાલી!
તું તો 'બાલી' કહેતી હતી...

'બાલી, આપણું ઘર થઈ જશે ને
એટલે પ્હેલ્લં પ્હેલ્લો તો
હું મોગરો વાવી દઈશ.'

પણ
કેટકેટલો વિલમ્બ કર્યો એ લોકોએ!
એક વરસ –
માત્ર છ માસ વહેલું પૂરું કર્યું હોત...

અને એ સાવ શક્ય હતું.
એ સમયે તો
શાસકીય આવાસો અતિરિક્ત
આખું ગાંધીનગર
વવાયેલાં ન-વવાયેલાં ખેતરોનો
વિસ્તીર્ણ પટ હતું.
આપણી પહેલી જ સોસાયટી
બની રહી હતી.
ભાડભૂંજા જેવા ઉનાળાની
કો'ક નમતી બપોરે
ધુમાડિયા અમદાવાદની
ગીચોગીચ પોળોમાંની એક બન્ધિયાર
પોળના
ભાડના, કચકચિયા, અન્ધારિયા ઘરના
કઠ્ઠા દાદર ઊતરી
સાંકડી સાંકડી આડી-અવળી વાંકીચૂંકી
ગલીઓમાં થઈ બહાર નીકળી
આપણું થતું મકાન જોવા
ગાંધીનગર જવા નીકળતાં ત્યારે
કેવાં પાણીના હેલારા જેવાં બની જતાં'

જાણે ભઠ્ઠીની પડોશના છાપરે ટિઞાડેલા
પિઞ્જરાનું બારણું ઊઘડી જતું.
અમદાવાદના અરાજક માર્ગો પર
ગગનમાં ઊડતા પગ સ્ટેન્ડે
ગાંધીનગર માટેના બસ સ્ટેન્ડે ઊતરતા
કેટકેટલી સિંગલ-ડેકર બસો જતી કરતાં
ડબલ-ડેકરમાં બેસવા'



ઓ હો!
ઉપરની ડેક પર
સૌથી આગળની સીટમાં
આહા! તારા જેવડી જ એક કિશોરી
એના ન્હાના ભાઈ સાથે ખીલી ઊઠી છે.
ગાંધીનગરનો પથ
નજર લાગે તેવો છે!
હજી તો ઘોડિયાના શિશુ જેવો
સોહાય છે!
યુનિફોર્મ પહેરેલી
સ્કૂલ-ગર્લ્સના ઝુણ્ડની જેમ
વૃક્ષોનાં ટોળાં
આપણી પડખેથી લસર્યાં કરે છે.
સામેથી લહરી લઈને આવતી
ટીન-એજર ડાળીઓ
લાગ મળતાં
બસની બારીઓને થપાટ મારી જતી હોય છે.
બહુ તોફાની!

બહુ ટીખળી...

ખીચોખીચ પૂળા ભરેલી
સામે સળતી ઊંટ-ગાડીઓ
સૂકા ઘાસના કળાયલ મોર જેવી લાગે છે.

તાંસળાંમાં ભરેલી ચ્હા જેવાં
બપોરી ખાબોચિયાં પર
ત્રાંબા વરણાં ફાળિયાં પહેરેલા
આંબા-રબારી ટેકાઈ રહ્યા છે.

ઇન્દ્રોડાવૃત્તની વિશાળ લૉન વચ્ચે
ટોળે વળેલી મારવાડણો જેવાં કેના
ઘૂંઘટનો એક છેડો ખસેડી
આપણી સામે
ડોકિયું કરી લે છે.

સામે ઊડાઊડ કરતા
રાઈટ-ભાઈઓના ઍરોપ્લેન જેવા
હઠીલા-વાણિયા...
નેટ-વિમાનની જેમ
ડાઈ મારતો પતરંગો
આકાશના કૅન્વાસ પર
રંગોની લહર ઉડાડી જતો ચાપ
કેર-ગુચ્છના સુકુમાર બિસ-તન્તુ પુષ્પમાં
કમનીય વણાતો સકરખોરો...

સૃષ્ટિ શા માટે આટલી બધી સુન્દર છે!
ભર્યાં ભર્યાં પેશલ-ફૂલ,
માટીને
એક મટકું મારવાનીય જગ્યા ન રાખતાં
ધરતીને ચોંટી પડેલાં
શતાવરી-ફુદેડા-શઙ્ખપુષ્પી,
લાલ ચૂનીઓ જેવાં અઠીમઠી...

ભરી ભરી સીમની ગોદનો
કોઈ ખૂણો ખાલી નથી –

આ સૌન્દર્યરાશિમાં
પ્રકૃતિ સાથે તાદાત્મ્ય સાધતું
લીલુંછમ, મોકળું ગાંધીનગર
આંખને જરાય વાગે નહિ તેમ
ઊઘડવા માંડે છે.

છયે ઋતુઓ
જ્યાં ઉત્સવ ઊજવવા ઊતરી પડે છે
પોતપોતાના વારા પ્રમાણે,
એવું
કાલિદાસની અલકા નગરી જેવું ગાંધીનગર
ઇન્દ્રલોકના નન્દનવન જેવું ગાંધીનગર
કેવું હૈયે સી જાય તેવું છે!

આટલાં વર્ષ
અમદાવાદની એ બન્ધિયાર પોળોના
ભણ્ડકિયા જેવા ઘરમાં
કેમ કરીને રહ્યાં હોઈશું?

જોયું?
પે...લા કો'ક મકાનના ઓટલે
એક નમણી જૂની કમાન
ક્યારની દોરડાં કૂદે છે!
એનો પદધ્વનિ સાંભળ્યો?

જૂઈ તો આપણા ઘરના કંપાઉંડમાં પણ
વાવી છે...
જૂઈ, ચમેલી, મધુમાલતી –

હા, મોગરાય વાવ્યા છે...

મોગરા, હજારીગલ, સેવતી;
ચીકુડી, બડામડી, દાડમડી,
આંબો, પપૈયો, લીંબુડી;
પેન્ડયુલા, ગુલમહોર, પારિજાત...

કો'ક વાર શાકભાજીય વાવીએ...
સમયને એકલો ન પડવા દેવાનાં

કેટકેટલાં નિમિત્ત
અમને મળી આવતાં રહે છે!

જન્માષ્ટમીએ પંચદેવ મંદિરે જઈએ...
શિવરાત્રિએ વૈજનાથ મહાદેવે જઈએ...
એમનેમ પણ જઈએ.

મંદિરને પગથિયે કે બાંકડે
બેસીએ ત્યારે
પ્રદક્ષિણાપથ પરથી
કોઈ આવવાનું શેષ હોય તેમ
દૃષ્ટિ લંબાઈ જાય છે.

પછી ઊઠીએ છીએ.
શીતળા સાતમે કે પવિત્ર માસમાં
એકાદ વાર નદીએ ન્હાવા જઈએ.
સ્નાનાન્તે અઞ્જલિ ધરીએ છીએ ત્યાં-
સાબરમતીની પૂર્વમાં ઊગતા સૂર્ય
અને અમારી વચ્ચે
તોરણ જેવો શ્રાવણ
બન્ધાઈ જાય છે.
ક્યારેક વરદાયિની માનાં,
ક્યારેક મહાકાલી માનાં
દર્શનાર્થે જઈએ.

વાવોલ ગામનો વાછલ વગડો...
ટાપટૈયાનાં ફૂલોથી લચી પડેલી વાડ...
તેતરના
'કાચી... લ્યો' 'કાચીલ્યો' 'કાચી... લ્યો'
એવા
તાર સ્વરે ગાજતા ટૌકા...
ટૌકા નીચે
આમતેમ ડગ માંડતું
ભીરુ હુદહુદ...
ઘણ્ટીનાં પડ ટાંકતી હોય તેમ
ભૂમિ ખોતરની તીકમ જેવી ચાંચ
આંખોમાં ડોલતી રહી જાય છે.

ક્વચિત્
કોઈ ફંક્શનમાંથી છૂટીને
મોડી રાતે
અમદાવાદથી પાછાં ફરતાં હોઈએ છીએ.
અઞ્જિનનો ઠર્ર્ર્ર ઠર્ર્ર્અ...અવાજ
એકધારો આવતો હોય છે.
બસની બારીની અડોઅડ
નક્કર અન્ધકાર
અનરાધાર પીગળતો અન્ધકાર
કીકીમાં અક બંધ અંધકાર
ઓચિંતો પાછો વળી જાય છે
ધુમાડિયા અમદાવાદના
અરાજક માર્ગો વટાવતો
આડી-અવળી વાંકીચૂંકી સાંકડી ગલીઓમાં થતો
કઢંગો દાદર ચડી
એક ભંડકિયા જેવા મકાનમાં
જ્યાં -
જ્યાં શું રહી ગયું છે મારું?
હું - હું શું મૂકીને આવ્યો છું?

❑

ખૂંપી ગયો છે સમય
ક્યાંક આટલામાં
અધવચ્ચે જ...

સાંજના હું ફરવા જાઉં છું.
નિયમિત.
આખા ગાંધીનગરમાં
કોઈ જગા એવી નહિ રહે
જ્યાં મારા પગ ગયા ન હોય.

નયનરમ્ય માર્ગો પર
રમતી પ્રફુલ્લ વનશ્રી

મને જોઈને
વળગી પડવા આવે છે.
મોટી મોટી લટોમાં
પિંકેશિયાએ વેણીઓ ઝુલાવતાં
સામે મળવાની ઋતુઓ આવે છે...

ગરમાળાની વીથિઓ
સુવર્ણ-હાસ્યથી ખિલ ખિલ થઈ જવાના
માસ આવે છે....

દૂર
નદીનાં
નગર સુધી લમ્બાયેલાં કોતર
કૂકડવેલાની પીત વર્ણ કાન્તિથી
ભરચક થઈ જવાની
સાંજો આવે છે...

રાખડીરૂપે બાંધવા
ચૂંટી લેવાનું મન થઈ જાય
એવાં ગોટીનાં ફૂલોનાં પર્વ આવે છે...

પૂંવાડિયા કાસૂંદ્રાના અડાઉ વગડાઓ પર
ભાત ભાતનાં પતઙ્ગિયાં ફરફરવાના
દિવસો આવે છે...

ભાદ્રપદી સન્ધ્યાઓના
અપાર વૈવિધ્યવાળા
પલેપલ પલટાતા મનમોહક રઙ્ગો નિહાળતો
હું ઊભો રહી જાઉં છું.
ને ક્યાંકથી આવી ચડેલું
નયન-આકર્ષક પાંખોવાળું
એક પતઙ્ગિયું
મ્હને સ્પર્શ પણ ન લાગે તેમ
મ્હારી છાતીએ અડીને
ઊડી જાય છે...

કોઈ વાર
શાળા છૂટવાના સમયે
ત્યાંથી પસાર થતો હોઉં
ને મ્હારા પગ થોભી જાય છે.
બહાર નીકળતી બાલિકાઓની ભીડ
ધીમે ધીમે ઓસરતી જાય છે.
પછી રહી જાય છે અવકાશ.
હજી હું કોની વાટ જોતો ઊભો છું?

ઘેરી સન્ધ્યાઓ પછી
પાછો ફરું છું ઘરે
ત્યારે
પારિજાતની ઘટ્ટ ગન્ધમાં
કોણ આળોટતું હોય છે લીલયા?

સવારે
બહાર નીકળવા જાઉં છું ત્યાં
એક એક કરીને
ચુપચાપ ગરતાં
કેસરી દાંડીવાળાં ફોરાં નીચે
આ કોણે માથું ધરી રાખ્યું હોય છે
રમતિયાળ?

❐

બપોરી વામકુક્ષિ અગાઉ
છાપું લઈને બેઠો હોઈશ ખુરશીમાં.
મ્હારી પછવાડે કોઈક ઝાડ પર
ભેગાં થઈ ગયેલાં વ્હૈયાં
કચ્ કચ્ કચ્, કચ્ કચ્ કચ્, કચ્ કચ્ કચ્
મચાવતાં હશે
લેલાં એકસામટાં
ટેં....વ્ ટેં.....વ્ ટેં....વ્
મંડી પડાં હશે;
જોકે હું પાછળ મોં ફેરવીને
જોઈશ નહિ...
અપરાહ્નને

બહાર હીંચકે બેઠો હોઈશ;
તરુ ટોચે
લાલ પેશીવાળા બુલબુલના
પિટ્રિ...ટ્ર....પિટ્રિયાટ્ર....પિટર પિટ્ર...
ધ્વનિ વહી આવતા હશે...

ડાળીઓમાં કુદકતા
નાજુકડા રૂપાળા દરજીડાના
ટ્વિટ્ર...ટ્વિણક...ટુવિટ્ર...
સ્વરો તરફાતા હશે...

મનોહર રૂપને
પર્ણોમાં સન્તાડતા શોબિજીના
વીઈઈઈ – વીઈઈઈ – વીઈટ્રયુ,
ટ્રિયુ. ઇટ્રયુટ...
સૂર ઝમતા હસે..

તેવી વેળાએ
પેલો ચઞ્ચલ કલરવ
ઘરમાં રમણ કરતો
ને હું,
'કહું છું! સાંભળે છે?'
બોલતાં ધસી આવતો કશુંક કહેવા:
એમ ધસી આવવા
એકાએક ઊભો થઈ જતો હોઈશ.
મ્હને અજાણ આ હાથ
પક્ષીઓના એ વીખરાઈ ગયેલા સ્વર
એકઠા કરવા
પર્ણોમાં... ડાળીઓમાં... તરુ ટોચે...
એથીય ઊંચે
કોઈ અભેદ્ય આકાશ સુધી
લમ્બાતા જતા હશે...

---

* મારી તેર વર્ષની પુત્રી સ્વ. મીનાને.

## એક કાવ્ય

### લાભશંકર ઠાકર

અમૂલ વૃક્ષ
મહુડા ગરે છે મીઠા, માવજી
સદીઓથી
સ્મૃતિઓથી
શ્રુતિઓથી
જનશ્રુતિઓથી
મનની હવેલીમાં
અમૂલ વૃક્ષ
મહુડા ગરે છે મીઠા, માવજી

સપનાની ભાષામાં
ભાષાનાં સપનાંમાં
અમૃતની આશામાં
આશાના અમૃતમાં
અમૂલ વૃક્ષ
મહુડા ગરે છે મીઠા, માવજી.

ચાખ્યા ચખાય નહિ
ભાખ્યા ભખાય નહિ
સ્પર્શ્યા સ્પર્શાય નહિ
સૂંઘ્યા સૂંઘાય નહિ
સાવ રે અદીઠ
અમૂલ વૃક્ષ
મહુડા ગરે છે મીઠા, માવજી.

## અહેસાસ

### વિષ્ણુ પટેલ

તું ભલે મ્હારી નજર આગળ નથી,
તોય આ અહેસાસ ત્હારો છળ ન[illegible]

આ હૃદયને ભીંજવી શકતું સતત,
ખાતરી છે એટલી, મૃગજળ નથી.

સ્વપ્ન થઈને રોજ ત્હારું 'આવવું',
શી રીતે કહું ઝરૂખાનું ફળ નથી?

પાસ ત્હારો ના ચઢ્યો જેની ઉપર,
પાસ મ્હારી એક એવી પળ નથી.

કેફ ત્હારી કેદનો ચઢતો મ્હને:
સ્નેહ શી સુન્દર બીજી સાંકળ નથી

તાગવાં ઊંડાણ ત્હારાં દોહ્યલાં:
કૂપ છે અમરતભર્યો, ને તળ નથી!

## દીવાલ
### જગદીશ ત્રિવેદી

નહીં ક્યાંય કશો અવરોધ,
જોજનોના જોજનો સુધી
પથરાયો છે અવકાશ –
માત્ર અવકાશ!
અને છતાં
પેલે પાર જતાં
અવરોધાય છે માર્ગ,
ભટકાઉં છું કોઈ નક્કર પદાર્થની સાથે!
આપણી વચ્ચે ખચીત
રચાઈ ગઈ છે
કોઈ એક ગેબી દીવાલ –
દેખાતી નથી, સ્પર્શાતી નથી,
અનુભવાય છે ડગલે ડગલે!

ઝીંક્યા કરું છું ક્યારનોયે
ઉપરાઉપરી ઘણના ઘા ઉપર ઘા,
પડતા પ્રહારના પડઘા પણ
સાવ સ્પષ્ટ સમ્ભળાય છે –
અને ફેલાઈ જાય છે અનન્તમાં!

ક્યારનો ઝીંક્યા કરું છું ઘણ
પણ ખરતી નથી એક કાંકરી!
(તું પણ તારી બાજુથી
દીવાલને હચમચાવતો રહેતો હોય તો –)

આ અદૃશ્ય તોતિંગ દીવાલ
રચાઈ હશે ક્યાં મિશ્રણોથી!
કેટકેટલા વલોપાત સાથે
એને ઓગાળવા
ભાતભાતનાં રસાયણોનાં મિશ્રણો
મેળવ્યા કરું છું... વેડફ્યા કરું છું...
વેડફ્યા કરું છું... મેળવ્યા કરું છું...
પણ–
અડીખમ આ અદૃશ્ય દીવાલ –

## ટહુકા
### જગદીશ ત્રિવેદી

કોણે કહ્યું કે પક્ષીના ટહુકા મીઠા
અવકાશ કેરી ખીણમાં ડૂબી ગયા?
મ્હારા હૃદય-ધબકારમાં એ તો બધા
ટહુક્યા કરે છે કેટલાયે કોઈના સન્દેશ!

## !
### જગદીશ ત્રિવેદી

જ્યારે સળગતું હતું રોમ
ફિડલ વગાડતો'તો નીરો,
રૂંવે રૂંવે સળગતું ભારત
વગાડે છે વાંસળી કનૈયો!

## શું સજ્ઞાથે લીધું?
### વિનોદ ગાંધી

અડધુંપડધું આખુંઊણું હાથેમાથે લીધું
કોને ક્યારે છાંડયુંછોડયું શું સજ્ઞાથે લીધું?
    ડાળે પાને, મૂળમાં, ટોચે
    નદી સમું શું વહેતું?
ઉપરથી શું ખર્યા કરે, શું
    અવિચળ અન્દર રહેતું?
જળે ડૂબતાં ત્રાંસુ લાગે, કાષ્ઠ હોય જે સીધું,
અડધુંપડધું આખુંઊણું હાથેમાથે લીધું.
    આછાંઓછાં જળ માંહેનાં
    મત્સ્ય બાપડાં જીવે?
    સૂરજ ક્યાંથી ઊગી નીકળે
    તેલ વગરના દીવે?
મીઠું ઝરણું છોડી કોણે ખારા જળને પીધું?
કોને ક્યારે છાંડયું છોડયું શું સજ્ઞાથે લીધું!

## આન્દેસ પર્વતમાળામાંથી પસાર થતાં*

**પ્રીતિ સેનગુપ્તા**

*સમગ્ર નગમેખલા ઊપસતી જતી આભમાં,*
*અતીવ નિકટે રહ્યા શિખર શાન્ત ઉત્તુઙ્ગ, ને*
*અશાશ્વત પળો સમી વિરમતી ક્ષણો માત્રમાં,*
*પરન્તુ અવિજેય છે સમય-કાળથી શૃઙ્ગ એ.*

*અબાલ વય, ભવ્ય ને અઋજુનો સહાભાસ છે,*
*છટા વિવિધ રઙ્ગની, મૃદુલ વર્ણ ભેંકારનો*
*નહીં જળ વહે, નહીં ધવલ તત્ત્વનો વાસ છે –*
*હજી ન ઋતુ એ, નથી સમય શીત-અંશાકનો.*

*સમગ્ર પરિમાણને નજર ના સમાવી શકે,*
*મહાગિરિવરો તણી ઝલક એક પામી જવી.*
*કદાચ, શુભ એ બને - હૃદયમાં જ સ્થાયી રહે*
*અરૂપ, રમણીય ને સુભગ દૃશ્યની એ છવિ.*

*ન જે સહજ-ગમ્ય, કે ન સહજે સમીપે મળે,*
*સમાગમનમાં નમું બહુ - નગેશ આન્દેસને.*

---

* દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટિના અને ચિલે દેશોની સરહદ પર આવેલી પર્વતમાળા.

## રિઓ પ્લાતા*

**પ્રીતિ સેનગુપ્તા**

*અહો, સરલ અચલે ગમન આ નદીની પરે –*
*વિશાલ પટ આભની સરહદો સુધી વિસ્તરે,*
*દિશા સકળ વર્તુળે, ગતિ વળી જરા ઉત્તરે,*
*મહાનદ સુમઙ્ગલા સહજ-ગામિની એ ખરે.*

*થતી પ્રકટ દૂરથી, અચલ-ગોદ પ્રચ્છન્નથી,*
*કશા વિકટ ગાનના પથ-વિહીન ગુપ્તાંશથી,*
*વહે અનવરોધથી, પ્રબળ વારિના પાશથી,*
*મહાનદ સુચઞ્ચલા ચલિત દ્રુત્વી યાનથી.*

*અપાર જળ છતાં મૃદુલ સ્રોતસ્વિની,*
*તરંગ-રુચિરા રમા રજત-વર્ણ ઓજસ્વિની,*
*અનેક નગરો તણી અમિત-કાળ સઙ્ગાથિની,*
*મહાનદ સુશોભિતા બહુલ-પ્રાન્ત પયોધિની.*
*અહો, મલય સઙ્ગે તરઙ્ગ સર્વ આનન્દનું,*
*મહાનદ સુચિત્રિતા અકળ હાર્દ જીવનનું.*

---

* દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટિના અને ઉરુગ્વાઈ દેશોની વચ્ચે વહેતી "પ્લાતા" (અર્થાત્ રજત) નામની સાગર જેવી નદી.

## છે વિકટ અજ્ઞાત થવું

**સુશીલા ઝવેરી**

*આ વિશ્વમાં અઘરું પ્રગટ કે ગત થવું;*
*ને વિકટ એથીય ખુદ અજ્ઞાત થવું.*

*મૈત્રીનો વિભવ કરે યે માતબર;*
*પણ વિકટ સૌ વાત પર સહમત થવું.*

*બાંધવી વ્યાખ્યા અનોખી એકકેની;*
*દરિયો ઝરણ વહેતી નદી પર્વત થવું.*

*બસ કરી અવગણના પથ્થરની સદા*
*પારદર્શી ભીંત-ઇમારત થવું.*

*ધરતી નહીં ન આસમાની છત બનું;*
*હા હવે કેવળ પ્રભુની પત થવું.*

## એક વરસાદી ગઝલ

### રઈશ મનીઆર

*જો અડે જળ માટીને, નીપજે છે અડવાનો અવાજ,*
*તૃણ પણ ચકચૂર છે, સાંભળ લથડવાનો અવાજ.*

*પાંદડાં વર્ષાભીનાં, પાણી દદડવાનો અવાજ...*
*શાન્ત થઈ વર્ષા સુણે વરસાદ પડવાનો અવાજ.*

*વાદળોનું મૌન પાણીદાર છે. સાબિત થયું,*
*મૌનનો પણ હોય છે સાચા નીવડવાનો અવાજ.*

*આટલાં આંસુ અહીં આકાશનાં ઊમટી પડ્યાં,*
*કોણ જાણે તોય ના સંભળાયો રડવાનો અવાજ.*

*મ્હેં ગણ્યો જેને વરસવાનો અવાજ, એ તો હતો–*
*જળ શિકરનો જળશિકર સાથે ઝઘડવાનો અવાજ.*

*એ નથી વણ્ટોળનો. ઘરની દશાનો શોર છે,*
*બારીઓનો, બારણાંઓનો ખખડવાનો અવાજ.*

*એક સન્નાટો વસે મ્હારી ભીતર કોરોકટાક,*
*સાંભળે મોડે સુધી વરસાદ પડવાનો અવાજ.*

## શરમાય છે

### ફિલિપ કલાર્ક

*વાત કરતાં ફૂલની કરમાય છે;*
*કોક જાણી જોઈને શરમાય છે.*

*અટકળોમાં પણ હશે કેવી મઝા?*
*માણસો લો મૂછમાં મલકાય છે.*

*ઘેલછાઓ સાવ ઘેલી હોય છે.*
*છોળ ઊંચે ઊઠીને પછડાય છે.*

*તાઝગી તો સૌ અહીંયાં ચાહતું.*
*સંસ્મરણો તો રોજ તાજાં થાય છે.*

*ચાલવું વિચારવું ને અટકવું.*
*પ્રેમીઓ કેવાં અહીં અટવાય છે?*

## વાત છે

### રઈશ મનીઆર

*એક [illegible] અન્ધ ટકોરાની વાત છે*
*જીરવવાની વાત ફક્ત જીરવવાની વાત છે.*

*પક્ષી વિચારે, જીવવું ટહુકાની વાત છે,*
*થઈ મોડે મોડે જાણ કે પિઞ્જરાની વાત છે.*

*ઈશ્વરની વાત ક્યાં છે? આ મનખાની વાત છે,*
*સમદર તો પાર્શ્વભૂમાં છે, નૈયાની વાત છે.*

*જો સાંભળી શકે તો તું સાંભળ, જગતપિતા!*
*કેવળ આ ત્હારા મૌનના પડઘાની વાત છે.*

*ઈશ્વરની વાત જેવી હવે આપણી ય વાત,*
*હોવાની વાત, જાણે, ન હોવાની વાત છે.*

*જીવનની વાત નીકળી પરપોટા જેવી વાત,*
*અન્દરથી પોલા આંસુના ટીપાની વાત છે.*

*સૂરજની પાસે એટલું શીખી લીધું 'રઈશ'*
*ઝળકી જવાની વાત સળગવાની વાત છે.*

## ઢાળી હતી

### ફિલિપ કલાર્ક

*શ્વાસમાં કૈં આવજા ત્હારી હતી;*
*મોસમે પણ આંખડી ઢાળી હતી.*

*લૂંટવા જેવું હતું શું પાસમાં*
*સાંભરણ બસ સમ્પદા મ્હારી હતી*
*છું નદી દરિયા વિના કોને મળું!*
*એટલે આ જિન્દગી ખારી હતી.*
*વાત ત્હારી સાવ ન્યારી નીકળી:*
*મ્હેં ત્હને બીજી રીતે ધારી હતી.*
*રોજ ખૂલે ને મળે ગમતી નજર;*
*ઘર પછીતે એમની બારી હતી.*
*ભેટરૂપે જીત એને આપવા;*
*બાજી મ્હેં હાથે કરી હારી હતી.*

## ત્રણ ત્રિપદી ગઝલો

### રિષભ મહેતા

૧

તું બધાને
દર્પણો દે
સમજણો દે.

ના બન્યું કાંઈ
મનને ગમતું;
કારણો દે.

સ્પર્શ તારા
ખ્યાલનો હો
તે ક્ષણો દે.

આ સમયના
ઝેરનાં પણ
મારણો દે.

આવકારો
અવસરોને
તોરણો દે

ચાલવું છે:
રાહ નૈં તો
તું રણો દે.

હું હતો કે
ના હતો હું
તારણો દે.

હો ઉદય કે
અસ્તુ કિન્તુ
પ્રાંગણો દે.

૨

જો, આગ છે
આ જળ ઉપર
આ સ્થળ ઉપર.

ભાગે જીવન
થંભે મરણ–
ની પળ ઉપર.

જીવન લખો
કોરા કફન–
ના શળ ઉપર.

જીત્યું જગત
મગરૂર છું
હું છળ ઉપર.

રેતી હવે:
જીવ્યો હું જે
ખળખળ ઉપર.

તિમિર બચ્યું
મરતો હતો
ઝળહળ ઉપર.

૩

આવું બધું
તે જાણશે
તો શું થશે?

આ સ્તંભ પણ
તું ભેટશે
તો ફાટશે.

માણસ નથી
આ ચિત્ર છે
એ બોલશે.

મેં સાચવ્યા
એઠા શબદ
તું ચાખશે?

લંગડા ઉપર
એની કૃપા
ક્યારે થશે?

એણે કહ્યું:
આવું ન લખ
લકવો થશે.

## હૃદય મ્હારું કહું ત્હને?

### રિષભ મહેતા

દુ:ખની ચરમસીમાની વાત શું કહું તહને?
તું મ્હારું સ્મિત છે અને આંસુ કહું તહને.

સમજી લે આખી વાત તું બે-ચાર શબ્દમાં
મ્હારા સ્વભાવમાં નથી ઝાઝું કહું ત્હને.

ત્હારી પસન્દ શું છે તું નક્કી કરી કહે
સારું ત્હને કહું કે હું સાચું કહું ત્હને?

સાચું કહી દઈશ તો ખોટું જ લાગશે.
ખોટું ન લાગે એમ સાચું હું કહું ત્હને?

મ્હારી નજરનો વાંક કે ત્હારા સ્વરૂપનો?
ઝુમ્મર ત્હને કહું કે હું તરણું કહું ત્હને?

ત્હારી અનુભૂતિ મ્હને નખશિખ ભીંજવે
સાગર કહું, વાદળ કહું; ટીપું કહું ત્હને.

પામી નહીં શકું ત્હને પકડી નહીં શકું
જાદુ ત્હને કહું કે હું સપનું કહું ત્હને?

એહસાસથી જ ત્હારા બાગ બાગ થાઉં છું
એમાં શું ફેર ફૂલ કે ખૂશ્બુ કહું ત્હને?

લાંબી ટૂંકી લહેરમાં ગઝલો કહી શકું
પણ કઈ લહેરમાં હું હૃદય મ્હારું કહું ત્હને?

## આજે

### રિષભ મહેતા

અખતરો એક કરીએ ચાલ આજે,
ભૂલી જઈએ જરા ગઈ કાલ; આજે.

ઘણું મુશ્કેલ સાથે ચાલવું છે,
જુદી છે કંઈ તમારી ચાલ આજે.

ત્હને સ્પર્શ્યા હશે મ્હારા વિચારો,
રતૂમડા થઈ ગયા છે ગાલ આજે.

વગર હથિયારે કેવો હું હણાયો,
જરા ના કામ આવી ઢાલ આજે.

કરી બેહાલ જેણે જિન્દગીને,
પૂછે છે તે જ મ્હારા હાલ આજે.

સતત તરસ્યો છું જેની હૂંફને હું,
મ્હને ઓઢાડે છે એ શાલ આજે.

હતું જ્યાં ખૂબ ખુલ્લું બારણું ત્યાં
ચણાઈ ગઈ જુઓ દીવાલ આજે.

સતત સૂનકાર છે મ્હારા હૃદયમાં,
નથી એમાં ત્હમારા ખ્યાલ આજે.

## કારણ હતું

### સુશીલા ઝવેરી

આંખથી છૂટ્યાં સપન કારણ હતું;
કલ્પનાનું એ જ તો મારણ હતું.

જીવ રૂપો આમ પરમાત્મા સમા;
ભવભવાંતર નામનું વળગણ હતું.

તા.ક. લખવું કાં પડે છે વારંવાર;
ભર યુવા ને વિચારનું ઘણપણ હતું.

ખાળતા પરિચય રહ્યાં ખૂણેખૂણા;
મુજ નગરમાં હું અજાણ્યું જણ હતું.

આંગણું શણગારહીન વૈધવ્ય શું;
રે પ્રતીક્ષા વિહીન એ પ્રકરણ હતું.

## જાગીર બાપદાદાની

### 'લક્ષ્ય' ઠક્કર

હવે આવે ન આવે રાસ આ જગનાં હવાપાણી
વકી આમેય ક્યાં છે કાળાપાણીમાંથી છૂટવાની.

છે શૈશવ કઈ બલાનું નામ, યુવાની કઈ ઋતુનો સઙ્ગ,
અમે એક જ અવસ્થા જોઈ છે – એ પણ બુઢાપાની.

હવે તો દર્દ પણ એક દોસ્ત થઈને સાથ આપે છે,
સમય આવે છે – માણસને જરૂરત ક્યાં દિલાસાની?

એ મંઝિલ હાથ લાગે ત્યાં સુધી તો કૈં દિશા ઊઘડી,
સમજમાં આવતી ગઈ અટપટી રફ્તાર રસ્તાની.

અમારે ક્યાં કમી છે 'લક્ષ્ય' કૈં સુખની તું કહે તો જોઉં!
અમારે મન તો આ ગઝલો છે જાગી બાપદાદાની!

## 'આમ ગણું તો...'

### "જગત્‌મિત્ર"

આમ ગણું તો કાંઈ નથી, ને
આમ ગણું તો પાર નથી!
 આમ ગણું તો રસનાં કૂંડાં,
 આમ ગણું કૈં સાર નથી!

મ્હારામાંથી કણ્ટક ઊગે, હરિયાળી લીલી લહેરાય,
પાર ન પામું પરમેશ્વરની આ કેવી લીલા કહેવાય!

પળમાં જન્મુ, મરું પલકમાં,
ભેદભરમનો પાર નથી.
 હું પોતે છું હું કે બીજું,
 એનો કૈં અણસાર નથી.

કાદવ શો ગન્ધાઉં ને થૈ સુવાસ ફૂલમાં હુ રેલાઉં,
પળમાં ફૂટું પરપોટો થૈ, પળમાં પડછાયો થૈ જાઉં!

પ્રતિબિમ્બ પળપળનાં ઝીલું,
પણ એમાં આકાર નથી.
 આમ ગણું તો કાંઈ નથી. ને
આમ ગણું તો પાર નથી!

## બે ગઝલ

**સાગર પાઠક**

૧

યાદનાં દર્પણ તમે તોડી જુઓ,
વિસ્મરણ ત્યાંથી તમે જોડી જુઓ.

હું જ સફરી જહાજનો ભૂલો પડ્યો,
એક શ્રીફળને તમે ફોડી જુઓ.

આંખ થી કાજલ તમે ચોર્યા પછી,
પાંપણો થી જળ તમે છોડી જુઓ.

આંગણે અક્ષત મૂકી શુકન કરી,
એક પુંગી ફળ તમે તોડી જુઓ.

ક્યાંક અન્તરિયાળ તો. મળે; સાગર,
એ જ શબ્દ લઈ તમે દોડી જુઓ.

૨

ચહેરાઓ તરડાય છે સાવ અમસ્તા જ,
મોઢાંઓ મરડાય છે સાવ અમસ્તાં જ

કળી સાથે પરાગની પ્રીત કેવી નાજુક નમણી,
ફૂલ ફરતે કાંટા કોરાય છે સાવ અમસ્તા જ.

મૃગજળની પ્યાસ પાછળ દોડે જગત આખું,
ને ઇલઝામથી ખરડાય છે સાવ અમસ્તા જ.

સ્વર્ગે લઈ સાથે જવાનો હોય છે શું માનવી,
દોલતના દમામથી પીડાય છે સાવ અમસ્તા જ.

તમારું મ્હારું ભેદ ભૂંસી જશે ભસ્મ ચિતાની,
લોહી તોય રેડાય છે સાવ અમસ્તાં જ.

## ચીતરવું પડે છે

**આશિત હૈદરાબાદી**

સળગવું પડે છે,
મલકવું પડે છે!

ઘણી વાર તડકે
રખડવું પડે છે!

નદી પાસ રહીને,
તરસવું પડે છે!

કદી જાત સાથે
ઝગડવું પડે છે!

ઘરે જઈને પાછુંય
વળવું પડે છે!

ન હો તોય સુખને
ચીતરવું પડે છે!

પડો તોય 'આશિત'
મલકવું પડે છે!

## ચાલશે

**આશિત હૈદરાબાદી**

એટલી જો મ્હેર એની થાય તો પણ ચાલશે,
બારણે આવી અને ડોકાય તો પણ ચાલશે!

આંખ વાટે વાત હૈયાની જણાવી દો મ્હને,
જીભથી જો ના કશું બોલાય તો પણ ચાલશે!

હાથમાં લેતાં જ સન્દેશો તમે પામી જશો,
પત્ર ખોલી ના ભલે વંચાય તો પણ ચાલશે!

થઈ જવા દો સૌ ખુલાસા આપણી સફર તણા,
તે પછી રસ્તા ભલે ફંટાય તો પણ ચાલશે'

જાય છે આશિત, કહો હસતા ચહેરે 'આવજો'
આંખથી આંસુ પછી છલકાય તો પણ ચાલશે'

## એક અનુભૂતિ
### રતુભાઈ દેસાઈ

*કણ્ઠ થકી મમ શબ્દો હાવાં કેમ ન નીસરતા?*
*ઉચ્ચરવા ચાહું: હું ગદ્‌ગદ: પ્રેમાશ્રુ સરતાં.*

*બન્ધ બધા મનના તત્ક્ષણ આ સહજમહીં તૂટતા,*
*પ્રેમભક્તિને મૌનવલોણે ઘમ્મર રવ ફૂટતા:*

*શું ત્હારું જાદુ ને આ શી અણકલ્પી માયા?*
*શ્વાસ શ્વાસમાં રટણ ત્હારી છાઈ છે છાયા!*

*માયામાં તવ, મૂર્ચ્છા પામું: બ્રહ્માણ્ડો દેખું;*
*ત્હારા ચકડોળે ચડી બેઠો, પાર નહીં પેખું!*

*હવે રહ્યાં ના દિવસ-રાતનાં અજવાળાં – અન્ધારાં,*
*લખ લખ જ્યોતિ ઝૂમખાં ઝળકે અન્તરમાં મ્હારા.*

*હવે ત્હને પામું ને અદકો તવ પ્રકાશ પામું;*
*સકળ જીવનની, અકળ સૃષ્ટિની દુગ્ધાને વામું!*

## આવી જજો!
### જગદીશ ધનેશ્વર ભટ્ટ

*આજ નાભિશ્વાસ છે, આવી જજો!*
*આખરી પૈગામ છે, આવી જજો!*

*આંખ સામે કેટલી રેતી સરે,*
*ઝાંઝવાં બેતાબ છે, આવી જજો!*

*સૌરભો તો સામટી ચાલી હવે,*
*ફૂલ તો બિસ્માર છે, આવી જજો!*

*આંખમાં વેરાનનું રણ સંચરે,*
*આંસુઓ બેદાગ છે, આવી જજો!*

*રોજ સાથે કેટલાં મ્હોરાં હસે,*
*સાચ સાફોપાક છે, આવી જજો!*

*ઝેર તો પીવાં પડે રાજી મને,*
*એમ મીરાં યાદ છે, આવી જજો!*

## હજી કેટલી વાર!
### રજનીકાન્ત સથવારા

*અવસરભીની આંખોને કાજળનો લાગે ભાર,*
*જળને પાછા વળવામાં તે હજી કેટલી વાર!*

*કાછોટો વાળીને પીળી*
*સાંજ ઊતરે ન્હાવા,*
*છાતીમાં ઘૂઘવતા ખારા*
*શ્વાસ કરે સન્તાવા.*

*પાંસળીઓમાં રણ ને દરિયો થાતાં એકાકાર,*
*જળને પાછા વળવામાં તે હજી કેટલી વાર!*

*પાલવમાં ટાંકેલો ટહુકો*
*રેત બનીને ખરતો,*
*બે પાંપણની વચ્ચે સૂરજ*
*આથમવા કરગરતો;*

*કાંઠે પગલાં પડી રહ્યાં ને વહી ગઈ વણજાર,*
*જળને પાછા વળવામાં તે હજી કેટલી વાર!*

## ફૂલ દેવું જોઈએ...
### કિરીટ ગોસ્વામી

*ફૂલ લઈને ફૂલ દેવું જોઈએ*
*હા, પરસ્પર કંઈ એવું જોઈએ.*

*કઈ પળે સપનું ફળે ને એ મળે*
*ખૂબ સાવધ રોજ રહેવું જોઈએ.*

*આંખ ખુદની હોય કે હો અન્યની,*
*આંસુ ના એક્કેય વહેવું જોઈએ.*

*ચીખવાથી ક્યાં કશું હાંસિલ અહીં,*
*દર્દ તો ચુપચાપ સહેવું જોઈએ.*

*મન મજામાં હોય જ્યાં હર-હાલમાં,*
*દોસ્ત! એને સ્વર્ગ કહેવું જોઈએ.*

## ચોમાસું બેઠું છે

### હરબન્સ પટેલ 'તન્હા'

ખત ખબર કૈં છે ને ને ચોમાસું બેઠું છે
ઘરમાં કેવળ એ જ ને ચોમાસું બેઠું છે
બોલે મોર પપીહા દાદર ચોમાસું બેઠું છે
ઘોર ઘટા ઘનઘોર થૈ ચોમાસું બેઠું છે.

રીસ ચડાવી રાણીવાસમાં ઝાંઝર મૂગું મન્તર બેઠું
રાજકુમારી ગુપચુપ ગુપચુપ ચોમાસું ધૂમન્તર બેઠું
કેસરીય સાફાનાં શમણાં
યાદ આવે બૌ હમણાં હમણાં
વીજ કડાકા નજર ભડાકા ચોમાસું બેઠું છે.

રાજ્જાજી તહમે તોરણ અત્તર ચોખા કકું લાવો
કુંવરીબાને ગમતે પગલે
ગમતે પગલે ગમતે પગલે
સોનેરી કૈં મોર ભરેલી
મોર ભરેલી, મોર ભરેલી.
લાલ મજાની લાલ રત્તુમ્મડ કોમળ કોમળ
જાજમ તો પથરાવો... ચોમાસું બેઠું છે.

કુંવરીબાને રોગ ચડ્યો છે
રોગ ચડ્યો છે રોગ ચડ્યો છે
જ્યાં હોય ત્યાંથી વૈદોને તેડાવો
વૈદ તેડાવો વૈદ તેડાવો
મન્ત્ર ભણીને મન્ત્ર ભણીને
પાંખાળા અશ્વો દોડાવો
દશે દિશાએ વાયુ વેગે
પાંખાળા અશ્વો દોડાવો... ચોમાસુ બેઠું છે
ખત ખબર કૈં છે ને ને ચોમાસું બેઠું છે
ઘરમાં કેવળ એ જ ને ચોમાસું બેઠું છે.

## વાસન્તી સહવાસ

### મફાળ રાવળ 'સ્નેહાતુર'

અમે ખાલીપો ફફોળી ઓઢ્યો રૂમાલ
તહમે ટેરવાંનો વાવ્યો છે દેશ:
અમે ભોમરૂપી વ્યોમમાં સૂરજ ઉગાડ્યા
તહમે ભાતીગળ પહેર્યો છે વેશ.
અમે ફૂલોની ફોરમના માંડવા સજાવ્યા
તહમે વાસન્તી દીધો સહવાસ.
અમે સોનેરી ટીકાના સાથિયા પુરાવ્યા
તહમે દોમ દોમ ઘેર્યું આકાશ.
અમેં શબ્દોના નેજવે પરબો મંડાવી
તહમે સ્પર્શોનો દીધો પરસાદ:
અમે લીલપની કોરમોર દીવડા કીધા કે
તહમે કકુંનો વેર્યો વરસાદ!
અમે ભીતરનાં ઝાંડવાં ને દીધી લીલાશ
તહમે લાગણાંનાં રફાયાં અરમાન:
અમે ઊછળતા સાગર અણમોલ
તહમે પ્રીત્યુનું લીંપ્યું ચોગાન.
પ્રિય! તહમે પ્રીત્યુનું કીધું પાન!

## કૂમળો તડકો કલમથી...

### કરસનદાસ લુહાર

લાગણીઓ ધૂળથી મ્હેં ધોઈ છે આજેય પણ.
આંખમાં આવીને શેરી રોઈ છે આજેય પણ.

કૂમળો તડકો કલમથી ઝરમરે ને થાય કે
હાથમાં બસ દાંડિયો ને મોઈ છે આજેય પણ

પક્ષીના હોળામાં ભરચક ખૂબ ઊડે છે અને
સાવ ખાલી ખેતરોની ખોઈ છે આજેય પણ.

કાલ પણ કુદૃષ્ટિથી જળ થયાં'તાં ઝાંઝવાં.
રણની આંખે મ્હેં ઊટીને જોઈ છે આજેય પણ

એક લક્કડખોદ પેઠે ખ્યાલ ખોતરતો સતત-
હું નતી મ્હારામાં બીજું કોઈ છે આજેય પણ.

# શિશુ-કાવ્યો

**મને દેખાય**

**કલાધર વૈષ્ણવ**

મ્હને વાદળમાં દરિયો દેખાય
  દરિયો જોયા કરું!
મ્હને વર્ષામાં ખેતર દેખાય
  ખેતર ટોયા કરું.
મ્હને સૂરજમાં દિવસ દેખાય !
  ચન્દ્રમાં દિવસે ખીલ્યા કરું,
મ્હને ચન્દ્રમાં રાત દેખાય
  રાતને ઝીલ્યા કરું.
મ્હને પવનમાં સ્પર્શ દેખાય
  સ્પર્શને માણ્યા કરું,
મ્હને આભમાં દર્શન દેખાય
  દર્શનને પામ્યા કરું.
મ્હને માતામાં વ્હાલ દેખાય
  વ્હાલને વન્દના કરું.
મ્હને તાતમાં અભિલાષ દેખાય
  અભિલાષને આંબ્યા કરું.

**મેઘોરાયો**

**કલાધર વૈષ્ણવ**

વાદળ વર્ષા છૂટે!
મબલખ તૃણો ફૂટે!
  રે મેઘો આયો.
વાયુ શીત વછૂટે,
ઝીણી વીજ ઝબૂકે.
  રે મેઘો છાયો.
તળાવ સરવર તૂટે,
ગરમી મૃગજળ ખૂટે.
  રે મેઘો ધાયો.
પક્ષી રાગો ઘૂંટે.
ઝરણાં દોટું મૂકે.
  રે મેઘો ભાયો.
મયૂર મીઠા ટહુકે,
ઢેલડ ધીરી ઢૂકે
  રે મેઘો જાયો.
અમૃત વરસે અખૂટે!
શિશુ આનન્દ લૂંટે
  રે મેઘોરાયો.

**વર્ષા**

**કલાધર વૈષ્ણવ**

વર્ષા આવી
  ગરમી ભાગી.
વાયરે વહેતી
  ભેરી વાગી.
મેઘા વાદળ
  ગોટમગોટ.
વીજ કરતી
  દોટમદોટ.
સૂરજદાદા
  સન્તાઈ ગયા,
માળે પક્ષી
  લપઈ રહ્યાં.
વૃક્ષ-વેલીઓ
  ડોલમડોલ,
ગગને વાગે
  ઢોલમૃઢોલ...
ચહુ દિશ વાંકા
  વાયુ વાય,
ઝરમર નીરે
  ધરતી ના'ય...

## તમરાં

### કલાધર વૈષ્ણવ

તમરાં તમતમ બોલે!
રાત પડે ને અન્ધારામાં
છાનું મુખડું ખોલે!
તમરાં તમતમ બોલે!

ફરી અજવાળું હું જોઉં તો
ચપ ચુપ થઈ જાય,
ઝીણી નજર કરી જોઉં તો
ક્યાંયે ના દેખાય!
બેઠાં સન્તાઈ અબોલે તમરાં
કરી અન્ધારું સૂવા જાઉં હું
થોડીક જ પલવારે,
ધીમે ધીમે એક પછી એક
ફરી ગાન લલકારે!
ચડી જાઉં હું ઝોલે – તમરાં.

મધુરાં મધુરાં ગાન કરતાં
તમરાં કેવાં હશે?
જોવા મ્હારું મનડું તલસે
એ કઈ જગ્યાએ વસે?
ચિત ચડ્યું ચકડોળે
તમરાં તમ્‌તમ્‌ બોલે.

## વાદળ

### "જગત્‌મિત્ર"

દૂર દેશથી આવે વાદળ,
સાથે વર્ષા લાવે વાદળ.

નાચે મોર, દેડકાં ગાયે
આકાશે જ્યાં આવે વાદળ.

ગરમીથી હેરાન ધરાની
પળમાં પ્યાસ બુઝાવે વાદળ.

પશુપક્ષીને, જડ-ચેતનને,
દુનિયાને હરખાવે વાદળ

ઘડીઘડીમાં વેશ બદલતાં
સહુના મનને ભાવે વાદળ.

ધરતી પરની હરિયાળીને
બાળક જેમ નચાવે વાદળ.

ધાન પકવતા ખેડૂતોનાં
અરમાનો છલકાવે વાદળ.

## નિશાળે ચાલ

### જગન્નાથ રાજગુરુ

હાથમાં લઈ ચોપડી પાટી ને પેન,
નિશાળે ચાલ મ્હારી ન્હાનકડી બેન.

કક્કાની કેરી ને બારખડી બોર,
એકડા તો જાંબુડાં જેવા ચારેકોર,
ખાટાં-તોડ કાતરાનું ખાટું છે વેન,
નિશાળે ચાલ મ્હારી ન્હાનકડી બેન.

મોરલાના પીંછ ઉપર બગલો બેસાડશું,
ઘોડાને પાંખ દોરી સરને દેખાડશું,
લેશન કરશું ને પછી રમશું એનઘેન,
નિશાળે ચાલ મ્હારી ન્હાનકડી બેન.

## મારી હોડી

"જગત્મિત્ર"

મ્હારી કાગળની હોડી તો કેવી તરે!
દૂર વાતા પવનમાં કેવી સરે!
મ્હારી અલબેલી હોડલી કેવી તરે!

છાપું દાદાજીનું લીધું મ્હેં હાથમાં
કાતરથી કાપીને હોડી કરી
સાતે સાગર પાર કરવાની ઝઙ્ખના
ન્હાનકડા મ્હારા મનમાં ઠરી!

હવે બન્દા આ કોઈથી પણ ના ડરે;
મ્હારી અલબેલી હોડલી કેવી તરે!

દૂર દૂર જાવાની હૈયે છે ઝઙ્ખના
આળસને છેક દૂર કાઢી મૂકી.
આશા અમર છે એવા વિશ્વાસથી
વન્દન પ્રભુને કરું ઝૂકી ઝૂકી.

ધર્યું ડગલું આગળ કોણ પાછું ભરે?
મ્હારી કાગળની હોડી તો કેવી તરે!

## પોપટજી

રતુભાઈ દેસાઈ

ઘર પરસાળે લટકે પિઞ્જર, માહીં વસતા પોપટજી!
સળિયા પર લટકે ને કૂદે, જાણે રમતા ચોપટજી.

લાલ ચાંચ ને કણ્ઠ કાળુડો, અઙ્ગો લીલાં પીળાંજી,
મોર છાપ પગના છે ખૂણિયા, સુંવાળાં ને શીબાંજી

મુખથી બોલે રામ નામ ને કાઢે સૂરો કાલાજી,
રાત દિવસ રમતા ને ભમતા, પિઞ્જર પૂર્યા વ્હાલાજી.

જોઈ એને મુજ મન તરઙ્ગ એવા તત્ક્ષણ આવેજી,
પૂછી જાઉં માને મારી: "મા, શું તુજને ફાવેજી?

હું પણ પોપટ થઈ જો તારો પિઞ્જરમાં પુરાઉંજી,
પાંખો ફફડાવું ને સૂર હું ચીં ચીં તીણા કાઢુંજી.

બોલું કાલું, બોલું મીઠું, રામનામ પણ બોલુંજી,
પૂછું પ્રશ્નો અણગણ તુજને પેટી જાણે ખોલુંજી.

ત્યારે તું ઝૂકશે ને કહેશે "પોપટડો મુજ મીઠોજી,
પટપટ કેવું બોલે? પૂછે? આવો ક્યાં ના દીઠોજી.

ને ત્યારે મુજને થઈ જાતું, "હું પણ પોપટ થાઉંજી,
"ગોરું ત્હારું શિશુ મટી હું, લીલુડો થઈ જાઉંજી

"સુખડી, શીરો છોડી ત્હારાં લીલાં મરચાં ખાઉંજી,
દૂધ ને રબડી ત્યાગી ત્હારી, પેટે જલ પધરાવુંજી."

# અનુવાદ

**જયન્ત પાઠક**

## The God is Silent

**Nida Fazli**

*There is so much to be done*
*Let us unroll the larth*
*let us put leaues on the trees*
*blossoms on branches*
*let us set mountains in a row*
*hang the moon*
*add vast space to blue heavens*
*light the stars*
*to the winds give velocity*
*to stones wings to movement melody*
*also smiles to lips*
*glowlight to eyes*
*and to moving shadows on the*
*roadside life*

*The God is silent*
*why don't you come*
*and the universe be created*
*I can't do this all by myself.*

## અલ્લાહ ચૂપ છે

**નિદા ફાઝલી**

ઘણું બધું કરવાનું છે
ચાલો,
પૃથ્વીને ઉખેળીને પાથરી દઈએ
વૃક્ષો ઉપર પાન ઉગાડીએ, ને
ડાળીઓ પર ફૂલ,
પહાડોને હાર બન્ધ ગોઠવી દઈએ, ને
ચાંદને આસમાનમાં લટકાવીએ:
ભૂરાં આકાશોને વિશાળ અવકાશ આપીએ
તારાઓને ચમકાવીએ:
પવનને વેગ
પથ્થરોને પાંખો ને ગતિને સઙ્ગીત આપીએ
ચાલો,
હોઠને સ્મિત
આંખને ચમક, ને
રસ્તે ચાલતા પડછાયાઓને પ્રાણ આપીએ:
અલ્લાહ ચૂપ છે
અરે, ત્હમે આવીને
કેમ આવી વિશ્વરચના કરતા નથી !
આવું આવું કરવાનું
મ્હારા એકલાનું તો ગજું જ નથી.

## આખરી દિનની તલાશ

**મહમ્મદ અલવી**

*અલ્લાહે કુરાનમાં આમ કહ્યું છે:*
*હે લોકો!*
*મ્હેં પહેલાં તમારે માટે આસમાનની રચના કરી*
*પછી એને મ્હેં ચાંદ-સૂરજ-તારાથી ઝળહળતું કર્યું.*

*હે લોકો!*
*મ્હેં તમારે માટે જમીન રચી*
*એની છાતીને*
*નદીઓની વાંકીચૂંકી રેખાઓથી અઙ્કિત કરી,*
*એનો ખોળામાં સાગર મૂક્યો.*
*પૃથ્વી પર મેં પહાડો કર્યા, વૃક્ષો રચ્યાં. ને*
*વૃક્ષો ઉપર ફળ-ફૂલ.*
*મ્હેં મહેનત માટે દિવસ કર્યો,*
*ને આરામ માટે રાત.*
*હે લોકો!*
*આ બધું મ્હેં તમારે માટે કર્યું, પણ રખે ભૂલતા*
*એક દિવસ હું આ બધું પાછું લઈ લેવાનો છું.*
*અલ્લાહે કહ્યું તે તો સાચું જ, પણ*
*એ દિવસ ક્યારે આવશે?*
*એ આવશે દિન, જ્યારે અલ્લાહ બધું પાછું લેશે?*
*હું એ દિવસની રાહ જોઉં છું કારણ*
*આ બધું જૂનું પુરાણું થઈ ગયું છે એકદમ જૂનું પુરાણું.*

## Looking for the Last Day

**Mohammad Alvi**

*O people, god said in the koran*
*in the begining I created the heavens for you*
*and lit the heavens with stars, sun and moon,*
*O people, I created the earth for you*
*and crossed its chest with lines of rivers,*
*put oceans in the lap of land,*
*placed mountains, raised trees and on trees*
*put fruits and florrs,*
*O people, I made the day for you to work,*
*O people, I made the night for you to rest,*
*O people, I made all this for you,*
*but don't forget*
*One day I will take it all back!*

*What god has said is true,*
*but where is that day?*
*The last day when god will take back all this!*
*I look for that day because*
*now all this is old*
*too old!*

ભાનુપ્રસાદ પરીખ

### હે વૃક્ષ!

*હે વૃક્ષ!*
*હું તહને એટલે નથી ચાહતો કે*
*તું મ્હારા આંગણાનું આભૂષણ છે.*

*એટલે પણ નહીં કે*
*તું મ્હને કાયમ યાદ આપે છે*
*મ્હારા શુદ્ધ સુવર્ણ જેવા બાળપણની.*

*ના ભાઈ.*
*એટલે પણ નહીં કે*
*મ્હારા પિતાએ ત્હને રોપ્યું હતું.*

*ના, ના, નહીં કે*
*મ્હારો પુત્ર*
*ત્હારા નીચે જ*
*ભાખોડિયાભેર ચાલતાં શીખ્યો છે.*

*અલબત્ત,*
*એટલે પણ નહીં કે*
*મ્હને ત્હારી ઘટાટોપ છાયામાં જ*
*ફૂટે છે કૂંપળ જેવી તાજી કવિતા.*

*હે મ્હારી કવિતાના*
*પ્રથમ શ્રોતા–*
*તું ન હોત તો*
*હું*
*કોને વળગીને રોત!*

**હર્ષદ ચન્દારાણા**

### 'કાવ્યરૂપ ધરતી તરુસંગોષ્ઠિ

વૃક્ષ સાથે મનુષ્યનો આદિકાળનો નાતો છે. તરુનું થડ ઝાલીને માનવબાળ ઊભું રહેતાં શીખ્યું છે. વૃક્ષે તેને ફળ આપીને પોષ્યો છે. ઘાટી છાયા આપીને આશ્રય દીધો છે. તું પિતા છે, માતા છે, બન્ધુ છે અને સખા છે એમ માનવી વૃક્ષ માટે કહી શકે તેમ છે. આદિમાનવના સુખદુઃખનું સાક્ષી નિસર્ગ છે. તેમાં વૃક્ષનું પ્રદાન ઘણું મોટું છે. રવીન્દ્રનાથે એટલે જ કહ્યું કે નદીતટે નીકળ્યું છું કે વૃક્ષો શાખાઓ ઝુકાવી આવકાર આપે છે. અન્ડર ધ ગ્રીનવુડ ટ્રી'માં યોગ્ય રીતે જ ઉદ્ગાર કાઢ્યો કે માનવ એના ભીતરના હૃદયના તાલને તરુના પક્ષીના કંઠ સાથે મેળવી લે છે' રોબર્ટ ફ્રોસ્ટે 'ટ્રી એટ માય વિન્ડો' 'મારી બારી પાસેનું વૃક્ષ'માં તરુ પોતાની ક્રિયાનું કેવું સતત સાક્ષી બને છે અને તેની હલનચલનથી પોતે પણ કેવા સ્પન્દિત થાય છે, તેની સુન્દર વાત કરી છે. શ્રી હર્ષદ ચન્દારાણાનું પ્રસ્તુત કાવ્ય તરુ આપણી સાથેની અનોખી આત્મીયતા સ્થાપીને આપણને પ્રસન્ન કરી મૂકે છે.

વૃક્ષ વનનો પર્યાય છે. જઙ્ગલની [illegible] પ્રકૃતિની અસલિયત છે. આપણે અરણ્યોમાં સંસ્કૃતિ ખીલવી. જઙ્ગલની અમર્યાદ 'પ્રકૃતિ' 'આપણા ઉદ્યાનમાં વ્યવસ્થા પામીને સંસ્કૃતિ' બની. આમ આંગણે ઊગેલું વૃક્ષ ઘરની શોભા બની ગયું! પરન્તુ આ કવિ વૃક્ષને આભૂષણ તરીકે સ્વીકારવા છતાં માત્ર એની સુન્દરતાને કારણે એને ચાહતા નથી. તરુ સાથે મનુષ્યના શૈશવનો સમ્બન્ધ સ્થપાયેલો છે. વૃક્ષની ઝૂકતી શાખાએ કરેલાં ગાન, એનાં કૂજતાં પક્ષીઓ, વૃક્ષ પર બાંધેલ હીંચકો, થડ પરથી ચઢીને વૃક્ષ પર કરેલી વાનરલીલા – આમ કેટકેટલાં મધુર સ્મરણો લઈને બાળપણ મ્હોરી ઊઠે છે! પણ એનાથી જ વૃક્ષને મહત્ત્વ આપવાનું કવિને ગમતું નથી. આ કાવ્યના

વૃક્ષનો તો કવિ સાથે ઘનિષ્ઠનાતો છે. પિતાએ તેને વાવેલું છે! જેમ પોતાના તેમ વૃક્ષના પિતા તો જાણે એક જ છે! આ વૃક્ષ તો કદાચ એમનું અગ્રજ પણ હોય! એની સાથે ભ્રાતૃભાવ પણ જન્મે. જનક દ્વારા રોપાયેલું છે તેનું ગૌરવ છે પણ કવિ તેને સર્વોચ્ચ અગતા આપતા નથી. હા, 'ભાઈ' કહીને ગાઢ સ્નેહ દાખવે છે. એવો જ બીજો પારિવારિક સમ્બન્ધ આ આંગણના ઝાડ સાથે રહેલો છે. પુત્ર પોતાનો આત્મજ આ વૃક્ષ નીચે ગોઠણિયાભેર ચાલતાં શીખ્યો છે! પોતાની જેમ જ પુત્ર પણ એની શીળી છાયામાં રમ્યો છે! વેધક વત્સલ ઊર્મિનું ચિત્ર રચી આપતું આ સ્મરણ છે હવે કવિને આ વૃક્ષ એમની સર્જનલીલાનું પણ એક પરિબળ બની ઋણી બનાવતું દેખાય છે. એની પ્રગાઢ છાયામાં બેસતાં સિસૃક્ષા જાગી છે, અનેક કાવ્યો રચાયાં છે. કિટ્સે કહ્યું છે કે, વૃક્ષને જેમ કૂંપળ ફૂટે છે, તેમ કવિને કવિતા સ્ફૂરે છે એ વિધાન આ તરુની છાંયડીમાં કવિને માટે સાચું ઠર્યું છે. આમ છતાં, એ એકમાત્ર તેની ચાહનાનું કારણ નથી!

કાવ્યાન્તે સંવેદન અને લયમાં સહજ પરિવર્તન આવતાં કવિનું મનોગત આ દ્રુમદર્શનથી જન્મેલાં આન્દોલનોમાં પરાકાષ્ઠાએ પહોંચે છે. આ વૃક્ષ તો એમના અનારઞનો આધાર છે. એમની કવિતા સ્વગતોક્તિઓનું શ્રોતા છે. એમની વ્યથાનું આલમ્બન છે. એ ન હોત તો કોને બાથ ભરીને અશ્રુ વહાવત? વર્ષો પહેલાં એક મલયાલમ વાર્તા વાંચેલી, જેમાં પોતાના પ્રદેશમાંથી દૂર વેરાન પ્રદેશોમાં મજૂરીએ આવેલો દક્ષિણનો માનવી નાળિયેરીને બાથ ભરીને રડ્યો હતો! આ કાવ્યનો અન્ત એનું સ્મરણ કરાવે છે. અન્તર્ગૂઢ ઘનવ્યથાને ઝીલવા કદાચ અન્ય સહવાસી મનુષ્ય સક્ષમ નથી નિસર્ગ જેવું વિરાટ રૂપ જ તેને જીરવી શકે. આથી ઉત્તરામચરિત'ના રામની વ્યથાને પ્રકૃતિ ઝીલે છે. કવિ વભૂતિએ એનું હૃદયઙ્ગમ નિરૂપણ કરેલું છે. અહીં પણ વિ વૃક્ષને વળગીને પોતાની વેદનાને વ્યક્ત કરવાનું કહે છે. અંતિમ પઙ્ક્તિઓ સૂચવે છે કે કવિની અજ્ઞત વ્યથાને નહિ, પણ એમનાં વેદનાયુક્ત કાવ્યોને સુણીને વૃક્ષસહભાગી બની રહે છે. આમાં જાણે કવિના 'એકાકી અવાજ' (A lonely voice)નું સૂચન છે. વૃક્ષ કવિજીવનમાં કેવડું મોટું આશ્રય સ્થાન બને છે! સંવેદન તીવ્ર બનીને ભાવકને આન્દોલિત કરી મૂકે એ કક્ષાએ અહીં પહોંચે છે. એમાં ઊર્મિલ આવિષ્કાર કદાચ લાગશે.

આ રચનાની વિશેષતા એનાં ભાવચિત્રોમાં રહેલી છે. કાવ્યમાં શબ્દચિત્ર નહિ, ભાવચિત્ર રચાતું હોય છે. 'આભૂષણ' તથા શુદ્ધ સુવર્ણ જેવું બાળપણ ઉમઙ્ગ અને નિર્દોષતાને ભાવ ચિત્રો દ્વારા સૂચવે છે. એમાં દશ્યકલ્પન છે. પિતાની વૃક્ષને રોપવાની ક્રિયા અને પુત્રનું વૃક્ષ નીચે ભાખોડિયાભેર ચાલવું વત્સલભાવનું ચિત્ર રચી આપે છે. વૃક્ષ, વૃક્ષની ઘટાટોપ છાયા અને કૂંપળ જેવી કવિતામાં પણ દશ્યકલ્પનોનો પ્રયોગ થયો છે. આગળના પઙ્ક્તિ ઘટકોમાં નથી, 'ના', નહીં' નો ઈન્કાર ભાવકને વૃક્ષની હજી પણ વિશેષ મહત્તા હશે, એવી જિજ્ઞાસા જન્માવી કાવ્યભાવમાં ગતિ કરાવે છે. ક્રમિક થતા ભાવનિરૂપણના વિકાસમાં આને કારણે આપણે રમમાણ રહીએ છીએ. ત્રીજી પઙ્ક્તિ ઘટકમાં કવિએ 'ના, ભાઈ!' એવું સમ્બોધન કરી પિતાએ રોપેલા એ વૃક્ષ સાથે પોતાનો પારિવારિક સમ્બન્ધ સરસ રીતે સૂચવી દીધો છે! આ બધાં આ કાવ્યના હૃદ્ય રસસ્થાનો છે.

પદ્યમુક્ત રીતિમાં કવિએ બોલચાલના લયનો પ્રયોગ કરવાનું કૌશલ પણ દાખવ્યું છે. અનિવાર્યપણે છન્દ છોડીને પદ્યમુક્ત લયનો પ્રયોગ કરવાનું ઔચિત્ય અહીં સમજાય છે. સીધી સાદી સાદી ઈબારતમાં પણ કાવ્યત્વ સિદ્ધ થઈ શકે એનું આ કાવ્ય એક દૃષ્ટાન્ત બને છે. વૃક્ષને કવિતાનું 'પ્રથમ શ્રોતા' દર્શાવ્યું હોવાથી અન્તિમ પઙ્ક્તિમાં વહી જતી ઊર્મિલતાને કવિ મહદંશે ખાળી શક્યા છે, એવું સહૃદય ભાવકને પ્રતીત થશે. તરુ સાથેની સંગોષ્ઠિનું સંવદેન કાવ્યરૂપ ધરે છે, એ એની ચમત્કૃતિ છે.

❒

# અવલોકન

## વ્યથાબહુલ સંવેદનાનું શબ્દરૂપ: 'અનાહત'

### નીતિન વડગામા

*'શબ્દ મારું ઘર બને ને સ્વર તમારું આંગણું,*
*એ જ ઇચ્છાથી અમે તો જાત શણગારી હતી.'*

એમ કહીને, શબ્દ અને સ્વરને ઘર અને આંગણું બનાવવાના અભિલાપથી જાતને શણગારનારા કવિશ્રી દેવેન શાહ, તાજેતરમાં જ 'અનાહત' નામે કાવ્યસઙ્ગ્રહ લઈને કવિતાના પ્રદેશમાં પદાર્પણ કરે છે. નાટ્યસર્જક, નાટ્યનિર્માતા કે નાટ્યદિગ્દર્શક તરીકે વિશેષ જાણીતા બનેલા દેવેન શાહ, મૂળે તો નાટકનો જીવ છે. નાટ્યક્ષેત્રે એમણે કરેલું પ્રદાન તો સુવિદિત છે જ, પરન્તુ પ્રસ્તુત કાવ્યસઙ્ગ્રહના પ્રકાશનથી, એમના સર્જકવ્યક્તિત્વના મોરપિચ્છમાં કવિ તરીકેનો રઙ્ગ પણ ઉમેરાય છે.

'અનાહત'માં ગ્રન્થસ્થ ગઝલો, ગીતો કે અછાન્દસ કાવ્યોમાંથી પસાર થતાં જે અનુભૂતિ સમાન્તરે મળે છે એ છે વ્યથાવેદના-વિષાદની કે પછી એકાકીપણાને પરિણામે અનુભવાતી કરુણગર્ભ પીડાની.

*'કેવી રહી છે મ્હારી આ રોચક જીવનકથા,*
*બાકી બચ્યું ન કાંઈ ફક્ત રહી ગઈ વ્યથા'.* (પૃ. ૨૫)

એમ કહેતા આ કવિની કલમ, વ્યથા-વેદના કે વિષાદને વાચા આપવા તરફ વારેવારે વળે છે. પીડાના પ્રત્યક્ષ, પ્રબળ કે પારાવાર અનુભવનો આલેખ અહીં અવારનવાર અઙ્કાતો જોવા મળે છે. દુઃખ કે દર્દ તો વણમાગ્યું ને વણનોતર્યું પણ દોડતું આવે છે ને પાછું પીછો છોડતું નથી, એ દુઃખથી દૂર ભાગવાની કે એને ભૂલવાની લાખ કોશિશ કરીએ, પણ એનો ઓછાયો તો સાથે ને સાથે રહે! આમ, ચોમેર વ્યથા કે દુર્દશાથી ઘેરાઈ ગયા પછી કવિચિત્ત પોકારી ઊઠે –

*આનાથી વધારે શું તમે આપશો મ્હને?*
*એક હાથમાં વ્યથા તો અન્ય હાથ અવદશા* (પૃ. ૨૫)

વ્યથાજન્ય અવદશાનો આવો તન્તુ કવિનાં ગીતોમાં પણ સહજ રીતે જ ગૂંથાય છે. એવી કશીક કરપીણ ઘટના ઘટે ને એને પગલે પગલે પીડાનાં બળબળતાં વન ઊગી નીકળે! અપેક્ષા હોય આન્તર મનને શાતા આપતા શીળા છાંયડાની, ને વરસી પડે દેહને દઝાડતી લૂ! આવી વિષમ અને વેદનાસિક્ત સ્થિતિને પરિણામે જ તો કવિચિત્તમાંથી આવા ઉદ્ગારો સરી પડે –

*જીવતર તો ઝાડપાન લીલા સુક્કાનું વન*
*છાંયડો સોનેરી ક્યાં માંગીએ,*
*હાથમાં નથી રે કાંઈ આપણું કે'વાય જે*
*આસરો ઊછીનો ક્યાં માંગીએ.'* (પૃ. ૪૯)

ચપટીક પણ 'સોનેરી છાંયડો' કે 'ઉછીનો આશરો' મળી જાય તો સઘળું દર્દ ઓગળી જાય' પરન્તુ એ છાંયડાનું મળવું કે દર્દનું ઓગળવું એટલું સહેલું ક્યાં છે? અહીં તો જેમ જેમ એવી કશીક ખોજ આદરીએ છીએ તેમ તેમ સામું મળે છે. અડાબીડ એકલતાનું જઙ્ગલ ! વળી, કરુણતાની પરાકોટિ તો એ છે કે માણસોના ભર્યાભાદર્યા ટોળાની વચ્ચે પણ એકલા-અટૂલા રહેવું પડે છે! એક અછાન્દસ કાવ્યમાં કવિ, આવી એકાકી અવસ્થાને આ રીતે ઉઘાડી પાડે છે – 'સાવ એકલા/કેટલા આપણે/ સાવ એકલા / ટોળા વચ્ચે રહી એકલા / ભીતર ભરનાં ટોળાં.' (પૃ. ૭૪)

અલબત્ત, કવિસંવિત્‌માંથી આવી વેદનાની સેર સતત વહે છે એ સાચું, પરન્તુ હંમેશા નિરાશા અને નિસાસાના ઉદ્ગારો કાઢવાને બદલે એક સમજણની ભૂમિકાએ પહોંચીને કવિ, આવું આશ્વાસન કે સમાધાન પણ સ્વીકારે છે.

*એવું કહે છે કોણ સફળતા મળી નથી,*
*જાણું છું એટલું કે મ્હને એ ફળી નથી. (પૃ. ૩૧)*

કોઈ પણ ભાષાનો કે કોઈ પણ દેશકાળનો કવિ, પોતાના સમકાલીન સમયથી કે સમકાલીન સવાલોથી અળગો ન રહી શકે. એ ન્યાયે કવિ દેવેન શાહનાં ઘણાંબધાં કાવ્યોમાંથી પણ, સામ્પ્રત સમયની તાસીર ઝિલાતી જોવા મળે છે. 'પથ્થરના આ નગરમાં નજર માંડીએ તો ક્યાં?' એવા પ્રશ્નાર્થ સાથે, પથ્થર દિલ અને લાગણીજડ એવા નગરની પર્યાપ્ત ઓળખ આપતા આ કવિ, સ્વાભાવિક રીતે જ, એમની અનેક રચનાઓમાં નગરસંવેદનને પણ શબ્દસ્થ કરે છે. કેવું છે નગર, કેવો છે નગરમાં વસતો માણસ ને કેવા છે નગરજનો વચ્ચેના પારસ્પરિક સમ્બન્ધો – એને પણ કવિ અવારનવાર કાવ્યરૂપ બક્ષે છે.

બહારથી રૂડોરૂપાળો જણાતો પણ અન્દરથી શીર્ણવિશીર્ણ થતો જતો – ખોખલો થતો જતો કે ખળાતો જતો માણસ, નગરમાં વસીને કેવો સંવેદનશૂન્ય કે યન્ત્ર સાપેક્ષ બની ગયો છે એનો ચિતાર આપતાં કવિ કહે છે–

*અહમ્‌માં અકારણ સરી જાય માણસ,*
*કરે તાપણું ને ઠરી જાય માણસ.*

*

*ઘણી ઓછી એવી અહીં શક્યતા છે,*
*મ્હને શોધતા હો, મળી જાય માણસ. (પૃ. ૩૫)*

સ્થૂળ કે ભૌતિક ઉપલબ્ધિઓ માટે ઉધામા નાખતા અને અહમ્‌માં ઓગળતા જતા; યન્ત્ર વિજ્ઞાનના ઓછાયા તળે સંવેદનબધિર બની ગયેલા ને ટોળામાં ભળી જઈને પોતાની આગવી ઓળખ ગુમાવી બેઠેલા આજના માણસનું ચિત્ર, આ આખીયે રચનામાં અંકાયું છે. એવી જ રીતે, જેની ચેતના નિર્મૂળ થઈ ચૂકી છે અને જે માણસ તરીકેની ગરિમા ગુમાવી ચૂક્યો છે એવા સામ્પ્રતકાલીન માણસનું ચિત્રણ 'માણસનું નામ નહીં માણસ' ગીતમાં પણ થયું છે –

*જીવતર આખું યે સાવ ખાલી મકાન*
*એવું માણસ હોવાનું મળ્યું નામ,*
*આછું પાછુંયે કોઈ દિવસ કે રાતના*
*પૂગે નહીં પગલું એ ગામ. (પૃ. ૬૪)*

'માણસ' નામાભિધાન પામેલું આ પ્રાણી, ભારોભાર સુખ-સાહ્યબી વચ્ચે પણ ખાલીપા કે શૂન્યતાનો તીવ્ર અનુભવ કરે છે ને નિર્હેતુક દોડધામમાં સતત રચ્યુંપચ્યું રહે છે એના પ્રતિ માર્મિક કટાક્ષ કરે છે કવિ.

આજના આવા યાન્ત્રિક જીવનમાં અનુભવાતી સમ્બન્ધોની પોકળતા પ્રતિ પણ આ કવિની કલમની પ્રતિ રહી છે. માણસ-માણસ વચ્ચેનો ઉષ્માપૂર્ણ સમ્બન્ધ આજે નામશેષ થઈ ગયો છે ને માનવ-સમ્બન્ધોમાં ખાલીપણું કે ખોખલાપણું પ્રવેશી ગયું છે ત્યારે, આ કવિ પણ એમ કહી ઊઠે છે–

*દરવાજા બન્ધ, અન્ધ બધાં સગપણો મૂકી,*
*નીકળી ગયો છું દૂર હું લીધા વગર રજા. (પૃ. ૨૫)*

*

*સમ્બન્ધ તો નર્યા છે ઠાલા કાચનાં મકાન,*
*વાતો છે નરી વાતો એને સાચવી નથી. (પૃ. ૩૧)*

બન્ધ દરવાજા ને અન્ધ એવા સગપણોને કારણે કશે જ આવકાર મળતો નથી, બલ્કે બધેથી પાછું પડવું પડે છે એવો માણસ, જોજનના જોજન દૂર નીકળી જાય કે પછી કાચના મકાન જેવા બહુ જ નાજુક સમ્બન્ધતો તૂટી-ફૂટી જવાને લીધે ફરી પાછો એકાકી બની જતો જણાય એ સ્વાભાવિક છે. નગરના રસ્તાની ભીડ અને ભીંસમાં ક્યાંય ક્યારેય, પગ મૂકવા પૂરતી પણ જગા ન સાંપડે ને ઠરીઠામ થઈને મુકામ કરવાનું અશક્ય જણાય ત્યારે, આવા પ્રશ્નાર્થ સાથે પીડા પણ પ્રગટ થાય –

*રસ્તાની ભીડમાં પણ પગ માંડીએ તો ક્યાં?*
*પળભર કરું મુકામ, જગા સાંપડી નથી. (પૃ. ૩૧)*

આજના માણસને સતત સતાવતો એક પ્રશ્ન છે એના અસ્તિત્વ વિશેનો સ્વ સાથે સઙ્ઘર્ષ અનુભવાતો ને અસ્તિત્વ વિશેની અવઢવ કે અવઢવ ધરાવતો આ માણસ, 'હોવાના એ પ્રદેશમાં હું ક્યાંય ના હતો' એમ કહે કે પછી પોતાની હયાતી વિશે કશી જ નિર્ણયાત્મક ભૂમિકા પર આવી ન શકે એવે વખતે આ કવિને પણ એમ કહેવાનું પ્રાપ્ત થાય.

*હોવાપણાની વાત તો ભ્રમણા જ ફક્ત હોય,*
*હમણાં હતી સફર અહીંયાં કે ત્યાં પછી. (પૃ. ૨૨)*

યન્ત્ર વિજ્ઞાનના પડછાયાને પગલે પગલે વ્યક્તિજીવનમાં, તેમ સમાજજીવનમાં પણ આમૂલ પરિવર્તન આવ્યું છે. ધર્મ સત્ય અસત્યને દમ્ભથી ભર્યોભર્યો માનવસમાજનો મહેલ દિનપ્રતિદિન સડાગ્રસ્ત બનતો ગયો છે. બારણામાં પેસેલો સડો અને આગળિયામાં લાગેલો કાટ, માનવજીવનની અને સમાજજીવનની સુન્દર દીસતી ઇમારતનો ક્યારે જમીનદોસ્ત કરી દે એ કહેવાય તેમ નથી. તેથી જ તો કવિ, આ બાબત તરફ લાલબત્તી ધરે છે – 'આ કાટ... આખરે તો કાટ જ છે જે ધીરેધીરે નક્કર વસ્તુને ખાઈ જશે / કેમ કે કાટે હવે પોતાના રક્તમાં ધર્મ નામનું એસિડ / ભેળવી લીધું છે. (પૃ. ૭૩).

'આ અવાજોનું નગર 'હેવેન' ક્યાં આવી મળ્યું? એવો પ્રશ્ન છેડતા કવિને અવાજનું અડાબીડ આકર્ષણ છે; એટલે જ તો એમની પાસેથી 'રસ્તો અવાજનો છે, ભ્રમણાનું એક નગર', ડૂબી ગયો છું હુંય અવાજોના ઘર મહીં', 'અવાજના રસ્તાની પાછળ એકલતાનો ભાસ' જેવી પઙ્ક્તિઓ મળે છે. આજે, કર્ણપ્રિય એવા કલરવનું સ્થાન, કોરી ખાતા કોલાહલે લઈ લીધું છે એને પરિણામે જન્મતી વિષમતાને કવિ, અવાજને નિમિત્તે વારંવાર વ્યક્ત કરે છે. જોકે, ભાવની સાથે જ કવચિત્ થતું કેટલાંક પદોનું પણ પુનરાવર્તન ક્યારેક ખૂંચે પણ ખરું.

'વાંચે છે લોક સહુ હવે છાપાની જેમ પ્રેમ' એમ કહીને, બદલાતા જતા સમયની સાથે પ્રેમ વિશેની બદલાતી જતીસમજ અને સંકલ્પના પ્રતિ પ્રહાર કરતા આ કવિ, પોતાની રચનાઓમાં પ્રણયભાવને પણ મોકળે મને આલેખે છે. અલબત્ત, ગઝલને મુકાબલે કવિનાં ગીતોમાં પ્રણયસંવેદન વિશેષ માત્રામાં ઝિલાયું છે. 'આવતાં-જતાં', 'રઙ્ગ તારા કેવા રે વાલના', 'કેમ કરી તમને હું પૂછું', 'મ્હારા મનની વાત', 'રૂપાં હૈયાં', 'વાદળવર્ણી પ્રીત', 'બોલ મ્હારા વાલમનાં, 'કદાચ', 'લીલો ચટકો', 'રાસ', 'એક છકેલી છોકરીનું ગીત એક રઙ્ગીલા', છોકરાની પ્રીત', 'પ્રેમપ્રભાતી', 'વહેલી સવારથી જ ચેલી', 'જીવી લે પળવાર' જેવાં મોટા ભાગનાં ગીતો, પ્રેમભાવની ધરી પર જ ઊભેલાં જણાય છે. ક્યારેક કવિ, પ્રણય ભાવને વહેતો મૂકવા માટે રાધા-કૃષ્ણના ભાવપ્રતીકને પણ ખપમાં લે છે–

*આટલા અજાણ્યા કેમ થયા શ્યામ*
*કે હવે પૂછો છો રાધાનું નામ.*
*આંગળીના ટેરવે ને વાંસળીના સૂરમાં*
*ટાંક્યું છે ગોકુળિયું ગાન... હો શ્યામ. (પૃ. ૪૦)*

એ ખરું કે સઙ્ગ્રહનો મોટો ભાગ ગીતો રોકે છે. ને ગીતોનો મોટો ભાગ પ્રણયગીતો; પરન્તુ અહીં પણ, 'કેમ કરી તમને હું પૂછું?' કે 'એક છકેલી છોકરીનું ગીત', એક 'રઙ્ગીલા છોકરાની પ્રીત' જેવાં સિનેમાશાઈ ગીતો, કાવ્યત્વની દષ્ટિએ ભાગ્યે જ સન્તર્પક નીવડે છે. અલબત્ત, ગીત પરત્વેની કવિની હથોટીનો અને એમની કવિત્વશક્તિનો પર્યાપ્ત હિસાબ મળે છે 'લ્યો સાચવો' શીર્ષકના ગીતમાંથી સ્વ. પરેશ ભટ્ટ દ્વારા સ્વરબદ્ધ થઈને સહૃદયોને હૈયે વસી ગયેલું આ ગીત, નાજુક ભાવ અને એની સઘન અભિવ્યક્તિને કારણે સ્પર્શક્ષમ બની રહે છે.

*મ્હારી આંખમાંથી ખરતો આ શ્રાવણ-ભાદરવો*
*તમે સાચવી શકો તો લ્યો સાચવો.*

*તમે પારખી શકો તો લ્યો પારખો...*

*

*ભીના રે હાથમાંથી સરતો આ ખરબચડો સાથ*
*તમે જાળવી શકો તો લ્યો જાળવો.*
*તમે સાચવી શકો તો લ્યો સાચવો... (પૃ. ૩૭)*

'અપાર શાન્તિ વચ્ચે મ્હેં સાંભળ્યો છે અનાહત નાદ' એમ કહેનાર આ કવિ પાસેથી કેટલાંક અધ્યાત્મરઙ્ગી ભજનો મળે છે; તો એમનાં કેટલાંક કાવ્યોમાં જીવન અને જગત વિશેનું ચિન્તન પણ ભળે છે. 'ક્યાં છે ત્હારા ખિસામાં' કે 'તરસ્યું લાગી' જેવાં ગીતોનાં આ પ્રકારના મનભર ચિંતન કે દર્શનનો ભગવો રઙ્ગ ભળતો માલૂમ પડે છે.

ગીત અને ગઝલની અપેક્ષાએ સંખ્યાદષ્ટિએ ઓછાં હોવા છતાં પણ, અહીં કેટલાંક અછાન્દસ કાવ્યો પણ ગ્રન્થસ્થ થયાં છે. મુક્તલયમાં વહેતાં આ પ્રકારનાં કાવ્યોમાં વિશેપ નોંધપાત્ર ઠરતું કાવ્ય છે 'અભિમન્યુ'. અભિમન્યુની મિથનો કાવ્યાત્મક વિનિયોગ કરવાનું ઉચિત સમજતા કવિ, આ પુરાણા-પાત્રને વિશિષ્ટ અર્થઘટન સાથે યોજે છે તે કાવ્યાન્તે એવા નિદાન ઉપર આવે છે.

*'અત્યારે અને આવતી કાલે હવે અભિમન્યુનો વધ નહીં થાય*
*ભલે વ્યૂહાત્મક દીવાલો ચણાતી રહે*
*એણે ચક્રવ્યૂહને ભેદવા જન્મ ધારણ કર્યો છે,*

*કદાચ ધર્મ નામનો શબ્દ*
*જીવતો મળી જાય તો...*
*એનું પુનઃસ્થાપન પણ જરૂરી છે*
*કદાચ એ જ એના માટે આજનું મહાભારત છે. (પૃ. ૭૦)*

ગઝલ, ગીત અને અછાન્દસ એમ ત્રિવિધ ક્ષેત્રે કલમ ચલાવતા કવિ દેવેન શાહ, અભિવ્યક્તિનાં વિવિધ ઉપકરણોને ખપમાં લઈને કવિત્વ પણ સિદ્ધ કરે છે. કેટલીક વાર પ્રતીકાત્મક સ્તરે થતું પ્રસ્તુતીકરણ કાવ્યભાવને અર્થઘન બનાવે છે; તો ઇન્દ્રિય સન્તર્પક કલ્પનોની સૃષ્ટિ, કવિના સંવેદનને સૌન્દર્યાત્મક કોટિએ પણ મૂકી આપે છે. એમાંયે યાદનો પાલવ, અવાજોનું નગર, અવાજનો રસ્તો, લાગણીના માર્ગ, અવાજોના ઘર, ઓળખનો અશ્વ, અવસરનાં હરણ તરસોનાં ચરણ, યાદોનાં અશ્રુવન, જીવતરની જમના, જીવતરની બાંધણી, યાતનાની ડાળ જેવાં ષષ્ઠીના પ્રત્યયયુક્ત કલ્પનો યોજવાનું કવિનું વલણ વિશેષ વરતાય છે. વળી, કવિનું ભાષાકર્મ અને લયયોજના પણ ભાવની બળકટ અભિવ્યક્તિ માટે મદદે આવતું જણાય છે. એવી જ રીતે ગીતના લયમાં વહેતી ને ગઝલનું સ્વરૂપ પણ સાચવતી 'સૂરજ ઝળૂમ્બિયો', જેવી ગીત-ગઝલ પ્રકારની રચનામાં, કવિના પ્રયોગશીલ માનસના સગડ પણ શોધી શકાય છે.

દેવેન શાહ જેવા નાટકના માણસ તરીકે જાણીતા સર્જક પાસેથી મળતો આ ન્હાનકડો કાવ્યસઙ્ગ્રહ એકન્દરે કેવો અનુભવ કરાવે છે? કવિની આત્મપ્રતીતિ તો આવી છે.

*મહેફિલના શત્રુઓ પણ માણે છે આ ગઝલ*
*મિત્રો કહે છે મ્હારા, સારો પ્રયાસ છે. (પૃ. ૨૬)*

આપણે પણ, આ 'સારા પ્રયાસ'ને આવકારીએ ને આનાથી પણ 'અધિક સારા પ્રયાસ'ની પ્રતીક્ષા કરીએ.*

* ('અનાહત' દેવેન શાહ. ૧૯૯૯. પ્ર. 'વ્યઞ્જના', ૩, મારુતિ નગર, 'દિનકર', એસ્ટ્રોમ રોડ, રાજકોટ-૧, રૂ. ૧૦૦)

❐

# She can't read this ad. But she's praying that you will.



The real pity isn't that she is blind. It's that those of us who can see, seldom see the truth.

- And the truth is that you don't need perfect vision to donate your eyes. It doesn't matter whether you wear glasses, have cataract or have undergone eye surgery. Your age is of no consequence either.
- Your donation gives sight to not one, but two persons. Remember, for the blind, even a single eye is a dream come true. And the more dreams that come true, the better.
- Contrary to belief, eye removal leaves no scar or disfigurement whatsoever. And takes less than 15 minutes to do.
- The only restriction is that the eyes have to be removed within 6 hours of death. Your family has to inform the Eye Bank at once, so they can rush a doctor to you.
- According to law, you can even gift the eyes of a deceased relative. Provided he or she has never said anything against eye donation.

***The most precious gift in the world.***

Inserted for Public Information by.

SAFARI
INDUSTRIES (INDIA) LTD.
Regd. Off.: 107/0 Khetani Textile Compound
Bazarward, Kurla, Bombay-400 070.

# કવિલોકની વ્યવસ્થામાં ફેરફાર

૧૯૯૯ના જાન્યુઆરીથી કવિલોકની નવી વ્યવસ્થા અમલમાં આવી છે તેની સહુ એજન્ટો, ગ્રાહકો, સર્જક-મિત્રોએ નોંધ લેવા વિનંતી છે.

હવેથી આપનું લવાજમ, આપની કૃતિઓ અને વ્યવસ્થા અંગેનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

**કવિલોક**

કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા

અમદાવાદ - ૩૮૦ ૦૦૧

કવિલોકનું વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬૦ = ૦૦ છે. લવાજમ ઉપરના સરનામે જ મોકલવું. બહારગામની બૅન્ક પરની ચેક હોય તો બૅન્ક કમિશનના રૂ. ૧૫ ઉમેરીને રૂ. ૭૫ = ૦૦ મોકલવા. પરદેશનું લવાજમ હવાઈ માર્ગે રૂ. ૨૦૦ = ૦૦ અથવા ડૉલર **પાંચ** અથવા પાઉણ્ડ **ચાર** રાખવામાં આવ્યું છે.

લેખકોએ પોતાની કૃતિ કાગળની એક બાજુએ, સ્વચ્છ અક્ષરોએ અને જોડણીશુદ્ધ લખી મોકલવી. કૃતિ સાથે જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ. કૃતિ સ્વીકાર્ય હશે તો એકાદ માસમાં જવાબ અપાશે; અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

ગ્રાહકોએ પત્રવ્યવહારમાં પોતાનો ગ્રાહક નમ્બર અવશ્ય જણાવવો.

## ઈ.સ. ૧૯૯૮નાં કવિલોકનાં પારિતોષિકો

૧. બ.ક.ઠા. પારિતોષિક રૂ. ૫૦૧ દેવેન્દ્ર દવેના 'વિનવણી' સૉનેટને, નવે. ડિસે. '૯૮

૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક રૂ. ૧૦૦૦ યશવન્ત ત્રિવેદીને 'તું સમુદ્રમાં શાહીથી લખેલા.' 'પ્રકાશ જેમ જોયા કરે છે,' સપ્ટે-ઑક્ટો. '૯૮

**નિર્ણાયકો : શ્રી રાજેન્દ્ર શાહ અને 'કવિલોક'ના તન્ત્રી**

૩. વ્રજલાલ દવે પારિતોષિક રૂ. ૨૫૧ નલિન પણ્ડ્યાને તેમના અવલોકન માટે, સપ્ટે-ઑક્ટો. '૯૮

**નિર્ણાયક : શ્રી વિનોદ અધ્વર્યુ**

૪. 'સ્વ. ભાવનાબહેન મુકુન્દરાય દેસાઈ' કાવ્યાસ્વાદ પારિતોષિક રૂ. ૩૫૧

શ્રી અરવિન્દ જોશીને જુલાઈ-ઑગસ્ટ, ૧૯૯૮માં પ્રકટ થયેલા લેખ માટે.

**નિર્ણાયક : ડૉ. હેમન્ત દેસાઈ**

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## નવું પ્રસ્થાન

દરેક નવું પ્રસ્થાન ખરેખર રસવાહક કે કળામય છે કે નહિ તે પ્રશ્ન ઊભો રહે. તે વખતે અમુક વસ્તુ રસાવહ છે કે નહિ તેની કસોટી કોણ? વૈયાકરણી, પિઙ્ગળશાસ્ત્રી કે કવિતાકલાજ્ઞ સહૃદય? માત્ર વ્યાકરણ કે પિઙ્ગળની દૃષ્ટિએ જ જોયા કરનાર શાસ્ત્રજડ માનસને તો 'દોષ તે દોષ જ' દેખાયા કરવાનો અને તેને કાવ્ય દૂષિત રસહીન લાગવાનું? તો શું તેની કસોટીને કવિઓએ માન્ય રાખવી? જો કવિઓની જ પ્રણાલિને કવિઓએ માન્ય રાખવી ઘટે તો પછી વ્યાસથી માંડીને દલપત લગીના કવિઓએ જે રસ-પર્યવસાયી કાવ્ય સ્વાતન્ત્ર્ય દાખવ્યું છે તેને જ રસ્તે જવાનું ઉચિત રહે. પ્રત્યેક રૂઢ પ્રણાલિકાથી ભિન્ન પ્રસ્થાનની ગુણવત્તાની એક જ કસોટી ગણાવી જોઈએ અને તે રસવતી રસપર્યવસાયિતા. ભાષા, શબ્દ, વ્યાકરણ, છન્દ વગેરેની રૂઢિને કોરાણે મૂકનારું સર્જન જો રસવત્ હોય છે તો તેની બધી છૂટોને આ શાસ્ત્રો બીજે દહાડે આવીને શાસ્ત્રસમ્મતિની છાપ મારી આપે છે. પ્રતિભાસમ્પન્ન કવિની કળામાંથી જ કાવ્યશાસ્ત્રના નિયમો જન્મે છે. કાવ્યશાસ્ત્રના નિયમમાંથી કવિતા જન્મતી નથી. એ નિયમો તો કવિતાપ્રદેશમાં ડગલાં દેનાર માટે ચાલણગાડીનું કામ આપે માત્ર. પણ વિકસેલો કવિ તો પોતાના પગ ઉપર નિર્ભર બનીને જ તેને રસ અને કળા જ્યાં પ્રેરે ત્યાં વિચરે છે.

સુન્દરમ્

# વિમર્શ

## ગુજરાતી લોકગીતોમાં પ્રણયભાવનું નિરૂપણ

હસુ યાજ્ઞિક

પ્રેમ એ વ્યક્તિનિષ્ઠ અને પ્રાકૃતિક એવું લાગણી-તત્ત્વ છે, સહજસ્ફુરણા છે અને પ્રણય ત્હેનું જ કૌટુમ્બિક એવું સાંસ્કૃતિક અઙ્ગ છે. સાહિત્ય અને લોકસાહિત્ય બન્નેમાં આ બન્ને જનક-જન્ય એવા ભાવોનું નિરૂપણ મુખ્ય જ નહીં, પ્રાણભૂત રહ્યું છે. પ્રેમનો અહીં અર્થ બે વિજાતીય વ્યક્તિઓનું પારસ્પરિક અદમ્ય અને ઉત્કટ આકર્ષણ એવો છે. આ પ્રકારની-વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની લાગણીમાં જ મુખ્યત્વે સમાજ અથવા તો કુટુમ્બ ક્યાંક પ્રેરક અને સહાયક તો ક્યાંક બાધક બને છે, કેમ કે, ભારતીય સમાજમાં કે પછી કોઈ પણ સંસ્કૃત સમાજમાં પ્રણયભાવ પ્રત્યક્ષ રીતે જ કુટુમ્બ અને સમાજને સ્પર્શતો ભાવ છે, કેમ કે, પ્રણયભાવની આશ્રયસ્થિતિ તે દામ્પત્ય છે. એ છે તો વ્યક્તિ-વ્યક્તિ સમ્બન્ધ, પરન્તુ દામ્પત્યનું રૂપ પામ્યા પછી તે વ્યક્તિઓ પૂરતો જ મર્યાદિત ન રહેતાં કુટુમ્બ-પણું સંસિદ્ધ કરનારું મુખ્ય ઘટક બની રહે છે. પ્રેમ આડે જે સમાજિકતાનું વિઘ્ન આવતું હોય છે, મુખ્યત્વે વિશ્વની કોઈ પણ પ્રેમકથામાં, તે આ કારણે જ. વિજાતીય વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેનો સમ્બન્ધ બિનસામાજિક સમ્બન્ધ રહી જ શકતો નથી, એ સન્દર્ભમાં સાહિત્ય અને લોકસાહિત્યમાં પ્રણયભાવ દામ્પત્યનો જ પર્યાય બની રહે છે. તેમાં પણ લોકસાહિત્ય ક્યારેય સામાજિકતાની પૃષ્ઠભૂમી વાસ્તવિકતા છોડી શકતું નથી. આથી લોકગીતમાં જે પ્રણયભાવનું નિરૂપણ છે તે દામ્પત્યની ભૂમિકા પર જ થયેલું જોવા મળે છે.

પરન્તુ સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચે જે કેટલોક પાયાનો તાત્ત્વિક કહી શકાય એવો ભેદ છે એ કારણે સાહિત્યનિરૂપિત પ્રણયભાવ કરતાં લોક-સાહિત્ય નિરૂપિત પ્રણયભાવ, ખાસ તો લોકગીત-નિરૂપિત પ્રણયભાવ, એનાં વૃત્તિ-વલણમાં, એના ક્ષેત્રવિસ્તાર અને સ્વરૂપમાં જુદો પડે છે. પ્રેમભાવમાં સાહિત્ય અને લોકસાહિત્યના નિરૂપણમાં જે કેટલીક મૂળભૂત એકરૂપતા અને સમાનતા છે તે પ્રણયભાવમાં નથી. લોકગીતનો પ્રણયભાવ એટલે કુલવધૂ બનેલી નારીનું સાનુરાગી મનોવિશ્વ. અને એમાં એનું સ્નેહભાજન પિયુ-પરણ્યો તો હોય જ, સાથે સાસુ-સસરા, જેઠ-જેઠાણી, નણંદ-ભોજાઈ, દેરાણી-જેઠાણી, ભાઈ-ભાભી, માતા-પિતા, દાદા-દાદી એમ આખું કુટુમ્બ જ વિસ્તરેલું જોવા મળે છે. સાહિત્યકૃતિ માટે ભાગ્યે જ ખપની એવી આ સૃષ્ટિ લોકગીતનો તો પ્રાણાધાર છે. એમાં ઉપપત્ની, શોક્ય પણ દૃષ્ટિબહાર રાખી ન શકાય. માતા, ભોજાઈ જ નહીં પરન્તુ શેરીનાં કૂતરાં અને ઘરનાં દરનાં ઉન્દર-છછુન્દર સાથેનો સમ્બન્ધ પણ કેવો જીવતો-જાગતો હોય છે એની ઇમેજ જુઓ:

સસરા સુરતથી ઘણ્ટી લાવ્યા અને સાસુ અધમણ દળાવવા લાગ્યાં, જેઠાણી લોટ જોખવા લાગી, નણન્દ રોટલા ઘડવા લાગી એટલે નવવધૂ માથે ગવાળો ને હાથમાં ખાસડાં લઈ પિયરની વાટે ચાલી. દાદાજી ખુશ થયા, દીકરી દિવાળી કરવા આવી. ઘોડો ખેલવતા ભાઈએ આવકારી ને પછી

*ચોકમાં રહીને માતાજી બોલ્યાં, વાતનો વિહામો*
*આવ્યો હો લાલ! લુમ્બી લ્યો.*
*ઓરડે રહીને ભોજાઈ બોલ્યાં, કજિયાના કરનાર*
*આવ્યાં હો લાલ! લુમ્બી લ્યો.*
*મેડીએ રહીને બિલાડો બોલ્યો, ઢાંકણીની ઢાંકનાર*
*આવી હો લાલ! લુમ્બી લ્યો.*

*ખડકીએ રહીને કૂતરું રે બોલ્યું, ધોકાની દેનારી*
*આવી હો લાલ! લુમ્બી લ્યો.*
*દરમાં રહીને ઉન્દરડું બોલ્યું, લીંપનાર ગુંપનાર*
*આવી હો લાલ! લુમ્બી લ્યો.*
*ભીંતે તે રહેતું છછુન્દર બોલ્યું, કુંકરાની દેનારી*
*આવી હો લાલ! લુમ્બી લ્યો.*
*(જીવનચક્ર: ૧૧૮: પૃ. ૧૩૮)*

કહેવાયું છે કે 'ગૃહિણી ગૃહમ્' પરન્તુ સ્ત્રીને મન તો ઘર અને કુટુમ્બ જ જીવન છે. લોકગીત તો છે આવી ઘરરખ્ખુ ધણિયાણીના હૃદયના સીધા ઉદ્ગાર. એથી એમાં પ્રેમ હોય, પ્રણય હોય, પતિને ઉદ્‌બોધન હોય તેનું પ્રમાણ ખીચડીમાં મીઠું. પતિ પ્રતીક છે. એના ક્ષેત્રમાં તો આખેઆખું કુટુમ્બ છે, ઘર છે. આથી પ્રેમગીત મળશે લોકગીતમાં. સાદ્યન્ત પ્રેમગીત. પરન્તુ પ્રણયભાવ હશે તો એમાં અખણ્ડિત સમગ્ર દામ્પત્ય જ જોવા મળશે. ઘર, કુટુમ્બ, ગામ, સીમ, ખેતર, કૂવા, સૂરજ, મોર, પોપટ, હોલા, ચકલા, કેવડો, મરવો, મોગરો એના પ્રણયભાવમાં માત્ર આનુષઙ્ગિક જ નહીં, ક્યાંક તો પ્રાણભૂત અને આધિકારિક બનીને આવે છે. ગીતની માંડણી થશે :

*રસિયા! વાડાની વરખડિયે મધડાં બેસિયાં રે લોલ*
*રસિયા! નિસરણી મંગાવો મધડાં લઈએ રે લોલ*
*રસિયા! ચાંદીને વાટકડે મધડાં ઝીલીએ રે લોલ*
*રસિયા! નિસરણી ખસીને મધડાં ઢળી ગયાં રે લોલ*
*(જી.ચ. ૧૧૫૫ : પૃ. ૧૧૮)*

એવા ક્રિયાચિત્રથી. પરન્તુ એમાંથી જ પાછો જન્મે અને કઙ્કાસ મજિયારો વહેંચાય એની વાત આવશે કે પછી નવસંયોગ અને પતિમિલનની મધુરતા વર્ણવાશે :

*વાટકીમાં કેશર ઘોળ્યાં વાલમજી! રઙ્ગનો લીલો છોડ*
*રઙ્ગમાં રોળ્યા વાલમજી!*
*(જી.ચ. ૧૧૪૩ : પૃ. ૧૦૮)*

પરન્તુ અનુપઙ્ગે તો સસરા, જેઠ અને દિયરના કઠોર વ્યવહારનું જે દુઃખ છે તે જ ખેંચાતું આવે છે. આમ, લોકગીત નિરૂપિત પ્રણય એટલે વધૂનું કુટુમ્બ-સન્દર્ભ ધરાવતું મનોવિશ્વ.

રજૂઆત અને મૌખિક પરમ્પરાની દૃષ્ટિએ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચે કોઈ ભેદ નથી. પદ, ભજન, રાસ, આખ્યાન, ફાગુ, પ્રબન્ધ દૂહા-ચોપાઈ જેવા સાહિત્યપ્રકારો અને સ્વરૂપોની રજૂઆત સમૂહ સામે જ થતી હતી. એક ગાય અને બીજા સાંભળે કે ઝીલે એવો ક્રમ હતો, મુખપરમ્પરાથી એ જળવાતું આવતું હતું તેમ છતાં આ બધાંથી લોકગીતને તો એની જુદી જ પોતીકી એવી ઓળખત રહી છે. સાહિત્યકૃતિઓ સમૂહ માટેની રજૂઆતની સામગ્રી છે પરન્તુ લોકગીત તો પોતે જ સામૂહિક પ્રસ્તુતીકરણ છે. ગાનાર, ગવડાવનાર, ઝીલનાર સહુનું એ પોતીકું જ અઙ્ગ છે. લોકગીત ગવાય છે ત્યારે કૃતિ અને ભાવક એ ભેદ રહેતો નથી. પોતે પોતાને જ પોતાની રીતે રજૂ કરે છે. સાહિત્યકૃતિનો ભાવ સાધારણીકરણની સાહિત્યિક પ્રક્રિયાએ ભૂમિકાએ પોતાનો બનતો હોય છે. લોકગીત તો તત્ક્ષણ પોતાનો જ ભાવવિશેષ બનતું હોય છે. એનું રૂપ કોઈ પણ તબક્કે તરતું અને પ્રવાહી રહે છે. તત્કાળ પરિવર્તન, ઉમેરણ-સંવર્ધનને અહીં અવકાશ રહે છે. ગવડાવનાર કે ઝીલનારને કશુંક નવું સ્ફૂર્યું, સૂઝ્યું કે તત્કાળ ઉમેરણનો અવકાશ રહે છે. અને એમાં જો સત્ત્વ હોય તો પછીના અવતારોમાં, રજૂઆતોમાં એની પરમ્પરા ચાલે છે. સમસામયિક પ્રસ્તુતતા, ભાષા તેમ જ ભાવની ભિન્નતા. જાતિ-જ્ઞાતિ-પ્રદેશ આધારિત પરિવર્તનો લોકગીતમાં રજૂઆતે જ શક્ય બને છે. આથી ઊલટું સાહિત્યની કૃતિ હોય એવી રચનાને તો મુખ્યત્વે એના સંસિદ્ધ થયેલા ઠરેલા સ્વરૂપમાં જ રહેવું પડે છે. ન્હાનાંમ્હોટાં ભાષાગત પરિવર્તનો છન્દ-માત્રાને જાળવીને થઈ શકે. ઘસાયેલા શબ્દસ્થાને સમાન

અવાજ-મૂલ્ય-વજનનો બીજો નવો શબ્દ સ્થાન લઈ શકે. પરન્તુ એ સિવાય જો સમાજની પરિવર્તનશીલતા કે અન્ય કારણે જે કંઈ ફેરફાર કરવાનું જરૂરી બનતું હોય ત્યારે સાહિત્યની કૃતિને નવા કવિ-સર્જક હાથે નવો જ અવતાર લેવો પડે. નાકરનું નળાખ્યાન પછી પ્રેમાનન્દનું નળાખ્યાન બની શકે. સાહિત્યમાં આમ વ્યક્તિ અને કૃતિ વચ્ચેનો સમ્બન્ધ અવિભાજ્ય છે. લોકસાહિત્યમાં કૃતિને આ સમ્બન્ધ લોક સાથે છે, આખા એના સમાજ સાથે છે. જાતિ-જ્ઞાતિ-પ્રદેશે જેટલા જુદા 'લોક' કે સમાજ એટલા એક આધારરૂપ રચનાનાં પણ રૂપ. આ રીતે સાહિત્ય અને લોકસાહિત્ય તાત્ત્વિક રીતે જુદા છે. આથી તો સાહિત્યકૃતિને આધારે જ જો કોઈ સામાજિકતા કે તેનું મૂલ્ય નિશ્ચિત કરીએ ત્યારે એ સ્થળ અને કાળની દૃષ્ટિએ એક બૃહદ્ એવા ક્ષેત્રને એ લાગુ પડે છે, એમ કહી શકાય. પરન્તુ લોકગીતને આધારે જો આવી તારવણી કરીએ તો તે એટલા બૃહદ્ ક્ષેત્રની નહીં, પરન્તુ તેના જાતિ-જ્ઞાતિ-પ્રદેશના ક્ષેત્ર પૂરતી જ ગ્રાહ્ય માનવી જોઈએ. લોકગીતના પ્રણયભાવના નિરૂપણના અભ્યાસ-નિરીક્ષણમાં આ વાત્ ધ્યાનમાં લેવી જોઈએ.

લોકગીતોમાં પ્રણયભાવનું નિરૂપણ નારીજીવનના ભિન્ન ભિન્ન તબક્કાઓ સાથે સઙ્કળાયેલી પ્રાસઙ્ગિક ગેય રચનાઓમાં થયું છે. ગૌરીવ્રતસંલગ્ન જાગરણગીતો, દેદો કૂટવો, અચકોમચકો કારેલી, અમુક-તમુકની ચાલ દેખાડો, પેટમાં દુખવાનાં કારણોના સાભિનય સંવાદો, વગેરેની લોકરમતો, ખાયણાં, વરત, ઉખાણાં, જોડકણાં ઇત્યાદિ સાથે સઙ્કળાયેલી વિવિધ પ્રકારની પદ્યાત્મક અને ગીત-પ્રકારની રચનાઓ કિશોરી માનસની ઘર-વરની કલ્પના સાકાર કરે છે. સમજણના ઘરમાં પ્રવેશતી કન્યકાની આંખે અહીં એક બાજુ એનાં માતાપિતા અને ભાઈભાભીના સંસારનું નિરીક્ષણ હોય છે, તો બીજી બાજુ એનાં ભાવિ લગ્નનું, ઘરસંસાર અને કુટુમ્બનું ચિત્ર પણ આલેખાતું હોય છે. લગ્નેચ્છા અને કેવો પતિ ઝઙ્ખે છે, એનાં બિમ્બ પણ અહીં મળે છે. આથી આવાં ગીતો ઊઘડતી યૌવન કળીઓના મનોવિશ્વની પ્રણય ઝઙ્ખનાનું પરોઢ છે. લગ્ન માટે સાથી-પસન્દગીને અવકાશ ન હતો ત્યારે આ કન્યામાનસને કેવા વરની અને ઘરની ઝઙ્ખના છે તે દાદાને ઉદ્દેશતાં ગીતોમાં જોઈ શકાય છે. ન ઊંચો ન નીચો, ન ગોરો ન કાળો, ન જાડો ન પાતળો, ન રૂપવાન ન કદરૂપો એવા કેડે પાતળિયા ને શામળિયા વરને તે ઝઙ્ખે છે. કોઈ ખબર લેવા પણ આવી ન શકે એવા દૂરના સ્થળનો અને વધૂને યાતના આપવામાં વગોવાયેલા હોય એવા ગામ-કસબામાં લગ્નસમ્બન્ધ નક્કી કરવાનો એમાં નિષેધ દર્શાવવામાં આવે છે. હા, ગુજરાતના આદિવાસીઓની કન્યકાઓને તો પોતાનો મનનો મોરલો પસન્દ કરવાનો અવકાશ છે એથી ખેડબ્રહ્માના ગરાસિયા ભીલનાં લીલાં-મોરિયાં અને દક્ષિણ ગુજરાતનાં છેલિયાં ગીતો અહીં જુદાં પડે છે. એમાં મુક્તિનો આનન્દ, ઉલ્લાસ અને ભરપૂર શૃઙ્ગાર છે, સાથે જ વયસન્ધિનાં જોખમો સામે લાલબત્તી પણ છે :

*મ્હારી વાડીના ભમરા, વાડી વેડીશ મા*
*મ્હારી વાડીમાં ગઙ્ગા ને જમના*
*ન્હાજે, ધોજે પણ પાણીડાં ડોળીશ મા (જી.ર. ૧૦૭ : પૃ. ૨૦૯)*

કોયલના ટહુકા સમ્ભળાય, એને પીઞ્જરે ન પુરાય. ચમ્પા-મરવાની સુવાસ લેવાય, ચૂંટાય નહીં. દેહને વાડીનું રૂપક અપાય છે સાહિત્ય અને લોકસાહિત્યની પરમ્પરાઓમાં. એ અનુષઙ્ગે ફાલતી-ફૂલતી-ફળતી વાડીના રૂપકે દેહાવયવોનાં સુન્દર વર્ણનો મળે છે. પરન્તુ લગ્નપૂર્વે દેહસમ્બન્ધ અનુચિત મનાયો છે, એથી જ એમાં ગઙ્ગા-જમનાનું આરોપણ કરવામાં આવ્યું છે. સાવલિઙ્ગા પણ પ્રથમ મિલને કહે છે :

કાચી કળિયું મ ત્રોડ, કળિયું તે મ્હારા શ્યામની. આ શ્યામ એટલે જે પ્રેમી લગ્ન સમ્બન્ધે પતિ બન્યો

છે તે. વયસન્ધિ સાથે સમજની આંખ ખૂલતાં કલ્પનાની પાંખ ફૂટે છે : ચકી ચકી મ્હેં ત્હારા ખેતરમાં ઝીંઝવો વાળ્યો ઝીંઝવે ચડી જાઉં તો વીરોજી આવે. (જીવન ચક્ર: ૮૯ : પૃ. ૧૯૪)

સાથે ભાભી છે. ખોળામાં ખારેક ને ટોપરાં. ખોળાના બાળકને ધવડાવતી આવે છે. એમાં જ છે કિશોરીનું જીવનસ્વપ્ન. એ કેટલું કૂણું? ચકીના ખેતરમાં ઉગાડેલા ચણાના છોડની ડાળી પર ચડીને જોઈ શકાય એટલું! વયસન્ધિ એ કામકન્દાલા જેવી વારાઙ્ગના કરી શકે : 'મા, મ્હને બગલમાં બે ગાંઠ થઈ છે!' ને વાઝ્ઞેયકારી સાન્તિક રચનાઓ તથા પ્રાકૃત ગાથાઓમાં વારાઙ્ગના પુત્રીઓ 'માઈ રે!' કહીને, માતાને ઉદ્દેશીને પણ અવચવના, હૃદયના નવા પ્રસ્ફુરણની વાત કહી શકે. ગૃહિણી તો સખીઓની મજાક કરી લઈ શકે :

*તળાવે નહાવા ન જઈશ! દેડકો તાણી જશે!*

છાણ-લાકડાં-બળતણ વીણવા જતાં, નીન્દામણ કે બીજા હળવા શ્રમના ખેતીકામમાં જોડાતાં, ઘાસ વાઢવા કે પાણી ભરવા જતાં હવે જુદો જ અનુભવ થાય છે, ઉત્સાહભર્યા આનન્દનો. યૌવનના નવાઙ્કુર ફૂટે છે તે લોકગીતમાં નવી ઇમેયજ્ નવાં બિમ્બ બની ઊપસે છે. પ્રેમ અને દામ્પત્યભાવનું આ પહેલું આવિષ્કરણ. અહીંથી જીવનના જોખમી માર્ગનો વળાંક આવે છે. યૌવનની આંધળી ભૂલમાં કિશોરી કોઈને પસન્દ કરીને ભાગી ન જાય, એનું ભાવિ અનિશ્ચિત બની ખેદાન-મેદાન ન થઈ જાય એ માટેની સમજના વિકાસ માટે ભાગેડુ સ્ત્રીઓના બની ગયેલા કિસ્સાઓના રાસડા રચાયા છે. ગામ અને વ્યક્તિ તથા તેની જાતિ-જ્ઞાતિઓની વીગતો સાથે જે એવા અન્ધઆવેશના કરુણ અન્જામો વર્ણવાયા છે. જીજી ડી બાવણ વાણિયા જોડે અને ઝાલાવાડી તેજલી ભરવાડ હમજી જોડે હાલારમાં નાસી ગઈ અને એમનાં જીવન રોળાયાં તેની વીગતો આવાં લોકગીતોમાં છે. આમ આ ગીતો ઊઘડતી કળીઓને સમજની આંખ આપે છે. દામ્પત્ય ને વ્યક્તિઓનો સમજદારી અને સમ્મતિપૂર્વકનો સહજીવન-માર્ગ છે, પરન્તુ તેની સુરક્ષિતતા કુટુમ્બમાં જ છે, પોતાનાં જ ગામ-જ્ઞાતિમાં છે એ વિચારબીજ આવાં લોકગીતો રોપે છે. લગ્નમાં પસન્દગીનો વ્યક્તિગત અધિકાર ન આપવામાં રૂઢિચુસ્ત સમાજે જીવનની સ્થિરતા અને સુરક્ષિતતા પર જ ભાર મૂક્યો છે. દામ્પત્યની સુરક્ષિત દીવાલોમાં જ પ્રણયના રઙ્ગને ફૂલવા-ફાલવા દીધો છે. લગ્ન એટલે વ્યક્તિકરાર નહીં, કૌટુમ્બિક સમ્બન્ધ, જવાબદારી-કમિટમેન્ટ – માત્ર પતિસુખ નહીં, સમ્બન્ધ સમગ્ર પ્રત્યેની સભાન કર્તવ્યનિષ્ઠા, – આ મૂલ્યને, આદર્શ અને ધોરણને જ લોકગીતો પુરસ્કૃત કરે છે.

પ્રણયનું પરોઢ પછીનું પહેલું પ્રભાત તે લગ્નગીતો. લગ્ન એટલે વિધિએવિધિનો આનન્દ. ક્ષણેક્ષણનો રોમાઞ્ચ. એ માઙ્ગલિક ઉત્સવના આયોજન પાછળ શરીરશ્રમ કરવો પડે તે ક્રિયાઓમાં પણ રસાનન્દનું ઉમેરણ કરે પ્રાસઙ્ગિક ગીતો. આ શરીર-શ્રમ તે વડી-પાપડ-સુંવાળી-દહીંથરાં વણવાનો હોય, માટી ખોદી ગારમાટી કરવાનો હોય, મણ્ડપ રોપવાનો હોય, એને માંઙ્ગલિક અને આનન્દપ્રદ બનાવે ગીતો. એ માઙ્ગલિક અવસરનો સન્દેશ મોર અને ભ્રમર દ્વારા મોકલવાની ભવ્ય કલ્પના જુઓ! એ મોર પણ સોનાની ચાંચ અને રૂપાની પાંખવાળો, સાચાં મોતી ચણનારો. સગાંસમ્બન્ધીઓ પાસે થઈને વેવાઈના માંડવે પહોંચનારો. સૂરજ પણ સોનાનો થઈને ઊગે! તે પણ સીમની ક્ષિતિજે ઊગેલા કેવડિયાની ફણશ પર અનુરક્ત રક્ત પુષ્પ બનીને. વધાવવાનો થાળ સગમોતી ભરેલો. ગીતો ગવાતાં જાય, કામ આટોપાતાં જાય, વિધિઓ ચાલતી રહે, દિયર-જમાઈ આદિની થોડી મીઠી થોડી તીખી મજાકો થતી જ. લગ્ન હોય બેનાં, આનન્દ સહુનો. વિધિ, ગીતો અને લોકાચારને કારણે વહાલો એક સંસ્કાર પરણનારના ચિત્તમાં

અઙ્કિત થાય, આ પ્રસઙ્ગ બે વ્યક્તિનો નહીં, બે કુટુમ્બનો છે. તેમાંય તે નવવધૂને તો, એક કુટુમ્બમાં જ જન્મેલા-પોષાયેલા કુમળા છોડને સમગ્રતાથી બીજા કુટુમ્બમાં રોપાવાનું. આ વ્યક્તિ વચ્ચેનો કરાર નથી, એક ડાળીનું બીજી ડાળી પર ગ્રાફ્ટિંગ નથી, છોડનું બીજી ભૂમિમાં રોપણ છે. અસમ્પ્રજ્ઞાત રીતે જ આમ પ્રેમનું પરિણયનું પ્રણયનું રૂપાન્તર સામાજિક ઘટનારૂપે થાય છે, વ્યક્તિગત અજ્ઞત ઘટનારૂપે નહીં. માયરા, મણ્ડપ, ચોરીનાં ગીતો ગવાય તે આ સામાજિક પ્રકારના પ્રણયના બે તન્તુઓને વરકન્યામાં સઙ્ક્રાન્ત કરે – એક, પરસ્પરના પ્રેમ-અનુરાગનો, બીજો તન્તુ કૌટુમ્બિક બંધનનો... કન્યા વરવધૂને ઉદ્દેશી શિવવિવાહ, રુક્મિણીવિવાહ ગવાય, ઓખાહરણ(પ્રેમાનંદ)માં સઙ્કલિત થઈ છે તે રચનાઓ આવે અને પ્રણયભાવનું આદર્શરૂપ દેવરૂપ અને પૌરાણિક પાત્રો અને એમનાં લગ્નના સન્દર્ભો આપી વરવધૂના ચિત્તમાં રોપાય. અમુકને કાકો કહેવો પડશે, મામો કહેવો પડશે – માં એ પ્રકારનાં ગીતો દ્વારા હવે કૌટુમ્બિક સમ્બન્ધની નવી ક્ષિતિજ વિસ્તરે છે તે હળવાશથી મજાકરૂપે સઙ્ક્રાન્ત થાય.

ગોઠવાયેલું લગ્ન અપરિચિતોનું બની ન રહે, નિકટતા સિદ્ધ થાય એવા વિધિઓ ચાલે. વેંત-દોઢ વેંત લાજના ઘૂમટા કઢાવતો રૂઢિચુસ્ત સમાજ કંસારપ્રાશન કરાવે. વરવધૂ પરસ્પરને કોળિયા ભરાવે ત્યારે ગવાય:

*લાડો-લાડી જમે રે કંસાર*
*કંસાર કેવો ગળ્યો લાગે રે?*

કોળિયો ભરાવતા હાથની મીઠાશનો આ ગીત-નિર્દેશ! આ વિધિ, ગીત, પરિવેશ જ અનુરાગબીજનો ઉદ્‌ગમ બને, અનુરાગની આયોજન અને હેતુપૂર્વકની રોપણીએ આ દેશમાં તો યુગોથી જ 'લગ્ન'ને અનુરાગજન્મનું આ રીતે નિમિત્ત બનાવ્યું છે, અને કેટલેક અંશે પ્રેમ સામાજિક માળખામાં લગ્નપ્રેમ સંસિદ્ધ પણ થયો છે ને પ્રેમ-પરિણય-પ્રણયનો દામ્પત્યમાં જન્મ-વિકાસ શક્ય બનાવ્યો છે. શાખ પર પાકતી કેરીને કાચી ઉતારીને અનાજના ડબ્બામાં પકવવા જેવી આમાં કૃતકતા છે, તે સ્વીકારવા છતાં એ નિષ્ફળ નથી ગઈ સર્વાંશે. એનું કારણ વિધિ અને ગીતની તથા પરમ્પરાની મનોવૈજ્ઞાનિક માવજત છે. આદર્શને ચરિતાર્થ કરવાનું આ પણ એક પ્રાયોજિત પદ્ધતિ જેવું જ રૂપ છે. ચૉરીના ફેરાફરતાં પોતાનું જ સંસારમાં વર્ચસ્વ રહેશે એવું સિદ્ધ કરવા પાટલે વહેલા બેસવાની સ્પર્ધા થાય. કોડી-કૈડો રમાય તેમાં કઙ્કુરઙ્ગ્યાં પાણીમાં પડેલાં રૂપિયો, વીંટી-વેઢ હાથ કરવાની સ્પર્ધા થાય. કેટલીક જ્ઞાતિમાં તો 'લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો'ની જેમ વ્યાજતાડનનો વિધિ પણ પ્રચારમાં છે. આ વિધિઓનો હેતુ નિકટતા સિદ્ધ થાય અને સહજીવનના આનન્દ આરમ્ભાય એમાં જોઈ શકાય. પ્રેમકથાઓ પ્રત્યક્ષદર્શનની અવેજીમાં સ્વપ્ન-ચિત્ર કે શિલ્પમાં જોયેલી સુન્દરી તેમ જ કેવળ વર્ણને જન્મતા અનુરાગનો આધાર લે છે. લગ્નની મૂળ ભાવના, પરમ્પરાગત શ્રદ્ધા અને આવાં ગીતો – વિધિઓ આ દૃષ્ટિએ પણ અનુરાગજન્મનાં નિમિત્તો તરીકે કારગત તો નીવડ્યાં જ છે.

જૂના સમાજમાં લગ્ન બાળવયે થતાં ત્યારે પહેલું આણું સ્ત્રી-પુરુષના પતિપત્ની તરીકેના પ્રથમ-મિલનનું, લાંબી ઝઙ્ખના પછી આવેલી આનન્દપ્રદ જીવનવળાંકઘટનાનું નિમિત્ત બનતું. પ્રણયભાવનું નિરૂપણ કરતાં લોકગીતોમાં આથી ત્રીજું મહત્ત્વનું જૂથ તે આણાનાં ગીતોનું છે. આવાં ગીતો રાસરૂપે પણ ગવાય છે. આણું તેડવા માટે ક્રમશ: સાસુ-સસરા-જેઠ-દિયર આવે, સમૃદ્ધિભર્યાં સાધનો લઈને આવે છતાં આણાંત જવા તૈયાર ન થાય પરન્તુ જેવો પરણ્યો તેડવા આવે કે નવવધૂ ભાંગ્યાતૂટ્યા ગાડે કે પગપાળા પણ જવા તૈયાર થઈ જાય – મોટા ભાગનાં આણાંનાં ગીતોનું આ માળખું છે. એ સ્ત્રીના અન્તરમાં એના પ્રિયતમ પતિનું જે સ્થાન છે, એના માટેની જે ઝઙ્ખના

છે તેને વાચા આપે છે.

ચોથું જૂથ છે રાસરૂપે ગવાતી એવી લોકગીતની રચનાઓ જેમાં નવી પરણીને આવેલી વધૂના મનમાં સાસુ-સસરા-જેઠ-જેઠાણી માટેનો હરખ અને પ્રિયતમ પતિને મળવાનો કે મળ્યાનો ઉમઙ્ગ હોય. લોકગીતોનાં પ્રણય નિરૂપણમાં પતિપ્રત્નીનાં સહજીવનનાં આનન્દ-ઉપભોગનું સ્થાન અલ્પ છે. એનું સ્થાન ગીતના મુખડામાં જ સીમિત રહે છે :

*એક ઢોલિયે પોઢ્યા પ્રીતમજી, એક ઢોલિયાની રઙ્ગ રાતી રે!*
*ભંવર રે રઙ્ગ ડોલરિયા. (જી.ચ. ૧૧૪૭ – ૧૧૨)*

હા, લોકગીતને બદલે જો લોકકથા હોય તો રઙ્ગભર્યાં આલેખનો મળે. દુહા-ચોપાઈની લિખિત પરમ્પરાની માધવાનલ–કામકન્દલા, ઢોલા-મારુ, સદેવન્ત-સાવળિઙ્ગા જેવામાં પલઙ્ગતોડ રતિયુદ્ધો પણ વર્ણવાય ને અન્તે કૂકડો બોલે ત્યારે સ્થિતિ 'ધણ સંભારે કઞ્ચો, ઢોલો મૂછેરો બાલ'ની હોય. નાવણ, શણગાર, ભોજન, ચોપાટની રમત અને પ્રહેલિકા જેવા સહજીવનના આનન્દોનું પણ તેમાં આલેખન હોય. લોકગીત શૈયાસુખ અને મિલનનાં પ્રતીકાત્મક ઇઙ્ગિતો જ આપે – 'સોના વાટકડી રે કેસર ઘોળ્યાં વાલમિયા, લીલા તે રઙ્ગનો છોડ, રઙ્ગમાં રોળ્યા વાલમિયા.' નવરાત જેવા ઉત્સવો આવે કે પતિ બહારગામ જતો હોય એવા કોઈ નિમિત્તે વિવિધ વસ્ત્રાભૂષણો પત્ની મગાવે એવાં બહુસઙ્ખ્ય લોકગીતો પ્રણયભાવ કરતાં દામ્પત્યને સવિશેષ આલેખે છે. આવાં ગીતોમાં ચૂડી, કડલાં, નથણી, ઝાંઝરી, હાંસડી, મોજડી, ચૂંદડી, પટોળાં પત્ની મગાવે છે. જે નગર જે વસ્ત્રાભૂષણ માટે પ્રખ્યાત હોય તે આવાં ગીતમાં સઙ્કળાય છે. જળાશયે જઈ પાણી ભરવું આ નારીને મન આનન્દ છે, એ સોનાનું બેડું અને રૂપાની ઈંઢોણીમાં વ્યક્ત થાય છે. મેળામાં પતિ સાથે મહાલવાના અને વિવિધ વસ્તુઓ વહોરવાના ઓરતા પણ ગીતો વર્ણવે છે. એમાં સહજીવનનો આનન્દ અને જીવનનો અભિગમ પ્રગટ થાય છે. મેળામાં કે હાટડીમાં ખરીદવાની હોંશ છે પરન્તુ સ્ત્રી પોતે ખરીદવા નીકળે છે ત્યારે તો એને ટકો લઈને હટાણું કરવા નીકળેલી બીબીની જેમ માત્ર પોતાના માટે જ નહીં પરન્તુ પતિ, પુત્ર માટે પણ ખરીદવું છે. ખરીદવું છે આખું ગામ, અમદાવાદ-ભરૂચ-વડોદરું, અરે રાજાની રાણી કે નવાબની બેગમ પણ ખરીદવી છે. ગૃહિણી ગૃહ કેવી રીતે છે તે આવાં ગીતોમાં પ્રગટ થાય છે. મન ઘણું ઇચ્છે પરન્તુ સ્થિતિ કંઈ બધું ખરીદવાની નથી. આ કરુણતાને જ 'નહીંતર પૈસો પાછો દે' જેવાં ગીતોમાં હસીને હળવી બનાવવામાં આવી છે.

આણાન્ત કે નવવધૂને મન તો મોરપીંછે રળિયામણો છે. એને પિયુ પરણ્યો તો ગમે છે, એની ઝઙ્ખના હોય તે સ્વાભાવિક છે. પરન્તુ આ તબક્કે તો સાસરવાસના નવા વિસ્તરેલા સમ્બન્ધો પ્રત્યે પણ મુગ્ધતા હોય છે. 'આજ રે સપનામાં મેં તો ડોલતો ડુઙ્ગર દીઠો જો'નાં સમસ્યામૂલક લોકગીતો આ ઝઙ્ખના મૂર્ત કરે છે. અન્યત્ર પણ આવી મુગ્ધતા અને એનાં આનન્દ અછતાં નથી:

મ્હારા રે જેઠનાં છોકરાં, મ્હને કાકી કહે તો આપું, મ્હારા વાડામાં ગુન્દી લાલ ગુન્દાં લ્યો!

*મ્હારી રે નણન્દનાં છોકરાં, મ્હને મામી કહે તો આપું,*
*મ્હારા વાડામાં ગુન્દી લાલ ગુન્દાં લ્યો!*
*(જીવનચક: ૧૧૪૧ : પૃ. ૧૦૭)*

*મ્હારા સસરા દિલ્લીના દીવાન મેંદી રઙ્ગ લાગ્યો*
*મ્હારાં સાસૂડી સમદર લહેર "*
*મ્હારા જેઠ આષાઢી મેઘ "*
*મ્હારી જેઠાણી ઝબૂકે વીજ "*
*મ્હારા દિયર ન્હાનેરું બાળ "*
*મ્હારી દેરાણી મારલી જોડ "*
*મ્હારી નણદી વાડીની વેલ "*

પ્રણયભાવમાં વધૂ માટે એક મોટું વિઘ્ન છેક ગઈ કાલના નજીકના ભવિષ્ય સુધી ઉપપત્ની – શોક્યનું હતું. અનેક ગીતોમાં શોક્ય પ્રત્યે આક્રોશ છે. ક્યાંક ઉગ્ર- દ્વેષ પણ છે. માંદી પડે તો ધતૂરો વાટી પાઈ દેવો અને મરે ત્યારે લાપશીનું આંધણ મૂકી કૂટવા જવું! આ પણ એક પ્રકારનું લાગણીનું વિરેચન અને શુદ્ધીકરણ જ છે. કેવા સઞ્જોગોમાં પુરુષ એક હોવા છતાં બીજી પત્ની કરતો, એનાં ઇઙ્ગિતો ગીતમાં મળે છે: પતિને પત્ની પર અભાવ આવે ત્યારે કોઈ બહાનું બતાવી બીજી સ્ત્રી સાથે લગ્ન કરે, એની મજાક લોકગીતોએ કરી છે – તું કાળી છે ત્હારે ગોરી જોઈએ, ત્હારે ભાઈબહેન નથી મ્હારે સાળા-સાળી જોઈએ, ત્હારું પિયર દૂર છે મ્હારે મ્હારું સાસરું નજીક જોઈએ – આવાં આવાં કારણોમાં પુરુષમાનસની મુક્તકણ્ઠે મજાક જોઈ શકાય છે. ક્યારેક પત્ની જ રાંધવામાં મોડું થયું હોય ને પતિ ભોજન માટે અથરો થાય ત્યારે પત્ની ઝટપટ રાંધનારી લાવવાનું મહેણું મારે ને પતિને દોડવું હોય ને ઢાળ મળે એવું પણ નિરૂપાય છે. પરન્તુ પતિ ખરેખર બીજી કરીને લાવે એ સ્થિતિની સ્ત્રીની પોતાની જ મજાક જુઓ:

*શોક્ય આવી સીમડીએ મ્હને થરથર ટાઢ વછૂટી*
*બાઈ રે પાડોહણ! ગોદડાં ઓઢાડ*

(જીવનચક્ર ૧૦૩૬ : પૃ. ૨૫)

શોક્ય લાવવાનાં ગીતમાં પછી જૂની પત્ની મજિયારો માગે અને સારું સારું પોતાને મળે, નરસું નકામું શોક્યના ભાગે જાય એવો મનોભાવ વ્યક્ત કરે; તે આવાં લોકગીતોનું મુખ્ય માળખું. બીજો પ્રકાર તે પત્ની વિદેશ જતાં પતિને બબ્બે જોડ લાવવાનું કહે તેમાં સારું તે પોતાનું, નરસું શોક્યને. ત્રીજા પ્રકારમાં જૂની માટે પતિ કશું જ ન લાવે એની ફરિયાદ ધીરોદાત્ત નાયક આવી પત્નીને મનાવી લે :

*તું હૈડામાં આંસુ ન લાઈશ*
*કે ત્હારી સારુ કાલ વસાઈશ, કે ઝૂલણ વણઝારી*

(જીવનચક્ર ૧૦૨૬ : પૃ. ૧૮)

એ આશ્વાસન ફોગટ પણ હોય ને પત્નીને કહેવાનું હોય :

*લાયેલીને નિત નિત લેર્યું ને લેરખડાં*
*અમારે રોવાનું રાતે પાણીડે રે કેસરિયો લાલ*
*અમારી આંખ્યુંમાં ઝાંખ્યું આઈ રે* (જીવનચક્ર: ૧૦૧૪ : પૃ. ૧૦)

પતિ કોઈ ભરમાવનારીની લપટમાં ન આવે એનો ભય જુઓ:

*હાં રે નાગર ઊભો મણિયારાને હાટ જો*
*હાં રે નાગર ચૂડલો સરાવે નાગર ખન્ત જો*
*નાગર નાગરાણી ધૂતારી રે, ખેલે બાંભણિયારી રે*
*લેશે ચૂડલો ઉતારી રે, ખેલે બાંભણિયારી રે*

(જીવનચક્ર ૧૦૧૭ : પૃ. ૧૨)

પુરુષના ચઞ્ચળ માનસની અને પાણી – લંખ્યા વચનની આ પરખ જુઓ :

*માનીતીના મોલે ઉતારા કરજો, દાતણિયાં ભોજનિયાં કરજો*
*રમતિયાં રમજો ત્હમો રાજી થઈને, આજ જરૂર જાજો*
*માનેતીના મોલે*
*ખોટા સોગન્દ ખાજો ને મેલજો.*

પુરુષ વ્યામોહથી નવી લાવે એ 'લાયેલી' હોઈ ગમે પરન્તુ એનામાં કરકસરથી ઘર ચલાવીને પ્રસઙ્ગો ઉકેલવાની ગૃહિણીની આવડત ન હોય એ સરસ રીતે કહેવાયું છે :

*ચોખા ખાંડું ને કણકી વાવરું, મ્હારાં છોરુંડાં પરણાવું.*

પુરુષ પરગામી હોય તો એની હાસ્યમજાક ગીતમાં થાય :

*હરણી લળીને હેઠી આવી, વાલમ લેરખડા*
*હું તો વાટડી જોઈ-જોઈ થાકી, "*
*પીતામ્બર ક્યાં વીસરી આવ્યા? "*
*કોનો ચણિયો ચોરી લાવ્યા?* (જીવનચક્ર: ૧૦૨૨) પૃ. ૧૬

લોકગીતમાં ગજબ નાટ્યત્વ હોય છે. એ જેમ પુરુષની લોલુપ પરકીયતા આલેખે છે તેમ સ્ત્રીનાં પરકીય પ્રેમનાં ચિત્રો પણ ખુલ્લાં કરે છે. પરન્તુ આવું અમુક જાતિજ્ઞાતિનાં લોકગીતમાં મળશે. સ્ત્રી કાં તો કોઈના પૂર્વરાગમાં હોય, અથવા તો એનો પતિ શારીરિક રીતે તૃપ્ત કરવા અસમર્થ હોય, લાંબા સમય માટે વિદેશ ગયેલો હોય કે કોઈના વાહન કે તન્ત્રમન્ત્ર વા સમૃદ્ધિએ સ્ત્રીનું મન લલચાયું હોય ત્યારે જ એ બેવફા કે સ્ખલનશીલ બને છે. લોકગીતે સ્ત્રીના પ્રેમીને મોર, પોપટ, હોલા જેવાં પક્ષીઓનાં પ્રતીક દ્વારા નિર્દેશ્યો છે :

*મોર મોર ક્યાં થઈને જઈશ? ઘર પછવાડે કાળુડો નાગ!*
*નાગ શેરી રોકીને બેઠો છે નાગ!*
*મારવ એઠિ રીતે જઈશ કળાયલ મોરલો રે (જીવનચક્ર ૧૦૫૫/૪૩*

*હળિયો ફળિયો ને મ્હારો હોલિયો કાં ફળિયો*
*જઈ ફળિયો મ્હારે ડેલડિયુંમાં ફળિયો*
*સૈયર! મ્હારો પાળેલો મોર પાછો વળિયો*
*(જીવનચક્ર: ૧૦૫૭/૪૫)*

*ડુંગરની કળવાંઈટે મૂવો મોરલો બોલે*
*હું જાણું મ્હારો છેલિયો બોલે.*
*(જીવનચક્ર: ૧૦૫૮/૪૬)*

*બ્રાહ્મણની શેરીએ ના જઈશ મ્હારા પોપટ*
*બ્રાહ્મણની બાયડી હરામ મ્હારા પોપટ*
*મારશે ઝાડુની માર મ્હારા પોપટ (જીવનચક્ર: ૧૦૬૧/૪૭)*

*ક્યાં ગ્યો રે, ક્યાં ગ્યો રે. મારા પિંજરાનો પોપટ*
*ક્યાં ગ્યો રે? (૧૦૬૨/૪૮)*

*જારના સેતરમાં પીટ્યું હોલરું બોલે*
*હોલડાની બોલી મ્હને બૌ પ્યારી લાગે (૧૦૭૩/૫૫)*

પક્ષીની બોલી મિલનસંકેત છે. પ્રેયસીને કામીના આગમનની જાણ થાય એ માટે તે પશુપક્ષીના ધ્વનિનું અનુકરણ કરે અને અન્યકામા ચાલી નીકળે. પછી તે આવા ધ્વનિ-સંકેતો થાય. ખેતરના મોલ વચ્ચે આ રીતે હોલા બોલે. નાગ એટલે મોરરૂપ પ્રેમીને નડતરરૂપ એવું પાત્ર. ક્યારેક કોઈ સાધુ આવી સંસારની હાંસી કે પછી પતિથી અતૃપ્ત રહેતી પરિણીતાને ભોળવી ઉઠાવી જાય. કોઈ વળી નરઘાંના પાછળ ભાન ભૂલે. કોઈ જન્તર વગાડનાર કે ગાનારના વ્યામોહમાં પોતાનો ભર્યોભાદર્યો સંસાર છોડે. આભૂષણની ભૂખ કે એવા બીજા કોઈ કારણે પરધર્મી જોડે પણ નાસી જાય. બનેલી ઘટના પર સ્થળ અને પાત્રનાં નામ સાથેનાં ગીતો રચાયાં છે. પથમલ એના બાળપ્રેમી સાથે નાસી ગઈ, મોંઘલ લક્કડ જમાદારની રખાત બની, ચાંપલી અને મેકુરી પ્રેમબા પણ પરધર્મી બન્યાં, ઉજૂરી બાવણ વાણિયા સાથે ભાગી ગઈ, પાર્વતી પાવો વગાડતા નાગયણ સાથે નાસી છૂટી – આવી કેટલીય ઘટનાઓ આ ગીતોએ આલેખી છે. ક્યારેક પતિની નપુંસકતા સ્ત્રીને લાચાર બનાવે છે :

ઘરનો ધણી હીજડો મ્હારો, દેવર કળાયેલ મોર મનડું મ્હારું માનતું નથી, નાચલિયું નાચતું નથી પરણ્યો મ્હારો વાડીએ હાલ્યો દેવર લગાવે લાડ ન્હાનડિયો દેવર એવો અટારો, મ્હારે મોગરિયુંના માર હારુડો મ્હને ચડતો નથી. મનડું મ્હારું માનતું નથી, નાચલિયું નાચતું નથી. (જીવનચક્ર: ૧૦૭૫/૫૮)

ઢોલ ધડૂક્યા પણ નાચવાનું મન ન થયું એ ઉલ્લેખ જ આ તડજોડ સ્ત્રીનું મન ભરી શકતી નથી, તે પુરવાર કરે છે – ઢોલ ને નૃત્ય તો સ્ત્રીનાં ગતવર્ગનાં એકમાત્ર આનન્દનાં આવિષ્કરણો હતાં. પતિ ગાવા જવા ન દે તેની કેટલી ફરિયાદો છે? અરે, ઢોલ લાવી ન શકતા પતિને તો રાસલુબ્ધ પરિણીતા ખેતર-ગાયબળદ વેચીને પણ ઢોલ લાવવાનું કહે છે.

અતૃપ્ત કામનું પ્રતીકાત્મક આવિષ્કરણ ટોપરા અને ગોળના દૃષ્ટાંતે પ્રગટ થાય છે. અશક્ત કે અર્ધસક્ષમ પતિ સાથેની રતિને એકલું ટોપરું ખાતાં ગળે ડૂચા વળે તેની સાથે અને પૌરુષેય પ્રેમી સાથેને ગોળ

સાથે સરખાવાય છે. એ ગીત ભવાઈમાં પણ મળે છે:

*વાણિયો લાવે ટોપરાં ને બાવોજી લાવે ગોળ*
*ટોપરાંના તો ફૂચા વળે ગળે*
*ગળ્યો લાગ્યો છે મ્હને ગોળ રે બાવાજી! હું તો ત્હમારી ચેલી.*

મોચણ અને જમાદારનું લોકગીત છેક રઙ્ગભૂમિ સુધી પણ પહોંચ્યું હતું :

*મ્હને મોચણને વટલાવી જમાદાર, નેડો લાગ્યો*
*રે ત્હારા નામનો*
*ખમ્મા મોચણ ખમ્મા ત્હને ખમ્મા ખમ્મા,*
*લઙ્ગડો જમાદાર પાછળ ચાલે ખોડઙ્ગાતો.*
*એ છત્રી ધરે એનાં ગીત પણ ગવાય!*

દામ્પત્યસંલગ્ન આવી કાળી બાજુનું ચિત્ર લોકગીત આપે છે તો સામે પક્ષે ગમે તેવાં પ્રલોભન સામે અડગ રહેતી નારીનાં ગીતો પણ છે. મારવણ વાણિયણ ઘોડો પાવા આવેલા દરબારને વશ થાય છે અને એને પુત્ર થતાં દરબાર હીંચોળવા આવે છે એવું ઠઠ્ઠાચિત્ર છે તો મોરબીના ઠાકોર અને વાણિયણનાં ગીતમાં મોજડીના મૂલે રાજાની રાણી અને આખું રાજ્ય ડૂલ કરતી અડગ નારી પણ છે. ગૂજરીએ બાદશાહનાં અનેક પ્રલોભનોને નકાર્યાં અને હાથી સામે ભગરી અને બકરીનું મૂલ્ય પ્રમાણ્યું તે જાણીતી રચનાઓ છે. આવાં ગીતોમાં ક્યાંક ભાવની સૂક્ષ્મતા પણ હોય છે. મૂલ્ય વસ્તુમાં, આભૂષણમાં નથી, એને પરિધાન કરેતા લહેરાતા યૌવનમાં છે ત્હેનું નિરૂપણ જુઓ:

*કડલાંનો ઘડનાર હરજીડો સોની, કડલાંની પે'રનારી ઝમકુ ભરવાડ્ય જો*
*'કર્ય કે ભરવાડ ત્હારાં કડલાનાં મૂલ',*
*'પહેરું ત્યારે લાખ મ્હારું જોબનિયું લહેરાય.'*

*(જીવનચક્ર: ૧૦૮૪ : પૃ. ૬૩)*

પતિપત્નીનાં અબોલાં, રિસામણાં-મનામણાં સહજીવનના આનન્દો છે. ને એમાં જ પ્રણયભાવની સૂક્ષ્મતા ક્યારેક અસાધારણ સાદાઈથી ધારદાર બને છે. પતિએ બાર બાર વર્ષના અબોલા લીધા છે. એ છોડાવવા પત્ની અનેક પ્રયાસો કરે છે. સસરાના સૂચવેલા ઉપાય તરીકે પતિને ગુસ્સે થઈને પણ બોલતો કરવા પત્નીએ સવા શેર ખીચડીમાં અચ્છેર મીઠું નાખ્યું, તોય પતિ ન બોલ્યો તે ન જ બોલ્યો. સાસુની સૂચનાથી ચાંદલો કર્યા વગર વાસીદું વાળવા લાગી, પણ પતિ ન બોલ્યો. ભાભીના સૂચવેલા ઉપાયરૂપે કાપડું પહેર્યા વગર જ પૂંજો વાળવા લાગી, છતાં પતિ ન બોલ્યો. પરન્તુ જેવું–

*ખરે બપોરે મેં પાણીડાં રે ભરિયાં ને મોજડી પહેરી નહીં*
*ત્યારે નાવલિયો બોલિયા રે*
*ગોરી મોરી મોજડી પહેરતાં જાવ, નહિ તો ત્હમે*
*દાઝશો રે! (જીવનચક્ર : ૧૧૯૮/૧૪૮)*

પ્રેમનું કેવું સૂક્ષ્મરૂપ અહીં સામર્થ્ય ભરી સરળતાએ પ્રગટે છે! એ રીતે જ જ્યાં પ્રેમમસ્તી છે ત્યાં સીધાસાદા શબ્દોમાં જ નિરાભરણ ઉક્તિસૌન્દર્ય હોય છે :

*ચાંદો ઊગ્યો ચોકમાં ઘાયલ! ચાંદો ઊગ્યો ચોકમાં*
*હે વાલીડા, હરણ્યું આથમિયું વાલમિયા!*
*ત્હારે ને મ્હારે ઠીક છે વાલમ! ત્હારે ને મ્હારે ઠીક છે.*

કોણ કહેશે કે ગુંગા કો સપનો ભયો ઔર સુમર સુમર પછતાય એ અનિર્વચનીય પ્રેમને લોકગીત આવા 'ઠીક' જેવા શબ્દમાં નવો જ પ્રાણ ફૂંકીને લોકગીતે ભાવસઙ્ક્રાન્તિમાં સાહિત્યની સીમાથી નવું આગળ પગલું નથી ભર્યું? સીધા, સાદા શબ્દો, રોજિન્દા જીવનના અનુભવો, પ્રકૃતિનાં એકબે તત્ત્વોના આછા-પાતળા ઉલ્લેખો પણ ભાવને કેવા અજવાળે છે. પ્રણયભાવ એટલે લોકગીતના જ શબ્દોમાં કહીએ તો ચાંદો ઊગ્યો ને

*મોતી વેરાણાં ચોકમાં!*

❒

## રાતરાણીની મ્હેક

રાજેન્દ્ર શાહ

ઘરના વાડા મહીંથી આવે
    રાતરાણીની મહેક;
નાળિયેરીની ઉપર બેઠા મોરની મીઠી ગ્હેક.
હીંચકે બેસી હોઠની ભીતર
    ગણગણું હું ગાન મધુરું,
        ચરણની લઈ ઠેક.

અહીં ન દીવો, આછરતો અવ ઊતરતો અન્ધાર;
શીતળ એવા તેજનો એમાં ઊઘડતો અણસાર;
ચાર દિશાનાં તમરાં આવી તાનમાં
    ભેળાં સૂર પૂરે તે
        હોય ન જાણે ઠેક.

હળવે હળવે લયને દોલન ઘેનમાં બિડાય ખૂલે-
નેણ જે એમાં કંઈથી કંઈ આવતાં એ ઝૂલે
(જેવા) આભને આંગણ ટમકી લપાય,
    ટમકે વળી તારલ ન્હાના
    એકની પછી એક.

## સમય

લાભશઙ્કર ઠાકર

૧

સમય
  જન્મ
    આપે છે
      સમયને.
સમય
  ગળી
    જાય છે
      સમયને.
અભિન્ન
    ભોજક-
      ભોજ્ય.

૨

એકતાની
    ઝઙ્કનામાં
      યુગપત્
સમયની
  અનેકતા
    ઘૂંટાય.

૩

શબ્દને
    કેદ
      કરે છે
સમયની દીવાલો.

૪

સમયદૂતો
  ચાલતા ચાલતા
ભૂલા પડ્યા છે
    દૃષ્ટિસૃષ્ટિનાં અટવી:
જઙ્ગલોમાં
  ખીણોમાં
    ચઢાણોમાં
ઉપર અને નીચે
    જતી લિફ્ટમાં
      કતારોમાં
દરિયાવમાં સમયદૂતો
    ભૂલા પડ્યા છે.
ભૂલી ગયા છે
  રસ્તાઓ સન્દેશા
ભૂલી ગયા છે મઞ્જિલ
  ભૂલી ગયા છે
ઊંચકેલી
    સચરાચર
      ઇચ્છાઓને.
        તમિસ્રઘન
આશાઓમાં
    લથડાતા ચાલે છે
      છાયાભૂતો
હાંફતા સમયદૂતો

# ચાર ગઝલ

રમેશ પારેખ

## જોઈ મ્હેં

હાથ પણ જોયા ને હાથોની સફાઈ જોઈ મ્હેં,
ફાટલા ગજવાના તળિયે બાદશાઈ જોઈ મ્હેં.

એ ન સમજ્યો વ્હાલ અઢળક કોણ પીવડાવે મ્હને,
ફક્ત પ્યાલાની ઉપર ઢળતી સુરાઈ જોઈ મ્હેં.

છેવટે મ્હારી જ નજરે હું ઠર્યો છું વામણો,
મ્હારી સારપ જોઈ ત્હેં, ત્હારી બૂરાઈ જોઈ મ્હેં.

વિશ્વ મનગમતું રમકડું દે શિશુના હાથમાં,
એવી દુર્લભ ક્યાં કદી કોઈ નવાઈ જોઈ મ્હેં?

પારકો અવસર છતાં અશ્રુ વહ્યાં મ્હારાં, રમેશ
માંડવેથી એક કન્યાની વિદાઈ જોઈ મ્હેં.

અન્યનાં અશ્રુને લૂછવાનો મળ્યો અવસર, રમેશ
ત્યારે મ્હારી જાતને ખુદથી સવાઈ જોઈ મ્હેં.

## ધાર્યું

જીવતર ઉત્સવ કરવા ધાર્યું,
ઉદાસીઓએ ખન્જર માર્યું.

દ્વાર નરકનું ખૂલ્યું મનમાં,
જ્યારે ખુદનું જ હિત વિચાર્યું.

પડોશમાં ઉકરડો ફેંકયો,
પોતાનું આંગણ શણગાર્યું!

મદથી ઘેઘૂર ઝાડ થયું, તો
પાનખરે એને સંહાર્યું.

તે પર તેની કિમ્મત નિર્ભર,
આંસુ કોના માટે સાર્યું!

રમેશ, કાણું વ્હાણ જીવનનું
ત્હને ખબર છે કોણે તાર્યું?

## ભીષ્મ પડ્યા બાણોમાં

રણમાં ભીષ્મ પડ્યા બાણોમાં
અમે જગતનાં કમઠાણોમાં.

બાળક જન્મ્યું એ જ ઘડીએ
બાપ મરી ગ્યો રમખાણોમાં.

એ જ સૂરજ ડૂબે – જે આવે
શ્રદ્ધા લાદીને વ્હાણોમાં.

ભળતાં થીગડાં મારી મનને
જીવે છે સૌ સન્ધાણોમાં.

રસ્તે રોકી સ્મરણો માગે
દઈએ શું એને દાણોમાં?

રમેશ, મ્હારો જન્મદિવસ ને
ગયો બેસણાં ને કાણોમાં.

## નાગો નાગો જ સૂરજ...

નાગો નાગો જ સૂરજ થ્યો પરગટ
વાદળો ઢાંકવા કરતાં ખટપટ.

હાથતાળી દઈ પથ્થરોને
કૂદતાં ભાગે ઝરણાંઓ ઝટઝટ.

પ્હોળા પાથરણે થાતું શિરામણ
ઘાસ તડકાને કરકોલે કટકટ.

ડાળ ટોળે વળી ઝાડે ઝાડે
પીવે પક્ષીના ટહુકાને ગટગટ.

ઝાડ લીલાં ફટાણાંઓ ગાતાં
પાન છણકા કરી બોલે: છટ્-છટ્!

ક્યાં છે દુનિયા ને એનાં છમકલાં?
અહીં તો જામી છે પુષ્પોની રમઝટ!

## લણણી

### જગદીશ ત્રિવેદી

મારો રે ભાઈ મારો,
કાપો રે ભાઈ કાપો!

માર્ગને અવરોધતું
જે કાંઈ અડફેટે ચડ્યું–
મારો રે ભાઈ મારો,
કાપો રે ભાઈ કાપો!

વૃક્ષ આવ્યું
વાટ વચ્ચે?
કુઠારના ઘા ઝીંકી ઝીંકી,
કરવતથી વ્હેરી વ્હેરીને–
કાપો રે ભાઈ કાપો
ડાળપાંખડાંથડિયાંછોડાં
ઓરો ઇન્ધણમાં–
કાપો રે ભાઈ કાપો!

માનવમાર્ગમાં માનવ આવ્યો?
ખંજર ભોંકો,
એસિડ છાંટો,
કેરોસીન છાંટીને બાળો,
બુદ્ધિની તલવારે કાપો,
વૃત્તિને દાતરડે રૂંહેંસો,
ફણાવિહોણાં ખેંચી ખેંચી
શબ્દ તણાં રાડાં
જ્યાંથીત્યાંથી
દેખો ત્યાંથી
માનવ-મચ્છર મસળી નાખો,
ભીતર મસળો,
બાહર મસળો,
છેવટ દાબી પગને તળિયે
મસળી નાખો મનુજન્તુને–
મારો રે ભાઈ મારો!
કાપો રે ભાઈ કાપો!
મોસમ આવી લણણીની આ
કરો ઉતાવળ લણવાની!

કાપો રે ભાઈ કાપો!
મારો રે ભાઈ મારો!

## સીમ રહી ધવરાવી!

### ભાનુપ્રસાદ પરૂડ્યા

આ ગાય સીમથી આવી,
મઘમઘતો આખોયે વગડો
ઘરમાં ભેળો લાવી!

ખરી ઉપરથી ખેતરશેઢો
ડગલેપગલે વેર્યો,
શિંગે વળગેલો શ્યામ રાફડો
અહીંતહીં ખંખેર્યો
અધચાવ્યાં તરણાંની સોડમ
ડેલીમાં ફેલાવી!
ગાય સીમથી આવી!

અંગે થોડાં આવળફૂલે
કર્યો હતો સથવારો,
આંચળજામ્યા કાદવ સંગે
આવ્યો તળાવ-આરો!
વાછરડાને ગાય નહીં પણ
સીમ રહી ધવરાવી!
ગાય સીમથી આવી!

## કઠિન પ્હોંચવું ઊગમે
### ગોવિન્દભાઈ

રહ્યો ધપી હું શાન્ત ચિત્ત થકી, ને વળી ધૈર્યથી
જ્યહીંથી જમના! તું ઉદ્ભવી અને રસે રૂહી વહી.
અજાણ નથી હું, ઘણું કઠિન પ્હોંચવું ઊગમે,
પરન્તુ તુજના મહાવહનપન્થની કલ્પના
વળી કંઈ વિતર્ક યાત્રિક મને નર્યા વાસ્તવે
ઘડીભર દિયે મૂકી : ભરું હું શક્તિ સૌ પ્રાણમાં.
રહે થતી કસોટી કૈં ધૃતિની, દેહની શક્તિની,
મનોબળની તો રહે થતી કસોટી સર્વે પદે.
કરાડ વસમી, કરાળ 'નિજધામ'ની યાદ દે,
વિભિન્ન ગતિ તર્કની, ચરણની પ્રસન્ના ગતિ.
મળે અગણ યાત્રિકો, જયની વાણી વ્હેતી રહે,
નવાં બળ પુરાય, તો કંઈક કલાન્ત ધીમું વદે:
અરે સરિતદેવી! તું કશી ઊંડાણથી નીસરે!
થઈ યમની બ્હેન તું યમની યાદ તાજી કરે.
મને જીવનનું ઘણું જ ઘણું મૂલ્ય, ને તેથી તો
મહત્ત્વ અદકું કૃતાર્થ બનવા તણું: ઓરિયો
સચેત કરતો રહે, વિપદ આકરી ના કઠે,
પ્રસાદ તુજ પામી, દેવી! જઈ પ્હોચું હું ઊગમે.

## આપણે
### દિનેશ ડોંગરે 'નાદાન'

ચાલ મન જઈએ ફરી એની કને,
એ જ બારી ખોલીએ પાછી પણે.
પ્રશ્ન એનો એ, અનુત્તર છે હજુ—
કોણ મ્હારામાં રહી મુજને હણે?
ભીડ-ઉત્સવ ને વસન્તો મ્હેં મૂકી,
ત્હેં મૂક્યું એકાન્ત મ્હારા આંગણે.
થાક, પીડા વ્યગ્રતાઓ જાગરણ—
રાતભરનો વસવસો મોંસૂઝણે.
બન્ધ પરબીડિયા સમું આ જીવતર,
ક્યાં હજી ઊકલી શક્યા જો આપણે?

## કવિતા તો સુકન્યા છે
### ગોવિન્દભાઈ

કવિતા તો સુકન્યા છે, ગોત્ર છે એનું કલ્પના,
અલંકારો સજી જન્મે, ખેલે પરી શી અઙ્કમાં.
સુવર્ણી તાન છે એનાં, લાડીલી લયની બની,
વિશ્વને આંગણે પ્હોંચી મુક્તતાથી રહે રમી.
નિરાશી હોય તેવામાં પેટાવે દીપ આશનો,
હઠાવે હળવેથી એ ભાર મ્હોટો વિષાદનો.
ડાળ પે હીંચકા બાંધે, રચે માળો નિકુઞ્જમાં,
છાંયડો થઈ યાત્રીને આપે આરામ તાપમાં.
વસન્તે પિક થાતી એ, બપૈયો ગ્રીષ્મમાં બને,
હંસ ને મોરલો થૈને વહે શારદ માતને.
નન્દી એ શિવનો થાતી, થાતી સુપર્ણ વિષ્ણુનો,
વીરત્વનો થતી ઘોષ, થાતી યજ્ઞ સહિષ્ણુનો.
કૌતુકે રચનારી એ ધ્રુજાવી દે ભયાનકે,
કારુણ્યે ખેરવે આંસુ, ઋચા થૈ આંસુઓ લૂછે.
હસાવે એ, કટાક્ષોથી હૈયાને વીંધીયે રહે,
મૈત્રેયી થઈ, સ્રષ્ટાની રહે ગુઞ્જતી મન્ત્રને.
સંસારે ધર્મથીયે છે ઝાઝેરી એ પ્રતિષ્ઠિત,
દે શીલે નવચૈતન્યો, સોહે સમર્થ થૈ સ્થિત.

## મળે
### પ્રફુલ્લ નાણાવટી

એક મનગમતું અગર પાનું મળે
તો જ રમવાનું પછી બહાનું મળે.
વેદના છે, શબ્દ છે, સર્જન થશે
કોક ત્રીજું વહેણ જો છાનું મળે.
ભીષ્મને તો ખાસ પણ અમને સહજ
બાણશય્યાનું જ બિછાનું મળે.
હાથ સઙ્કોરો તો ખોવાનું બને
હાથ ફેલાવો તો કૈં બાનું મળે.
ઘર સુધી તો કોઈ પણ મૂકી જશે
જે મળે મ્હોટું અગર ન્હાનું મળે.

## કામધેનુ

### ગોવિન્દભાઈ

*હે કામધેનુ! સુણી કેટલી વાત ત્હારી!*
*વાતે જગાડી ઉરમાં નવલી ધખારી.*
*કેવી હશે તું! પય ત્હારું હશે કશુંયે!*
*સન્તૃપ્તિ કાજ તુજ લાભ ચહી રહ્યો હુંયે.*

*મ્હેં સાંભળ્યું'તું ઘણું કલ્પલતા વિષેયે,*
*તેનોય હું નથી શક્યો કંઈ લાભ મેળવી.*
*હો કલ્પવૃક્ષ અથવા ચહ્યું દેતી વેલ એ,*
*છે સોણલું મધુરું તે મુજ કાજ અદ્યપિ.*

*આ અન્તરે ઉદધિ-ઊર્મિ સમી મહેચ્છા,*
*હું યત્નશીલ, પણ ઊર્મિ લહે ન ધન્યતા.*
*વાઞ્છી રહ્યો હું ભવની અભિજાત રમ્યતા,*
*કોઈ અદીઠ હજી શું મુજ લે પરીક્ષા?*

*અશ્વત્થ ને વડ સમાં દ્રુમ ભાળું કૈંક હું,*
*સ્પર્શું અને યજું, છતાં તરુ-વેલ ઇચ્છિત*
*ના સાંપડે. નથી થયો હું હજીય ઊર્જિત,*
*હાવાં રહ્યો છું ઢળી કામદુઘા ભણી હું.*

*પોકારી ભીતર કહે: તું કહે બધુંય તે*
*છે શીલમાં જ, પરખી ન શકે તું કેમ તે?*

## છોડતું નથી

### યોસેફ મેકવાન

*એ શું છે કે આપણને છોડતું નથી,*
*મન વળી કેમેય એને તોડતું નથી.*

*શ્વાસમાં ઘસડાય છે ખરડાય છે છતાં*
*જિન્દગીને તાલ સાથે જોડતું નથી.*

*સૂર્ય જેવો સૂર્ય પણ નિત્યે ઢળ્યા કરે*
*એક એ છે કે નિરાંતે પોઢતું નથી.*

*તેજ-અન્ધારું રમત રમતાં રહે અહીં*
*બેઉમાંથી કોઈ રહસ્ય ખોલતું નથી.*

*મૌનનો મહિમા અકળ છે એ જ જાણતા*
*એટલે આ ઝાડ કાંઈ બોલતું નથી.*

## રોકો

### શમ્ભુપ્રસાદ જોશી

*ભીંત પર*
*શાં સ્વસ્થ ને*
*નિર્દોષ ડગલાં*
*માંડતી*
*બલહીન આ*
*કીડી!*
*(જતી નિજ ઘરી ભણી) – ને*
*વેગથી*
*ગ્રસવા ધસે*
*લબૂકાર કો'*
*જિહ્વા તણો*
*રોકો*
*અરે રો....કો!*

## આ ભીનું ભીનું કોણ ભીંજવે?
### યશવન્ત ત્રિવેદી

મુમ્બઈના વરસાદ સમું આ ભીનું ભીનું કોણ ભીંજવે?
આ મેઘધનુની ફરફર જેવું ઝીણુંઝીણું કોણ ભીંજવે?

ઇત્તર ભીત્તર કોણ મ્હને આ પાર ભીંજવે?
મ્હને ફૂલોની ભરતીનોય નિખાર ભીંજવે...!

આ આઘેઆઘે કોણ ભીંજવે? ઓરુંઓરું કોણ ભીંજવે?
ઝરમર ઝરમર શ્રાવણ વરસે... કોરું કોરું કોણ ભીંજવે?

તરસ્યા કણ્ઠે જલની ધારે ખોબે ખોબે કોણ ભીંજવે?
ઝરમર ઝરમર વર્ષાજલની ઝીણીઝીણી છોળ ભીંજવે.

ત્હારા આ ભણકારા જેવું ઝીણુંઝીણું કોણ ભીંજવે?
મુમ્બઈના વરસાદ સમું આ ભીનુંભીનું કોણ ભીંજવે?

## કાગળ થશે
### મુકબિલ કુરેશી

કોઈ મુજ રહેબર થઈ આગળ થશે
મ્હારી ચિંતાઓ પછી પાછળ થશે.
આપણો જો સાથ થોડી પળ થશે
એ જ મ્હારી જિન્દગીનું બળ થશે.
કોઈ દી વેરાનમાં પણ ફળ થશે
જ્યારે મ્હારા હાથ પોતે હળ થશે.
પ્રેમનો ઇકરાર જાશે કદી
જો હથેલી આપની કાગળ થશે.
હું હજી ભવરણ મહીં ભટકી રહ્યો,
મ્હારા નિસાસા એક દી વાદળ થશે.
પ્યાસમાં પણ એટલી તાસીર છે
ઝાંઝવાં પણ એક દી તો જળ થશે.
છે પ્રણયની પણ પરીક્ષા આકરી
કોઈ દમયન્તી ને કોઈ નળ થશે.
બાગનું સૌન્દર્ય પણ નિખરી જશે
રજ બધી ધોવાઈને ઝાકળ થશે.
કામિયાબી ના મળે મુકબિલ હજી
છેવટે તો પાઘડીનો વળ થશે.

## ચણોઠડી શા અટલા રાતા હોઠ
### યશવન્ત ત્રિવેદી

હોય નહીં આ અમથાઅમથા રાતારાતા ચણોઠડી શા અટલા રાતા હોઠ!
મજીઠ જેવું ચુમ્બન લઈને આજ કનૈયે લીધી હોય ના ધૂળેટડીની ગોઠ!

કદમ્બ શી સોનેરી કાયા, છલછલતા શૃઙ્ગાર સમો છે વાન,
ચૂંદડી ઓઢી લાલછાંટણી, છાપ્યાં જાણે ગુલમહોરોનાં ગાન,

વૃન્દાવનની ગલીગલીમાં રઙ્ગરઙ્ગનાં ટપકાંઓની કોણે છુટ્ટી મૂકી છે પોઠ?
હોય નહીં આ અમથાઅમથા રાતારાતા ચણોઠડી શા અટલા રાતા હોઠ!

પોતાની છબછબતી છાયા માધવને સોંપીને રાધા સૂધબૂધ વીસરી
પાણી કેરાં વસ્ત્ર પહેરી, વ્હેતું ઓઢી આભ-કુઞ્જગલનમાં નિસરી

મજીઠ જેવું ચુમ્બન લઈને આજ કનૈયે લીધી હોય ના ધૂળેટડીની ગોઠ!
હોય નહીં આ અમથાઅમથા રાતારાતા ચણોઠડી શા અટલા રાતા હોઠ!

## શોધ

### શમ્ભુપ્રસાદ જોશી

આજે કેવું મુક્ત
સભર અવકાશસીમમાં
હરણું મ્હારું હોંશે હોંશે ચરે...
ભમે મોજથી વનનિર્ઝર-શું!
પાષાણોમાં ફાળ ભરન્તું
ઠેકે...ઠેકે...
પવનવલ્લરી કેરાં મઘમઘ
પુષ્પપુષ્પને સૂંઘે.
ઉન્માદે આનન્દગન્ધની
પગલી પગલી ઢૂંઢે...
આકુળવ્યાકુળ
દૂરદૂરને તાકે....
ક્ષિતિજના ધુમ્મસની પેલે પાર
ઘેરાં ઘેરાં ઊંડાણોમાં
આછોધૂસર દરવાજો તોતિંગ
ઝળહળ ઝળહળ...
તિરાડમાંથી ડોકાતો
આવાસ મનોહર!
મ્હારું ગભરુ કસ્તુરી મૃગ શોચે:
'દ્વાર ખૂલશે ગૂઢ અગોચર?
કદી લાધશે ગન્ધસ્રોત?'

## ચટાપટાળી ખિસકોલીએ શમણું દીઠું

### યશવન્ત ત્રિવેદી

તું પૂછે છે: ચટાપટાળી ખિસકોલીએ શમણું દીઠું, કે શમણે ખિસકોલી?
મ્હારી ચણોઠડીની ડાળેડાળે કોણ ચઢે છે રાતાંરાતાં ગુઞ્જાફલને ખોલી?

ચૂંટલી ભરતી સહિયર સૌએ મ્હને નદીને ઘૂઘરિયે જલ બોળી,
શું મ્હેં ખોયું પાણી ભીતર? કે મ્હારી ભીતર ડાળ નદીની કોળી!

જલછોળે ગૂંચવણ ના સમજું – પાણી ભીંજે છે કે ભીંજે ભીની મ્હારી ચોલ
તું પૂછે છે – ચટાપટાળી ખિસકોલીએ શમણું દીઠું, કે શમણે ખિસકોલી?

ફૂલ ચૂંટીને સુધાગન્ધને કોણે ઘોળી? કોણે નીન્દર ડોળી?
મ્હને એકલી પરીકથાનાં પાનામાંથી કોણે લીધી ખોળી?

હવે સાંભળું ચોળી ભીતર કોઈ રહ્યું છે ધીરેધીરે શમણાને કરકોલી!
તું પૂછે છે – ચટાપટાળી ખિસકોલીએ શમણું દીઠું, કે શમણે ખિસકોલી?

## કેસેટ

### રતુભાઈ દેસાઈ

બજે ક્યાં દૂર સુદૂર કેસેટ?
નથી ઓડિયો કે નથી વીડિયો, વિસ્મયલોકની ભેટ!
બજે સૂર તે વીંધે મર્મને, પ્રાણાન્તરને ઠેઠ.

ટૂ-ઈન-વનનો ચાલે છે અકળ સૂરનો રેંટ,
કોસ ભરાયે ખાલી ન થાયે, અલરહની ઉઠરે:

સૂરસમાધિ મૂર્ચ્છિત કરતી, દેતી શા સઙ્કેત?
અઙ્ગ તણાયે, નસ ખેંચાયે, ભૂમાભૂમિ વચેટ:

પ્રાણે ચડતી અનહદ ભરતી, ના ભૂશિર, ના બેટ,
બન્ધ કરો રે! નથી ખમાતી, બંસરી ઓષ્ઠ વચેટ!

બજે ક્યાં દૂર સુદૂર કેસેટ?
સોહમ્ સોહમ્ કેરી અનેરી શ્યામ સૂર કેસેટ?

# ત્રણ ગઝલ

## લલિત ત્રિવેદી

❐

જરાક આછું જરા રાતું રાતું લાગે છે
જુઓ મન્દિર હવે ઓરું ઓરું લાગે છે

કોઈનું હોવું એવું મીઠું મીઠું લાગે છે
હવે ન દે કશું કે ઝાઝું ઝાઝું લાગે છે

ફરક છે એ કે બધું સારું સારું લાગે છે
ગગનથી ઘાસ સુધી તાજું તાજું લાગે છે

હજી એ દૃશ્ય અસલ ભીનું ભીનું લાગે છે
ગલી વળીને કોઈ જાતું જાતું લાગે છે

તબકતું હોય છે સવાર જેવું દૂર કશુંક
ક્ષિતિજમાં ઊંડે ઊંડે સાચું સાચું લાગે છે

જરાક ધ્યાન આપો લાપતાના ચ્હેરા પર
જુઓ કે મુખડું એમાં કોનું કોનું લાગે છે

❐

તો હજી રહેવા દે આ માયામાં
તું જ સમ્ભળાય છે આ કાયામાં

છે હવાનું જ આ કપટ કે શું?
જોઉં મ્હારામાં કે આ ફાયામાં?

રોજ અવસાનનોંધમાં પ્રગટે
મારી જીવનકથા પરાયામાં

હોત દરિયો તો ક્યાંક દીવો હોત
આરોવારો નથી આ છાયામાં

આ અમસ્તી નથી ફરકતી ધજા
પ્રાર્થનાઓ છે એના પાયામાં

❐

ઓરડાની વ્યવસ્થા લમ્બાવ મા
તું હવે મારી કથા લમ્બાવ મા

ઘર ઉપર ફરકાવી દે આજે રૂમાલ
છોડ કરવત, આસ્થા લમ્બાવ મા

સુખ કે દુખ સુધી ન એને તાણ તું
તાંતણો કાચો વૃથા લમ્બાવ મા

કોણ છેવટ જીતશે ? જળ કે પવન?
પરપોટાની આ વ્યથા લમ્બાવ મા

જો, ફરી આવી ગયો ઘરમાં જ તું
તીર્થ અડસઠની પ્રથા લમ્બાવ મા

જો નહીં પાછું વળીને એ તરફ
માર્ગ આ ડાલામથા લમ્બાવ મા

ના હવે લમ્બાવ તું આ સાંજને
આ ખૂણો, આ અવસ્થા લમ્બાવ મા

## નદી નીકળી

### સાગર નવસારવી

ખબર એ નથી ક્યાં કમી નીકળી
ગમા-અણગમાની નદી નીકળી!

મળ્યું એ જ તુજને જે એને ગમ્યું,
હથેળીમાં એની સહી નીકળી!

રિવાજોમાં માણસ દટાઈ ગયો,
મર્યો ત્યારે નેકીબદી નીકળી!

પડ્યા ઘાવને રૂઝ આવે નહીં,
નથી શૂળ દિલની હજી નીકળી.

હજી બંધ છે બારણે રાઝ કંઈ,
હજી વાત સાચી નથી નીકળી.

દટાયેલ પથ્થરના પોલાણમાં,
સમસ્યાની ઘેરી સદી નીકળી!

ગગન ગમખુશીથી છવાઈ ગયું,
કથા ખુદ કલમથી સરી નીકળી!

પીએ એ જ જળ જંગલો, ખેતરો,
અસર ખાટીમીઠી થઈ નીકળી!

સહારો હતો જે પળોનો મ્હને
બની એ જ કાતિલ ઘડી નીકળી.

તરસથી સકળ જગ ઉઘાઈ ગયું,
કૃપાજળ ભરી વાદળી નીકળી!

નઠારી ને સારીનો શો અર્થ છે?
બધી મોજ 'સાગર' ભલી નીકળી!

## વાત મુદ્દાની

### મદનકુમાર અઞ્જારિયા 'ખ્વાબ'

રહી છે હવે ફક્ત એક વાત મુદ્દાની,
કે રહી નથી હે દોસ્ત! ત્હારી જાત મુદ્દાની.

ના દિન રહ્યો મુદ્દાનો, ના રાત મુદ્દાની,
સપ્તાહ તો ગણતરી હવે સાત મુદ્દાની.

હા, આમ તો દરરોજ જિવાતું રહ્યું, પરન્તુ
જિવાઈ જિન્દગી પ્રસઙ્ગોપાત્ત મુદ્દાની.

ડરતો ન હોત માણસ તો શું નું શું કરત!
સલામતીના સોગન્દ, છે ઘાત મુદ્દાની.

લ્યો, છેક અન્તવેળાએ ભાન સાંપડ્યું,
કે હતી જીવતરની શરૂઆત મુદ્દાની!

## નથી

### મદનકુમાર અઞ્જારિયા 'ખ્વાબ'

માગું છું એ જ કે જે ત્હારી કને નથી!
ને એમ પણ નથી કે મ્હારી કને નથી!

ક્યારેક ન હોવું પણ બહુ ફાયદો કરે!
ભીંતો કને છે પથ્થર, બારી કને નથી!

લ્હેરાતી હવા ફૂંકાતાં થઈ ગઈ પવન!
સ્પન્દનમાં છે એ, દોસ્ત! ધ્રુજારી કને નથી!

હથિયાર નથી ઘાતક, ઘાતક તો છે હથિયારી!
છે આગ હાથમાં, ચિનગારી કને નથી!

પ્હોંચે છે ફક્ત લાશ હરણની, હરણ નહીં;
પામવાનું ભાગ્ય શિકારી કને નથી!

## મા

### મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

મોટા ભાગની લાગણીઓ
વરસાદની
આગાહીઓ જેવી હોય છે;
જ્યારે માની લાગણી
સ્વયમ્ વરસાદ હોય છે.



પાલક માતા
જશોદાજીના હાથે
દોરડે બન્ધાઈને
દામોદર થયેલા ભગવાને
સાબિત કર્યું કે
મા કદી પાલક નથી હોતી :
પાલનહાર હોય છે.



માને માતૃત્વ જોઈએ,
નેતૃત્વ નહીં,
કેમ કે મા
નેતા નથી
જનેતા છે.

## સખીરી

### સંજુ વાળા

ઉતાવળી ઉમ્બર પર આવી ઊભી રહી,
સખીરી, કોઈક પવનના સુસવાટામાં
ફંગોળાતી સુક્કા ઘાસની સળી.

મન સાબુનું ફીણ અમસ્તું
મુઠ્ઠી ભરતાં પાણી થઈ રહી જાતું,
અમે જનમથી અન્ધમતી કે
પરપોટાને માની બેઠા ધાતું.

સખીરી, પજવે અપરમ્પાર મ્હને
ફળિયામાં ફળતી દાડમડી
ડ્હોળાતા દિવસોને વળગી પડું
ઘડીમાં ટશિયે ટશિયે તૂટું
કહો કહો જી, કેમ કરીને
લોહીવગી આ લેણદેણથી છૂટું
સખીરી, આંસુથી ઉજાળ્યા માજમ ઓરડા,
ઓસરિયું ઉજાળતાં ના આવડી,
ઉતાવળી ઉમ્બર પર આવી ઊભી રહી.

## તણખાનું રૂપાન્તર

### હરદ્વાર ગોસ્વામી

કોઈના હોવા વિશેની ધારણામાં,
આંખ અટવાઈ ગઈ છે બારણામાં!

આંખ મ્હારી શોધી લે છે ક્યાંયથી પણ,
પ્રેમ છે મ્હારા તરફનો હર કણામાં!

દોસ્ત નખશિખ લઈ નજાકત નભ વરસશે,
હોય હોવું મોરનું જો આપણામાં.

લ્હેરખી આવી પવનની સ્હેજ ત્યાં તો,
એક તણખાનું રૂપાન્તર તાપણામાં!

કવિ, કલમ, કરતાલ, કાગળ, કાવ્ય, કરમાં,
અન્ય તો શું હોય આ ખાલીપણામાં!

## ગાંઠ વળી ગઈ

**સજ્જુ વાળા**

રેશમનું પટકૂળ નવુંનક્કોર
   અચાનક ગાંઠ વળી ગઈ,
પહેલી પળના પહેલેરા અજવાળ
   વચોવચ જાત ઢળી ગઈ
   રેશમનું પટકૂળ નવુંનક્કોર

આરણ-કારણ આંખે આંજું-માંજું
   ઠાલા અવસર લઈ ઊંડળમાં,
ઝળઝળિયાંમાં સાત રજ્જનાં સપનાં
   જાણે પડ્યા લિસોટા જળમાં,
બન્ધ ઓરડે ઊછરતી એક વેલ
   અરેરે! બળીઝળી ગઈ.
   રેશમનું પટકૂળ નવુંનક્કોર.

ક્યારામાં કરમાતી લીલી છાંય
   તળે હું એવું તો મુરઝાઈ
જરાક અમથી સક્કોરી ત્યાં, મૂઈ
અધૂરપ શગે ચડી રે! બાઈ.
ઝબકીને જોયું તો મ્હારી
   માઢ-મેડિયું ખળભળી ગઈ.
રેશમનું પટકૂળ નવુંનક્કોર

## ઇટ્ટાકિટ્ટા

**મનહર જાની**

લાવ ચણોઠી, અક્કલમઠ્ઠા થ્યૂ થ્યૂ કરસન ઇટ્ટાકિટ્ટા
ઝોટાંઝોટીં મેલ મોકળી બુદ્ધુ કરસન ઇટ્ટાકિટ્ટા.

અમને ખેતર પાધર પીપળા અરુંપરું ટોકે રે કરસન ઇટ્ટાકિટ્ટા
ઓરસ ચોરસ જીવ અધૂકડું હળુહળુ રોકે રે કરસન ઇટ્ટાકિટ્ટા.

ઝૂલ ચાકળા તોરણ તડ તડ તૂટે કરસન ઇટ્ટાકિટ્ટા
ફૂલ વરાંસે નજરું નીન્દર ચૂંટે કરસન ઇટ્ટાકિટ્ટા

ફાનસને અજવાસે ફાગણ ફાંટ ફાંટ ફરક્યો રે કરસન ઇટ્ટાકિટ્ટા
લોહી સોંસરો અષાઢ હડફળક છોળબોળ થરક્યો રે કરસન ઇટ્ટાકિટ્ટા

અર્ર્ર્ર આયખું આંગત પાંગત નીતરે કરસન ઇટ્ટાકિટ્ટા
ધસમસતાં અન્ધારાં અમને ચીતરે કરસન ઇટ્ટાકિટ્ટા.

## જળને સુકાવું પડશે

**નવનીત ઉપાધ્યાય**

તડકા જેવા તડકાને ભીના થઈ જાવું પડશે.
      જળને સુકાવું પડશે.

શેત્રુંજીની ભીની વેકુર સાંભરતાં હું નકરાં ગાતો ગાણાં.
હું જ એકલો સાંભળતો કે ભીંત્યુ ગાય ફટાણાં.
      ઘરને ભેળા થાવું પડશે.
      જળને સુકાવું પડશે.

ઝાકળની ઝીણી છાલકથી ફૂલકળી શરમાતી
કલરવ સોતી પક્ષીટોળી ક્યાંકથી આવી જાતી.
      સપનું ઝાલી લેવું પડશે,
      જળને સુકાવું પડશે.

## અમને આખા ભીંજાવાનું

### નવનીત ઉપાધ્યાય

ઓણ ચોમાસું એટલું વહેલું આવ્યું...
અમને આ ા ભીંજાવાનું ચોકવચાળે ફાવ્યું.

ઊના ઊના વાયરા ઊડી ગ્યા છે, હવે કોક તો આવો પાસે,
ત્હમને ગમનાં ખેતરાં કોળ્યાં પેલ્લા ટેકરા વાંસે;

સુગન્ધોનું દોડતું ભોળું ટોળું આવ્યું.
અમને આખા ભીંજાવાનું ચોકવચાળે ફાવ્યું.

સહુની સોંસરું આભલું નીકળી ગ્યું રે અરે કોઈનું રહ્યું નૈં ધ્યાન
વરસાદુંની ધારું ઝાલી જાય તણાતી નદિયું એનુંય એને નથી ભાન,
રૂપલી ત્હારું સપનું ડોલતું ડોલતું આવ્યું,
અમને આખા ભીંજાવાનું ચોકવચાળે ફાવ્યું.

## પ્રાર્થના

### અશરફ ડબાવાલા

જો સરું ઊડે તો તું તળથી સલામી આપજે,
ને જો માગું ચાલવા તો તું સપાટી આપજે.

તો પછી ઇલ્જામ કોઈની ઉપર ના આવશે;
અવદશા જો આપ તો કારણ વિનાની આપજે.

એક શમણામાં વિસર્જિત થઈ ગઈ સમજણ બધી;
તું જ ઢણ્ઢોળી અલખ જેવું જગાડી આપજે.

મુક્તિ આપીને વિમુખ થાવાની ના કર યોજના;
એના કરતાં તો મ્હને ત્હારી ગુલામી આપજે.

હું વસન્તો લઈને મ્હારા મન સુધી પહોંચું પ્રથમ,
વાંસળી ને વન પછી બન્ને વગાડી આપજે.

શગની હત્યાનું પગેરું ક્યાંય પણ મળતું નથી;
તું તો અજવાળું હતો, સાચી જુબાની આપજે.

મૌનના સાતેય કોઠા ભેદી જો આવી શકું,
મીર, મીરાં યા તો ગાલિબ કે કલાપી આપજે.

## દિવસો...અનન્ત યાત્રાએ

### નલિન પણ્ડ્યા

ઘડિયાળમાં હાંફ્યા કરે છે પક્ષી
હૉસ્પિટલ-વૉર્ડમાં બરાડા પાડતો
સિસકારા કરતો
ધમણની જેમ હાંફતો
સમય હલબલ્યા કરે છે.
અન્ધકારના પડદા ઓઢી
પોઢી રહેલા શ્વાસે
કેથેટર્સ પહેરી લીધી છે.
હાથ-પગ ખેંચાઈને ઈસુનો ક્રૉસ
બની જતાં,
ખીલે જડાઈ ગયો છે સમય.
નર્સ સમયની નસ પકડવા મથે છે
પણ પકડી શકતી નથી
અને ઇન્ટ્રાવિનસ અપાતું નથી.
ઑક્સિજનના બાટલા સાથે
સ્ટ્રેચર પર સજાવેલા આકાશને
સરકાવી લાવવામાં આવે છે.
ભોંઠા પડી ગયેલા ડૉક્ટરના હાથ અને શ:
પાછાં યુદ્ધે ચઢે છે.
આંખોમાં અન્ધ સાગર
ધસમસતો દોડી આવે છે.
શ્વેત વસ્ત્રોમાં સજ્જ પહેરેગીર સમા
કાળા દિવસો ઊભા છે
અનન્ત યાત્રાએ... નીકળવા!

# ચાર ગઝલ

એસ.એસ. રાહી

## જગાડીને બેઠા

અમસ્તા જ જીવતર બગાડીને બેઠા,
અજાણ્યે જ જન્તર વગાડીને બેઠા.

હવે કોણ મૃગજળની સમ્ભાળ લેશે
ત્હમે જ્યાં મૃગોને ભગાડીને બેઠા.?

એ મ્હારા ગુનાઓનું લોહી વહે છે,
ભલે એક ખીલો વગાડીને બેઠા.

ન આવે કશી આંચ મિતવાને તેથી
અમે છેલ્લી બાજી બગાડીને બેઠા.

હૃદયમાંથી નીકળે છે કેવળ દુઆઓ
ભભૂત દેહ પર જો લગાડીને બેઠા.

પછી રાત કેવી અને ઊંઘ કેવી?
હવે માંહ્યલો જ્યાં જગાડીને બેઠા!

## ઘરોબો હોય છે

રબ ઉપર વિશ્વાસ નોખો હોય છે,
માણસો પર ક્યાં ભરોસો હોય છે?

વિશ્વની વાતો હૃદય ખોલી કરું
જેમની સાથે ઘરોબો હોય છે.

ફૂલ ખીલી જાય છે નિયત ક્ષણે
બાગમાં માળી જ મોડો હોય છે.

એટલે ચાહું છું શ્વાસોચ્છ્વાસથી,
શ્વાસનો ક્યાં કોઈ જોટો હોય છે?

કઈ રીતે સાચા જવાબો આપવા
જ્યાં ત્હમારો પ્રશ્ન ખોટો હોય છે.

## તળિયા સુધી જવું છે

દરિયાને તુચ્છ કહેવા તળિયા સુધી જવું છે,
અથવા કોઈ સુખીનાં નળિયાં સુધી જવું છે.

સંસારના ભ્રમણની શી છે જરૂર મ્હારે?
હું તો પ્રવાસી ઘરનો, ફળિયા સુધી જવું છે.

પહોંચીને થડની ટોચે પસ્તાયો છું હું અનહદ,
વીતેલ યુગને મળવા મૂળિયાં સુધી જવું છે.

એ જન્મટીપનો કેદી એક ભીંત થઈ ગયો છે,
એના હૃદયના બારીક સળિયા સુધી જવું છે.

ત્યાં ચેન છે, મજા છે, ઉષ્મા છે, જાણવાને-
ત્હારાં અકળ નયનના તળિયા સુધી જવું છે.

## યાદમાં ભીંજાયો

પૂછો ન કઈ રીતે હું વરસાદમાં ભીંજાયો,
ઝરમરના આછા આછા નિનાદમાં ભીંજાયો.

પડઘાની સરહદોથી હું પાર થઈ ગયો છું,
બોલાવતી હતી તું તે સાદમાં ભીંજાયો.

વાદળના યાન દ્વારા પહોંચી ગયો શિખર પર
ત્યાં યક્ષ-યક્ષિણીના સંવાદમાં ભીંજાયો.

દરિયાને મન મૂકીને ન્હાવા દીધો પ્રથમ મેં
દરિયાથી મોટું દિલ છે, હું બાદમાં ભીંજાયો.

ઇતિહાસનું એ પાનું પીળું ન થાય તેથી
આજે જરીપુરાણી એ યાદમાં ભીંજાયો.

## સ્તબ્ધ...આંખો...

### નલિન પંડ્યા

સરોવરના તળિયેથી
આગગાડીની વ્હિસલ સમ્ભળાય છે,
એનો ધુમાડો જળમાં ને જળમાં
ભળી જતાં ડહોળાઈને
ભૂકમ્પ જેવું ખલકાવરણ થવા માંડ્યું!
ત્યાં જ સરોવર સળગવા માંડ્યું,
સળગતાં... સળગતાં... ઊપસતાં... ઊપસતાં
કાલમીંઢ પહાડ થવા માંડ્યો.
અચાનક ઊમટેલાં વિમાનો
પહાડની તળેટીમાં અટવાતાં જાય છે.
કોઈ નવી દિશા શોધાતી નથી,
એક પણ તણખલું સરકતું નથી;
સરકે છે માત્ર
ઊડતાં પક્ષી જેવા દિવસો.
એ દિવસો
પેલા પહાડની ટોચ સાથે ચીપકી જાય છે!
ઘુમરી ખાતાં વિમાનો
પહાડને ટકરાતાં
અસંખ્ય વિસ્ફોટ... શાન્તિ...
પહાડની ટોચે સ્તબ્ધ... આંખો...?

## સુરતાનો રંજ

### જગદીશ ધનેશ્વર ભટ્ટ

તેજના તોખાર હાવાં હાવળે,
કેટલા ઓથાર હાવાં આછરે.

સાત આંટામાં સમાવી જાત; તે.
નાગણી ચોફાળ હાવાં જાગશે.

શૈલ મોળો મીણ થૈને ઓગળે,
ટેરવાંનો સંઝ હાવાં જામશે.

એકલા આભાસમાં એ આથડે,
આયખું અન્દાજ હાવાં સાધશે.

આયનામાં આપથી ઝઘડ્યા કરે,
માંયલો મિરાત હાવાં પામશે.

ધાર તીખી આમ ઊભા વેતરે,
વૈખરીને મૌન હાવાં લાધશે.

આંખમાં આરાધને આંજી, અને
રંજ એ સુરતાનો હાવાં લાગશે.

## સ્વયમથી

### ભરત વિઞ્ઝુડા

સાવ ઘેરાઈ ગયેલો હોઉં ગમથી
તોય કણ્ટાળો ન આવે છે સ્વયમથી.

એક તો એ ખૂબસૂરત છે પ્રથમથી,
ને વધુ લાગે વદન પરની શરમથી.

હું તહને જે કંઈ કહું દિલથી કહું છું,
ફેર શું પડનાર છે કોઈ કસમથી?

હોય છે દીવાલ પર એની છબીઓ
વેંત ઊંચા થઈ ગયા જેઓ ધરમથી.

આ અને તેનો ન કોઈ અર્થ નીકળે,
ચારે બાજુ છે બધું જાણે ઇલમથી.

પત્ર લખવાના થયા છે બન્ધ હમણાં,
ચાલ જીવ, લખીએ હવે ગઝલો કલમથી.

બે ગઝલ

રિષભ મહેતા

૧

એમ તો ક્યાં કોઈ ઇચ્છાના હજી વશમાં છું હું?
એક બસ ત્હારી તમન્નાના હજી વશમાં છું હું!

અર્થ એનો 'ના' જ થાયે છે, હું જાણું છું છતાં
ત્હેં કહેલી એ બધી 'હા'ના હજી વશમાં છું હું.

આંખ તો માની ગઈ મન કેમ ના માને હજી?
કેમ રે ત્હારી પ્રતીક્ષાના હજી વશમાં છું હું?

ઝુલ્ફ ખોલીને ત્હમે એક વાર આવ્યાં રૂબરૂ
એ મહેકતી એક ઘટનાના હજી વશમાં છું હું.

મૌન જ્યાં સુધી હતો હું, વાણી-સ્વાતન્ત્ર્ય હતું.
ને પછી બોલ્યો તો ભાષાના હજી વશમાં છું હું.

ક્યારનો એ પન્થ મેં છોડી દીધો છે તે છતાં
મ્હારાં ભૂંસાયેલ પગલાંના હજી વશમાં છું હું.

નાવની એ માગણી લઈ જાઉં મધદરિયે; અને
મ્હારી લાચારી કિનારાના હજી વશમાં છું હું.

સૂર્યમાં અસ્તિત્વ ઓગાળ્યું, છું ત્હેની આડ-અસર
છું તમસથી દૂર; તડકાના હજી વશમાં છું હું.

પાંખ ને પીછાં તણાં સૌ બન્ધનો તોડ્યાં; છતાં
એક ત્હારા મન્દ ટહુકાના હજી વશમાં છું હું.

એટલે તો મ્હારી શ્રદ્ધા પુખ્ત થઈ શકતી નથી
એક બાળક જેમ શઙ્કાના હજી વશમાં છું હું.

મ્હારું અસ્તિત્વ નથી નિર્ભર પ્રતિબિમ્બો ઉપર
કોણ કહે છે કે અરીસાના હજી વશમાં છું હું?

૨

સામે થયું હશે કોઈ વાદળ ઉજાસની
થઈ ગઈ છે આંખ એટલે જળજળ ઉજાસની

કૂકડાનો માત્ર કણ્ઠ છે શબ્દો સવારના
છે કેટલી છલનાભરી ચળવળ ઉજાસની?

આંજી શકો આખાય આભને પછી તમે
ફૂટે ટશર જો ટેરવે ઝળહળ ઉજાસની.

ત્હારી લટોમાં મઘમઘે નિરાંત રાતની,
પણ હાય! આંખમાં છે ઉતાવળ ઉજાસની!

રણમાં જઈને એય તમાશો નિહાળ્યો મ્હેં
હાંસી ઉડાવતું હતું મૃગજળ ઉજાસની.

સૂરજની પાર જઈ પૂગ્યો પગલાંનો ભ્રમ, અને
મ્હારા ચરણનો વસવસો પાછળ ઉજાસની.

દીવાસળી સળગાવતાં યુગો વીતી ગયા
અન્ધારું રાતનું ગયું આગળ ઉજાસની.

તોડ્યો શમાએ દમ જલી જલીને આખરે
મહેફિલમાં ચર્ચા ખૂબ થઈ નિષ્ફળ ઉજાસની.

લીલું પડી ગયું છે કદીક સાંજનું શરીર
છે દૃષ્ટિમાં કશુંક હળાહળ ઉજાસની.

અમને દીવીના હાલ જોઈને તરત થયું
આ સાહ્યબી છે કેટલી પોકળ ઉજાસની?

આ કોનું બાણ પ્રાણ સૂરજના હણી ગયું?
લે, કોણ કાવડ લઈ જશે આગળ ઉજાસની?

## હેત-હેત-હેત

**મનોહર ત્રિવેદી**

એંએં...એંએં... કદી રડે નૈં હેત-હેત-હેત
હેંહેં....હોહો... હસી પડે ભૈ હેત-હેત-હેત.

હફાક ખુરસી પર જૈ ચડે હેત-હેત-હેત
ભફાક દઈને નીચે પડે હેત-હેત-હેત

'આવ અહીં' : બોલી-બોલીને હેત-હેત-હેત
મમ મમ આપે ખિસકોલીને હેત-હેત-હેત
ભાવે ખૂબ જ આઇસક્રીમ હેત-હેત-હેત
કોણ અહીં છે બીજો ભીમ? હેત-હેત-હેત

પપ્પાજીનો બાઘો છે હેત-હેત-હેત
મમ્મી કહેતી કાગો છે હેત-હેત-હેત

બન્દા તાજામાજા છે હેત-હેત-હેત
ઘર આખ્ખાનો રાજા છે હેત-હેત-હેત.

## જાનુ-જાનુ-જાનુ

**મનોહર ત્રિવેદી**

'જાનુ-જાનુ-જાનુ ઓ જાનુ-જાનુ-જાનુ!
તા-તા-થૈ-થૈ નાચે મમ્મી: પપ્પા ગાતા ગાણું!

જાનુ-જાનુ-જાનુ ૦
જાનુ લગરીકે રોતી
ત્યાં ટપ્ દઈ ખરતાં મોતી
જાનુ જ્યાં અમથી હસતી
વેલી ફૂલો ખેરવતી
લ્યો, મઘમઘતું ને મીઠું આ ફળિયું થયું મજાનું!
જાનુ-જાનુ-જાનુ ૦
આ ચકલી ને ખિસકોલી
કાબરબેનાંની ટોળી
કૂકુ ને કાગો આવ્યાં
મીનીમાસી શું લાવ્યાં?
સૌ મમમમ ખાજો-રમજો: ના હોય કદી લડવાનું!
જાનુ-જાનુ-જાનુ ઓ જાનુ-જાનુ-જાનુ!

## હેત-હેત-હેત

**મનોહર ત્રિવેદી**

એંએં...એંએં... કદી રડે નૈં હેત-હેત-હેત
હેંહેં....હોહો... હસી પડે ભૈ હેત-હેત-હેત.

હફાક ખુરસી પર જૈ ચડે હેત-હેત-હેત
ભફાક દઈને નીચે પડે હેત-હેત-હેત

'આવ અહીં' : બોલી-બોલીને હેત-હેત-હેત
મમ મમ આપે ખિસકોલીને હેત-હેત-હેત
ભાવે ખૂબ જ આઇસક્રીમ હેત-હેત-હેત
કોણ અહીં છે બીજો ભીમ? હેત-હેત-હેત

પપ્પાજીનો બાઘો છે હેત-હેત-હેત
મમ્મી કહેતી કાગો છે હેત-હેત-હેત

બન્દા તાજામાજા છે હેત-હેત-હેત
ઘર આખ્ખાનો રાજા છે હેત-હેત-હેત.

## જાનુ-જાનુ-જાનુ

**મનોહર ત્રિવેદી**

'જાનુ-જાનુ-જાનુ ઓ જાનુ-જાનુ-જાનુ!
તા-તા-થૈ-થૈ નાચે મમ્મી: પપ્પા ગાતા ગાણું!

જાનુ-જાનુ-જાનુ ૦
જાનુ લગરીકે રોતી
ત્યાં ટપ્ દઈ ખરતાં મોતી
જાનુ જ્યાં અમથી હસતી
વેલી ફૂલો ખેરવતી

લ્યો, મઘમઘતું ને મીઠું આ ફળિયું થયું મજાનું!

જાનુ-જાનુ-જાનુ ૦
આ ચકલી ને ખિસકોલી
કાબરબેનાંની ટોળી
કૂકુ ને કાગો આવ્યાં
મીનીમાસી શું લાવ્યાં?

સૌ મમમમ ખાજો-રમજો: ના હોય કદી લડવાનું!
જાનુ-જાનુ-જાનુ ઓ જાનુ-જાનુ-જાનુ!

## ગમે

હસમુખ કે. રાવલ

મુન્નીને ગુજરાતી ગમે
  તે ચાંદો-તારા રમે
મુન્નાજીને ગણિત ગમે
  તે પાંદડે-પાંદડું ગણે
મુન્ની પ્હેરે પતઝિયાં
  ને બોલે કૂકડે-કૂ
મુન્નો એન્જિન થૈ તાડૂકે
  'છ એક એતલે છુ?' મુન્નીને૦
મુન્ની દોરે હરણ-ઝરણ
  ને રજ્ઞે પર્વત-ઝાડી
મુન્નો મીંડાં ચોરસ દોરી
  ભીંતે રજ્ઞે ગાડી!... મુન્નીને૦
'ભીંતે ગાડી!' 'ભીંતે ગાડી?'
  ઘરમાં થ્યો કકળાટ,
પપ્પાજી પણ ભાંન ભૂલ્યા
  તે મુન્ને ખાધી લાત....મુન્નીને૦

## આપજે હેતથી

મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'

આભમાં નવી દુનિયા જોવા જાવું મ્હારે બા;
આપજે હેતથી રજા અને હેતથી પાડજે હા!
વરસાદી વાદલડી વચ્ચે ઘૂમવું આખો દંન;
ચન્દરમાની ગોઠડી કરી ફરવું વનરાવંન.
વનરાવનથી મીઠાં ફળને લાવવાં બાંધી બહુ;
બાલુડાંને ખોબલે પછી વ્હેંચવાં આવી સહુ.
અણજાણી નદીઓમાં મ્હારે ન્હાવા જાવું બા....
આભમાં નવી દુનિયા જોવા જાવું મ્હારે બા.
પરદેશી પરીઓની સાથે ઊડવું ગામેગામ;
પ્રભુનાં દર્શન કરવા મ્હારે પ્હોંચવું ધામેધામ!
તારા તણાં ઝૂમખાં વીણી ફાંટમાં ભરી જાવું;
પ્રભુનાં તો ચરણોમાં પછી ઠાલવી બધાં આવું
ન્હાનાં છોરાં એકઠાં કરી વાર્તા કહેવી રોજ;
પક્ષીડાંના પાડવા રંગીન પોઝ 'પોઝ પોઝ
કેમેરાને કાલ સવારે આપજે વ્હાલી બા!
આભમાં નવી દુનિયા જોવા જાવું મારે બા.!

# અનુવાદ

## નિસીમ એઝીકીયેલ

અનુ. બટુક નિમાવત

### પોસ્ટર કાવ્યો

*મગરનાં આંસુની*
*મગરને જાણ નથી હોતી.*
*સિંહનો ક્રોધ મ્હારા ક્રોધ*
*પાસે શી વિસાતમાં?*
*પ્રેમ-ક્રીડામાં મગ્ન પ્રેમીઓ*
*જેટલું તો ઘેટું પણ નિર્દોષ નથી હોતું;*
*આળસુ કદી કીડી પાસેથી શીખે નહીં.*
*જીવન નીતિશાસ્ત્ર જેટલું*
*સરળ નથી.*

*હું કદી શરણાર્થી બન્યો નથી*
*સિવાય કે આત્મા તણો*
*એ પ્રેમ ભર્યો દુ:ખમય દેશ*
*જે મ્હારું વતન પણ છે અને શત્રુ પણ.*

*સીધી આંખોમાં જ નજર કરો.*
*એ જ પ્રેમ, ધિક્કાર, માન-અપમાનની*
*સાચી રીત છે.*
*અસત્યો નજર ફેરવી લે છે*
*ક્ષિતિજની જેમ દૂર દૂર.*

### સનાતન અહમ્ બોલે છે

*ધારો કે હું ઉલ્કા હોઉં તો*
*હું માત્ર દેખાઉં,*
*તે જ મ્હારો અર્થ હોય.*
*તે સિવાય, આકાશમાં*
*લિસોટો બની બળી જવાનો*
*શો અર્થ હોય?*
*પણ 'દેખાવું' એ બીજી જ બાબત છે.*

### તટસ્થ

*'સાથે','ની વચ્ચે' પણ 'અન્દર' કદી નહીં,*
*ના-થી અલગ પણ નહીં,*
*વિવેચક કે અસમ્મત થનાર પણ નહીં.*
*સપાટ કરેલ, બાષ્પીભવન કરાયેલ*
*માત્ર કહેવાતી મિત્રતાની ખાતર*
*જોડાયેલ સરઘસ કે જાહેરસભામાં*
*ખરાબ રીતે છપાયેલ તસવીરના*
*ડાઘ કે ટપકાં જેવો અસ્પષ્ટ માણસ.*

### બ

*મ્હેં ઢણ્ઢેરામાં સહી કરી*
*મ્હેં લવાજમ ભરી દીધું,*
*મ્હેં કમિટીમાં કામ કર્યું,*
*મ્હેં પાર્ટીમાં હાજરી આપી.*
*કંઈ ફરક ન પડ્યો.*
*સામાન્ય ભાષા હેઠળ મ્હારી*
*ગેરહાજરી છુપાઈ ગઈ.*

### અહંવાદીની પ્રાર્થનાઓ

૧

*મ્હને થોડી વધારે લાતો માર*
*હે પ્રભુ!*
*મ્હને હવે સમજાય છે કે*
*મ્હારા માટે આવાં સાદાં*
*સત્યો શીખવાનો બીજો*
*કોઈ માર્ગ નથી.*

૨

જે દુર્ગુણો મ્હારી પાસે હતા
તે હજુ છે જ.
જે સદ્‌ગુણો મ્હારી કને ન હતા
હજુ પણ નથી જ
આવા જીવનના માનવીય રાહમાં
માનવને કોણ બચાવે
સિવાય કે સર્જનહાર?
ત્હારી ફરજ અદા કર, હે પ્રભુ!

૩

ના, પ્રભુ
કર્મનું પરિણામ મ્હારો હેતુ નથી.
પણ ત્હને ખરેખર ત્હેનો એકાદ કોળિયો
આપવામાં શો વાંધો છે?
તે પણ મ્હને બહુ મીઠો લાગશે
ને હું બહુ જ ભૂખ્યો છું.

## लक्ष्मी-प्रार्थना (स्रग्धरावृत्तम्)

**અનુ. સાધુ અક્ષરજીવનદાસ**

*या सा पद्मासनस्था*
*विपुलकटितटी पद्मपत्रायता क्षी*
*गम्भीरावर्तनाभि:*
*स्तन भरनमिता शुभ्रवस्त्रोत्तरीया !*
*लक्ष्मीर्दिव्यैजेन्द्रै–*
*मणिगणखचितै: स्नापिता हेमकुम्भै:*
*नित्यं सा पद्महस्ता*
*मम वसतु गृहे सर्वमाङ्गल्ययुक्ता ॥*

રાજે પદ્માસને જે
પૃથુલ કટિ ધરે, પદ્મ શાં દીર્ઘ નેત્રો,
ઊંડી ને ગોળ નાભિ
સ્તનભર-નમણી શુભ્ર વસ્ત્રો ધરીને;
હસ્તીઓ દિવ્ય જેને
મણિગણ લચતા હેમ-કુમ્ભે ન્હવાડે
એ લક્ષ્મી પદ્મહસ્તા
મુજ ઘર નિત રહો સર્વમાઙ્ગલ્ય સાથે.

## હે હૃદયદીપ !

**અનુ. કનુભાઈ જાની**

*[નોંધ: વેરીઅર એલ્વિન: ગોરા આદિવાસી ભારતીય, જગમાન્ય નૃવંશશાસ્ત્રી. ધર્મ, સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના વિદ્વાન. (જન્મ ૨૯-૮-૧૮૯૨, મૃત્યુ ૨૨-૨-૧૯૬૪) હજી ભારતમાં નહોતા આવ્યા, અને ઓક્સફર્ડમાં હતા ત્યારે, એક મિત્ર દ્વારા ડૉ. રાધાકૃષ્ણન્‌ના પરિચયમાં આવ્યા. ભારતીય દર્શનમાં ઘણું વાંચ્યું. ગીતાના પ્રભાવ તળે એ અરસામાં ૧૯૨૬માં એક પ્રાર્થનાત્મક કાવ્ય અંગ્રેજીમાં લખ્યું છે. ડાબી બાજુ એ છે ને જમણી તરફ એનો ગુજરાતી પદ્ય-પ્રતિભાવ છે. કo]*

## The Lantern

*The silent soul as a shéltered flame*
*That in a windlesspot*
*unwavering*
*offers its light to God*
*Its hidden name*
*Fire-vested angels sing.* 1

*Around it blow the*
*trade-winds of desire:*
*Breezes of passion,*
*gusts of sudden dread.*
*But not a breath intruding*
*stirs the fire.*
*By heven's silence fed.* 2

*Heart that-stirreth*
*with our loss.*
*Temple of silence*
*built in pain.*
*We light our lanterns,*
*at Thy cross*
*A purer flame*
*to gain.* 3

**–Verrier Elwin**

## હે હૃદયદીપ!

*હે આત્મા! તું છો પ્રશાન્ત ને પરિરક્ષિત*
*છો એક જ્યોત*
*મૂકેલી, વાયુ પણ ના ફરકે એવે સ્થાન.*
*શિખા વણડગી*
*ઉજાળે દેવોનોયે પન્થ*
*એનું કૈં અજાણ રહેતું નામ?!*
*ભલું તો,*
*અગનઓઢતા દેવદૂતના ગાન મહીં પડઘાય!*
*આતમા! હૃદયદીપ હે! ૧*

*ભલેને મંછાના કૈં વા-વેપારી દીવે ઘૂમરે,*
*લોલુપતાની લહેરો લીલી કે આવેગો*
*અચિન્ત્ય ભયના જતા ભભૂકી*
*કોઈનીયે જરી જેટલી ફૂંકેયે*
*ક્યારેય આગ આ*
*જરી જેટલી ચળે-જળે ના! અણનમ!*
*સુરગણ કેરું મૌન શાશ્વતી*
*પ્રાશીને તો પ્રગટી પ્રેમળ જ્યોત!*
*દીપ હે! ૨*

*હે હૃદયેશ્વર! તુંયે કેમ રે*
*દે થરકાવા ત્હારી જ્યોતિ!*
*શાન્તિનું ત્હારું દેવળ શું*
*વ્યથા અમારી પર તેં નિર્મ્યું?!*
*લો, આ દીવો, ધરીએ ત્હારે ક્રૉસે, દેવા!*
*પુણ્યોજ્જ્વલ શી ત્હારી નિર્મળ પ્રેમળ જ્યોત*
*અકે કરી લેવા!*
*હે હૃદયેશ્વર! ૩*

રમેશ પારેખ

## એક ગર્ભસ્થ બાલિકાની ઉક્તિ!

*મ્હારી માની કુમળી કલિકા બાલિકા હું સુહાતી.*
*ક્યારે ભેટું સુરભિ ઝરતી માતની દિવ્ય છાતી.*
*ને ક્યારે હું મઘમઘી રહું સૌરભે પિતૃપ્રેમે*
*એવી હુંયે મલકી ઊઠતી પૂછતાં માતૃક્ષેમે.*

*ધીરે ધીરે બની પણ જશે પૂર્ણ આ અઙ્ગ મ્હારાં*
*સ્નેહાશ્રુથી છલકી ઊઠશે હેતના એ કિનારા,*
*સૌએ કહેશે અવતરી અહીં 'લક્ષ્મી' તો 'ના' કહીને*
*માડી જોશે અવતરી રહ્યું સોણલું દેહ લૈને.*

*રૂપાકારો હજી ધરી રહ્યા ઓષ્ઠ ન્હાના સુચારુ*
*વેરન્તા એ અનુભવી રહ્યા ધન્યતા હાસ ન્યારું,*
*વચ્ચે વચ્ચે અધીર બનતી ને ફરી ધીર ધારું,*
*થાશે મ્હારાં કઈ કઈ રીતે સ્વાગતો હું વિચારું.*

*ત્યાં તો આવ્યાં ધ્વનિકિરણ ને લૈ ગયા કૈંક વાતો*
*જાણે મ્હારો તૂટી-તૂટી રહ્યો માતની સઙ્ગ નાતો.*

**–મનોજ્ઞા દેસાઈ**

માતા અને શિશુનો સમ્બન્ધ દિવ્ય છે, અનેરો છે, અનુપમ છે. માતા શિશુ પ્રત્યે પોતાની વત્સલતા પ્રકટ કરતી તેવી ઘણી કાવ્યરચના ગુજરાતી સાહિત્યમાં મળી આવશે પરન્તુ જેણે આ પૃથ્વી પર અવતરણ પણ કર્યું નથી તેવી ગર્ભસ્થ બાળકીની મા પ્રત્યેની લાગણી નિરૂપતું આ સૉનેટ અપૂર્વ અને વિશિષ્ટ છે.

માતા વિશે વાત કરવાની આવે ત્યારે ભલભલાની ઉપકારવશ છાતી ને આંખો ભાવભીની થઈ જતી હોય છે. તેઓ માના વાત્સલ્ય અને ઉપકારો વિશે છેવટે આટલું જ કહી શકે કે–

*તેરી સૂરત સે કિસી કી નહીં મિલતી સૂરત*
*હમ જહાં મેં તેરી તસવીર લિયે ફિરતે હૈં*

મા! ત્હારા મુખ પર કયારેય મુખવટો હોતો નથી. તું અને ત્હારો દૈવી પ્રેમ સ્ફટિક-શાં નિર્મળ હોય છે. ત્હારો તેજસ્વી ચહેરો અનન્ય છે. અમે ત્હારી છબિ લઈને વિશ્વમાં ફરીએ છીએ પણ ત્હારા દૈવી ચહેરા સદૃશ અમને કોઈનો પણ ચહેરો જણાતો નથી. તું અનુપમ છે. અહીં તો એવાં દૃશ્યો જોવા મળે છે કે–

*ચહેરે કા નકાબ હો ગઈ દુનિયા,*
*આંખો કા હિસાબ હો ગઈ દુનિયા!*

આ ઐશ્વર્યલોકમાંથી ફૂંકાતો દિવ્ય પવન છે અને આપણે છીએ સુગંધ. આપણું અસ્તિત્વ મા વિના સંભવિત જ ન હોત. છાસવારે માને છાતી કૂટાવતા કપૂતોને એટલે જ કોઈએ કહ્યું છે:

*ખુશ્બૂ કો ફૈલને કા બહોત શૉખ હૈ મગર*
*મુમકિન નહીં હવાઓ સે રિશ્તા કિયે બગૈર*

ખેર. માની અને દુનિયાની વાતો લઈ બેસીશું તો આપણે ક્યાંના ક્યાંય પ્હોંચી જઈશું. એટલે એ જ બહેતર છે કે આપણે પાછા વળીએ ને સુશ્રી મનોજ્ઞા દેસાઈના વહાલા લાગે તેવા આ સૉનેટની વાત પર આવીએ.

હજુ અજન્મા – માતાના ઉદરમાં છે એવી બાળકી માતા પ્રત્યે સગાઈના શ્લોકો ઉચ્ચારતી કહે છે:

*મારી માની કુમળી કલિકા બાલિકા હું સુહાતી*
*ક્યારે ભેટું સુરભિ ઝરતી માતની દિવ્ય છાતી*

હું મારી માતાની વેલ પર ઊગેલી કુમળી કળી જેવી બાળકી છું. મને ઉતાવળ છે કે મારી માતાની દિવ્ય સુરભી ઝરતી છાતીને ક્યારે ભેટું ને ક્યારે એના અમૃતકુંભમાંથી માના અમૃતરસ સમા પ્રેમનું પ્રાશન કરું... હું કળી છું પિતાનો લાડકો પ્રેમ એ જ મારી સૌરભ. વહાલથી તરબોળ પિતાના બલિષ્ઠ હાથોમાં ક્યારે હું ઝૂલીશ ને જગતનાં દુરિતો સામે સુરક્ષિતતાનો અનુભવ કરીશ – આવું પૂછતાં મારાથી મલકી ને છલકી જવાય છે.

હું માતાની ગોદે કોઈ ધન્ય ક્ષણે જન્મ લઈશ. પછી ધીરે ધીરે મારાં કુમળાં કુમળાં, ગુલાબના ગોટા જેવાં ગાત્રો પાંગરશે ને મારા શરીરનો યોગ્ય અને દેખાવડો ઘાટ ઘડાશે. એ જોઈજોઈને પરમ વત્સલ માતાપિતાનાં નેત્રો હર્ષાશ્રુથી છલછલી ઊઠશે. પછી તો મને જોવા લોક ઊમટશે. એ ભેળાં થયેલાં સ્વજનો હરખઘેલી માને વધાઈ આપશે–

*સૌએ કહેશે અવતરી અહીં 'લક્ષ્મી'*
*તો ના કહીને*
*માડી જોશે–*
*અવતરી રહ્યું સોણલું દેહ લૈને...*

મને જોવા ટોળે વળેલા લોકો મારા માટે ઉદ્‌ગારો કાઢશે – 'લ્યો, ઘેર લક્ષ્મી પધાર્યાં!' ત્યારે મા કહેશે 'ના' એટલું જ બોલશે ને મનમાં એ દીકરી પર ઓવારી જતાં સૌને કહેશે – 'આ દીકરી તો મારું દેહ લઈને જન્મેલું મૂર્તિમંત સોણલું છે!'

હજુ મારાં અંગો રૂપ અને ઘાટ ધરી રહ્યાં છે, માના ગર્ભમાં. મારા ઓષ્ઠનો ઘાટ પણ હજુ તો પૂરો ઘડાયો નથી. તોય હોઠ ધન્યતાની લાગણીથી મલકી રહ્યા છે કે માની છાતીનું અમૃતપ્રાશન થશે. પૃથ્વી પર અવતરણ કરવાનો અનુભવ કેવો હશે એ જાણવા માટે હું ઘડીઘડી અધીર બની જાઉં છું ને વળી પાછી વિચારું છું: પૃથ્વી પર મારા જન્મને કેવી કેવી નજરે જોવાશે ને મારાં કઈ કઈ રીતે સ્વાગતો થશે? કોઈ થાળી વગાડી જગતને વધાઈ દેશે કે દીકરી પધારી છે. તો કોઈ વળી મુખ મરડીને કહેશે – 'અરેરે, દીકરી જન્મી? બાઈ બિચારી ભાગ્યશાળી નથી, નહીં તો દીકરીને બદલે દીકરો ન અવતર્યો હોત!' સમાજમાં હજુ દીકરી જન્મે એ બનાવની અવહેલના પ્રગલ્ભતાપૂર્વક કરનારાં ઓછાં નથી. અહીં તો ખુદ સ્ત્રી જ સ્ત્રીના જન્મને તિરસ્કૃત નજરે જુએ છે તે કેવી મોટી કરુણતા છે!

સ્ત્રીએ શું જિંદગીભર મહેણાંટોણાં ખાઈખાઈને, જાત ઘસી નાખીને, હૃદયના ભાવો હૃદયમાં જ ધરબી રાખીએ, ગોળીપાં કરીકરીને જીવન પૂરું કરવાનું? શું એણે એમ કરવાનું કે–

*યે જિન્દગી હૈ યહાં રંજ સે ભી ક્યા હાસિલ?*
*હમેં તો દેખો કિ હમ ઝખ્મ-ઝખ્મ હંસતે હૈં'*

પોતાના પૃથ્વી પરના અવતરણની પળે અજન્મા ગર્ભસ્થ બાળકી શું કહે છે? હું મા વિશે, પિતા વિશે, મારા જન્મટાણે થનારા મ્હારા વિવિધ પ્રકારના 'સ્વાગત' વિશે વિચારું-વિચારું...

*ત્યાં તો આવ્યાં ધ્વનિકિરણ ને લૈ ગયાં કૈંક વાતો,*
*જાણે મ્હારો તૂટી-તૂટી રહ્યો માતની સંગ નાતો.*

હું વિચારતી જ રહી કે હું હજુ ગર્ભસ્થ છું. પણ એક દિવસ માની ગોદમાંથી છૂટી પડીને પૃથ્વી પર અવતરિત થઈશ. માતાથી મારો સમ્બન્ધ-વિચ્છેદ થઈ જશે. મ્હને વસમું લાગ્યું કે મ્હારો નાળ-સમ્બન્ધ કપાઈ જશે. પછી?

દીકરી તો પારકી થાપણ કહેવાય છે. વયસ્ક થઈશ ત્યારે મ્હારાં લગ્ન ગોઠવી દેવાશે ને ઘરમાંથી વિદાયની કરુણમઙ્ગલ વેળા આવશે ત્યારે મ્હારી માતાને પોતાની ગાંઠમાંથી સઙ્ઘરેલું રતન છિનવાઈ રહ્યું હોવાની કારમા દુ:ખની અનુભૂતિ થશે. મ્હને થાય છે કે હું જન્મીશ તે જ ક્ષણથી મ્હારા માતા સાથેના અતૂટ નાતાના વિચ્છેદની શરૂઆત થઈ જશે. શું હું જન્મીશ દુનિયાદારીની ભીડમાં ખોવાઈ જવા? મ્હારા આ વલવલતા પ્રશ્નનો જવાબ મ્હને જુદી જ રીતે મળ્યો!

હું વિચારતી હતી તે ક્ષણે મ્હારા ગર્ભસ્થ દેહને 'સોનોગ્રાફી' કરતા મશીનમાંથી નીકળતાં ધ્વનિકિરણો ફંફોળતાં, ચૂંથતાં ને પરીક્ષણ કરતાં હતાં કે હું દીકરો છું કે દીકરી?

એ ક્ષણે મને ભયંકર આંચકો લાગ્યો કે શું હું દીકરી હોઉં તો મ્હારાં મા-બાપને સ્વીકાર્ય નહીં હોઉં? આ વીજકડાકા જેવો પ્રશ્ન ખાબકતાં મ્હારા અને માતા વચ્ચેના અતૂટ રિશ્તા પર ઊભી તિરાડ પડી ગઈ. ગર્ભમાં ને ગર્ભમાં જ હું માતાની પરાઈ બની ગઈ. મ્હારો માતા સાથેનો સમ્બન્ધ એ ક્ષણે જ જમીનદોસ્ત થઈ ગયો. માતાથી નાતો તૂટવો એટલે શું – તે કરુણાન્ત વાત સહૃદય ભાવકોને સમજાવવાની જરૂર છે ખરી?



## આસ્વાદ

રમેશ પારેખ

### એક ગર્ભસ્થ બાલિકાની ઉક્તિ!

*મ્હારી માની કુમળી કલિકા બાલિકા હું સુહાતી.*
*કયારે ભેટું સુરભિ ઝરતી માતની દિવ્ય છાતી.*
*ને ક્યારે હું મઘમઘી રહું સૌરભે પિતૃપ્રેમે*
*એવી હુંયે મલકી ઊઠતી પૂછતાં માતૃક્ષેમે.*

*ધીરે ધીરે બની પણ જશે પૂર્ણ આ અઙ્ગ મ્હારાં*
*સ્નેહાશ્રુથી છલકી ઊઠશે હેતના એ કિનારા,*
*સૌએ કહેશે અવતરી અહીં 'લક્ષ્મી' તો 'ના' કહીને*
*માડી જોશે અવતરી રહ્યું સોણલું દેહ લૈને.*

*રૂપાકારો હજી ધરી રહ્યા ઓષ્ઠ ન્હાના સુચારુ*
*વેરન્તા એ અનુભવી રહ્યા ધન્યતા હાસ ન્યારું,*
*વચ્ચે વચ્ચે અધીર બનતી ને ફરી ધીર ધારું,*
*થાશે મ્હારાં કઈ કઈ રીતે સ્વાગતો હું વિચારું.*

*ત્યાં તો આવ્યાં ધ્વનિકિરણ ને લૈ ગયા કૈંક વાતો*
*જાણે મ્હારો તૂટી-તૂટી રહ્યો માતની સઙ્ગ નાતો.*

**–મનોજ્ઞા દેસાઈ**

માતા અને શિશુનો સમ્બન્ધ દિવ્ય છે, અનેરો છે, અનુપમ છે. માતા શિશુ પ્રત્યે પોતાની વત્સલતા પ્રકટ કરતી તેવી ઘણી કાવ્યરચના ગુજરાતી સાહિત્યમાં મળી આવશે પરન્તુ જેણે આ પૃથ્વી પર અવતરણ પણ કર્યું નથી તેવી ગર્ભસ્થ બાળકીની મા પ્રત્યેની લાગણી નિરૂપતું આ સૉનેટ અપૂર્વ અને વિશિષ્ટ છે.

માતા વિશે વાત કરવાની આવે ત્યારે ભલભલાની ઉપકારવશ છાતી ને આંખો ભાવભીની થઈ જતી હોય છે. તેઓ માના વાત્સલ્ય અને ઉપકારો વિશે છેવટે આટલું જ કહી શકે કે–

*તેરી સૂરત સે કિસી કી નહીં મિલતી સૂરત*
*હમ જહાં મેં તેરી તસવીર લિયે ફિરતે હૈં*

મા! ત્હારા મુખ પર કયારેય મુખવટો હોતો નથી. તું અને ત્હારો દૈવી પ્રેમ સ્ફટિક-શાં નિર્મળ હોય છે. ત્હારો તેજસ્વી ચહેરો અનન્ય છે. અમે ત્હારી છબિ લઈને વિશ્વમાં ફરીએ છીએ પણ ત્હારા દૈવી ચહેરા સદૃશ અમને કોઈનો પણ ચહેરો જણાતો નથી. તું અનુપમ છે. અહીં તો એવાં દશ્યો જોવા મળે છે કે–

*ચહેરે કા નકાબ હો ગઈ દુનિયા,*
*આંખો કા હિસાબ હો ગઈ દુનિયા!*

આ ઐશ્વર્યલોકમાંથી ફૂંકાતો દિવ્ય પવન છે અને આપણે છીએ સુગંધ. આપણું અસ્તિત્વ મા વિના સંભવિત જ ન હોત. છાસવારે માને છાતી કૂટાવતા કપૂતોને એટલે જ કોઈએ કહ્યું છે:

*ખુશ્બૂ કો ફૈલને કા બહોત શૉખ હૈ મગર*
*મુમકિન નહીં હવાઓ સે રિશ્તા કિયે બગૈર*

ખેર. માની અને દુનિયાની વાતો લઈ બેસીશું તો આપણે ક્યાંના ક્યાંય પ્હોંચી જઈશું. એટલે એ જ બહેતર છે કે આપણે પાછા વળીએ ને સુશ્રી મનોજ્ઞા દેસાઈના વહાલા લાગે તેવા આ સૉનેટની વાત પર આવીએ.

હજુ અજન્મા – માતાના ઉદરમાં છે એવી બાળકી માતા પ્રત્યે સગાઈના શ્લોકો ઉચ્ચારતી કહે છે:

*મારી માની કુમળી કલિકા બાલિકા હું સુહાતી*
*ક્યારે ભેટું સુરભિ ઝરતી માતની દિવ્ય છાતી*

હું મારી માતાની વેલ પર ઊગેલી કુમળી કળી જેવી બાળકી છું. મને ઉતાવળ છે કે મારી માતાની દિવ્ય સુરભી ઝરતી છાતીને ક્યારે ભેટું ને ક્યારે એના અમૃતકુંભમાંથી માના અમૃતરસ સમા પ્રેમનું પ્રાશન કરું... હું કળી છું પિતાનો લાડકો પ્રેમ એ જ મારી સૌરભ. વહાલથી તરબોળ પિતાના બલિષ્ઠ હાથોમાં ક્યારે હું ઝૂલીશ ને જગતનાં દુરિતો સામે સુરક્ષિતતાનો અનુભવ કરીશ – આવું પૂછતાં મારાથી મલકી ને છલકી જવાય છે.

હું માતાની ગોદે કોઈ ધન્ય ક્ષણે જન્મ લઈશ. પછી ધીરે ધીરે મારાં કુમળાં કુમળાં, ગુલાબના ગોટા જેવાં ગાત્રો પાંગરશે ને મારા શરીરનો યોગ્ય અને દેખાવડો ઘાટ ઘડાશે. એ જોઈજોઈને પરમ વત્સલ માતાપિતાનાં નેત્રો હર્ષાશ્રુથી છલછલી ઊઠશે. પછી તો મને જોવા લોક ઊમટશે. એ ભેળાં થયેલાં સ્વજનો હરખઘેલી માને વધાઈ આપશે–

*સૌએ કહેશે અવતરી અહીં 'લક્ષ્મી'*
*તો ના કહીને*
*માડી જોશે–*
*અવતરી રહ્યું સોણલું દેહ લૈને...*

મને જોવા ટોળે વળેલા લોકો મારા માટે ઉદ્‌ગારો કાઢશે – 'લ્યો, ઘેર લક્ષ્મી પધાર્યાં!' ત્યારે મા કહેશે 'ના' એટલું જ બોલશે ને મનમાં એ દીકરી પર ઓવારી જતાં સૌને કહેશે – 'આ દીકરી તો મારું દેહ લઈને જન્મેલું મૂર્તિમંત સોણલું છે!'

હજુ મારાં અંગો રૂપ અને ઘાટ ધરી રહ્યાં છે, માના ગર્ભમાં. મારા ઓષ્ઠનો ઘાટ પણ હજુ તો પૂરો ઘડાયો નથી. તોય હોઠ ધન્યતાની લાગણીથી મલકી રહ્યા છે કે માની છાતીનું અમૃતપ્રાશન થશે. પૃથ્વી પર અવતરણ કરવાનો અનુભવ કેવો હશે એ જાણવા માટે હું ઘડીઘડી અધીર બની જાઉં છું ને વળી પાછી વિચારું છું: પૃથ્વી પર મારા જન્મને કેવી કેવી નજરે જોવાશે ને મારાં કઈ કઈ રીતે સ્વાગતો થશે? કોઈ થાળી વગાડી જગતને વધાઈ દેશે કે દીકરી પધારી છે. તો કોઈ વળી મુખ મરડીને કહેશે – 'અરેરે, દીકરી જન્મી? બાઈ બિચારી ભાગ્યશાળી નથી. નહીં તો દીકરીને બદલે દીકરો ન અવતર્યો હોત!' સમાજમાં હજુ દીકરી જન્મે એ બનાવની અવહેલના પ્રગલ્ભતાપૂર્વક કરનારાં ઓછાં નથી. અહીં તો ખુદ સ્ત્રી જ સ્ત્રીના જન્મને તિરસ્કૃત નજરે જુએ છે તે કેવી મોટી કરુણતા છે!

સ્ત્રીએ શું જિંદગીભર મહેણાંટોણાં ખાઈખાઈને, જાત ઘસી નાખીને, હૃદયના ભાવો હૃદયમાં જ ધરબી રાખીએ, ગોલીપાં કરીકરીને જીવન પૂરું કરવાનું? શું એણે એમ કરવાનું કે–

*યે જિન્દગી હૈ યહાં રન્જ સે ભી ક્યા હાસિલ?*
*હમેં તો દેખો કિ હમ ઝખ્મ-ઝખ્મ હસતે હૈં'*

પોતાના પૃથ્વી પરના અવતરણની પળે અજન્મા ગર્ભસ્થ બાળકી શું કહે છે? હું મા વિશે, પિતા વિશે, મારા જન્મટાણે થનારા મ્હારા વિવિધ પ્રકારના 'સ્વાગત' વિશે વિચારું-વિચારું...

*ત્યાં તો આવ્યાં ધ્વનિકિરણ ને લૈ ગયાં કૈંક વાતો.*
*જાણે મ્હારો તૂટી-તૂટી રહ્યો માતની સંગ નાતો.*

હું વિચારતી જ રહી કે હું હજુ ગર્ભસ્થ છું. પણ એક દિવસ માની ગોદમાંથી છૂટી પડીને પૃથ્વી પર અવતરિત થઈશ. માતાથી મારો સમ્બન્ધ-વિચ્છેદ થઈ જશે. મ્હને વસમું લાગ્યું કે મ્હારો નાળ-સમ્બન્ધ કપાઈ જશે. પછી?

દીકરી તો પારકી થાપણ કહેવાય છે. વયસ્ક થઈશ ત્યારે મ્હારાં લગ્ન ગોઠવી દેવાશે ને ઘરમાંથી વિદાયની કરુણમઙ્ગલ વેળા આવશે ત્યારે મ્હારી માતાને પોતાની ગાંઠમાંથી સઙ્ઘરેલું રતન છિનવાઈ રહ્યું હોવાની કારમા દુઃખની અનુભૂતિ થશે. મ્હને થાય છે કે હું જન્મીશ તે જ ક્ષણથી મ્હારા માતા સાથેના અતૂટ નાતાના વિચ્છેદની શરૂઆત થઈ જશે. શું હું જન્મીશ દુનિયાદારીની ભીડમાં ખોવાઈ જવા? મ્હારા આ વલવલતા પ્રશ્નનો જવાબ મ્હને જુદી જ રીતે મળ્યો!

હું વિચારતી હતી તે ક્ષણે મ્હારા ગર્ભસ્થ દેહને 'સોનોગ્રાફી' કરતા મશીનમાંથી નીકળતાં ધ્વનિકિરણો ઢંઢોળતાં, ચૂંથતાં ને પરીક્ષણ કરતાં હતાં કે હું દીકરો છું કે દીકરી?

એ ક્ષણે મને ભયંકર આંચકો લાગ્યો કે શું હું દીકરી હોઉં તો મ્હારાં મા-બાપને સ્વીકાર્ય નહીં હોઉં? આ વીજકડાકા જેવો પ્રશ્ન ખાબકતાં મ્હારા અને માતા વચ્ચેના અતૂટ રિશ્તા પર ઊભી તિરાડ પડી ગઈ. ગર્ભમાં ને ગર્ભમાં જ હું માતાની પરાઈ બની ગઈ. મ્હારો માતા સાથેનો સમ્બન્ધ એ ક્ષણે જ જમીનદોસ્ત થઈ ગયો. માતાથી નાતો તૂટવો એટલે શું – તે કરુણાન્ત વાત સહૃદય ભાવકોને સમજાવવાની જરૂર છે ખરી?



# અવલોકન

## શબ્દનો લહાવો લૂંટાવતી ગઝલો

### એસ.એસ. રાહી

('પગેરું (ગઝલસઙ્ગ્રહ), પ્રફુલ્લ નાણાવટી, પ્રકાશક: મિલન સંસ્થા, જૂનાગઢ, પ્રથમ આવૃત્તિ: ૧૯૯૭, પૃ. ૧૩૬, મૂલ્ય રૂ. ૬૦.)

ગુજરાતી ગઝલના નકશામાં જૂનાગઢનું નામ છેલ્લા ચારેક દાયકાથી વિશેષ જાણીતું અને માનીતું બન્યું છે. રુસ્વા મઝલૂમી, મનુભાઈ ત્રિવેદી 'ગાફિલ', બરબાદ જૂનાગઢી જેવા પરમ્પરાના ગઝલકારોએ જૂનાગઢમાં ગઝલસાધના કરી હતી. તે પછી ગુજરાતી ગઝલને વળાંક આપવામાં મનોજ ખણ્ડેરિયા અને રાજેન્દ્ર શુક્લ જેવા પ્રતિષ્ઠિત ગઝલકારોએ ઐતિહાસિક પ્રદાન કર્યું છે તેનાથી ગઝલપ્રેમીઓ પરિચિત છે. શ્યામ સાધુ, જવાહર બક્ષી, વીરુ પુરોહિત, પ્રફુલ્લ નાણાવટી, સુરેન ઠાકર – મેહુલ, ગોવિંદ ગઢવી, ઉર્વીશ વસાવડા જેવા ગઝલકારો સર્જન કરી રહ્યા છે. આજે વાત કરવી છે જૂનાગઢના જ એક ગઝલકાર પ્રફુલ્લ નાણાવટીના ગઝલસઙ્ગ્રહ 'પગેરું'ની.

પ્રફુલ્લભાઈ (જન્મ: ૫ સપ્ટેમ્બર, ૧૯૩૦)એ કૉલેજકાળ દરમિયાન કાવ્યસર્જનનો પ્રારમ્ભ કર્યો હતો. ત્યાં ૧૯૬૨માં રુસ્વા મઝલૂમીની આગેવાની હેઠળ 'મિલન' નામની સંસ્થા જૂનાગઢમાં શરૂ થઈ. તે પછી 'ગાફિલે' પણ જૂનાગઢમાં નિવાસ કર્યો. આમ મ્હોટા ગજાના ગઝલકારો પાસેથી પ્રફુલ્લભાઈને ગઝલશાસ્ત્ર શીખવાનો વ્યવસ્થિત મોકો પ્રાપ્ત થયો. આ પછી તેઓ અચ્છા ગઝલસર્જક તરીકે નીવડી આવ્યા. મ્હને બરાબર યાદ છે ત્યાં સુધી 'રે મઠ' – અમદાવાદ દ્વારા 'ગઝલ ઉસને છેડી' નામનું ગઝલ સમ્પાદન ૧૯૬૯માં પ્રસિદ્ધ થયું હતું તેમાં તેમની ચારેક આધુનિક ગઝલો સમ્પાદિત કરાઈ હતી.

'પગેરું' તેમની ૧૦૮ ગઝલોનું ચયન છે. ઓછામાં ઓછા ૩ શે'રથી માંડીને ૭ શે'ર સુધીની ગઝલો તેમણે પરિચિત બહરમાં લખી છે. ટૂંકી બહરમાં કેટલીક ગઝલો મળે છે. જ્યારે પ્રલમ્બ બહરમાં તેમણે ઓછું ખેડાણ કર્યું છે. તેમની ગઝલસર્જન વિશેની કેફિયત અને લાક્ષણિકતાઓ પ્રગટ કરતા શે'ર 'પગેરું'માંથી મળી રહે છે:

*મ્હારી ગઝલની એ જ તો વિશેષતા રહી.*
*શબ્દો બધા સરળ ને વળી પ્રાસમાં ત્હમે.*

*

*સીમાઓનાં બન્ધન નથી મેં સ્વીકાર્યાં,*
*અનાદિનાં સ્પન્દન છે મ્હારી ગઝલમાં.*

*

*આંસુઓ ખૂટી ગયાં'તાં એટલે,*
*મ્હેં ગઝલનો ધોધ વરસાવ્યો હતો.*

લાઘવ અને સઙ્કેત તો ગઝલનું ઘરેણું છે. બે પંક્તિ(મિસરા)ના શે'રમાં એક વિચાર કે ભાવને ઠાંસી-ઠાંસીને ભરવામાં આવે છે છતાં તે શે'ર રમ્ય અને મુલાયમ બની રહે છે. સફળ ગઝલકાર પાસે આ પ્રકારની કળા હસ્તગત હોય છે. જુઓ આ બન્ને શે'ર:

*જોકે મઢુલી છે બહુ ન્હાની,*
*પ્રીતનું પહોળું પાથરણું છે.*

*

*પનઘટ પર આ શું ઉભરાણું,*
*હેલ મહીં ના હેત સમાણું.*

'પનઘટ' અને 'હેલ'નો સન્દર્ભ આકર્ષક લૅન્ડસ્કેપ રચી આપી શે'રની નજાકતમાં વિશેષ ઉમેરો કરે છે. સઙ્કુલ ભાવને વ્યક્ત કરવાનું કામ પડકારરૂપ

છે તે અહીં જોઈ શકાય છે.

તેમણે લાંબી બહરમાં ઓછું કામ કર્યું હોવા છતાં પ્રલમ્બ રદીફ પરનો તેમનો કાબૂ કેવોક છે તે દર્શાવતા શે'ર જુઓ:

*અમે ઊતર્યા હજુ પહેલું પગથિયું ત્યાં જ તો મનમાં,*
*પ્રતીતિ થઈ કે નવઘણ સાથ અમેયે ક્યાં જઈ ઊભા.*

*

*સરળ શબ્દોનો સથવારો મ્હને ક્યાં લઈ ગયો અન્તે,*
*વધુ પડતી નિકટતામાં બહુ તકલીફ પહોંચી છે.*

'અમેયે ક્યાં જઈ ઊભા' અને 'બહુ તકલીફ પહોંચી છે' જેવા રદીફ શે'રના ભાવ સાથે ઓતપ્રોત થઈ ધારી અસર ઉપજાવે છે.

ઇશ્કે મિજાજી અને ઇશ્કે હકીકી ઉપરાન્ત ઇશ્કે હયાતી એટલે કે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાનો પ્રેમ અને એ પ્રેમ નિમિત્તે ઊભો થતો સઙ્ઘર્ષ પણ તેમની ગઝલોમાં મુક્ત રીતે આલેખાયો છે :

*એક પણ પાનું હુકમનું છે નહિ,*
*હું ઊભો છું સાવ સંકેલી મ્હને.*

આજના માણસ પાસે સઙ્ઘર્ષનો સામનો કરવા માટે કોઈ ઓજાર કે હથિયાર નથી. તે નિહત્થો છે. અકસ્માતે ઊભી થતી રોજિન્દી પરિસ્થિતિ સામે માણસ લડી લડીને થાકી ગયો છે, હાંફી ગયો છે તે વાતનું આ શે'રમાં ઉચિત આલેખન થયું છે.

ગઝલકાર પાસે પોતાની રઙ્ગીન સૃષ્ટિ હોય છે. એ સૃષ્ટિમાં તે રાચતો હોય છે અને કલ્પનાવિહાર કરતો હોય છે. આ ગઝલકાર રઙ્ગીન તબિયતના માલિક છે. તેમના મિજાજમાં રઙ્ગીન અને કવિસહજ ખુમારી છે તે દર્શાવતા શે'ર પણ મળે છે તે જુઓ:

*અગર એક તાળી મળી જાય મીઠી,*
*પછી કોણ માગે ચબરખી કે ચિઠ્ઠી.*

*

*શૂળની વેદના તો હું સાંખી શકું,*
*ફૂલ ફેંકી વગાડે તો હું શું કરું?*

આ ગઝલકારે ગઝલની બન્ધાઈ ગયેલી પરમ્પરામાં રહીને કામ કર્યું છે. પ્રવાહિતા, રવાની જેવા ગુણો પણ તેમની ગઝલોમાં સ્થાન પામ્યા છે. તો તેમની ગઝલના વિષયો અને સંવેદનો ઝાઝે ભાગે પરમ્પરિત, ચીલાચાલુ અને રૂઢ રહ્યા છે છતાં થોડીક ગઝલોમાં તેમણે જે ભાવાભિવ્યક્તિ સાધી છે તેમાં આધુનિક દૃષ્ટિકોણ કેવો ભળ્યો છે તે જુઓ:

*તડકો કિનારે એ જ વિચારે ચડી ગયો,*
*શોભે છે કેવો રાતનો ઉત્સવ તળાવમાં.*

*

*ફફોળી લ્યો ખૂણેખૂણો,*
*લગભગ ઘરને લાગ્યો લૂણો.*

*

*જમ્પી ગયાં છે કૈંક કબૂતર કુમાશનાં*
*કોઈ પુરાણ વાવની તરસીલી પાળ છું.*

ગઝલમાં અંદાઝે-બયાં(રજૂઆતની ખૂબી)નું ખૂબ ઊંચું મૂલ્ય છે. શાયરને જે કહેવું છે તે કહેવાનો પોતાનો અલાયદો દૃષ્ટિકોણ અને આગવો મિજાજ હોવો જરૂરી છે. આ ગઝલકાર કેટલીક ગઝલોમાં આ ઉપક્રમ જાળવી શક્યા છે. તેના સમર્થનમાં આ શે'ર જુઓ:

*કેમ થાશે જાતરા ચક્ષુ વિના,*
*કોઈને ખમ્ભે અહીં કાવડ નથી.*

ગઝલકાર પોતાની ગઝલમાં જ્યારે પોતાની અઙ્ગત વ્યથા (ગમે જાનાં) ઠાલવતો હોય છે ત્યારે ખરેખર તે પોતાની અઙ્ગત વ્યથા ન રહેતાં તે વૈશ્વિક સંવેદન (ગમે દૌરાં) બની રહે છે. આવી વ્યથાનાં વિવિધ રૂપો સઙ્ગ્રહમાંથી ઉપલબ્ધ થાય છે:

*અગર એકાદ વેળા પણ તમે મૃગજળને પી જોજો,*
*ઘણી વેળા અમે મૃગજળ થકી તૃષ્ણા છીપાવી છે.*

*

*કાલ સુધી આંખની કીકી હતો,*
*આજ કણાની જેમ કાં ખૂંચું હવે!*

ભૂતકાળની સ્મૃતિઓને વર્તમાનમાં તેઓ વાગોળે છે ત્યારે સુન્દર ચિત્ર ખડું થાય છે. જુઓ આ શે'ર:

*એટલે તો એ તરફ નીકળ્યો નહિ,*
*યાદ આવે છે જૂની ડેલી મ્હને.*

કલ્પનાનું નાવીન્ય અને મૌલિકતા કવિતાનું મહત્ત્વનું અઙ્ગ ગણાય છે. આ વાતની સાબિતી નીચેના શે'રમાંથી મળી રહે છે:

*ઓરડાઓ કાન દઈને સાંભળે,*
*આપવીતી ગાય છે તારીખિયું.*

ભીંત પર ટાંગેલા કેલેન્ડરના ડટ્ટામાંથી તારીખો રોજ સવારે ફાટતી જાય છે તેમ માણસના જીવનમાંથી દરરોજ એક દિવસ ઓછો થતો જાય છે આ કડવી અને સાચી વાસ્તવિકતાને અભિવ્યક્ત કરવા આ કુશળ ગઝલકારે તારીખિયાનું પ્રતીકાત્મક આલેખન કરી શે'રને અનોખો રઙ્ગ આપ્યો છે.

તેમની ગઝલોમાં ક્યાંક વિચારસૌન્દર્ય પણ ઝબકાર કરી જાય છે:

*પાસાં ઉપર પ્રભુત્વ નથી કોઈનું અહીં,*
*શું જીત કે શું હાર મુકદ્દરની વાત છે.*

ભાગ્યનું ચક્ર સતત ફર્યા કરતું હોય છે. તેના પર કોઈનો કાબૂ કે ઇજારો હોતો નથી. યુદ્ધમાં કોનો વિજય થશે, કોણ પરાજિત થશે તેની ક્યાં કોઈને ખબર હોય છે! 'મુકદ્દરની વાત છે' જેવા જાણીતા રદીફ પર કામ કરવું સહેલું છે પણ આવા રદીફ વડે શે'રને મૌલિકતા આપવી અને નોખો મિજાજ આપવો એ થોડું અઘરું છે.

શે'રની ઇબારતને ધારદાર બનાવવા, ભાવકના સંવેદનને ઝણઝણાવવા અને સમસંવેદનનો સેતુ રચવા માટે ગઝલકારે કહેવતો, રૂઢિપ્રયોગો અને બોલચાલની ભાષાને ખપમાં લઈ સુન્દર કામ કર્યું છે તે જુઓ:

*કદીયે મુખ પરથી આંકજો ન કોઈની કિંમત,*
*તમાચા ખાઈને સહુ આંહીં રાતા ગાલ રાખે છે.*

*

*થાક જનમનો લાગ્યો એવો,*
*ગીત વધારે ગવરાવો મા.*

*

'પગેરું'ની ગઝલોની સિદ્ધિઓ અને ગુણો દર્શાવ્યા પછી તેમની ગઝલોમાં પ્રથમ નજરે દેખાતી ઊણપો વિશે થોડું કહેવાનું મન થાય છે. આ સઙ્ગ્રહમાં 'સાકી', 'મ્હારી ગઝલમાં', 'ન્હોતી ખબર' જેવા જાણીતા રદીફો પરની ગઝલો પ્રાપ્ત થાય છે. આ રદીફો પર આ પૂર્વે પરમ્પરાના નામી શાયરોએ કામ કર્યું છે. પરન્તુ આ ગઝલોમાં એવું બારીક નકશીકામ થયું જણાતું નથી. કેટલીક ગઝલો સાવ અભિધામાં; સાદા વિધાનમાં સરી પડી છે. તેમાં અભિવ્યક્તિનો કોઈ ઉન્મેષ જણાતો નથી. કેટલીક ગઝલો ભાવના પુનરાવર્તનથી બાકાત રહી શકી નથી. શે'રની બે પંક્તિમાં જે વાત કરવાની છે તે પૂરેપૂરી રજૂ થઈ શકી નથી, તેમાં અધુરપ રહી ગઈ છે તેવું પણ ક્યાંક ક્યાંક ધ્યાન પર આવ્યું છે.

છતાં 'પગેરું'ની આ ગઝલોમાં તેમના ગઝલસર્જનના ચાર દાયકાનો પરિપાક છે. તેમની ગઝલસાધનાને સલામ.

# ચપટી વગાડતાં જ ચોંટાડે!





જાદૂ જ જોઈ લો જાતે. મજબૂત ચોંટાડે-ક્ષણ માત્રમાં અને જોઈએ માત્ર એક ટીપું

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ મોટા ભાગનાં પ્લાસ્ટિક, રબર, ઍક્રિલિક, ચિનાઈ માટીનાં વાસણ, સિરૅમિક, ધાતુ અને લગભગ બધી જ વસ્તુઓ ચોંટાડે એવી શક્તિશાળી ફૉર્મ્યુલા.

ફેવિક્વિક-વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ વાપરો અને જાતે જ અનુભવો જગતના સૌથી વધુ ઝડપથી ચીટકાવતા એડ્હેસિવનો જાદૂ.

ફેવિક્વિક. તરત જ ચોંટાડે, લાં...બુ ટકે.

ફેવિક્વિકથી તમારી આંગળીઓ પણ ચોંટી જાય.

સાવચેતીપૂર્વક વાપરશો.




**વન-ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ**

® ફેવિક્વિક પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિ.,
મુંબઈ ૪૦૦ ૦૨૧નો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે–

જે **ફેવિકોલ** બ્રાન્ડ એડ્હેસિવ્ઝ બનાવે છે.